

# અવસ્તાના જવાહીરો

તથા

# અન્ય ધર્મોની સરખામણીઓ.



પુસ્તક પહેલું.



રચનાર:

ફરેદુન કેરશાસ્પ દાદાચાનજી, બી. એ., એલ. એલ. બી.

સોલીસીટર.



પ્રગટ કરનાર:

ઇરાન લીગ.

શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર

ધાર્મિક સાહિત્ય હારમાળા.

ઇ. સ. ૧૯૨૮. યજદજર્દી ૧૨૯૭.

**પ્રગટ કરનાર:**

કયખુસરો અર્દેશીર રીટર,
સેક્રેટરી, ઈરાન લીગ,
૪૮, નાનાભાઈ લેન, કોટ,-**મુંબઈ.**

**છાપનાર:**

હોશંગ તેહમુરસ અંકલેસરીઆ,
ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ,
નં૦ ૧, પારસી બઝાર સ્ટ્રીટ, કોટ,-**મુંબઈ.**

—:o:—

**કીંમત રૂ. ૩-૮-૦**

# અનુક્રમણીકા.



———

## માજદયસ્નની અને જરથોશ્તિ આબીદો અને સંતો.

## ભાગ બીજો.

## જરથોસ્તી દીનના રૂહાની (આધ્યાત્મિક) વિષયો.

## શેઠ પેસ્તનજી દોસાભાઇ મારકરનું

### જરથોસ્તી ધાર્મિક સાહિત્ય હારમાળાનું

### પહેલું આ પુસ્તક

### ઇરાન લીગે પ્રગટ કર્યું છે.

શેઠ પેસ્તનજી દોસાભાઇ મારકર, જેઓ ઇરાન લીગનાં એક "પેટ્રન" છે અને જેઓએ કેળવણીની અનેક સંસ્થાઓ મોટે ખર્ચે ઇરાનમાં ઉભી કરી છે, તેઓએ એક સાહિત્ય ફંડની સ્થાપના "ઇરાન લીગ" હસ્તક કરી છે, જેની નેમો નીચે પ્રમાણે છે:—

૧. જરથોસ્તી દીનની બુલંદી અને ચઢીયાતાપણું દેખાડનારી કેતાબો બાહેર પાડવી;

૨. ઇરાનની કદીમ તવારિખ, સાહિત્ય, ફીલસુફી અને સુધારા દર્શાવનારૂં સાહિત્ય બાહેર પાડવું, અને તેનો ઇરાન ઉપરાંત હિન્દમાં પણ ફેલાવો કરવો. (ભાષાનો બાધ રાખવામાં આવ્યો નથી.)

# પ્રસ્તાવના.



પરમ પવિત્ર, સૃષ્ટિ કર્ત્તા અહુરમજદની સહાયતાથી, જે કાર્ય ૧૬ વર્ષ ઉપર શરૂ કર્યું હતું, તે હાલ પુરૂં થયું છે. 'અવસ્તાના જવાહીરો' લખવાને લગભગ ૧૬ વર્ષ ઉપર આ લેખકને કારણ મળ્યું હતું. ઇંગ્રેજીમાં 'Light of the Avesta and the Gathas' નામનું એક પુસ્તક લખીને એક વિદ્વાન અને જાણીતા અથોર્નાન ભાઇને તેની પુસ્તક–પરીક્ષા લેવા આ લેખકે આગ્રહ કર્યો હતો. તેનો આ વિચીત્ર ઉત્તર મળ્યો કે "ભાઇ, જરથોશ્તિ ધર્મ સાહિત્યમાં, Sermon on the Mount એટલે ઇસુ ખ્રિસ્ત સાહેબના શીખર ઉપરથી આપેલા ઉપદેષ જેવા ઉંચ નૈતિક વિષયો કયાં મળે છે?" જ્યારે યુનીવર્સિટીની ડીગ્રી ધરાવનાર, એક કાલી પાઘડીવાળા આ અથોર્નાનનો ધર્મ સાહિત્ય પ્રત્યે અભિપ્રાય આવો ટુંક ભંડોળ્યો હોય, તો બીજા ઇંગ્રેજી ભણેલા પણ ધર્મથી અજ્ઞાન જરથોશ્તિઓની કેવી દશા હોવી જોઇએ, એ અનુમાન સહેજે કાઢીને, એનો ઉપાય કરવાને અમને પ્રેરણા થઇ. તે ઇલાજ આખી અવસ્તા વાણીનો અધ્યાત્મિક, નૈતિક અને ભક્તિભાવનો બોધ જરથોશ્તિઓ અને જગત આગળ ધરીનેજ પૂર્ણ રીતે થઇ શકે. તેવો પ્રયાસ અત્રે કરવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં જરથોશ્તી રૂહાની અથવા અધ્યાત્મિક (Spiritual) અને નૈતિક (Moral) ફીલસુફી ઘણીજ બારીકીથી અને બને એટલી પૂર્ણતાથી દર્શાવવામાં આવી છે. તેનું તોલ કરવાનું હવે સુજ્ઞ વાંચકની અધ્યાત્મિક અને મન શક્તિ ઉપર રહેશે.

સામાન્ય રીતે સર્વથી પુરાણા કાળમાં આર્યન પ્રજાએ અને ચીનની અને ઇજીપ્શયન પ્રજાઓએ જગતનો ઉદ્ધાર કર્યો હતો. પ્રાચીન કાળમાં કોઇ ઉત્તરના વિભાગમાં આર્યન પ્રજાઓ વાસો કરતી હતી. ત્યાંથી ઘણે લાંબે કાળે તેઓ દક્ષીણ ભણી ઉતરી આવી, અને તેઓ સઘળી એક વેળાએ એકજ ધર્મનું પાલન કરનાર હતી, એમ જણાય છે. એ આર્યનોમાં મતભેદ પડવે એક ભાગ 'ઇરાન' દેશ તરફ અને બીજો 'આર્ય વર્ત' અથવા હિન્દુસ્તાન તરફ નીકળી ગયો. તેમના મૂળ ધાર્મિક સિદ્ધાંતો બદલાયા હોય એમ જણાતું નથી; જો કે તેમના ધર્મનું સ્વરૂપ અને તેમની મનોવૃત્તિ જુદી હોવાથી, તેઓ બીજી દીશાઓમાં જુદા પડી ગયા. 'ઇરાની'ઓ માઝદયસ્ની ધર્મના અનુયાયીઓ રહ્યા; જ્યારે હિન્દુઓની ધાર્મિક માન્યતાઓ અનેક થઇ ગઇ, જેમાં વેદાન્ત સર્વોપરી ભોગવે છે. મોટે ભાગે હિન્દુઓ ૪ વેદો અને શ્રૂતિ સ્મૃતિના માનનારા બન્યા અને મૂખ્યત્વે કરીને તેઓ 'જ્ઞાન'

માર્ગી થયા અને ઇરાનીઓ 'કર્મ' માર્ગી થયા. ઇરાનીઓ માજદયરની એટલે એક ઇશ્વર (મહજ્ઞ) ના પૂંજારીઓ હતાજ, અને તેમના ધર્મના મહાગુરૂ અથવા પેગમ્બર, અષો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબ એકમતે સ્વિકારવામાં આવ્યા છે. તેમણે પોતાના મહાન ધર્મનો પાયો હુમત, હૂખ્ત અને હ્વરસ્ત, એટલે સદ્‌વીચાર, સદ્‌વચન અને સદ્‌વર્તન ઉપર રચ્યો અને જગતમાં ન જણાયેલું, વિશ્વનું જ્ઞાન 'નુસ્કો' મારફતે જગતના કલ્યાણાર્થે ફેલાવ્યું. પેગમ્બરોમાના સર્વથી જુનામાના એક, એ અષો સાહેબ સ્વિકારવામાં આવ્યા છે. કયા કાળમાં એમણે ધર્મોપદેષ દીધો તે નક્કિ કહિ શકાતું નથી. એમનો બહુ પ્રાચીન કાળ હતો એમ જરથોશ્તિઓ માન્ય રાખે છે, જો કે પાશ્ચાત્ય વિદ્વાનો તો કલ્પનાને આધારે, એમને માત્ર ઇસુ ખ્રિસ્તની આગળ ૫૦૦ થી ૧૫૦૦ વર્ષ ઉપર જીવતા હતા એવા ચિતાર્યા છે, જે યુનાની ઇતિહાસ પ્રમાણે સદંતર ખોટું ઠરે છે. યુનાનીઓ એમને પોતાના કરતાં પણ ૬૦૦૦ વર્ષ જુના લેખે છે, જ્યારે ઓછામા ઓછા ૯ થી ૧૦ હજાર વર્ષ ઉપર એમની જગતમાં પધરામણી થઇ હતી, એવી માન્યતા જરથોશ્તિઓ દંતકથાને આધારે રાખે છે. તે ખરેખર વધારે માનવા યોગ્ય છે.

અષો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબ જ્યારે 'ઇરાન'માં ધર્મ ફેલાવતા હતા, ત્યારે પણ 'ઇરાન'માં માજદયસ્નીઓ એટલે એક ઇશ્વર (મહજ્ઞ)ના પૂંજારીઓ હતા, કારણ કે 'ઇરાન' ભૂમી ઉપર, તેમજ કોહન કાળથી ઇરાનીઓના પૂર્વજોને, અનેક ધર્મગુરૂઓ પ્રાપ્ય હતા, જેમની સંખ્યા મોટી હતી. અષો જરથુશ્ત્ર સાહેબે માજદયસ્ની ધર્મની સંસ્કૃત્તિ કરી અને તેને ઉંચ પાએરી ઉપર ચઢાવ્યો અને ત્યારથી તે 'અહુરમજદી જરથોશ્તિ' ધર્મ લેખાવા માંડયો.

અષો જરથુશ્ત્ર મહાગુરૂએ જગતની ઉત્તપત્તિ કેમ થઇ, તેનું પાલન કેમ થાય છે, તેના રૂપોનો નાશ કેમ થાય છે અને થશે, અને છેવટની જડ જગતની અને ફ્રવષી (અથવા આત્મા)ની ગતી શી નિર્માણ થઇ છે, એ સઘળું સવીસ્તર 'નુસ્કો'માં પ્રગટ કર્યું, જે દુર્ભાગ્યે મહાન અને અપૂર્વ જરથોશ્તિ જગત શહેનશાહત અથવા ચક્રવતિ રાજ્યના પડી ભાગવા સાથે, બાળીને ભસ્મ કરવામાં આવ્યાં અને જેમની એકે નકલનો હજી પત્તો લાગતો નથી. આ 'નુસ્કો'નું સાંકળ્યું પહેલવી પુસ્તકોમાં જળવાઇ રહ્યું છે. તે ઉપરથી અનુમાન નીકળે છે, કે રીગ, યજુર, સામ અને આથર્વ વેદ જેવાજ મહત્વના એ લેખો હતા, અને તે દીવ્ય, એટલે

વહીથી[1] અહુરમજદની પાસેથી મેળવેલાં, પૂજ્ય જ્ઞાનને[2] વીષેના લેખો હતાં.

માનવીની સકળ સૃષ્ટિ સાથે ઓળખ કરાવવાનું અને જગતમાં વીચાર, વાણી અને વર્તણુંકને કેવી રીતે દોરવીને અહુરમજદની અનહદ શક્તિ, અપાર જ્ઞાન અને કાયમ સુખ પામી શકાય, એ શીક્ષણ આપવાનું કાર્ય ધર્મ બજાવે છે. ટુંકમાં સૃષ્ટિ અને પ્રાણી માત્ર અને માનવીની ઉત્તપત્તિ, સ્થિતી, વૃદ્ધિ, અને લય, અને ખાસ કરીને માનવીના કર્તવ્યનો ઉપદેષ, ધર્મ દે છે. આ કાર્ય જરથોશ્તિ ધર્મે એવી સંપૂર્ણતાથી બજાવ્યું હતું, કે હજારો વર્ષ સુધી, અષો જરથુશ્ત્ર સાહેબની પાછળના પરંપરા જરથોશ્તિ ધર્મગુરૂઓ અથવા જાયાનશીન જરથુશ્ત્રોતેમાઓએ, મહાભારત જરથોશ્તિ સલતનતના લાંબા કાળો પર્યંત, દુન્યાને ધાર્મિક નેતાઓ પુરા પાડીને, દુન્યાની રૂહાની અથવા અધ્યાત્મિક ઉન્નતિ કરી અને સંભાળી રાખી. જે મહાન ધર્મ શીખાડે છે કે અષોઇ એટલે સત્યતા[3] અને સાત્વિકપણું[4] એ સર્વથી શ્રેષ્ઠ સુખદાઇ સાધન છે અને એજ અપાર સુખ છે, અને એજ અહુરમજદની પોતાની મરજી દેખાડે છે,"[5] જેને આધીનતા મોક્ષદાઇ છે, તેનેથી પર કોઇએ શીક્ષણ હોઇ શકે, એ અશકયજ છે. એ શીક્ષણ કેટલું અગત્યનું છે કે અવસ્તાનાં જે ભણતરો દરેક જરથોશ્તિ નર તેમજ નાર અહોનિશ, ઉઠતાં, બેસતાં, ધ્યાન કરતાં કે ક્રિયા કરતાં ઉચરે છે, તેમાં સર્વથી વધુ વેળાએ એની યાદ અને સ્મરણ થાય છે. તે ટુંક મહા મંત્રો 'અષેમ વોહુ' અને 'અહૂનવર'ના નામથી ઓળખાયાં છે.

સઘળા મૂખ્ય ધર્મો ઇશ્વરજીની ઓળખ કરાવે છે, અને માનવી છેવટે તેમને પામવાને સંપૂર્ણ યોગ્યતા મેળવવાને શક્તિમાન થાય છે, એવો આશાવાદી અને આનંદમય સંદેશો, સર્વ માનવ જાતને પહોંચાડવાને તીક્ષણ આકાંક્ષા ધરાવે છે. એવા પરમ પવીત્ર ધર્મોમાનો એક સર્વથી જુનો, અહુરમઝદી જરથોશ્તિ છે, એટલું જરથોશ્તિઓજ માત્ર અંધ શ્રદ્ધાથી માની ન લે, પણ ખરેખર પૂર્ણ બહારમાં આવેલી મન અને બુદ્ધિથી સમજી શકે, અને વળી અન્ય ધર્મોના અનુયાયીઓ, જેઓ એ ધર્મને તેના ટુકડા રૂપી રહિ ગયેલા લેખો ન સમજવાને

૧. Revelation.

૨. सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते (ભગવદ ગીતા ૪-૩૩.)

હે પાર્થ! સઘળા કર્મોનું છેવટ "જ્ઞાન"જ છે. એટલે જગતમાં જે પણ સત્કર્મ કરો તેમાંથી છેવટે બૌધંગ, ઉરવન અને ફ્રવષીનો પ્રકાશ, જે જ્ઞાન કેહવાય, તે પ્રાપ્ત થાય છે.

૩. Truth. ૪. Purity, Virtue, Ashoi. ૫. જુવો અહૂનવર.

લીધે, હજી સુધી ફળી શકયા નથી, તેઓ પણ એને માન અને સત્કારથી સ્વિકારે, એવા હેતુથી આ ગ્રંથમાં ભિન્ન, ભિન્ન વીષયો, વિસ્તીર્ણ સમાવ્યા છે. એ ગ્રંથના અધ્યયન અને અભ્યાસ ઉપરથી દરેક જરથોશ્તિ અંતઃકરણપૂર્વક રીતે કબુલી શકશે, કે એવા મહાન ધર્મમાં અવતરવા કેડે, તેણે માત્ર તેજ ધર્મનું પાલન કરીને, સદ્ગતી, સ્વર્ગ અને અષો અહુરમઝદની ભેટને માટે પ્રયત્ન કરવાનો છે. એજ ધર્મ તેને મોક્ષ પદે, ગરોનેમાનના છુટકારા, અપાર વિભૂતિ અને અનહદ આનંદને મેળવી આપશે. વળી એથી ઉલટું, જરથોશ્તિને બીજા ધર્મોદ્વારે તે કીરતારને પામવાની આશા ફળીભૂત થવી બહુ અસંભવીત છે, એટલું યાદ દેવાડવું હાલને સમયે પ્રસંગોપાત જણાય છે.

કારણ કે એકજ અહુરમઝદે આખી સૃષ્ટિ રચી એ નિર્વિવાદ છે. તેજ અહુરમજદે માનવીની પ્રજાઓ જગતમાં જુદે જુદે સ્થળે પેદા કીધી છે. તેજ અહુરમજદે પોતાના મહાજ્ઞાનના બળથી, અનેક વેળાએ, અન્યોઅન્ય ધર્મ સ્થાપકોને પોતાનું જ્ઞાન પ્રકાશ ભિન્ન, ભિન્ન પ્રકારે દઇને, જગદોદ્ધાર માટે સરજ્યા. તે અહુરમજદ અચુક છે. તો તેણે એક જરથોશ્તિને અષો જરથુશ્ત્ર સાહેબના ધર્મમાં જન્મ આપ્યો, તે (જો અહુરમજદ પ્રાણી માત્રનો પાતા અને પ્રેમાળ રક્ષક છે, એમ માન્ય રાખ્યે તો) એટલાંજ કારણ સારૂં હોઇ શકે, કે તે માનવીના પ્રકટીકરણ અને ઉન્નતિને માટે સર્વોત્તમ, તેજ ધર્મ અને સર્વથી ટુંકો તેજ માર્ગ છે. ત્યારે અચુક અને અનહદ જ્ઞાનના ભંડાર અષો અહુરમજદની ભુલ થયેલી સમજીને, જે જરથોશ્તિ નર કે નાર, જરથોશ્તિ ધર્મનો ત્યાગ કરે, તે ધર્મદ્રોહીનું કેવી ભયંકર મોહ જાળમાં ફસાણ થયેલું હોવું જોઇએ, તે સહેલાઇથી સમજાશે.

પણ આ સિદ્ધાંત માત્ર જરથોશ્તિનેજ લાગુ પડતો નથી. તે દરેક ધર્મના અનુયાયી પછી તે હિન્દુ, બુદ્ધિસ્ટ, ખ્રિસ્તી, મુસલીમ કે યાહુદી હોય, તેને એકસરખો લાગુ પડે છે. માનવીનો પોતાની જનેતા માનો, તેણીના માની લીધેલા દોષોને ખાતર, અસ્વિકાર જેટલો કઢંગો, અને અકુદરતી ગણાય છે, તેટલોજ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ, પોતાના જન્મસિદ્ધ ધર્મનો અસ્વિકાર લેખાય છે.[1] માના દોષોને લીધે, કયો વિનયી અને ધાર્મિક પુરૂષ માને છોડીને, બીજી મા ગોતવા ધાય છે? ગમે એવી દોષિત માને પણ ચાહનાર અને નમન કરનાર, સકળ જગતના બંધારણ અનુસાર, આર્ય

---

૧. श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ (ભગવદ ગીતા ૩-૩૫.)

અને સદ્પુરૂષ ગણાય છે; અને તેવીનો પણ તીરસ્કાર કરનાર, રાક્ષસી અને આસુરી લેખાય છે. તેજ પ્રમાણે પોતપોતાના ધર્મને પૂર્ણ શ્રદ્ધા અને હૈયાંથી ચાહનાર હરેક ધર્મનો અનુયાયી, શ્રેષ્ઠ નર અને ભક્ત ગણાય છે. પ્રત્યેક ધર્મમાં જન્મ આપનાર મહજ્ઞ અહુરમઝદ છે, પછી શંકા અને શક શો છે, કે તે ધર્મ હરેક માનવીને માટે નિર્મિત છે, માટે ખરોજ છે.

હવે જરા ઉંડાણમાં ઉતરવાથી ધર્મનો મર્મ કેટલેક પ્રકારે ઉકેલી શકાશે. માનવી જડ (પ્રકૃતિ, અંગ્રેનું[1] સ્વરૂપ) અને ફ્રવષી (આત્મા, સ્પેન્તનું સ્વરૂપ)ના મીશ્રણથી બન્યો છે. જડમાંથી છોડવીને, તેને અપાર શક્તિ, સુખ અને જ્ઞાનમાં ભેલી દેવા માટે બળના કરતાં કળ અને જ્ઞાનની વધુ જરૂર છે. જે જ્ઞાન એ મહાભારત કાર્ય બજાવવાને સામર્થવાન બનાવે તે 'જ્ઞાન' લેખાય છે; બીજું સઘળું 'અજ્ઞાન' છે.[2] એ 'જ્ઞાન'ના સમૂદ્રો ધર્મના મહા ગુરૂઓ થઇ ગયા છે. તેમણે ધાર્મિક જીવન, નિશ્ચલપણે, સાબેત કદમથી પ્રાપ્ત કરવા કાજે જે લક્ષણોની પ્રાપ્તિ અનિવાર્ય જણાવી છે તે ઇમાન–શ્રદ્ધા અને ભક્તિ[3] છે. જ્યારે અનંત ફ્રવષી એ બે પાંખો મેળવે છે, ત્યારે ફ્રવષી અનંત પોકલીમાં કાર્ય કરવાને સમર્થ બને છે.

આના સંબંધમાં થોડાંક ઇરાની ચિત્રો અને કોતરકામો જે વારંવાર આપણે પુસ્તકોમાં જોઇએ છિએ, તેમની તરફ લક્ષ પહોંચાડીશું. સાધારણ રીતે તેમનો અમુક ખુલાસો આપવામાં આવે છે. તેમનો અભ્યાસ કરવે તેમનામાંથી સુંદર પ્રકાશ મળે છે. આ પુસ્તકમાં આપેલાં ચિત્રોની અનુક્રમે અત્રે તપાસ લઇશું.

---

૧. અંગ્રે એટલે સંકોચિત, cabined, cribbed, confined, not liberated.

૨. अध्यात्मज्ञान नित्यत्वम् तत्त्वज्ञानार्थदर्शनम्
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ (ભગવત ગીતા, ૧૩-૧૨.)

રૂહાની જ્ઞાનમાં દ્રઢતા અને તત્વજ્ઞાનની પ્રાપ્તિ એ 'જ્ઞાન' લેખાય છે. બીજું સર્વ 'અજ્ઞાન' સમજવું.

૩. मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ (ભગવદ ગીતા ૧૧-૫૫.)

મારૂંજ કર્મ કરતો, મનેજ સર્વથી શ્રેષ્ઠ ગણતો, સારો ભક્ત, જે અસંગી અને સઘળાં ભૂતો અને પ્રાણીઓ તરફ વેર રહિત છે, તે મને પામે છે.

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ (ગીતા ૧૨-૨.)

મારામાં મન પરોવીને, જેપણ હમેશ મારી સાથે શ્રેષ્ઠ શ્રદ્ધાથી યોગ કરીને, મને ભજે છે, તેજ સર્વથી ઉત્તમપણે મારી સાથે યુક્ત થયા છે.

પ્રથમ માનવી (આદિ-માનવં; આદિ-મન, આદમ) (ગયો-મર્દ).



ચીત્ર નં૦ ૧.

ગયો-મર્દ મોટી પાંખવાળો બન્યો.



મર્દ (માનવી)-(ગાય અને) ગરૂડની વિરૂધ્ધ.



અષો નર-મીનોઇ પાંખવાળો

(ગાય અને સિંહ ઉપર જીત પામેલો.)



ચીત્ર નં૦ ૫.

ફ્રોહર



ચીત્ર નં૦ ૬.

પ્રકટી કરણમાં પડેલું
વૃદ્ધિમાન ફ્રોહર.



ચીત્ર નં૦ ૭.

માનવ ફ્રોહર.



ચીત્ર નં૦ ૮.

ઉંચ (ફ્રેશ્તાઇ) આબીદનું ફ્રોહર.



ચીત્ર નં૦ ૯.

૧. પરસીપોલીસના કોતરકામમાં ગોધો (ગાય) દુષ્ટ અથવા વિરોધી શક્તિ દર્શાવે છે, જેને બાદશાહ (અથવા ખરૂં જોતાં માનવી) લઢીને મારે છે.[1]

માનવીમાં સ્પેનામીનોની શક્તિ (ફ્રવષી રૂપી) અને અંગ્રેમીનોની શક્તિ (હવસ, ક્રોધ ઇત્યાદી જે શરીરમાંથી નીકળે છે તે) પ્રથમ ભેળાયલી હોય છે, તે મનુષ્યનાં મોઢાં અને ગોધાના શરીર સાથનું ચિત્ર દેખાડી આપે છે. એને ગયો મર્દ, પ્રથમ માનવી (આદમ)[2] લેખયો છે.

૨. એજ ગાય-ઓ-મર્દને પાંખ આવેલી જણાય છે, જે રૂહાની અને નૈતિક વૃદ્ધિની બહારની નીશાની છે.

૩. અને ૪. માનવી જ્યારે વીવેક (તમીઝ, discrimination) મેળવે છે, ત્યારે ભલું, ભુડું, શુભાશુભનું ભાન પ્રાપ્ત કરે છે. ત્યારે મનુષ્ય રૂપમાં તે દુષ્ટ વિકારો જે વિક્રાલ, ફાડી ખાનાર, હિંસક ગરૂડ અને સિંહરૂપી છે, તેમની સાથે યુદ્ધ કરતો દેખાય છે.[3]

૫. જ્યારે નર અષો બને છે, ત્યારે એ લઢાઇ બંધ પડી ગયેલી જણાય છે; તેને બે સુંદર પાંખો આવેલી જણાય છે. તેનાં શીર (બ્રહ્મરંધ્ર) ની ઉપર ફુલ દેખાય[4] છે, જે રૂહાની (અધ્યાત્મિક) વૃદ્ધિ દેખાડે છે. ભલે એ ચિત્ર સાઇરસનું ગણો કે કોઇપણ અષો માનવીનું ગણો. બહુ આગળ વધેલા માનવીની તાલકીમાં ફ્રવષીની શક્તિ રહે છે, તે બહારની હોય (અથવા તાજ હોય) એમ દેખાડ્યું છે. ખરૂં જોતાં એ શક્તિ ભિત્તરમાં હોય છે, શીવાય પેગમ્બરોમાં, જેમનામાં તે બહાર દેખાય છે.

**અહે નર્શ અષઓનો ફ્રવષીમ્ યજમઇદે, યો અસ્મોખ્ન્વાઓ નાંમ.** (અહુરમજદ યશ્ત.)

તે અષો ફ્રેરોહરને હમે ભજ્યે છિયે, જે અસ્મો ખ્ન્વન્ત્ નામવાળો હતો (એનું નામ સર્વથી પહેલું ફ્રવરદીન યશ્તમાં છે, તેથી બીજા

---

૧. જુવો કા. દી. કીઆસની કદીમ નક્ષે ઇરાન, પાન ૮૨.

૨. Old Adam (the beast) in man. The cloven hoof. The ape and tiger in man. (Angre-Mino.)

૩. કત્ અષવ મઝ્દ વનત્ દ્રવન્તેમ્, અષવ વનત્ દ્રુજિમ્, અષવ વનત્ દ્રવન્તેમ્ અહો અહુરમજદ ! શું અષો દ્રવંદ(પાપી)ને મારે ? (હા) દ્રુજને મારે, દ્રવંદને મારે છે. (અહુરમજદ યશ્ત ક૦ ૨૮)

૪. બ્રહ્મરંધ્રમાંના સુંદર ફુલના ચિત્રને માટે જુવો Serpent Fire by Arthur Avalon (Mr. Justice Woodroffe).

સર્વ ફ્રેોહરો એના નામમાં સમાઇ ગયાં.)
ફ્રદથાઇ નર્શ અષઓનો,
અષો નરની વૃદ્ધિને માટે. (અહુરમજદ યશ્ત.)

૬. ફ્રેોહર, જે પવિત્ર અહુરમજદનો અંશ છે, તે અમર, અજર છે, તે O કુંડાળાંથી પરખાય છે. તેને સંયમ (સ્વકાબુ) અને સમતા (સુખ, દુઃખ વીગેરેમાં સમાનપણું) છે, તેની નીશાન ꩜ આ છે. અને નીચેની પાંખ, તેની ઉંચ ગતિ દેખાડે છે.

૭. એજ ફ્રેોહર રૂહાની શક્તિ મેળવીને, આગળ વધીને, બે વધુ પાંખો પ્રાપ્ત કરે છે. તે પ્રકટીકરણ કરી રહ્યું છે. 'ફ્રેોહરો જે પરમાત્મા અહુરમજદનાં અંશોનાં બનેલા ફ્રેશ્તા છે, તેઓ જેમ ગેતીની વ્યક્તિ-ઓમાં તેમજ મીનોઇ વ્યક્તિઓમાં પણ મળેલા છે.'[1]

૮. જ્યારે ચિત્ર ૫)માં જણાવેલાં માનવી સાથે 'ફ્રેોહર'નું જોડાણ જીવતાં, જીવત, પૂરહોશથી થાય છે, ત્યારે ચિત્ર ૫)ના પગો અને નીચલો ભાગ ગુમ થએલા અને તેને બદલે એક પાંખ અને બે આરામ કરવાના પાયા જણાય છે. અષોનરનું માનવ ફ્રેોહર, પગને બદલે ત્રીજી પાંખ મેળવે છે; વળી થોભવા માટે નીચલી ત્રીજી પાંખની બાજુમા બે પાયા છે. હાથમાં અમર જીવન અથવા હંમેશગીની O નીશાની છે. કમ્મરની નીચેનો ભાગ ચિત્રો ૧ થી ૫ માં હતો, તે લોપ અથવા ગુમ થયો છે, જે ઇન્દ્રિયજીતપણાની સાબેતી છે. માનવનો કમ્મર અથવા ડુંટીની ઉપરનો ભાગ જે ફ્રેશ્તાઇ છે, તે વૃદ્ધિગત બની, રૂહાની સ્વભાવનો થઇને 'ફ્રેોહર' સાથે જોડાયો છે. માટે અહુરમજદ યશ્તની નીરંગમાં ભણ્યે છિયે કે,

અહેરેમન્ મરોચીનીદાર્ નેગુનમ્ દીવાન્; બર્ બૂદને રસ્તાખીઝ તન્ પસીન્ બીગુમાનમ્.

અર્થ:—નાશ કરનાર અહરેમન (ના હલકા ગુણો કામ, ક્રોધ ઇત્યાદી)ને તથા દૈત્યોને હું હરાવું. રસ્તાખીઝ[2] (ફરીને જીવવા) તથા તનપસીન્ (નવાં શરીરવાળો)[3] થવા વીષે, હું શ્રદ્ધાળુ અને ઇમાનવાળો છું.

વળી તેથીજ અહુરમજદને "બોખ્તાર" પુખ્ત બનાવનાર, પૂર્ણ કરનાર, સિધ્ધિ દેનાર, અને "ફ્રષગર",[4] ફરીને, નવેસરથી બનાવનાર

૧. જુઓ રીસ્તીસ્તાન, એરવદ શહેરયારજી દા. ભરૂચા, પાન ૩૬૮ અને બુંદહેશ.
૨. Resurrection. ૩. જેવું કે ચિત્રો ૮ અને ૯ માં દેખાડયું છે. ૪. Renovator.

લખ્યો છે, એ એનાં ૧૦૦ અને ૧૦૧ માં નામો છે.

માટે ખુરશેદ યશ્તમાં ભણયે છિયે:

**યહ્મી સ્પેન્તા શ્વા મઇન્યૂ ઉર્વએસે જસો.**

અર્થ:–જે છેવટે તારા કલ્યાણકારી મીનો (સ્પેના મીનો)ની સાથે તું આવનાર છે.

**અવદુમ્ બુજેદ દ્રવંદાન્ચ અજ્ દોજખ્, ઓ અવીજેહા વીનારેદ વીસ્પ.**

અર્થ:–છેવટે પાપીઓને દુજખ(દુષ્ટ હસ્તી)થી મુક્તિ મળશે; અને સકળ સૃષ્ટિને ખાલેસીથી સમારશે. (દોઆ નામ સેતાયશને.)

૯. એજ 'ફરોહર' હજી વૃદ્ધિગત પામીને, વીશાળ પાંખો મેળવે છે. તેના હાથમાં રાજ્યદંડ (અથવા યજશ્નેમાં વપરાતી સલીઓ) છે. ફરોહરનો નીચેનો ભાગ યજશ્નેમાં વપરાતા 'માહરૂ'ના જેવો હવે દેખાય છે. તે અર્થસૂચક છે. હવે 'ફરોહર' ગાવ–અંગ્રે–જાનવરી સ્વભાવથી મુક્તિ પામીને, ફરેશ્તાઇ (દૈવિક) પાંખો સંપાદન કરીને, સ્વતંત્રપણે વિશ્વમાં ફરી શકે છે. આ શક્તિની સાથે તે 'આનંદ' અને 'સર્વજ્ઞતા' ને પામે છે.

૧૦. આ ચિત્રમાં નીચે સ્થળ ભૂમી અને માનવીના ૬ વેરીઓથી અંધકારમાં મનુષ્ય ઘેરાયલો દેખાય છે. તે બંધનમાથી મોક્ષ પામવા અને ગરોનેમાનમાં દાખલ થવા માટે, પવિત્ર આતશ (અગ્નિ) અને આતશ-કદેહો (અગ્નિ–આગારો, અગ્યારીઓ), માથ્રવાણી અને નૈતિક અને રૂહાની લક્ષણો છે. અનપેઇમાંથી એ સાધનોને અંગે મુક્તિ પામીને, માનવી ખુરશેદ (હ્વરે ક્ષએત, સુર, ખુર–ક્ષએત, ખુર–શ્વેત) યજદ તરફ ચાલી, ફરોહર તેની અને બીજા યજદોની સહાયતાથી ખીલી (ચિત્ર ના૦ ૯ માં દેખાડયા પ્રમાણે બની)ને, ખુરશેદની મદદથી સતર પાયા, માહ પાયા, અને ખુરશેદ પાયાના સ્વર્ગો પામીને, ગરોનેમાનના છેવટના સર્વોત્તમ સ્વર્ગમાં હમેશને માટે વાસો કરે છે.

ચિત્રના સર્વથી નીચલા ભાગમાં સ્થૂળ ભૂમી (sublunar world) છે. ત્યાં અનપોઇનું વાતાવરણ રહે છે. માટે વારંવાર ભક્ત 'તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ્' એટલે અગ્રેમીનોનો તીરસ્કાર અને હાર થજો, એમ ભણે છે. જ્યારે હુમત, હૂખ્ત અને હ્વરશ્ત પાળે છે, ત્યારે ફરોહરની પાંખો ખુલેલી જણાય કે, અને ત્યારે 'ફ્નઓથ્ર અહુરહે મજ્દાઓ'

(અહુરમજદને હું સંતોષું)ના ભણતરનું યોગ્ય પરીણામ આવેલું લેખાય છે.

**યો યજઇતે હ્વરે યત્ અમેષેમ્ રએમ્ અઉર્વત્-અસ્પેમ, પઇતિશતાતેએ તેમંઘ્રહાંમ્, પઇતિશતાતેએ તેમસ ચિથ્રનાંમ્ દએવનાંમ્, પઇતિશતાતેએ તાયુનાંમ્ચ હજસ્નાંમ્ચ, પઇતિશતાતેએ યાતુનાંમ્ચ પઇરિકનાંમ્ચ, પઇતિશતાતેએ ઇથ્યેજંઘ્રહો મર્ષઓનહે, યજઇતે અહુરેમ્ મજ્દાંમ્, યજઇતે અમેષે સ્પેન્તે, યજઇતે હ્એમ્ ઉર્વાનેમ્, ક્ષ્નાવયેઇતિ વીસ્પે મઇન્યવચ યજત ગએથ્યાચ, યો યજઇતે હ્વરે યત્ અમેષેમ્ રએમ્ અઉર્વત્-અસ્પેમ્.**

અંધકાર (તમસ) ની વિરૂદ્ધ થવાને, તમસના હેત્યોની સામે થવાને, ચોરો, લુટારાઓ, જાદુગરો, પરીઓ, (અને) મરણ લાવનાર નાશની સામે થવાને, જે માનવી અમર, પ્રકાશિત, તેજ ઘોડાવાળા સૂર્યને ઇજે છે, તે અહુરમજદને, અમેષાસ્પંદોને અને પોતાના રવાનને (પણ) ઇજે છે; જે માનવી અમર, પ્રકાશિત અને ઝડપી ઘોડાવાળા ખુરશેદને ભજે છે, તે સર્વ મીનો(પરલોક)ના તથા ગેતી(આ લોક)ના યઝદોને રીઝવે છે. (ખુરશેદ ન્યાયશ ક૦ ૧૪.)

**સ્રએશતાંમ્ અત્ તોઇ કેહ્રપેમ્ કેહ્રપાંમ્ આવએદયમહી, મજ્દા અહુરા, ઇમા રઓચાઓ બરેજિશ્તેમ્ બરેજેમનાંમ્ અવત્ યત્ હ્વરે અવાચી.**

હે! અહુરમજદ! ઉચ (પ્રકાશો) માંની આ સર્વથી શ્રેષ્ટ ઝળકાટ, (જેને) ખુરશેદ કહે છે તેને, શરીરોમાંનાં તારાં સર્વથી શોભાયમાન શરીર લેખે અમે પ્રગટ કર્યે છિયે. (હ્પ્તન યશ્ત, ૨-૬.)

**યજત જ્ઑત આસુ-યસ્નો બૅરેજિ-ગાથ્રો, બૅરેજત વચ, જ્ઑત અહુરાઇ મજ્દાઇ, જ્ઑત અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્.**

(મહેર યઝદ) અહુરમઝદનો તથા અમેષાસ્પંદોનો જોતી, (તેણે) ઉચ સ્વરે (અહુરમઝદને) ઇજ્યો (યજ્ઞથી ભજ્યો.) (મહેર યશ્ત ક૦ ૮૯.)

**ફ્રા-હે અમૅષાઑ સ્પૅન્ત બૅરેજ વેરેન્ત દએનયાઓ; ફ્રા-હે મજ્દાઓ હ્વાપાઓ રતુથ્વેમ્ બરાત્ ગએથનાંમ્; મોઇ-થ્વા વએનેન્ દામોહુ અહ્મ રતૂમ્ચ ગએથનાંમ્, યઓજ્દાતારેમ્ આઓધ્રહાંમ્ દામનાંમ્ વહિશ્તાંમ્.**

અમેષાસ્પંદોએ દીનમાં સર્વથી વધુ હુશ્યાર (પારાંગત હતો માટે) તે (મહેર યઝદ) ને સ્વિકાર્યો. પુણ્યવંતા અહુરમઝદે, તેને (મહાન) જગ્યાઓની સરદારી દીધી. અમેષાસ્પંદોએ સર્વ વિશ્વ (સૃષ્ટિ)માંથી તને (મહેરને), જગ્યાઓના[1] ધણી તથા વડા તરીકે તથા આ સૃષ્ટિને સર્વોત્તમ સ્વચ્છતા (અષોઇ) દેનાર સમાન જોયો. (મહેર યશ્ત ફ૦ ૯૨.)

સૂર્યના પ્રકાશને મહેર ગણ્યો છે. ખુરશેદ અને મહેરની સાથેજ ભક્તિ થાય છે.

મહેર યજદની ભક્તિ એટલી અગત્યની છે, કે એક વખતે આખી જગતમાં મહેરની બંદગી ફેલાઇ જવાનો સંભવ હતો. ખ્રિસ્તી ધર્મ તે વેળાએ જાગ્યો ન હોત, તો આજે સઘળી પૃથિવ ઉપર મોટે ભાગે મહેરની બંદગી પ્રસરી રહિ હતે. મહેર માત્ર દરવાજો (the door, the path) ગણાય, જે યજદની સહાયથી, મહાજ્ઞાની અહુરમજદની પંક્તિએ, ગરો–નેમાનમાં પહોંચી શકાય.

મિથ્રેમ્ યિમ્ ફ્રદથત્ અહુરો મઝ્દાઓ ખરેનંઘ્ઉહસ્તેમેમ્ મઇ-ન્યવનાંમ્ યજતનાંમ્.

મિથ્ર જેને અહુરમજદે સર્વે મીનો યજતોમાં સર્વથી ઉત્તમ ખોરેહ (ઓજસ) વાળો સરજ્યો. (મહેર ન્યાયશ ફ૦ ૭.)

આય નો જમ્યાત્ અવંઘ્હે, રવંઘ્હે, રફ્નંઘ્હે, મર્જ્દિકાઇ, બએષજાઇ, વેરેથ્રઘ્નાઇ, હુવંઘ્હાઇ, અષવસ્તાઇ.

'મહેર! અમારી સહાય, આબાદી, આનંદ, દયા, તંદુરસ્તી, વેરીને મારવાના બળ, અંતઃકરણની શાન્તિ (સમાધાન) અને (સંપૂર્ણ) અષો-ઇને કાજે આવે!' (મહેર ન્યાયશ, ફ૦ ૧૪.)

આ દુઆ અને પ્રાર્થના દીવસમાં ત્રણ વેળાએ કરનાર જરથોશ્તિ, શા કારણસર એ ઉચરે છે, તે હવે સમજાશે! મહેર જે સત્ય વચન[3] ઉપર ખાસ અધિકારી છે, તે છેવટે 'અષોઇ' પણ દેનાર છે!

૧૧. આ ચિત્રમાં કેટલોક વધુ ખુલાસો મળે છે. આતશ (અગ્નિ) ની શીખા (શોલા) ઉપરથી, દેવાલયો અને મસજીદનો આકાર કેમ ઉપજ્યો એ દેખાઇ જાય છે. નીચે સ્થૂળ ભૂમીનો અંધકાર વ્યાપી

---

૧. શુન્ય, દીગંતર, Vast spaces in the firmament (covered by sun-light). ૨. 'I am the way,' said Jesus Christ. ૩. વધુ માટે જુવો પ્રસ્તાવનાના પાન ૨૭ અને ૨૮.

રહ્યો છે. તેમાં ભૂમી આકર્ષણ ઉંધા ત્રીકોણ ▽ થી દર્શાવ્યું છે. બાળક જન્મે છે, તે વેળાએ પણ એવીજ આકૃતિ તેની બની રહેલી દેખાય છે.[1] એ અંધકારમાંથી જ્ઞાન પ્રકાશ મેળવવા માટે આતશ (અગ્નિ)નું પાત્ર છે. તે △ સિધા ત્રીકોણનું ભાન કરાવે છે, તેની જરૂર પડે છે. જમણા હાથ ઉપર આતશકદેહના ગુંબજમાં આતશનું બળતું પાત્ર દેખાડેલું છે, તેનેજ મળતા હિંદુ અને ખ્રિસ્તી દેવાલયો જમણા હાથ ઉપર દેખાડયા છે. ડાબા હાથ ઉપર બુદ્ધિસ્ટ અને ઇસ્લામી દેવાલયો (મસજીદ) જણાય છે, જે સર્વેની આકૃતિ આતશના પાત્રને મળતીજ છે. માટે આતશ ન્યાયશમાં જણાવ્યું છે કેઃ-

**વીસ્પએઇબ્યો સસ્તીમ્ બરઇતિ આતર્શ મઝ્દાઓ અહુરહે અએઇબ્યો અએમ હામ્-પચાઇતે ક્ષાફ્નીમ્ચ સૂઇરીમ્ચ.**

અર્થ-જેમને માટે આતશ રાતનું તથા બપોરનું ભોજન પકાવે છે, તે સર્વ માટે અહુરમઝદનો આતશ શીખામણો (અને ઉપદેષ) લઇ જાય છે.

બીજી કેટલીક નીશાનીઓનો પણ અત્રે કાંઇક ખુલાસો દ્રષ્ટિએ પડે છે. જેવી કે ખ્રિસ્તી ક્રોસ, ૐ, ચંદ્રકલા અને તારો, ઉંધો ત્રીકોણ ઇત્યાદી. આતશ-બુરાઇને, આપણા અરીને ખરેખર મારનાર છે, અને માનવીને બુરાઇથી છોડવનાર છે, માટે આતશ-ચિથ્રા-અવંઘ્હેમ, અત્ મઝ્દા દઇબિશ્યન્તે જસ્તાઇશ્તાઇશ્ દેરેશ્તા અએનંઘ્હેમ-અનેક રીતે સહાયક અને સંપૂર્ણ બળને લીધે દ્વેષ કરનાર અને કીનો કપટ રાખનાર માનવીને, શીક્ષા દેનાર લેખ્યો છે.

૧૨ માં ચિત્રમાં આતશના પાત્રનો કેટલોક ભેદ આંખે પડે છે. શા માટે કેબલા તરીકે આતશના પાત્રને રાખ્યું છે, તે વધુ સ્પષ્ઠ થાય છે. 'ભસ્મ' શા માટે કપાળે ચોંટાડવામાં આવે છે તે પણ જણાય છે. જાનવરી સ્વભાવ ભસ્મ કરવો અને જીવનમાં (ભસ્મ જેવી) નમ્રતા રાખવી, એ પાઠ એટલો અવશ્યનો છે, કે દરેક વેળાએ આતશકદેહમાં દાખલ થતાં, તેની યાદ કરવા માટે કપાળે રાખનો ટીલો કરવામાં આવે છે. એ રાખનો ટીલો વળી મનમાં ઉપજેલા દુષ્ટ વીચારોને, કર્મમાં પ્રગટ થતા અટકાવે છે. ભસ્મ કેટલી કિમતિ છે, તે એટલાં ઉપરથી જણાય છે કે, આતશને જ્વલિત રાખવા માટે જો (નમ્ર અને અર્પણ કરેલાં સુખડની) ભસ્મ ન હોય, તો પાત્ર પોતે બળી જાય અને આતશ પણ રહિ ન શકે.

---

[1] જુવો કોઇ પણ વૈદક પુસ્તકમાં ગર્ભસ્થાનમાંનાં બાળકની આકૃતિ.

ચોખંડી પાત્ર માનવીનાંજ નીચલાં શરીરોનું ભાન કરાવે છે, તનુ, ઉશ્તાન, કેહર્પ અને તેવીપી. તેની ઉપર જળતી અગ્નિ શીખા (અથવા શોલો) અમર બઓધંગ, ઉરવન અને ફ્રવષીનું ચિન્હ છે. સુખડ, લુબાન આતશને અને શરીરને જડ ખોરાક, અને હુમત, હૂખ્ત અને હ્વરશ્ત બઓધંગ, ઉર્વન અને ફ્રવષીની ત્રગડી (trinity) ને મીનોઇ પોષણ પુરાં પાડે છે. બન્ને પોષણોથી, જડ જગતનું (ઉંધા ત્રીકોણથી જણાતું) આકર્ષણ ઉલટાઇ જાય છે અને આતશના શોલાની સમાન, માનવીને સીધો બનાવી, મીનોઇ તરફ પ્રેમી કરે છે. ત્યારે વખત આવવે ચિત્રમાં દેખાડયા પ્રમાણે એક પળવારમાં ફ્રવષી (ફ્રોહર) વૃદ્ધિગત થઇને કાર્ય કરે છે.

**ફ્રેરા વે રાહી, અમેષા સ્પેન્તા, યસ્નેમચા વહ્મેમચા, ફ્રેરા મનંઘ્રહા, ફ્રેરા વચંઘ્રહા, ફ્રેરા શ્યઓથના, ફ્રેરા અંઘ્રહુયા, ફ્રેરા તન્વસ્ચીત ખ્ખ્યાએ ઉશ્તનેમ.**

હે અમેશાસ્પંદો! યજશ્ને (યજ્ઞ) તથા ભક્તિ તથા મારાં પોતાનાં શરીરના પ્રાણને મનશ્ની, ગવશ્ની, કુનશ્નીથી અંતઃકરણપૂર્વક તમને અર્પણ કરૂં છું. (ખુરશેદ ન્યાયશ)

**અત રાતાંમ જરથુશ્ત્રો તન્વસ્ચીત ખ્ખ્યાએ ઉશ્તનેમ દદાઇતી, પઉર્વતાતેમ મનંઘ્રહસ્યા વંઘ્રહેઉશ મઝદાઇ, શ્યઓથનહ્યા અષાઇયાચા ઉખ્ધખ્યાચા સેરઓષેમ ક્ષથ્રેમચા.**

અષો જરથુશ્ત્ર પોતાનાં શરીરનો પ્રાણ અને ભલાં મનની શ્રેષ્ઠતા અહુરમઝદને કાજે અર્પે છે. કાર્ય (કર્મ)ની સત્તા તથા શબ્દ (માથ્ર)ની તાબેદારી અષોઇને કાજે અર્પણ કરે છે.

(આતશ ન્યાયશ અને યજશ્ને ૩૩-૧૪.)

બેઠેલો મીત્ર આતશ, ફરતા મીત્ર (બઓધંગ, ઉર્વન અને ફ્રવષી) ને ભેટે છે અને

**વીસ્પનાંમ પર-ચરેન્તાંમ આતર્શ જસ્ત આદિધ્વેય, ચીમ હખ હષે વરઝ્તી ફ્રચરે-થ્વાએ અર્મએષાઇધે.** (આતશ ન્યાયશ, ક૦ ૮)

સર્વ (ભેટવા) આવનારાઓના હાથો તરફ આતશ જુવે છે (અને) પુછે છે કે ચાલતો (ફરતો) મીત્ર, બેઠેલા મીત્રને કાજે શું (ભેટ) લાવે છે? કેટલું સુખડ, લુબાન, અગર (જડ ખોરાક) અને કેટલી હુમત, હુખ્ત, હૂવરશ્ત (મીનોઇ ખોરાક)? એ બન્ને ભેટો અર્પણ થાય, ત્યારે

આતશ ચિથ્રા-અવંઘ્હેમ્ લેખાયો છે, એટલે માનવીના પ્રકટીકરણમાં અજબ રીતે સહાયકર્ત્તા થઇ પડે છે.

હવે ચિત્ર નાં૦ ૧૦ માં જણાતી બે પાંખોને[1] ઉડવાને શક્તિમાન બનાવવા કાજે જે સ્નાયુ અને પરો જોઇએ તેનું બંધારણ કેવું છે? આ પુસ્તકમાં જે જે વિષયો ઉપર ઉલ્લેખ આપ્યો છે, તે તે ચારિત્રમાં ઉતારી, તે તે સંપૂર્ણ રીતે ગ્રહણ કરીને, તેમને પક્ષીના બચ્ચાંઓની પેઠે, ગતીમાં મુકુવાને સારૂં ક્રમેક્રમે વાપરવામાં આવે, ત્યારેજ આ પાંખો ખીલે અને સ્થૂલ ભૂમીના આકર્ષણના જુલમમાંથી છુટકારો પામીને, 'બઓધંગ, ઉરવન અને ફ્રવર્શી'ના ઉચ્ચ, મીનોઇ ભુવનના જીવનમાં પેશી શકાય છે.

જગતના જરથોશ્તિ ધર્મ શીવાયના મોટા ધર્મોના માનનારાઓની સંખ્યા કરોડોની છે. તેઓ પોતપોતાના ધર્મોનાં સંખ્યાબંધ પુસ્તકોમાં રમી રહ્યા છે. તેમને મહાન જરથોશ્તિ ધર્મનો ઝાઝો ખ્યાલ હોતો નથી, જે ૯૦,૦૦૦ જેટલી નાની સંખ્યાના જરથોશ્તિઓ હાલ પાળે છે. તેઓ પોતાના ધર્મની ધૂનમાં મચી રહેલા છે, તો તેમને આટલા નાના ટોળાના ધર્મની શી પરવા? જો કે કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ એ પૂજ્ય ધર્મની પરીક્ષા કર્યા કેડે, તેને સર્વોત્તમ લેખ્યો છે, છતાં તેમનું પણ સાંભળનાર અબજો માનવીમાં કેટલા છે? ત્યારે ફરી ફરીને આપણને યાદ દેવાડવાની જરૂર છે કે, યહુદિ, ખ્રિસ્તી, બુદ્ધિસ્ટ અને ઇસલામિ ધર્મો, જે જગતના આજે (હિન્દુ ધર્મ શીવાયના) મૂખ્ય ચાર ધર્મો છે, અને જેના અનુયાયીઓ એક અબજથી વધુ સંખ્યામાં છે તેમણે આદિ જરથોશ્તિ ધર્મના ઘણાક સિદ્ધાંતો માન્ય રાખ્યાં છે, તે પોતાના ધર્મમાં સ્વિકાર્યાં છે,[2] અને તેમ કરીને એજ જરથોશ્તિ ધર્મનો સત્કાર

૧. સરખાવો 'મેરેઘહે કેહ્રર્પ વારઘ્રહે,' 'મેરેઘહે પેષો-પરેનહે વારેનજનહે પેરેનેમ', 'વીસ્પે તેરેસેન્તિ પેરેનિને' (બહેરામ યશ્ત કરદો ૭, ફકરો ૧૯; કરદો ૧૪, ફકરો ૩૫ કરદો ૧૪, ફકરો, ૩૮,) જયાં પેષો પરેન પક્ષી અને તેનાં પરનું વર્ણન આવ્યું છે. ખાસ જુવો કરદો ૭ ફકરો ૨૦ અને ૨૧ જેમાં એ પક્ષી તીરની ઝડપે પરોઢયામાં પ્રકાશ અને હથ્યાર ઈચ્છતું, (મહાન) પક્ષીઓ (ફરેશ્તાઓ)નો રાગ સાંભળવાની ઈચ્છા કરતું, પહાડોની ટેકરી ઉપર અને ખીણોની ઉંડાણમાં અને ઝાડોની ટોચ ઉપર, (દરેક દીશાએ) ઉડતું જણાવ્યું છે. ૨. જેવા કે એક ખુદાની માન્યતા, તેના યજદો અથવા ફરેશ્તાઓની માન્યતા, તેના પેગામ્બરોની મારફતે વહીથી મોકલેલા ધર્મોની માન્યતા, તેની દયા, મીત્રતા અને માનવીના 'પીતા' તરીકેનો તેનો પ્યાર, તેની માનવજાત તરફથી ચાલુ ભક્તિ અથવા બંદગીની માંગણી, પવીત્રાઈ અને સદગુણોની જરૂર્યાત ઈત્યાદી.

કર્યો છે અને કેટલેક અંશે ફેલાવો પણ કર્યો છે. તેથીજ પ્રોફેસર જેકસન વીગેરે પાશ્ચાત્ય લેખકોએ[1] જરથોશ્તિ ધર્મને આખી જગતના ઉદ્ધાર કરનાર મહા બળવાન સાધન અને આજના સુધારાને[2] જન્મ આપનાર, ગતિમાં મુકનાર અને ટકાવી રાખનાર શક્તિ સમાન લેખ્યો છે.

જરથોશ્તિ ધર્મની શ્રેષ્ઠતા એટલા ઉપરથી જણાય છે કે, આજે પણ પોતાના મહાન, અચળ (હૂમત, હૂખ્ત, હ્વરશ્તના જેવાં) શીક્ષણો ઉપર આધાર રાખીને, બીજા ધર્મોની નીંદા કરવાને બદલે, તે હિમાલયના શીખરની સમાન પોતાનું શીર ઉંચ ટકવી રાખીને બેઠો છે. જો કે પાછળના યહુદી ધર્મ[3] ઉપર ખ્રિસ્તીઓ અને બીજાઓ ફીદા છે, તેમને જો એટલુંજ જણાવીશું કે આ પુસ્તકના પાછળના ભાગમાં સમાવેલા પશ્ચાતાપ-પતેતના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે યહુદી ધર્મના દશે દશ "ફરમાનો" (Commandments) આપણી માત્ર "પતેત પશેમાની"માં સમાઇ જાય છે, તો જરથોશ્તિ ધર્મની પ્રોઢતા આપોઆપ સમજાશે.

बडो बडाई न करे, बडा न बोले बोल,
हीरा मुखसे ना कहे, लाख हमारा मोल.

તે ધર્મ બીજા ધર્મોના અનુયાયીઓ કરોડો હોવા છતાં, જગતમાં કેટલેક સ્થળે હાલ પૂર જોશથી ચર્ચાઇ રહ્યો છે અને દરેક ધર્મના તીવ્ર જીજ્ઞાસુઓનું હૈયું આકર્ષી રહ્યો છે. દાદાર અહુરમજદની કોઇપણ ઠેકાણે હદ બાંધવાનું જરથોશ્તિ ધર્મ અધર્મિ ગણે છે. બીજા ધર્મો ખોટા છે અથવા તેમના પેગમ્બરો તીરસ્કારને પાત્ર છે, એમ કહી ન જણાવતાં જરથોશ્તિ ધર્મ મૂળ અષોઇ, જે સ્પેનામીનોની સૃષ્ટિનો પાયો છે, તે દેખાડીને સંતોષ માને છે, કે ધર્મ અને નીતિનું "સર્વોત્તમ"[4] જ્ઞાન તેણે જગતને દાન તરીકે આપ્યું છે. તે ધર્મ શીખાડે છે, કે સૃષ્ટિ રચના સમજીને, તેની સાથે રાત દીવસનો સહકાર કરો અને કુળ સૃષ્ટિનું બળ તમને દરેકને મળશે. ત્યારેજ આતશ, પાણી, જમીન, આકાશ, વાયુ, અને દયાળુ બેહમન અમેષાસ્પંદથી રક્ષણ પામેલાં પ્રાણી માત્ર અને માનવી સાથે ભાઇચારો રાખવાને અનેક બંદગીઓ, યશ્તો, અને ન્યાયશો તેણે ફરમાવી છે. એમની ભેગા થવાથી કેવો ચમત્કાર થાય

---

૧. જુઓ Enlightened Non-Zoroastrians on Mazdayasnism by J. J. Motivala ૨. Civilization. ૩. Old Testament. ૪. મજ્જિશ્તાયા, વહિશ્તાયા, સ્રએશ્તાયા.

છે, તે જુવો; સમૂદ્રનું એક ટીપું, અહંકારને વશ થઇ, તેનેથી છુટું થઇને સ્વતંત્ર જીવન ગાળવાને મદમસ્ત અને મગરૂર થશે, તો તે સમૂદ્રથી જુદું પડીને, આખા સમૂદ્રનું બળ, ગંભીરતા અને વીશાળપણું ગુમાવી બેસીને, એક નીર્જીવ, દુર્બળ અને તુચ્છ પાણીનું ટીપું બનશે, જે હવાથી સુકાઇ જશે, અગ્નિથી અથવા ઉષ્ણતાથી જલી જશે અથવા માટીમાં લોપ અને ગુમ થઇ જશે. જ્યારે તેજ ટીપું જ્યાંસુધી દર્યાના મહાભારત રોહમાં આધિન થઇને રેહવા સ્વિકારે છે, ત્યાંસુધી તે દર્યાની સમાન સુકાવા, બળવા અથવા પૃથ્વિથી ગુમ થવાના ભયથી દુર છે, કારણ કે તે સમૂદ્રના ગુણમાં અને હસ્તીમાં એકત્ર થઇને રહ્યું છે, માટે સમૂદ્રના ગુણો તેનાજ છે. તેથી ટુંકમાં જરથોશ્તિ ધર્મે સરોષ, નમ્રતા, આધિનતા, અને તાબેદારીને સર્વથી અનિવાર્ય ગુણ અને અષોઇનું સાધન લેખીને, સરોષ યજદની આરાધના હરેક ગેહમાં, હરેક ભણતરની આદિ ફરમાવી દીધી છે. રમઝગો એટલે ગુપ્ત ભેદોમાં બોલનાર અષો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબે, આવી અપૂર્વ જ્ઞાનદ્રષ્ટિથી પોતાની બંદગીઓ રચી છે. આજે તેને સમજવાની પણ કોણની સામર્થ્ય અને શક્તિ છે?

જરથોશ્તિ ધર્મનો બીજો મહાભારત સિધ્ધાંત એ છે કે જ્યાંસુધી સ્પેના અને અંગ્રેમીનોના સામસામા યુદ્ધવાળાં આ જડ, જગતમાં આપણે રહિએ, ત્યાં સુધી ‘કર્મ’ માર્ગ પકડીને, રાત દિવસ અષોઇ તરફથી યુદ્ધ કરો, અત્રે શાન્તિ મેળવવાની આકાંક્ષા રાખવા માટે સૃષ્ટિ ક્રમને ઉત્તમ ગતિમાં રાખો, તેનેથી દુર જશો મા, તેને હિણશો મા, તેનેથી ડરશો મા, તેજ ઇશ્વરઇચ્છા તરીકે પ્રગટ છે, કારણ સૃષ્ટિ તેનીજ ઇચ્છાનુસાર બની છે. ત્યારે પોતાની દરેક ફરજ બજાવીને, તે સૃષ્ટિને મધ્યમપણે ભોગવો, પણ દરેક ભોગવટો ધર્માનુસાર જોઇયે. તમારે કદી અપવાસ ન પાળવો.[1] પણ તમારે આખી જીંદગીમાં મધ્યમપણાનો માર્ગ નજ

---

१. नात्यश्नतस्तु योगोस्ति न चैकान्तमनश्नतः
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

(ભગવદ ગીતા ૬-૧૬-૧૭.)

હે અર્જુન! જે ઘણું ખાય છે અથવા એકદમ અપવાસ કરે છે, જે બહુ ઉંઘે છે અથવા સમુળગો જાગૃત રહે છે, એ બન્ને માટે ખરેજ યોગ નથી. જેપણ ખાવામાં,

છોડવો. હવે આ ઉંડો પાઠ સમજવા જેવો છે. દાખલા તરીકે ઘણું ખાનારને અપવાસની જરૂર તો છે. પણ જેને ઘણું ખાવું એજ પાપ છે, એમ શીખાડયું હોય, તે ધર્માનુસાર વર્તન કરે, તો કદીપણ અજીરણ થાય એટલું ખાઇ ન શકે, અને તેથી તેવાને માટે 'અપવાસ' ફરમાવવો અયોગ્યજ છે. ત્યારે જરથોશ્તિ ધર્મ 'મધ્યમ ભોગવટા'ના ત્યાગને[1] જરૂર

---

આશ્રમમાં, કાર્ય કરવામાં, ઉંઘવામાં અને જાગવામાં મધ્યમપણું જાળવે છે, તેનું સકળ દુઃખ યોગ ભસ્મ કરી નાખે છે.

આ શીક્ષણ અષો જરથુશ્ત સાહેબ પોતેજ આપી ગયા હતા, તે ફરીને શ્રી કૃષ્ણે પાછળા કાળમાં આખી હિન્દુ કોમને આપ્યું. તે ઉપરથી જરથોશ્તિ મધ્યમપણાના નીયમને કેવો ભારે ટેકો મળે છે, તે સ્વતઃસિદ્ધ છે. સર્વે જરથોશ્તિઓ આપોઆપ યોગના માર્ગ ઉપર ધર્મ જાળવવે ચાલ્યાજ જાય છે, એ કેટલું સ્પષ્ટ થાય છે !

૧. વળી એક અત્યંત અગત્યનું શીક્ષણ જે અષો જરથુશ્ત્ર સાહેબે આપ્યું અને શ્રી કૃષ્ણે કબુલ્યું અથવા ફરીને આપ્યું તે એ છે કે, આ કલીયુગમાં ઘર છોડીને જંગલમાં જઇને **"સન્યાસ"** કરવાનો નથી, પણ દરેક માનવી બ્રહ્મચરી, ગ્રહસ્થી અથવા આબીદ, જે ફળની આશા વિના શાસ્ત્રે મુકરર કરેલી પોતાની ફરજ બજાવનાર છે, તે ખરો સન્યાસી છે. વાંચો!

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

(ભગવદ ગીતા ૬-૧.)

नहि देहभृतां शक्यं त्यक्तुं कर्माण्यशेषतः
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥

(ભગવદ ગીતા ૧૮-૧૧.)

જે પણ ફળની આશા વિના નિર્મિત કર્મ (કર્તવ્ય) કરે છે, તેજ સન્યાસી અને યોગી બન્ને છે, અને નહિં કે જે અગ્નિ અને (ધર્મ) ક્રિયાનો ત્યાગ કરે છે. દેહધારીઓ (માનવીઓ, પ્રાણીઓ)થી કર્મ સંપૂર્ણ રીતે કદીએ ત્યજી શકાય નહિં. માટે કર્મના ફલનો ત્યાગીજ, ખરો ત્યાગી લેખાય છે.

આ કેવાં સાફ, સિધાં વચનો છે ! ગ્રહસ્થાશ્રમનો એમાં તીરસ્કાર નથી; તે આશ્રમમાં અથવા કોઇએ આશ્રમમા રહિને ફળની આકાંક્ષા વિના કર્તવ્ય કરવું એજ પરમ ધર્મ છે. ત્યારે જરથોશ્તિ ગૃહસ્થી રાહ રિતી, રસમ સર્વે કેવાં શ્રેષ્ટ અને સરળ છે, તે પૂર્વના બન્ને મહાન ધર્મો, જરથોશ્તિ અને વૈદિક સ્વિકારે છે !

" Time is the gift of God, a boon of inestimable value. Wha pity it should be abused or trifled with ! I say not that it is to b wholly employed in meditation and devotion. That man mistake religion who, under a notion of exalted piety, turns his back o the world and retires into obscurity. There is a time for everythin

ન લેખીને, ઘણું ખાવું અને પછી અપવાસથી ઉપાય કરવો,[1] એવી બાળબુદ્ધિ સદંતર છોડવીને, ગંભીરપણે નીયમિત અને પવિત્ર જીવન ગાળવાને જે શીક્ષણ આપે છે, તે પાળવું, "અપવાસ" વીગેરેથી કેટલું વધારે બીકટ છે, તેમજ કેટલું વધારે માનભર્યું, સાત્વિક અને ખુદાઇ છે, તે સમજવું સહેલ થઇ પડશે. જરથોશ્તિ ધર્મ શારીરિક અપવાસ, શારીરિક બેઅંદાઝ અને અનીયમિતપણાના ઇલાજ તરીકે ફરમાવતોજ નથી. જેમકે એક માનવી શરીર બગાડે અને પછી તેને માટે દવાખાનું બનાવવું, તેને બદલે તેને સર્વોત્તમ કેળવણી આપીને, (શારિરીક, માનસિક અને આધ્યાત્મિક) પવીત્રાઇ પળાવીને, હમેશ તંદુરસ્ત અને આરોગ્યતાવાળો રાખવો, એ વધારે ઉત્તમ અને સૃષ્ટિક્રમાનુસાર છે. એટલે એ મહાન ધર્મ આગળ વધેલાઓ માટે બહુ અનુકુળ છે; બીજા ઘણાક ધર્મો, પાછળ પડેલા માનવીઓને વધુ અનુકુળ છે, જેઓ 'ભુલી અને સુધરવું', 'પડવું અને ઉઠવું' એ નીયમથી બંધાઇને ચાલવા રાજી છે. જરથોશ્તિ ધર્મ પડયા વિના, ચળ્યા વિના, એક સમાન નીયમ, ધર્મ, તરીકત અને પાકીઝગી જાળવીને, પ્રકટીકરણમાં અવિકારી અને સાબેત કદમ રહીને ચાલવાને, માનવી જાતને શીખાડે છે. તો એની શ્રેષ્ઠતા સમજવાને વાર લાગે એમ નથી. જરથોશ્તિ ધર્મ દરેક પાપથી,—મધ્યમતાના દરેક ત્યાગથી, "અપવાસ" કરવા કહે છે. આટલાંથી દરેક પાપ છુટીજ ગયું!

જરથોશ્તિ ધર્મના મૂળ ઉપાધ્યાઓએ તે સમજીને ચારિત્રમાં તેને કેમ ઉતારવો તેનો સરળમાં, સરળ અને સર્વોત્તમ પાઠ ટુંકમાંજ શીખાડયો. 'સત્ય બોલો, ઘોડેસ્વારી કરો, તીર ફેંકતાં શીખો' એટલા નીર્જીવ દેખાતા વ્યહુવારિક શીક્ષણમાં 'કર્મ'નો માર્ગ ઘણે સારે અંશે સમાવી દીધો. તે એટલા ઉપરથી સમજાશે કે આજના કાળ અને ઝમાનાના ઘણાખરા રોગો અને પાપોનું નીવારણ પણ, એ ત્રણ નીયમો પાળવે, થઇ

under the sun. A time for prudent consideration about our temporal interests; a time for honest labour to procure a subsistence and to acquire a competence; a time for food and sleep; a time for recreation and amusement. We may enjoy what God has given us, as well as labour for it." (S. Stennett).

These are words which the generality of men would do well to ponder over.

1. Feasting and fasting.

જશે. 'સત્ય' બોલવાનું કેટલું કઠીણ છે, અને તેવી સત્યવાણી માટે ઘણાખરા હરેક પાપથી, દુર્ગુણથી વેગળા રહેવું પડે છે, તે ટુંક મનનથી તમેજ જોઇ શકશો. માનવીના મૂખ્ય શત્રુઓ કામ (હવસ), ક્રોધ, લોભ, મોહ, મદ (અભિમાન) અને મત્સર (અદેખાઇ) છે. હવે "સત્ય" વચનનું પાલન કરનાર[1] "કામી" હવસી બની શકે કે? સત્ય બોલવા જાય તો 'કામ' ત્યજવોજ પડે. 'કામ' પકડે તો 'સત્ય'નો ત્યાગ કરવો પડે. 'સત્ય' બોલનાર ઘણો 'ક્રોધ' કરી ન શકે. 'ક્રોધી' જો અતિશયોક્તિ ન વાપરે, અને સત્ય વચની હોય, તો કોઇને પણ અયોગ્ય શબ્દો તો કહિ નજ શકે. ત્યાંજ ક્રોધનો અંત આવી ગયો. જરથોશ્તિ ધર્મ કદી શીખાડતો નથી કે પાપી અને દંડને પાત્ર હોય, તેની સાથે સખત વચનોનો ઉપયોગ કરશો નહિં. પણ અસત્યનો ત્યાગ કરવે 'ક્રોધ' આપોઆપજ શમી જાય છે. 'લોભી' ખરૂં બોલે, તો 'લોભ' પોષાયજ નહિં. આડું, અવળું બોલે, અને કરે, તોજ 'લોભી' ગણાય. સત્યાચરણી સ્પેનામીનોને શરણે રહીને, જગતમાંથી જે પણ સંપત્તિ, ધન, સનમાન, ગૌરવ, અથવા વિભૂતિ મેળવે તે સર્વે 'લાભ' નહિં, પણ ખરા અધિકારીનો યોગ્ય 'બદલો' ગણાય છે. તેમજ જ્યાં સત્ય વચન પાળવાનો ઠરાવ હોય, ત્યાં 'મોહ, અહંકાર અને અદેખાઇ' ટકી શકતાં નથી, એ જરાલગી મનન કરવે સિદ્ધ થાય છે. ત્યારે મહા કલેશો ઉત્પન્ન કરનાર અંગ્રેમીનોએ પેદા કરેલા શત્રુઓનો પરાજય કરવાનું સહરહુ સર્વોત્તમ હથ્યાર, આપણા હાથમાં મુકાયું, એ જરથોશ્તિઓનાં ઉંડાં વ્યહવારિક જ્ઞાનનો પુરાવો છે. ખાસ યાદ રાખવું જોઇએ કે 'વીચાર' પકડવો મુશ્કેલ છે અને વર્તન સન્માર્ગે રાખવું ભારી છે, પણ મધ્ય બીંદુ જે "વાણી" છે, તેનેજ સીધી રાંખવે "વીચાર અને વર્તન" બન્ને સુધરે છે. દુષ્ટ વીચારવાળો કદી પણ નિત્ય સત્યવાદી હોઇ શકેજ નહી; તેમજ સદાચારી પણ, ન હોય. વળી "વીચાર" પકડવું અત્યંત બીકટ છે, પણ વાણી સ્થીર રાખવાની "કળ" આવડી ગઇ, તો વીચાર પણ એકાગ્ર થઇ શકે છે. આ વિષય બહુજ ગૂઢ તેમજ સુંદર છે.

શારીરિક મજબુતા, તાલીમ, હિમ્મત, ચપળતા, અને મરદાનગી મેળ-

---

૧. As a man speaketh so is he. Because if he is a truthful man, he speaketh what he thinketh and as a man thinketh so is he.

ચવાનું સાધન "ઘોડે સ્વારી અને તીર ફેંકવાનું"છે. અંગ્રે અને સ્પેનાર્ડો એ બેના નીરંતર યુદ્ધ[1]ની વચમાં માનવી મેલાયો છે. ત્યારે શસ્ત્રો વિના જેપણ લડાઇમાં જાય, તે ગમાડુજ હોય. જીવનના યુદ્ધમાં અશસ્ત્ર ઉભો રહેનાર, માર ખાઇને હેઠો પડવોજ જોઇએ. જીંદગી ગાળવા માટે, ગુજરાન અને પોષણ મેળવવા માટે, વૃદ્ધિ માટે, સખાવત, દયા અને સ્વભોગને માટે, આનંદ માટે, જ્ઞાન માટે, અષોઇને માટે, નૈતિક વર્તનને માટે, દરેક નાના, મોટા પ્રયત્નને માટે, શારીરિક આરોગ્યતા અને બળ અવશ્યનુંજ છે. તે વિના જીંદગી શ્રાપ સમાન થઇ પડે છે. મહાન પેગમ્બર સાહેબ અષો જરથુશ્ત્ર સર્વથી પેહલા આથ્રવન અને પેહલે દરજજેના રથેશતાર હતા. તેમનું શારીરિક બળ શાહ ફરેદુન અને પહેલવાન કેરશાસ્પ કરતાં પણ અધિક હતું.[2] તેમની પછી શ્રી કૃષ્ણ જે કલયુગમાં તેમના ભકતોના મત પ્રમાણે શ્રી વિષ્ણુના અવતાર હોઇને, કલયુગનો ધર્મ સ્થાપન કરવા આશરે ૫૦૦૦ વર્ષ ઉપર અવતાર લઇને ઉતર્યા હતા, તે પણ મહા બળયા હતા, જેમણે ૧૪ વર્ષની વયમાં, સર્વથી મોટા યોદ્ધાઓનો પરાજય કરીને, છેવટે ક્રુર, ખૂની અને રાક્ષસી મામા કંસ રાજાનો વધ કર્યો અને ઝેહેરી દુધવાળી પૂતના, અને વત્સાસુર, બકાસુર, અઘાસુર, ધેનુકાસુર, પ્રલંભાસુર વીગેરે દૈત્યોનું અને કાલીય જેવા અપૂર્વ ઝેહેરી નાગનું મર્દન કર્યું. તેની પૂર્વે ત્રેતયુગમાં પણ વીષ્ણુ દેવતાએ હિન્દુ માન્યતા પ્રમાણે શ્રી રામનો અવતાર લીધો હતો, ત્યારે પણ લગભગ અજીત, લંકાના છત્રપતિ રાવણ અને તેનાં અસંખ્ય સૈન્યોનો ઉપસંહાર કર્યો હતો.વળી બૌદ્ધ ધર્મના સ્થાપક સિદ્ધાર્થ બુધ્ધે પણ કોમળ વયમાં એટલું બળ સંપાદન કર્યું હતું, કે તેમની સ્ત્રી રાજ્ય કુંવરી યશોદ્રાના સ્વયંવરમાં હિંદના સઘળા શૂરા અને વીરા રાજ્યપુત્રો કરતાં વધારે ચપળતા અને અદભૂત બળ, ઘોડેસ્વારી, તલવારના ખેલ તેમજ તીર ફેંકવાના હુન્નરમાં દેખાડીને, હિંદમાં પ્રથમ દરજજાની રાજપુત્રીનો હાથ મેળવવાને સામર્થવાન બન્યા હતા. ત્યાર કેડે ઇસલામી પેગમ્બર મહમદ શરીફ પણ એક યોદ્ધા તરીકે મશહૂર થયા હતા. સીખ ન્યાતના વડાઓ 'ગુરૂ' નાનક

---

૧. દ્વંદ્વનું કારણ. ૨. જુવો "અષો જરથુશ્ત્ર" વિષેનું પ્રકરણ, જે આ પુસ્તકના પાછળા ભાગમાં આવેલું છે. ત્યાં અવસ્તાના ઉતારાઓ ઉપરથી આ પુરવાર કરી આપ્યું છે. વળી હિન્દમાં આવનાર આપણા પૂર્વજોએ પોતાને "શૂરા, વીરા, ધીરા, ગોરા અને બાહુ (બાજુ) બળવાળા," એ પ્રકારના ઓળખાવ્યા હતા.

વીગેરે સર્વે વીર પૂરૂષો હતા, અને શારીરિક બળના સેવકો હતા. વળી ભગવદ્દગીતામાં સર્વથી મહાન માનવ વ્યક્તિ 'અર્જુન' પણ 'વીરલા' તરીકેંજ ઓળખાયો છે. એ સર્વે ઐતિહાસિક કથન છે. તે ઉપરથી લગભગ એ સર્વેને માર્ગ દેખાડનાર અષો જરથુશ્ત્ર સાહેબની બુદ્ધિ કેટલી તીવ્ર અને સ્વચ્છ હતી અને તેમણે દેખાડેલો માનવ ધર્મ કેવો મહાન છે, તે આપોઆપ સમજાશે. એમને પગલે કાંઇક અપૂર્વ અવતારો અને પેગમ્બરો પણ ચાલી આવ્યા છે, જો કે તેઓના ઘણાક અનુયાયીઓએ તેમણે શીખાડેલી શારીરિક પ્રબળતાની આવશ્યકતા ન સમજવાને લીધે, અસહ્ય દુઃખો અને પરાધિનતાના ક્લેશો હજારો વર્ષ સુધી સહન કર્યાં છે. આજનો એશ્યા ખંડ જો "ઘોડેસ્વારી અને તીર ફૂંકવા" શીખ્યા કર્યોજ હોત અને અસલ ઇરાની રૂઢી પ્રમાણે ચરો ખોદીને તેમા રહીને શત્રુઓ સાથે લડવાને જાણતો હોત, તો પાશ્ચાત્ય દેશોના હાથમાં તે જકડાઇને, સેંકડો વર્ષો પર્યંત ગુલામગીરી ન કરત. માત્ર "ઇરાન" દેશજ, ઇરાનીઓના બળ સાથ જો ઉભો રહ્યો હોત, તો એશ્યા અને યુરપના સંગમ ઉપર રહિને, પાશ્ચાત્ય હુમલાઓ તેજ પાછળ હઠાવીને, ગરવા પૂર્વ મુલકોનો રક્ષક બની શકયો હોત. ખેર! જે અહુરમઝદની ઇચ્છા હતી તે બની ચુકયું છે. પણ અફસોસ એટલોજ છે, કે પૂર્વ દેશોના મહાન નેતા અષો જરથુશ્ત્ર સાહેબે શીખાડેલા શારીરિક બળની આવશ્યકતાનો પાઠ, પૂર્વ ભુલ્યું છે, અને પાશ્ચાત્ય મુલક ભણ્યું છે. તેના પરીણામો[1] ઉપરથીજ જોઇ શકશો કે માનવ પ્રજાને આગળ વધારવાની રૂઢી જાણનાર અષો જરથુશ્ત્ર સાહેબ, કેવા અપૂર્વ બુદ્ધિશાળી હતા. રાજ્યનીતિના તેમજ શાશ્વત ધર્મના ગોપ્તા[2] અને રક્ષક તે મહા ગુરૂ હતા.

કુદરત પણ એજ પાઠ શીખાડે છે. આજનું જડવાદી શાસ્ત્ર અથવા પદાર્થજ્ઞાન પણ એને ટેકો આપે છે. શારીરિક વૃદ્ધિ, નૈતિક બળને પુષ્ટિ આપે છે, અને બળ્યો વીર, સ્વમાનવાળો, ધીરો, શુરો, સ્વચ્છ, નૈતિક આદર્શોવાળો હોય છે, એ સિદ્ધાંત સાબીત થઇ ગયો છે. સાધારણ દાખલો નાની છાતીવાળાં અને દુર્બળ કોહલાંનો છે, જે લુચ્ચાઇમાં અસાધારણ છે, અને તેની વિરૂદ્ધ પક્ષમાં મોટી છાતીવાળો અને રૂષ્ટપુષ્ટ ઘોડો અને વનનો રાજા જોરાવર સિંહ છે. સિંહ, પાછ-

1. By their fruits, ye shall know them. ૨. અમર ધર્મના બચાવનાર.

ળથી આવીને મારતો નથી. સિંહ હલકાપણાથી નીરાળો છે. બળવાન સિંહ સર્વથી ઉત્તમ વીરો અને અમીરી વનપતિ છે. સિધો ચાલનાર, કુલીન, રાજ્યપદ શોભાવે એવો તે છે. તેનું મૂળ કારણ તેનું શારીરિક બળ છે, જે તેને નૈતિક ટેકો આપે છે. જીતને માટે તે સ્વબળ ઉપર મુશ્તાક છે અને તેને અવલંબીને તે રહે છે, અને હલકી ચાતુર્ય ઉપર તે કોલાહલની મીસાલ આધાર રાખતો નથી. તેજ પ્રમાણે જગતના મહાન યોદ્ધાઓમાં 'ઇરાની' પહેલવાનો થઇ ગયા, જેમનું નામ લેતાં 'વીરો' કેવા, હોવા જોઇએ, તેનું સ્મરણ થાય છે. જગતમાં જહાં પહેલવાન 'રૂસ્તમ' એટલો પ્રસિદ્ધ થયો, કે તેની ગ્રીકી નકલ યુનાનીઓએ કરીને એક કલ્પીત 'હરકયુલીસ' તેમણે ઉભો કર્યો. 'ઇરાની'-ઓએ જાણીતી જગત ઉપર હજારો વર્ષો સુધી રાજ્યદંડ રાખ્યો તેનું મૂળ કારણ, તેમનું મહાન બળ હતું, જેથી તેઓ નૈતિક, દયાળુ, મોટાં હૈયાંના, રૈયતની ઉપર માબાપ જેવા પ્રેમી, ઉદ્યોગી, સત્યવાદી, પરાક્રમી અને ધર્મિ બન્યા. તેમનો ઇતિહાસ પાકઆદ ફીરદોસી તુસીએ 'શાહનામે'માં અમર કર્યો છે, જે નામું નિઃશંક જગતની 'વીર પોથી'-ઓમાં 'મહાભારત' સમાન સર્વથી શ્રેષ્ટ લેખાઇ ચુકયું છે, અને જેની સરખામણી કોઇ પણ પાશ્ચાત્ય વીર પોથી, ગમે એવી બડાઇ મારવા છતાં, કરી શકતી નથી.

ઇરાનીઓએ "ઘોડેસ્વારી"ને આટલી અગત્ય આપી છે તેનું એક ભેદી કારણ પણ છે. પ્રથમ કંઇક મહાન વીરોના નામો પણ ગુશ્તાસ્પ, કેરશાસ્પ, લોહરાસ્પ, પોઉરૂશસ્પ ઇત્યાદી છે, જેને છેડે અસ્પ, અશ્વ એટલે 'ઘોડા' એ શબ્દ આવે છે. 'રૂસ્તમ' પહેલવાન પણ તેના રખ્શ વિના નાચાર બનત. કૈખુશરૂ અને બેઝનના પણ જગખ્યાતિ પામેલા ઘોડાઓ હતા.[1] સોશ્યંત પણ છેવટે સફેદ, નકલંકી ઘોડા ઉપર સ્વારી કરીને આવનાર છે. સરોષ યઝદ ચાર, શુદ્ધ, શ્વેત[2] ઘોડાના રથમાં બેસીને પૂર્વે હીંદુસ્તાનથી પશ્ચીમ તરફ કુચ કરી જાય છે. સૂર્ય પણ "અઉર્વત-અસ્પેમ" તેજ ઘોડાવાળો લેખાયો છે. માટે ઘોડા શબ્દ અર્થસૂચક હોવો જોઇએ. 'રૂસ્તમ' વીરો થયો તેનું કારણ તેનું શારીરિક બળ તેમજ તેનો "મન"ના ઘોડા ઉપરનો

---

૧. ઘોડાનો જન્મ તેના સ્વારની સાથે એકજ વેળાએ થયો, તે અર્થસૂચક ઈશારો લેખવો. ૨. સફેદ.

મહદભૂત સંયમ અથવા કાબુ હતો. તેના નૈતિક ગુણો જો ન હોત, તો I વીરો નહિં, પણ રાક્ષસ લેખાત.[1] નીતિ નિપૂણને બાજુએ મેલીને, બુદ્ધિમાન થવા ઇચ્છનાર જરથોશ્તિ, ધર્મ પ્રમાણે "જાદુગર" લેખાય છે. હેંદુ શાસ્ત્રોમાં પણ "મન"ના ઘોડાની ઉપર "બુદ્ધિ"ની લગામ ચઢાવવાને ઠેકેઠેક શીક્ષણ દીધું છે. શ્રી કૃષ્ણ પોતે રથવાન હતા. હાતમે તાઇની પાસે પણ પવન વેગે દોડતો ઘોડો હતો, એવું કથન છે. ખ્રિસ્તી Knights Templars (Crusaders), સેંટ જયોર્જ વીગેરે વીરો પણ ઘોડેસ્વારજ ચિતાર્યા છે. જરથોશ્તિ ધર્મનું મૂળ શીક્ષણ "હુમત" છે, અને મનના ઘોડાને લગામમાં દબાવી રાખીને, તેને ઉત્તમ સાધન તરીકે, વાહન તરીકે, અથવા માર્ગ કાપીને વૃદ્ધિગત કરાવનાર હથ્યાર તરીકે, વાપરવાથીજ માનવી જાત અંગ્રેમીનો સામે લડાઇ કરવામાં ફાવે છે, અને તેની ઉપર છેવટનો વિજય મેળવીને, સંસ્કારી બનીને, મોક્ષપદ અથવા ગરોનેમાનની સર્વોત્તમ ગતીને પામે છે. બાપો જરથુશ્ત્ર સાહેબ 'રમ્ઝગો', 'ભેદી'[2] ગણાતા હતા, તેનું આ એક કારણ છે. ટુંકમાં બોલતા, પણ એકાદ વાકયને ઉકેલવાને પુસ્તક જેટલી લાંબી ટીકાઓ જોઇતી. મારા હિંદુ ભાઇઓને જણાવવાની આવશ્યકતા છે, કે પ્રથમ યોગપદે પહોંચનાર વીર "ક્ષત્રીયો" અને રાજાઓ હતા[3] અને બ્રાહ્મણો કરતાં પણ તેઓ આગળ વધી ગયા હતા, જો કે છેવટે રાજઋષી કરતાં બ્રહ્મઋષીઓએ પોતાની સાત્વિકતાને અંગે પ્રાધાન્યપદ મેળવ્યું.

કર્મ માર્ગ શીખાડનાર જરથોશ્તિ ધર્મ ઘોડેસ્વારી અને મનની સ્વારી ઉપર આટલો ભાર મુકે, એ સ્વાભાવિકજ છે. કલયુગનો ધર્મ કર્મ માર્ગજ છે, એ શ્રી કૃષ્ણે પણ જરથુશ્ત્ર સાહેબની પાછળ આવીને

---

૧ It is good to have a giant's strength, but tyrannous to use it as a giant.

૨. ભટક મુવા ભેદી બિના, કૌન બતાવે ધામ
ચલતે, ચલતે યુગ ગયા, પાવ કોસ પર ગામ,

૩. एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः
स कालेनेह महता योगो नष्टः परंतप ॥

(ભગવદ ગીતા, ૪-૨.)

અર્થ-આ પ્રમાણે પરંપરા આ યોગ જે રાજરીષીઓ જાણતા હતા, તે મોટા કાળ પછિ નષ્ટ થયો.

ભગવદ ગીતામાં શીખાડયો[1]! ઉદ્યોગથી ખેતી કરવાનું શીક્ષણ જે જરથુશ્ત્ર સાહેબે આપ્યું, તે પણ કર્મ માર્ગને અનુસરતુંજ દીધું, અને "મન"ની ખેતી કરવાની, ધરતીની ખેતી કરવાથી અધિક શ્રેષ્ટ છે, એ સહજ સમજાશે.

જરથોશ્તિ ધર્મ સાહિત્ય આજકાલ ધર્મપોથીઓના અનેક તરજુમાઓમાં સંકોચાઇ રહ્યું છે. તે ધર્મ સાહિત્ય ન કેહવાય પણ શબ્દ પાંડિત્ય લેખાવું જોઇએ. એની પણ હવે હદ થઇ ગઇ. આંકીટલ ડી પેરોનના વખતથી આજ દીવસમાં ડજનબંધ તરજુમાઓ થયા અને વીસરાયા. ઘણાક પાશ્ચાત્ય પંડિતોના તરજુમાઓ લુખા, સુકા, રસ રહિત હોઇને, તેમને વાંચતાં ઉંઘ પણ આવી જાય છે. એ તરજુમાઓનો મોહ અને લખ હવે ત્યજવોજ જોઇએ.

---

૧. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥
योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यासिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥
दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥
बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥

(ભગવદ ગીતા ૨, ૪૭-૫૧.)

"કર્મ સાથેજ તારૂં કામ છે, તેના ફળ સાથે કદી નહિં. માટે ફળની આશાથી કર્મ કરીશ નહિં અને અકર્મને વળગીશ મા, હે ધનંજય! પરમેશ્વર સાથે એકતાન થઇને કર્મ કર્યો જા; વળગણો ત્યજી દે અને હાર જીતમાં સમાન ભાવ રાખ; કારણ કે સમાનતાનેજ યોગ કહ્યો છે. બુદ્ધિ યોગ કરતાં કર્મ બહું ઉતરતું છે. હે ધનંજય! માટે બુદ્ધિ યોગ કર. જે પણ ફળના હેતુથી કર્મ કરે છે, તેઓની સ્થિતી દયાજનક છે. બુદ્ધિ યોગ કરનાર અત્રે સુકર્મ અને દુષ્કર્મ બન્ને છોડી દે છે (માત્ર ધર્મ કર્મજ કરતા રહે છે). માટે યોગમાં યત્ન કર, કર્મમાં કુશળતા એજ યોગ છે. ઉત્તમ બુદ્ધિવાળાઓ બુદ્ધિ યોગ કરીને, કર્મનું ફળ ત્યજે છે, અને જન્મ મરણમાંથી મુક્ત થઇને, આનંદમય સ્થળ (સ્વર્ગ) પામે છે." વળી જુવો બાલ ગંગાધર તીલકની શ્રીમદ ભગવદ ગીતા ઉપરની ટીકા.

पोथी पढपढ जग मुवा, पंडीत भया न कोय,
अढाइ अक्षर प्रेमका, पढे सो पंडित होय.

હવે પોથીઓ પઢવાનો અવસર ગયો છે. પોથીઓ સમજીને અમલ કરવાને વધુ વિલંબ થવો ન ઘટે.

'પ્રેમ' જે અઢી અક્ષરનો છે, તે જરૂર શીખવો જોઇએ. ખરેજ હૈયાંની કેલવણી આજદિન પર્યંત નિવારી મુકાઇ છે. 'મન'ની યાદદાસ્ત શક્તિની કેળવણીએ, એ જીગરની કેલવણીને ન્યાત બહાર મુકી છે. ખરા ધર્મના અભ્યાસીઓ અને ચેલાઓએ, મનને થોડોક વખત બાજુ મેલીને, હૈયાંને બહારમાં લાવવા, પ્રફુલ્લિત કરવાને મથન કરવું જોઇએ. તોજ "અષોઇ"નો માર્ગ હાથ આવશે, ત્યારેજ 'માથ્ર' અને 'મન્ત્ર'ની ભેદી શક્તિ બરપા થઇ શકશે. ત્યારેજ અરદીબહેશ્ત યશ્તમાં જણાવેલા "અષો અને માથ્રેમ સ્પેન્તેમ બએષજ્યો", એટલે અષોઇ અને માથ્ર સ્પેન્તથી દર્દ ટાળનારા વૈદો ફરીને આપણા ટોળામાં ઉભા થશે. છેવટના ૪૦) વર્ષના જડવાડ અરસામાં આપણા મોબેદ સાહેબોએ જે પણ ભેદી ધાર્મિક શક્તિઓ છે, તે ગુમાવી દીધી છે: અને તેઓ દુન્યવી લોભ અને લાલચને નિશદિન વધુ વશ થતા ચાલ્યા. ફરી તેમને 'અષોઇ'નો સાહયો પેહેરાવવાને કાજે, તેમને "હૈયાંની કેળવણી"થી નૈતિક અને ગુણી બનાવવાને સારૂં, કેળવાયલા "ગુરૂ"ઓની જરૂર છે. જરથોશ્તિ-ઓમાં શબ્દો શીખાડવાની મદ્રેસાઓ બહુ થઇ ગઇ. હવે જરા આગળ વધીને મીનોઇમાં પ્રવેશ કરવાને માટે મન, વાણી અને વર્તન ઉપર જે કાબુ ("યમ અને નીયમ") અષોઇ કાજે જોઇએ, તે ખીલવવાને મદ્રેસાઓ ખોલવી જોઇએ. જે ફળ 'અષોઇ' પાળવાથીજ મળે છે, તે 'અષોઇ'ની પોથીઓ વાંચવાથી નથી મળતાં, તે માટે પોથી પંડીતો નારાજ થાય છે, ખફા થાય છે અને ઠઠા કરે છે. ખરૂં! પણ જો કેરીની ચામડીના લાખ ફોટો લ્યો, તેના સુંવાળાપણાનો ૧૦૦ વર્ષ અભ્યાસ કરો, તેના રંગ અને રસ ઉપર એક યુગ સુધી વીવેચન કરો, પણ કેરી મોઢામાં મુકીને, તેનો અનૂભવ લેવાની હિમત ન કરો અને સાદી સમજ ન બતાવો, તો કેરી કેવી છે તે કદી પણ ન જણાય, અને તે ખાધાથી કેવી શક્તિ આવે છે, કેવો સ્વાદ મળે છે, કેવું પોષણ મળે છે, અને શી ગતિ થાય છે, તે કદી [illegible] હજાર વર્ષ પર્યંત ધર્મપોથીઓ જે "અષોઇ"

પાળવા કેડેજ સમજાય, એવું સ્પષ્ટ શીક્ષણ છે,[૧] તેની સાથે માથું દુખવશો, તો "અષોઇ"ની ભિત્તરનું જ્ઞાન, શકિત અને સુખ (સચિદાનંદ) કદીએ જડશે નહિં.

**'અષૅમ્ વૅાહૂ વહિશ્તૅમ્ અસ્તી; ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્માઇ હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષૅમ્,'** એ મહાવાકય માત્ર પઢી જવાને માટે જરથોશ્તિ ધર્મના પાયા લેખે આપ્યું નથી. ના, ના! અષોઇ પોતે સર્વોત્તમ આશીષ અને આનંદ છે, અને આનંદ અને કલ્યાણ તેને મળે છે, જે સ્વાર્થરહિત બનીને, માત્ર અષોઇને કાજે અષોઇ પાળે છે, એટલું શીક્ષણ મન, વાણી અને વર્તનમાં અષોઇ ઉતારવાને કાજે, જગત્કર્તા અહુરમજદે મોકલ્યું છે. માથ્રવાણી ઉચરવે પણ માનવીની બુદ્ધિ કાંઇક અંશે સ્વચ્છ થાય છે ખરી. પણ જ્યારે તે શબ્દો ઉપર ચારિત્ર રચાય, પાપો હરાય, અને જીવન ગાળવામાં આવે, તોજ અષેમ વોહુનું મહામંત્ર ખરૂં કલ્યાણકારી બને.[૨] ત્યાં સુધી તે મહાવાકય સમજાશે નહિ અને પૂર્ણ કલ્યાણકારી કદીજ બનશે નહિં.

ત્યારે 'અષોઇ' પાળવાની મદ્રેસા ઉઘાડો[3] અને પાપ અને લાલચોમાંથી સંપૂર્ણ રક્ષણ મળે એવી વાતાવરણમાં, વધુ નહિં તો માત્ર ૨૫) યોજદાથ્રેગરોને ૨૦ વર્ષ પાળો. પછી જો અષોઇનો ચમત્કાર 'ઉરૂનએચ દરૅઘે હવંઘ્રહે'[૪] લાંબા કાળની ઉર્વનની પવીત્રાઇના ફળ

૧. "હઓમયો ગવ બરેસ્મન, હિઝ્વો-દંઘ્રહંઘ્રહ, માંથ્રચ, વચચ શ્યઓથ્નચ જઓથ્રાબ્યસ્ચ અર્ષુખ્ધએઇબ્યસચ વાઘ્ઝિબ્યો", એટલે "હોમની ક્રિયા કબુલ કરનારા, દુધ, ઝાડની ડાંખલી, જીભની અક્લ, માંથ્રવાણી, (અષો) **વાણી, વર્તન, ક્રિયાની ભેટ** અને **અષોઇથી** ઉચરેલા શબ્દથી, (અમુક) યઝદની હું ભક્તિ કરૂં છું," એ શબ્દો લગભગ દરેક યશ્ત, ન્યાયશમાં ભણાય છે.

૨. पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

(ભગવદ ગીતા ૬-૪૦.)

હે પાર્થ! ન આ જગતમાં કે ન પેલી (મીનોઈ)માં, તેવો નષ્ટ થાય; હે પ્રિય! જે અષો હોય, તે દુર્ગતિ અને દુઃખ કદી પામતો નથી.

૩. આ કાર્ય મોટાં જીગરના શેઠ મેરવાનજી મનચેરજી કામા પોતાના અથોર્નાન ઈન્સ્ટીટયુટનાં બાદશાહી ફંડની ઉપજમાંથી એકલે હાથે, સહેલાઈથી બનાવી શકશે. એ શેઠયા આ અત્યંત પુણ્યવંતુ કાર્ય પાર પાડે એવી દુઆ કરીશું.

૪. જુવો આતશ ન્યાયશ ફકરો ૬.

તરીકે ન બને, તો જરૂરજ ધર્મને મોહ જાળ માની લેજો. કયાં છે ધર્મદીપક, પ્રવીણ ધર્મગુરૂના નીયમાનુસાર ૨૦ વર્ષ સંપૂર્ણ અષોઇ પાળનારાઓ ? જ્યારે રૂહાની ધર્મગુરૂઓની ગરજ કોઇને ન રહિ, જ્યારે સર્વેએ અષોઇ મેલીને, 'મન'ની કેળવણી ઉપર મદાર બાંધ્યો, આધાર રાખ્યો અને પાયો રચ્યો, ત્યારે ખરા ભેદી, ધર્મગુરૂઓની માંગણી ન થવે, તેમની સંખ્યાનો અંત આવ્યો. 'Knock and it shall be opened unto ye. Seek and ye shall find.' ઠોકો અને બારણું ઉઘડશે. શોધો અને જરૂરજ મળશે, એ આશાવાદી વાકયો પાછળા જમાનામાં ઇસુ ખ્રિસ્તે આપ્યાં છે, તે ભુલશો નહિં. જ્યારે પણ માનવી તૈયાર થઇને શોધશે, ત્યારે 'મીનોઇનો માર્ગ' જે પોતાની બેપરવાઇથી તેણે બંધ કીધો છે, તે ખુલી શકશે. અષો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબ નિગેહબાન અને રક્ષક છે, તે સાહેબ મીનોઇમાંથી આપણે માટે નિરંતર કાળજી કરે છે.[1] તેમના મહાભારત બળ અને રક્ષણને અંગે આપણે હજી ધર્મ ધરીને બેઠા છિયે. જો કે તે ધર્મ આજે 'રસ' વિનાનો બની ગયો છે. એવા અમર મહાગુરૂની દયા અને પ્રેમની સીમાજ ન હોય. તેમના પ્રસિદ્ધ નીયમો પાળીને તેમને શરણે ધાવો. તેમને ચરણે પડો. તેમને આધિન થાવો. દરેક ફ્રવષી અમર, અજર છે. તો મહાગુરૂ સાહેબ, વક્ષૂરે વક્ષૂરાન અષો સ્પીતમાન જરથુશ્ત્ર શરીર છોડીને ગયા, તેથી ગુમ અને લોપ નથી થયા, એમ ખાત્રીથી માનજો, કારણકે અવસ્તામાં જણાવ્યું છે કે તે સાહેબ 'ગેતી'ના યજદ છે. ત્યારે આ ભૂમીના રક્ષક હોઇને, તેમણેથી એ પૃથ્વિનું કાર્ય પુરૂં ન થાય ત્યાંસુધી તે ત્યજી દેવાયજ નહિં. એટલો વિશ્વાસ રાખી, સબુરી, આધિનતા અને અષોઇથી, તેમને શીખાડેલો માર્ગ ધરો, તો તેમના વચનો વ્યર્થ નથી,[2] પણ સત્ય છે, એટલું તમે અનુભવથી સિદ્ધ કરી શકશો. વીરનો

૧. સુરી બાયઝીદે બસ્તામી કહિ ગયો છે કે ૩૦ લાંબા વર્ષ મેં ઇશ્વરજીને ગોત્યા. ત્યારકેડે આંખ ઉઘાડી. મને ત્યારે જણાયું કે ઈશ્વરજી તો મને શોધતા હતા ! જુવો પાછળ, પાન ૩૧૪. ૨. Heaven and earth shall pass away, but my words shall not pass away. (*Matthew 24-35.*)

During the last 2 or 3 centuries alone, upwards of thirteen fixed stars making each a planetary system, have disappeared, after they seemed to be on fire; so much so that one of them could be seen burning for days together by the naked eye, at mid-day. (*Biblical Encyclopædia.*)

વીર, કરોડો વીરોમાથી એક વીરજ 'અષોઇ'નો મહા બીકટ પહાડ ચઢી શકે છે. છતાં દરેક નર, નાર પોતાની શક્તિ અનુસાર અષોઇ પ્રાપ્ત કરે છે અને તેટલે અંશે બુદ્ધિ, સુખ અને શક્તિ સંપાદન કરે છે. મોહ અને પાપનો માર્ગ છોડીને, ઝટ અષો જરથુશ્ત્ર સાહેબે શીખાડેલા માર્ગે દરેક જરથોશ્તિએ લાગી જવું, એજ એનુ કર્તવ્ય, એનો ધર્મ, એની ફરજ છે. તો જેજે જ્ઞાન, શક્તિ અને આનંદ દરેક ધર્મના મહાગુરૂએ શીખાડયું છે, તે દરેક જરથોશ્તિને સુલભ બનશે. પાક દાદાર અહુરમજદ તમને એ માર્ગે લાગવાની અમૂલ્ય બુદ્ધિ દે!

'અષોઇ' પ્રાપ્ત કરવાને શાસ્ત્ર શીખવું જોઇએ. તે શાસ્ત્ર આ પુસ્તકમાં જણાવેલા સદગુણો અને અધ્યાત્મિક લક્ષણો પ્રાપ્ત કરવે, ઉત્તમ પ્રકારે મેળવી શકાશે. મારા બંધુઓ આ લક્ષણો સંપૂર્ણ રીતે સમજી શકે, તેને માટે અન્ય ધર્મો અને સાહિત્યોની સરખામણી પણ આપવામાં આવી છે. સુજ્ઞ વાંચનારે જે જે ધર્મ અભ્યાસ કર્યો હોય, તેની સરખામણીથી તે જરથોશ્તિ ધર્મ વધારે રસપૂર્વક સમજી શકશે. વળી અન્ય ધર્મોના અનુયાયીઓ, જરથોશ્તિ ધર્મનું ઉંડાણ પોતપોતાના ધર્મના શ્લોકો ઉપરથી બહુ સ્પષ્ઠ રીતે અને ઉત્સાહથી પીછાણી શકશે, અને જરથોશ્તી ધર્મનો સત્કાર કરી શકશે. તે ઉપરાંત જે જરથોશ્તીઓ બાઇબલ, ભગવદગીતા વિગેરે પુસ્તકોમાં આવેલા નિતી બોધોથી અંજાઇ ગયા હોય અને જરથોશ્તિ ધર્મ શાસ્ત્રોમાં તેટલી મહત્વનું કાંઇ નથી એ પ્રમાણે અભ્યાસ વિના માની બેઠા હોય, તેમની ખાત્રી થશે કે પવિત્ર અવસ્તા વાણીમાં લગભગ તેવાંજ કીમતી શીક્ષણો સમાયલાં છે અને તે ભાષામાં થોડાં બચેલાં પુસ્તકોમાં પણ તેના ઢગલાઓ પડેલા છે. વધુ તેઓ જાણી શકશે કે પાછળથી પ્રગટ થયેલાં બીજાં કેટલાંક ધર્મ શાસ્ત્રોએ અવસ્તામાં આવેલા ઘણાક નૈતિક પાઠોની નકલ કરેલી દેખાય છે. વળી જરથોશ્તિઓ પણ બીજા ધર્મો માટે માન અને પ્રેમ જાળવતા રેહશે, કારણ કે અહુરમઝદ કીરતારે, બીજી પ્રજાઓ માટે પણ ઉત્તમ મહાગુરૂઓ મોકલ્યા છે, જેમણે જરથોશ્તિ ધર્માનુસાર ઉત્તમ બોધો જગકલ્યાણાર્થે દીધા છે, એ અન્ય ધર્મોની સરખામણી ઉપરથી સિદ્ધ થઇ શકશે. એકજ જગતમાં વસતા સર્વે માનવીઓ ભાઇબંધો છે, અને તેઓ એકજ પીતા ઇશ્વરનાં બેટા, બેટીઓ છે, અને તે દરેકને, દયા અને મહોબતથી પોતાની પાસે લેવાને, તે પરમકૃપાળુ પરમાત્માએ

જગતના ઉત્પતિ કાળથી અનેક પ્રયત્નો કર્યા છે, અને તેનું અપાર જ્ઞાન તેણે અસંખ્ય શીક્ષકો અને ગુરૂઓ મારફતે માનવ-પ્રજા માટે મોકલ્યું છે, અને પ્રાણી માત્ર તરફ પ્રેમ બતાવી, તેમનો ઉધ્ધાર કરી, પોતાનું કર્તવ્ય[1] નિરંતર બજાવી, માનવી પોતાના પીતા ઇશ્વરની છાતિમાં ફરી જઇને વસી શકે છે, એ સિધ્ધાંત અંતઃકરણપૂર્વક માનવાને માટે પુરાવાઓની જરૂર છે. તે પૂરાવાઓ ભિન્ન, ભિન્ન ધર્મોની સરખામણી ઉપરથી સ્પષ્ટ મળી જાય છે. જેમ એક ચીનો રસાયણશાસ્ત્રી, જો જાપાની, હિન્દુ, પારસી, ખ્રિસ્તી, એશ્યાખંડ, યુરપખંડ કે અમેરીકાખંડ વાસીએ લખેલી રસાયણ શાસ્ત્રનો પ્રથમ દર્શકજ તીરસ્કાર કરે અને અમાન્ય રાખે, તો અજ્ઞાની અને મૂઢ લેખાય, તેમ જરથોશ્તિ "ધર્મ–શાસ્ત્રી", જો પોતાની આંખો મજબુતીથી બંધ રાખે અને બીજા ધર્મોનો અભ્યાસ કરવા ધર્માંધથી ના પાડે, તો તેપણ અજ્ઞાની અને અપૂર્ણ લેખાય! વળી પ્રાણી માત્રની ઐકયતા જાળવે અને દરેક માનવીને કરણી પ્રમાણે મોક્ષ પદે પહોંચવાની આશા દે, ત્યારેજ 'ધર્મ' સત્ય છે એમ લેખવું. ટંટો, ફીસાદ, પાપ, ઝઘડાઓ, પૂર્વ અને પશ્ચીમ દેશોની લડાઇઓ, બળવાઓ, બખેડાઓ, ખુનામર્કિ, અન્ય ધર્મોનો તિરસ્કાર, માનવ ભાઇ બહેનોનું અપમાન અને અવગણના ત્યજીને, પ્રાણી માત્ર સાથે "ભાઇબંધી" જાળવીને, તેમના કલ્યાણાર્થે જીવન ગાળીને, નીતિનો પરમ પવિત્ર માર્ગ કાપનાર, જગતમાં નીડર, નિઃશંક બનીને, અમર શાન્તિ અને સુખધામ માટે અધિકારી બને છે. એટલું સમજીને ધર્મનું સેવન કરો અને કૃતકૃતાર્થ બનો. એ કાર્યમાં કાંઇક સહાયતા આ પુસ્તકથી મળે, એવી અષો અહુરમઝદને આ લેખકની નમ્ર પ્રાર્થના છે.

આ પુસ્તક ધર્મોપદેષ (વાએજી) કરનાર, લેખક, વકતા, શીક્ષક, મનન કરનાર,[2] હૈયું કેળવનાર, તેમજ ધર્મોની સરખામણી કરનાર

---

૧. यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥
(ભગવદ ગીતા, ૧૮–૪૬.)

જેમાંથી સકળ પ્રાણીઓ અને ભૂતો બહાર પ્રગટયાં, જે સૃષ્ટિમાં પ્રસરી રહયો છે, તેને પોતપોતાની ફરજ બજાવવે પૂંજનાર, સિધ્ધિ (સંપૂર્ણતા, ખુરદાદને) પામે છે.

૨. Meditator, ધ્યાની.

સર્વેને ઉપયોગી થઇ પડે એવી ધારણાથી, લખવામાં આવ્યું છે. તેની ભાષા સરળ અને વિષયોને શોભે એવી રાખવામાં આવી છે. આ લેખક જાણે છે કે કેટલાક જરથોશ્તિઓ ઇચ્છશે, કે બહુ ફારસી શબ્દો વાપરીને, તે ઘરઘતુ બનાવવામાં આવી હોત. પણ વાંચક વર્ગ વધુ બહોળો રહેવાનો સંભવ છે, ત્યારે એમ કરવું સર્વે વાંચકોને તો ન જ પાળવે. છતાં એક સરળ ઉપાય છે. જેમની ઇચ્છા હોય, તેમણે ટાંકેલા ફકરાઓનો મન ચાહે તે પુસ્તકોમાંથી તરજુમો વાંચી લેવો. અને બીજું સર્વ છોડીજ દેવું! માટે તે પુસ્તકો હાથ આગળ રાખી છાંડવા. આ લેખક દ્રઢતાથી માને છે કે ગુજરાતી ભાષાનું ૭ માં પુસ્તક પર્યંતનું જ્ઞાન કોઇ પણ ગૂઢ, રમૂઝવાળા અને ઉંડા વિષયને સમજવા કાજે અવશ્યનું છે. એ સુંદર ભાષા સારૂં થોડાંક વર્ષો રોકવાનું અનિવાર્ય છે, કારણ કે સદીઓ થયાં તો ગુજરાતિજ જરથોશ્તિઓની માતૃભાષા બની રહિ છે. તો તેના વ્યહવારૂ અને યોગ્ય અભ્યાસ વિના, સ્પષ્ટ અને ઉંડા વિચાર કરવાનું લગભગ અશકય છે. ઇંગ્રેજી અથવા બીજી કોઇ પણ ભાષાનો ગમે એવો ઉત્તમ અભ્યાસ હોય, છતાં જો માતૃભાષા સંપૂર્ણ રીતે ન ભણી હોય, તો મન સંકોચિત થાય છે, અને વિચારો અસ્પષ્ઠ રહિ જાય છે.

તે ઉપરાંત જેઓ માત્ર વ્યાકરણાભ્યાસી રહેવા ન માગતા હોય, એવા ધર્માભ્યાસીઓ સારૂં અવસ્તા, પહેલવી અને સંસ્કૃત ભાષા ભણવાની આવશ્યકતા છે, એ કદી ભૂલવું નહિં. ગમે એવા શુદ્ધ તરજુમાઓ વાંચવાથી કદીએ અસલ શીક્ષણનો ભેદી છાપ, હૈયાં અને બુદ્ધિ[1] ઉપર પડી શકતોજ નથી. વળી સુંદર અને મીઠી અવસ્તા, સંસ્કૃત વીગેરે જૂની ભાષાઓની મધૂરતા તો, તે અસલમાં સમજીને વાંચવેજ જણાય છે, એટલી ખાત્રી રાખનારને, તે ભાષાઓનો અભ્યાસ કરવાને ઉત્સાહ થશે. જેઓ એ ભાષાઓ અઘરી છે એવું બહાનું કાઢે છે, તેમને હિન્દના નેતા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજી, જેઓને અનેક બંધુઓ મહાત્મા લેખે છે, તેમના ટુંક શબ્દોમાં જવાબ વાળી શકાશે. એમણે સત્ય જણાવ્યું છે કે, જો ધર્માભ્યાસી, ભાષા શીખવા જેટલી ઉલટ અને મેહનત ન કરી શકે, તો ધર્મનું અનુકરણ, જે અત્યંત મુશ્કેલ છે, તે કદીએ કરી શકે એવો સંભવ નથી. ધર્મિષ્ઠ થવા ઇચ્છનારે, સમૂળગો

---

૧. ઉરવન અને બગ્બોધંગ.

સાત્ત્વિક બનીને રાત, દિન અભ્યાસ, મનન અને વર્તન કર્યાજ જવું જોઇએ. તેનું દ્રષ્ટિબીંદુ[1] "મોજ શોખ," "ભોગવવાના ભોગોના સેવન"[2] ઉપરથી ઉઠાડી લઇને, કર્તવ્ય, ધર્મ અને સેવા ઉપર સચોટ લાગવું જોઇએ. તેજ તેનું સર્વોત્તમ આનંદનું સાધન બની જવું જોઇએ. ત્યારેજ જેને ચિન્વત પુલ કહ્યો છે, અને જે તલવારની ધારથી પણ સૂક્ષ્મ છે, તેવા સાંકડા રસ્તાની[2] ઉપરથી, જીવતાં જીવત, સલામતીથી અને હસ્તે હૈયે અને મૂખડે ચાલી જઇ શકાશે! તેની પેલીપાર ખુરશેદ પાયા, મહાપાયા, સતર પાયા અને ગરોનેમાનના અનંત અને પૂર્ણાનંદ, પૂર્ણ જ્ઞાન, અને પૂર્ણ શકિતના ભૂવનો તેની મીનોઇ આંખો[3] આગળ ઉઘડા જશે.

ભક્તિમાં કંટાળો ન આવે, ભકિત સુખરૂપી બને, ભકિત મનની શંકાઓનું સમાધાન કરે, ત્યારેજ ભકિતરસનો પ્યાલો સારી પેઠે પીધેલો ગણાય. એવા હેતુથી આ પુસ્તકમાં અન્ય ધર્મો અને સાહિત્યોની

---

૧. ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥
शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात्
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥
योऽन्तःसुखोऽतरारामस्तथान्तर्ज्योतिरेव यः
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥
लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः
छिन्नद्वैधा यतात्मनः सर्वभूतहिते रताः ॥

(ભગવદ ગીતા ૫-૨૨ થી ૨૫.)

હે કૌન્તેય ! સ્પર્શ (ઇંદ્રિ)થી ઉત્પન્ન થયેલા ભોગો, ખરેજ દુઃખની યોનીઓ છે. કારણ કે તેઓ આદિ, અન્તવાળા છે; માટે તેમનામાં બુદ્ધિમાનો મોજ મેળવતા નથી. આ પૃથ્વિ ઉપર જે પણ શરીરમાંથી છુટી જવા પેહલાં, ઈચ્છા (કામ) અને ક્રોધના વેગનું સહન કરી શકે છે (અને તેમને વશ થતો નથી), તેજ યોગી છે, તે (ખરો) સુખી છે. જે ભિત્તરમાં સુખી છે, ભિતરમાં મોજ મેળવે છે, ભિત્તરમાં જ્યોતિ (પ્રકાશ) પામ્યો છે, તે યોગી બ્રહ્મ (એટલે ઈશ્વર) બનીને, ઈશ્વરની નીર્વાણની શાંન્તિ પામે છે. ઋષીઓ, પાપો બાળીને, દુઈ (દ્વન્દ્વ) છોડીને, પોતાને કાબુમાં રાખીને, સઘળા ભુતો (પ્રાણીઓ) ના કલ્યાણઅર્થે યત્ન કરીને, ઈશ્વરની શાન્તિને અને નીર્વાણને પહોંચે છે.

૨. Straight is the path, narrow the gate, few the[illegible] be that find it. ૩. દિવ્ય ચક્ષુઓ.

સરખામણીઓ દાખલ કરી છે, જેમા દરેક વાંચક મનવાંચ્છિત વધારો, પોતાના વાંચનાનુસાર કરી શકશે. નાટક, સીનેમા અને બગીચા, ગુલેસ્તાનો જોવામાં, કવિતા અને સાહિત્ય વાંચવામાં, સુંદર પુતળાંઓ જોવામાં, મધૂર ગાયન, વાદન સાંભળવામાં, ઉત્તમ મિષ્ટાનો જમવામાં, સુગંધીઓનો ભોગ કરવામાં, અને સુંવાળી વસ્તુના સ્પર્શમાં જેટલો મીઠાસ લાગે છે, તેટલોજ અથવા વધુ, ભક્તિ રસમાં જ્યારે લાગે, ત્યારેજ ભક્તિ સિધ્ધ થઇ અને દાદાર અહુરમજદને પહોંચવાને યોગ્ય તે બની, એમ જાણવું. ત્યાં સુધી તો ભક્તિ શીખો છો, એમજ માની લેજો. આવી કેળવણી લેવામાં આ પુસ્તક સહાયક થઇ પડશે, એવી આશા છે.

માથ્રવાણીનો વિષય સમજવા માટે, આજના પદાર્થ શાસ્ત્રમાં "અવાજ"નું[1] અને "ગાયન"નું વહેવારૂં જ્ઞાન મેળવવું જોઇએ. વળી હિન્દુ શાસ્ત્રમાં ધ્વનીનો વિષય અને ઑંકાર અને "વાખ"નો વિષય સમજવાની જરૂર છે. માત્ર એકજ પુસ્તક જે ઇંગ્રેજીમાં છે, અને જે એક કુશળ અને હાઇ કોર્ટના ઇંગ્રેજી ન્યાયાધીશે લખ્યું છે,[2] તેની તરફ વાંચકનું લક્ષ ખેંચીને વિનંતી કરીશું, કે એ વિષય કેટલો ગૂઢ અને ચિત્તાકર્ષક છે, તેની ખાત્રી કરી લેવી. ધર્મનો અભ્યાસ કરવાને અધિકારી બનવા ઇચ્છનારે, ભલાં કર્મ અને અનેક શાસ્ત્રોના જ્ઞાનનો પાયો નાખવો જોઇએ.[3] સર્વોત્તમ "જ્ઞાન" જે મનનું નથી, પણ "આત્મા"ના જ્યોતિ પ્રકાશ પછિજ મળે છે, તે અત્યંત પ્રયાસ, અધ્યયન અને મનન અને અષો જીવન વિના, પામી શકાય જ નહિં. આજે તો "પૈસા"ની પૂંજા થઇ રહિ છે, ઇન્દ્રિય વિષયોનુંજ અબાધિત સેવન ચાલ્યું જાય છે, આળસ્યનો મહિમા ઉજવવાને નર, નાર તત્પર થયાં છે, એટલે સાત્વિકતા અથવા અષોઇના બારણાં બંધ થયાં અને 'મિનોઇ'નું જ્ઞાન નામ માત્ર જેવું થઇ ગયું છે, તેમાં નવાઇ શી? સર્વથી મહાભારત સાહસ જે ગાથામાં લેખાયું છે, તે માથે ઉઠાવવાને કોઇને ઉત્સાહ અથવા કાળજી નથી, તો પછિ "મીનોઇ" ભુવન ગુપ્ત

---

૧. Sound, timbre, tune. ૨. "Garland of Letters" by Arthur Avalon (Mr. Justice Woodroffe.)

૩. सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।

(ભગવદ ગીતા ૪-૩૩).

પાર્થ! દરેક કર્મ, છેવટે જ્ઞાનમાં વિરામ પામે છે.

પડી રહ્યું છે, તેમાં ખોડ "મીનોઇ"ની નથી, પણ તે મેળવવાને જોઇતા પ્રયાસને 'ખીકટ' ગણવાનીજ છે. "મીનોઇ ભૂવન" માત્ર એક મોહ-જાળ નથી. જે, જે વસ્તુ અથવા જ્ઞાન મેળવવા ઇચ્છો, તેને માટે દામ આપવુંજ જોઇએ, તેને માટે યોગ્ય સાધનો, સામગ્રીઓ અને વિદ્યાઓ સંપાદન થવી જોઇએ. અંતઃકરણપૂર્વક, લાંબો, અખંડ અને પ્રેમી 'અષો' પ્રયાસ વિના "મીનોઇ"નો ભૂમી બંધ રહે છે એટલુંજ નહિં, પણ તેમાં પ્રવેશ કરવાનો દ્વાર પણ જડશે નહિં, એ ખાત્રીથી માનજો. પણ તેમાં "મીનોઇ"નો દોષ નથી; અપૂર્ણતાનો, અયોગ્યતાનો, અપાત્રતાનો છે. જગતની સર્વે ખટપટ ત્યજીને, મનને સમાધાન કરીને, ઇન્દ્રિઓને વશમાં[1] રાખીને, ફરજ બજાવતાં, જે માનવી થાકતોજ નથી, અને તેમાંજ સર્વોત્તમ સુખનું સાધન જોતાં શીખે છે, તેજ "મીનોઇ"માં પ્રવેશ કરવાને અધિકારી બને છે. બાકી જગતની દોલત, લાખ પુસ્તકો વાંચીને મેળવેલું મનનું પાંડિત્ય, ૧૦૦ વ્યાકરણો ભણીને ગોખેલા શબ્દો, લોકને દેખાડવાને દીવસની કલાકોની કરેલી ઢોંગી ભક્તિ, નામ, પદવી, ખેતાબ, ઉમર, સફેદ બાલ, તસબીહ, માલા, સફેદ સાહયો–એમની "મીનોઇ"માં કોડી, દમડી જેટલી કીમત થાય છે, જો કે એ સર્વનો સદુપ્યોગ ખરેજ આવકારદાયક છે. "મીનોઇ"માં ભાવના અને મતલબ કેવી છે, તેની ઉપરથી કસોટી થાય છે. માટે સરળ અને ખાલેસ સ્વભાવ વિના તે ભુમીને પહોંચી શકાતું નથી.

આ પુસ્તકની આ પહેલી આવૃત્તિ "ઇરાન લીગે" પ્રગટ કરી છે. શેઠ પેશોતન ડોસાભાઇ મારકર સાહિત્ય ફંડમાંથી આ ખર્ચ આપવા માટે "ઇરાન લીગ"નો આ લેખક અંતઃકરણપૂર્વક આભાર માને છે. આવાં ધાર્મિક પુસ્તકો ગમે એટલાં ઉપ્યોગી હોય છે, છતાં એમનો પ્રસાર કરવાનું કાર્ય જંજાળભર્યું છે. તેમાંથી મુક્ત થયાથી, આ લેખક શુક્રાના કરે છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિની સઘળી આવક ઉપલ "ઇરાન લીગ"ના "મારકર સાહિત્ય ફંડને" અર્પણ કરવામાં આવી છે એજ પુસ્તકનો ફારસી, ઇંગ્રેજી ઇત્યાદી ભાષામાં તરજુમો કરાવવા કરવાની આ લેખકની નેમ છે. જરથોશ્તિ ધર્મ વિષે બીજા ધર્મ વાળાઓ જેવા કે હિંદુ, ખ્રિસ્તી, મુસલીમ, યહુદી અને બુધ્ધિસ્ટ બહુ

---

૧. યમ, નીયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યહાર, ધારણા, ધ્યાન, સમાધી, એટલાને હિન્દુ શાસ્ત્રમાં અષ્ટાંગ યોગ કહ્યો છે.

થોડું જ્ઞાન ધરાવે છે, તેમને આ મહાન ધર્મનો વધારે ઉત્તમ રીતે અભ્યાસ કરવાને જીજ્ઞાસા આ પુસ્તક વાંચવે થશે, એવી આ લેખક આશા રાખે છે. અવસ્તા અને વૈદિક ધર્મોની વધુ સરખામણીએ થવે, એ બન્ને ધર્મો ઉપર વધારે અજવાળુ પાડી શકાશે, એવું ખાત્રીપૂર્વક જણાય છે. એ સરખામણીઓ આ પુસ્તકની સહાયતાથી ચાલુ થશે, એવી પ્રાર્થના છે.

આજ પુસ્તકની ઢબ ઉપર "પેહેલવી પુસ્તકોના જવાહીરો"નો સંગ્રહ, મુંબઇની જરથોશ્તિ જશન કમિટીના ધર્મ શીક્ષકો કરી રહયા છે, જો કે તે પાર પાડવાને કાંઇક વર્ષો વીતી જવાં જોઇએ.

આ પુસ્તકમાં આવેલા હજારો ઉતારાઓનું, એરવદ સાહેબ કાવસજી એદલજી કાંગાના તરજુમા અને પુસ્તકોમાંથી નકલ કરવાનું કાર્ય બહુ મુશ્કેલ હતું. તે કાર્ય મુંબઇની જરથોશ્તિ જશન કમિટીના માજી અથવા હાલના શીક્ષક સાહેબો એરવદો એદલજી ફરામજી માદન, સોહરાબ કાવસજી દસ્તુર મહેરજીરાણા અને દારબ ફરામરોજ કુટારે બહુ ખંતથી બજાવ્યું છે, જેથી તેમનો ભારે ઉપકાર થયો છે. તે ઉપરાંત મી૰ હોશંગ તેહમુરસ્પ અંકલેસર્યા, એરવદ દારબ ફરામરોજ કુટાર અને એરવદ બમનજી નસરવાનજી ધાભર (એમ. એ.) અવસ્તાના જવાહીરોમાં આવેલા સઘળા અવસ્તાના ઉતારાઓ સંભાળથી તપાસી ગયા છે, તેમને સુધાર્યા છે, અને તેમના ફકરાઓ ટાંકી બતાવ્યા છે. એ ઘણુંજ જંજાળનું કાર્ય એ સાહેબોએ સબુરીથી બજાવીને, પુસ્તક પ્રગટ કરવાના કાર્યમાં બહુ સહાય કરી છે. તેમનો આભાર ભુલાય એમ નથી. શેઠ મચેરજી ફરામજી પીંઠાંવાળા ચિત્રકારે આ પ્રસ્તાવનામાં આપેલાં ચિત્રો સરખાં ગોઠવી આપવામાં સહાય થયા છે. તેમનોએ આ લેખક ઉપકૃત થયો છે.

આ પુસ્તકમાં આવેલો તરજુમો ઘણે ભાગે એરવદ સાહેબ કાવસજી એદલજી કાંગાનો છે, જો કે ભાષા અને વિચારોમાં ઘણેક ઠેકાણે ફેરફાર કરવામાં આવ્યો છે. નવોજ તરજુમો કરીને જરથોશ્તિઓના મનમાં ધર્મ પુસ્તકોના અર્થો માટે હજી વધારે વસવસો અને શક ઉભો કરવા કરતાં, એરવદ સાહેબ કાવસજી એદલજી કાંગા જેવા ધાર્મિક વૃત્તિના, કુશળ ધર્મગુરૂનોજ તરજુમો બને તેટલે અંશે ચાલુ

રાખવાથી, અમુક ધોરણુ[1] જાળવી શકાશે. તે ધોરણાથી તેમના તરજુમાને અને તેમના ફ્કરાઓની આંકણીને આધારરૂપ લેખ્યો છે. આ પુસ્તકમા દર્શાવેલા વિચારો માટે "ઇરાન લીગ" જવાબદાર નથી. ટાંકેલા અસલ અવસ્તાના કલામો અને તેના તરજુમા શીવાય, જેપણ મથાળાની નીચે અથવા વિષયની પૂર્વે લખાણ કરવામાં આવ્યું છે, તેને માટે માત્ર આ લેખક જ જોખમદાર છે.

ચોપાટી, મુંબઈ ૪-૪-૧૯૨૮. ફરેદુન કેરશાસ્પ દાદાચાનજી.

---

૧ Standard. હવે સર્વાનુમતે સ્વિકારવામાં આવે એવો ધોરણરૂપી તરજુમો પ્રગટ કરવાનો સમય આવી પહોંચ્યો છે. સઘળા વિચારના જરથોશ્તિ વિદ્વાનોના ભેગા પ્રયાસથી તે બહાર પાડી શકાશે. આવું રચનાત્મક કાર્ય કરવાથી વિદ્વાનો કેમ પાછળ પડે છે, એ સમજવું મુશ્કેલ છે.

# અવસ્તાના જવાહીરો

અને

## અન્ય ધર્મોનો તેમની સાથ સરખામણીઓ.

# ભાગ પહેલો

## સર્વવ્યાપક.

-:o:-

અષો અહુરમજદ સર્વવ્યાપક છે. સકળ સૃષ્ટિમાં એવું એક પણ અણું અથવા બીંદુ નથી જ્યાં તે હાજર ન હોય. એટલે કે જ્યાં જ્યાં પ્રકૃતિ છે, ત્યાં ત્યાં તેની અંદર તે અંતરયામી વસે છે. આપણે તેને બહારના વ્યક્ત અને વીશ્વ સ્વરૂપમાં નીહાળ્યે છીએ, પણ તેનાં મીનોઇ એટલે અધ્યાત્મ રૂપમાં જોઇ શકતા નથી, કારણ કે જે દીવ્ય ચક્ષુ અષો જરથુશ્ત્ર સાહેબે ખીલવી અને તેથી તેને પોતાની આંખોમાં રાખી અને પ્રગટ જોયો, તે આપણે ઉઘાડી નથી. તે આંખો અથવા લોચનો ઊઘાડવા માટેજ, અષોઇનો અચલ અને ઝડપી માર્ગ જરથોશ્તિઓને અષો જરથુશ્ત્ર સાહેબે શીખાડયો છે.

અવિ-તન્યો સર્વત્ર (તણાયલો) પથરાયલો, વ્યાપેલો એ નામ અહુરમજદ યશતમાં અહુરમજદના ૨૦) નામોમાં ત્રીજું જણાવ્યું છે. **વીત નાંમ અહ્મિ**, સર્વવ્યાપક નામવાળો છું; **હર્વસ્તુમ**, સર્વમાં સર્વ; **મનો-તૂમ** સર્વથી વધુ અનહીઠ; **મીનો-નહબૂ** અદ્રષ્યમાં ગુપ્ત (મીનો); **નાશા** સર્વને સરખી રીતે પહોંચનાર; **વસ્પાંન** સકળ સૃષ્ટિને પહોંચી વળનાર[1], એવાં નામો, અહુરમજદના પરમ પવીત્ર ૧૦૧ નામોમાં આવી જાય છે.

હવે આ નામો, ઉપર ઉંડું મનન કરવાથી માનવી સૃષ્ટિની મધ્યે કેવો પાત્ર ભજવે છે, તે જણાશે. જ્યારે અહુરમજદ સર્વવ્યાપક છે, ત્યારે તે દરેક અણુંમા વાસો કરે છે. એટલે કે દરેક અણુ બહારથી દ્રષ્ય છે, છતાં, તેની અંદર ગુપ્ત રીતે અહુરમજદ રહ્યો છે. તો અહુર-

---

૧. વધુ માટે જુવો પાન ૫૧ થી ૬૦.

મજદને ક્યાં શોધવો, તે સમજાય છે. ભિત્તરમાં વસતા અહુરમજદને, ઇન્દ્રિયો અને બહાર જતાં મનથી શોધવું મીથ્યાજ છે. તે સર્વમાં તેને પીછાણવો એટલું યોગ્ય છે. પણ મન અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, તેમને શાન્ત બનાવી, તેમને ભટકતાં અટકાવીને, જો માનવી દર દીવસે થોડી ઘડી પણ અહુરમજદનું મનન કરવાને, તેના નામનું મનમાં ઉચ્ચારણ કરીને પ્રયાસ કરે, તો અન્તરના જ્યોતિ રૂપે, શોધનાર અષો નર, નારને તે દર્શન દે છે, જે દર્શનને માટે અષો જરથુશ્ત્ર સાહેબે ગાથા અને અવસ્તામાં ઠેકે ઠેક તીવ્ર ઇચ્છા બતાવી છે.[1] આટલું સમજવે પાશ્ચાત્યની ઉંધે માર્ગે દોરવનાર ફીલસૂફીનો ત્યાગ કરવાને શ્રદ્ધા આવે છે, કે અહુરમજદ 'ન જાણી શકાય'[2] એવો નથી, કારણ કે જે આપણી અંદરજ વસે છે, જે સર્વમાં સર્વ છે, તેજ ન પીછાણી શકાય, તો એ સઘળાં નામો[3] માત્ર મોહજાળ અને ફસાણ હોવાં જોઇએ. ખરેજ તમને પાશ્ચાત્ય ફીલસૂફો શીખાડશે કે અનૂભવ્યા વિના અહુરમજદ જગતકર્ત્તા છે, એવું પણ કબુલશો નહિ.[4] ત્યારે એ નાસ્તિકપણાના ભર દર્યામાં જીપલાવવાને બદલે, વિશ્વાસથી અને નમ્રતાથી મહા ધર્મગુરૂ સાહેબ જરથુશ્ત્રના શીક્ષણો સ્વિકારીને, પછિ તેમણે આપેલાં વચન કદી અસત્ય ન ઠરશે, એવો આશાવાદ રાખીને, રૂહાની શોધ[5] કરવા શ્રમ લેવાને, આ સુંદર "નામો" ખરા ભક્ત અને દીનદારને દોરવે છે. ત્યાર પછિ તે નામો અને સંપૂર્ણ અષોઇની સહાયતાથી "અહુરમજદ" અનૂભવાય છે.

**વ દાંમ વયેમિ, યસ્‌ચ દથત્ સ્પેન્તો મઇન્યુશ, યસ્‌ચ દથત્ અંધ્રો મઇન્યુશ. અપયતે નાંમ અહ્મિ, અષાઉમ જરથુશ્ત્ર; અવત્ અપયતે નાંમ અહ્મિ યત્ વ દાંમ અપયેમિ, યસ્‌ચ દથત્ સ્પેન્તો મઇન્યુશ, યસ્‌ચ દથત અંધ્રો મઇન્યુશ.**

બે (જાતની) સૃષ્ટિ કે જે સ્પેનામીનોએ બનાવી તથા જે અંગ્રેમીનોએ ઉપજાવી, તે બન્ને સૃષ્ટિમાં (હું) પંથરાએલો છું[6] હે અષો

૧. જુવો પાન ૧૩૪ થી ૧૪૯. ૨. The Unknowable. ૩. The Christ is as only the Word Incarnate or the word made flesh. Compare Sarosh with Body of Mithras. જુવો પાછળ નામ સ્મરણ મહિમા પાન ૧૦ થી ૧૫ અને દુઆ નામ સેતાયશ્નેં. સરખાવો હિન્દુ શાસ્ત્રોમાં જપ, જાપ (जपयज्ञ)નો વિષય.
૪. Atheism नास्तिकपणुं ૫. Spiritual research.

૬. यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम ॥ (ગીતા ૧૦–૩૯.)

જરથુશ્ત્ર! પહોંચનાર નામવાળો હું છું. હું પહોંચનાર નામવાળો એટલા માટે છું, કે એ (જાતની) સૃષ્ટિ કે જે સ્પેનામીનોએ સરજી તથા જે અંગ્રેમીનોએ ઉત્પન્ન કરી તે બે સૃષ્ટિને હું પહોંચી શકું છું.
(રામ યશ્ત. ફ. ૪૩)

# સર્વજ્ઞ.[1]

**મજદા–મહાજ્ઞાની (સાહેબ)**

**યે વાઓ મજ્દા અહુરા પઇરી–જસાઇ વોહૂ મનંઘ્હા.**

એ મહાજ્ઞાની સાહેબ! સુમતિની મારફતે તારી નજદીક હું પહોંચું.
(હા. ૨૮ ફ. ૨)

અર્થ:-અને સકળ પ્રાણીઓનું જે બીજ, તે હું (પરમાત્મા) છું, હે અર્જુન! અને ન સ્થાવર કે ન હીલચાલ કરતું, કાંઈએ મારા વિના હસ્તિ ધરાવી શકે છે!

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥
(ગીતા ૧૦. ૪૨.)

અર્થ:-પણ તને, હે અર્જુન! એ સર્વ મારી વિભૂતિની વીગતો સાથે શું સંબંધ છે? આ સકળ બ્રહ્માંડ (સૃષ્ટિ) માં મારો એક નાનો અંશ સર્વે વ્યાપી રહ્યા છે, અને હું તો જેવોને તેવો રહ્યો છું.

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥
(ગીતા. ૧૩. ૧૫.)

અર્થ:- હરેક સ્થાવર અને હિલચાલવાળાં પ્રાણીની અંદર અને બહાર તે છે; સૂક્ષ્મતાને લીધે તે જોઈ જાણી શકાતો નથી; તે નજદીક છે તેમજ બહુ દુર છે.

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥
(ગીતા ૭. ૨૬)

અર્થ:-હું સર્વ પ્રાણીઓ જે ભુત, વર્તમાન તથા ભવિષ્યમાં હતાં, છે, અથવા થશે તેમને જાણું છું. પણ હે અરજુન! મને કોઈ ઓળખતું નથી.

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥
(ગીતા ૮. ૩.)

અર્થ:-બ્રહ્મ અક્ષર અને સર્વથી પર છે. તેનો સ્વભાવ અધ્યાત્મ (સ્વજ્ઞાન) છે. પણ જેનેથી ઉત્પત્તિ (જન્મ) થાય છે, તેને 'કર્મ' કહેલું છે.

**દાઍસ્તૂ મઝ્દા ક્ષયાચ્યા.**

હે મહાજ્ઞાની તથા સત્તાધારી (સાહેબ) તું અનુગ્રહિ (મહેરબાન) થા. (હા. ૨૮ ફ. ૭)

**અત્ એ વઑચત્ અહુરો મઝ્દાઑ વીદ્વાઑ વફૂશ વ્યાનયા.**

તે ઉપરથી (અથવા) ત્યારે સર્વજ્ઞ (તથા) આબાદી કરનાર અહુરમજદે (પોતાના) અન્તરજ્ઞાનથી કહ્યું. (હા. ૨૯ ફ. ૬)

**હ્‌વો ખ્રથ્વા દાંમિશ.**

જે પોતે (અહુરમજદ) પોતાની સર્વજ્ઞતાથી સકળ સૃષ્ટિ પેદા કરનાર (છે). (હા. ૩૧ ફ. ૭)

**યેમ્ નએચિશ્ દાબયેઇતી.**

(અહુરમજદનું ડહાપણ) જેને કોઇએ માનવી ભુલાવો ખવાડી ન શકે. (હા. ૪૩ ફ. ૬)

# સર્વ શક્તિમાન—સમર્થ.[1]

**ઍર્ષ્વાઇશ ત્ ઉખ્ધાઇશ મઝ્દા જરથુશ્ત્રાઇ અઓજોંગ્હ્‌વત્ રફેનો અહ્યાઇબ્યાચા અહુરા યા દઇબિશ્વતો દ્બએષાઓ તઉર્વયામા.**

હે અહુરમજદ! સાચી વાણીને અંગે જરથુશ્ત્રને તથા અમે (તેના શિષ્યો) ને જરૂર મોટો આનંદ (ઉપજે છે); જેથી દુષ્ટ માણસની ખરાબીઓને અમે હણ્યે. (હા. ૨૮ ફ. ૬)

**અષિચા આર્મઇતી વહિશ્તા ઇષસા મનંગ્હા, મઇબ્યો ક્ષથ્રેમ્ અઓજોનગ્હ્‌વત્, યેહ્યા વેરેદા વનએમા દ્રુજેમ્.**

અપોઇ, નમ્રતા તથા સર્વથી પવિત્ર સુમતિ (મનશ્ની) ની મારફતે મારે માટે બળવાન સત્તા હું યાચું[2] છું, જેથી દ્રુજને[3] અમે છિન્ન ભિન્ન કરી શકયે. (હા. ૩૧ ફ. ૪)

---

૧. यद्याद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥

(ગીતા ૧૦. ૪૧.)

(સૃષ્ટિમાં) જે જે યશસ્વી, નેક, અને મહાબળવાન છે, તે તે મારાં તેજના એક અંશમાંથી નીકળેલું છે એમ તું જાણ! ૨. માગું છું. ૩. દુષ્ટતાને.

**અત્ થ્વા મેનગ્હી પૉઉર્વીમ્ મઝ્દા......અઘ્નૂહેઉશ્ અહુરૅમ્ બ્યઓથનએષ્.**

આ દુન્યાના સઘળાં કાર્યો ઉપર સાહેબી ભોગવનાર સમાન, હે મજદ! (મેં) તને ગણ્યો છે. (હા. ૩૧ ફ. ૮)

**મઝ્દાઑ અહુરો સારેમ્નો વૉહૂ મનંઘ્હા ક્ષથ્રાત્ હચા.**

અહુરમજદ (જે) પોતાની સત્તાની રૂયે (સર્વ સૃષ્ટિ ઉપર) સાહેબી ભોગવનારો (છે). (હા. ૩૨ ફ. ૨)

**હાતા-મરાને અહુરા વહિશ્તા વોઇસ્તા મનંઘ્હા........... ......મઝ્દા.**

હે અહુરમજદ! (તારાં) સર્વોત્તમ મનોબળથી માણસો (નાં કરતુકો) નો હીસાબ લેવાને તું જાણે છે. (હા. ૩૨ ફ. ૬)

**અત્ થ્વા મેંગ્હાઇ તખ્મૅમચા સ્પેન્તૅમ્ મઝ્દા.**

ઓ અહુરમજદ! તને જરૂર સર્વ શકિતવાન (તથા) કલ્યાણકારી હું ગણતો રહીશ. (હા. ૪૩ ફ. ૪)

**હાત્ દાઑ બ્યઓથના મીઝ્દવાન્ યાચા ઉખ્ધા...........થ્વા હુનરા દામોઇશ્ ઉર્વએસે અપેમે.**

સૃષ્ટિના સર્વથી છેવટના અંત સુધી તારી ન્યાયી રૂઢી પ્રમાણે, (માણસોને) (તેમનાં) કર્મ તેમજ વચન પ્રમાણે (તું) બદલો આપશે. (હા. ૪૩ ફ. ૫)

**હાત્ ના ક્રયાઇ વએદમ્નો ઇસ્વા દઇદીત્ મઇબ્યો મઝ્દા તવા રફ્નો ફ્રાક્ષ્નૅનૅમ્, હાત્ થ્વા ક્ષથ્રા અષાત્ હચા ફ્રાંસ્તા.**

તે જ્ઞાની (તથા) બળ્યો માનવી મને દોસ્તને, અએ અહુરમજદ! પુરતી રીતે તે ખુશાલી આપી શકશે, કે જે તારી સર્વ શક્તિ તથા અષોઇને લીધે તેં નિર્મિત કરી (છે). (હા. ૪૩ ફ. ૧૪)

**અસ્તવત્ અષેમ્ ખ્યાત્ ઉશ્તાના અઑજોંગ્હવત્; ખેંગ્-દરેસોઇ ક્ષથ્રોઇ ખ્યાત્ આર્મઇતિશ્, અષીમ્ બ્યઑથનાઇશ્ વોહૂ દઇદીત્ મનંઘ્હા.**

અષોઇ પુર તેજીથી જોરાવર (તથા) વિજયી થાય! (તારી) સુર્યના જેવી (પ્રકાશીત) બાદશાહીમાં (હે અહુરમજદ!) આર્મઇતિ (નમ્રતા) પોતાનો વાસો કરે (તથા) ભલાં મનની મારફતે (માણસોનાં) કાર્યાનુસાર (તેમને) આશીર્વાદ દે! (હા. ૪૩ ફ. ૧૬)

**કે યા માઓ ઉક્ષયેઇતી નૅરૅફ્સઇતી થ્વત્.**

તારા શીવાય (બીજો) કોણ (છે) જેનાથી ચંદ્રમા વધે છે (તથા) ઘટે છે ? (હા. ૪૪ ફ. ૩)

**કથા-મોઇ યાંમ્ યઑશ્ દએનાંમ્ યઓજ્દાને, યાંમ્ હુદાના-ઉશ્ પઇતિશૅ સખ્યાત્ ક્ષથ્રહ્યા, અૅરૅશ્વા ક્ષથ્રા થ્વાવાંસ્ અસીશ્તીશ્ મજ્દા હદૅમોઇ અષા વૉહુચા શ્યાંસ્ મનંગ્હા.**

(આ) પવિત્ર દીન[1] (તથા તેનાં) ફરમાનો, જે (સૃષ્ટિના) શાહેનશાહતના તારા જેવા જ્ઞાની માલેકે મને શિખાડયાં, (તે હું) કેવી રીતે પવિત્ર રાખું ? હે અહુરમજદ! (તારી) ન્યાય લક્ષણવાળી સત્તાને લીધે, અષ તથા વોહુ-મનો સાથે એકજ મુકામમાં તું રહે છે.[2] (હા. ૪૪ ફ. ૯)

**તત્ થ્વા પૅરૅસા અૅરૅશ-મોઇ વઓચા અહુરા; યેઝી અહ્યા અષા પોઇ મત્ ક્ષયેહી, હ્યત્ હેમ્ સ્પાદા અનઑચંગ્હા જમએતે, અવાઇશ્ ઉર્વાતાઇશ્ યા-તૂ મજ્દા દીદૅરૅઝો; કુથ્રા અયાઓ કહ્માઇ વનનાંમ્ દદાઓ.**

જો (તું) આ (દુન્યાં) માં અષો સાથે (સઘળાંઓનું) રક્ષણ કરનાર જેવો રાજ્ય કરે છે તો, અએ અહુરમજદ! તને હું પુછું છું તે (તું) મને સત્ય કેહજે, (તે એ કે) જ્યારે બે મુગાં મુગાં, (અથવા અવિનાશી) લશ્કરો સાથે મળશે (ત્યારે), આ નિયમો જે તેં મુકરર કીધા છે તે પ્રમાણે, હે અહુરમજદ! આ બેમાંના કયાં (લશ્કર) ને તથા કેવી રીતે (તું) જય આપશે ? (હા. ૪૪ ફ. ૧૫)

**યસ્તા મન્તા પૉઉરૂયો, રઑચૅબીશ્ રોઇથ્વૅન્ ખાથ્રા.**

જે (અહુરમજદ) સર્વથી આદિ વિચાર કરનાર (છે); (જેનો) ચળકાટ (આકાશના અનહદ) તેજો સાથે મળી ગયો છે. (હા. ૩૧ ફ. ૭)

**હ્વો ખ્રથ્વા દાંમિશ્.**

જે પોતે પોતાની સર્વજ્ઞતાથી (સકળ સૃષ્ટિનું) ઉત્પત્તિસ્થાન (છે). (હા ૩૧ ફ. ૭)

---

૧. દએન, નીયમ, ધર્મ. ૨. અહુરમઝદનું ધામ, અષ અને વોહુમન સાથે છે.

**થ્વેં આ ગૅઉશ્ તષા અસ્–ખ્રતૂશ્ મઇન્યુશ મજ્દા અહુરા.**

હે અહુરમજ્દ! દુન્યાંને બનાવવાની મીનોઇ (અદ્રષ્ય) અક્કલ તારી છે. (હા. ૩૧ ફ. ૯.)

**કસ્ના જાંથા પતા અષહ્યા પૅાઉરૂયો; કસ્ના ખૅંગ્ સ્તરેમ્ચા દાત્ અદ્વાનૅમ; કે યા માઓ ઉક્ષ્યેઇતી નૅરૅફ્સઇતી થ્વત્.**

શરૂઆતમાં અષોઇનો પેદા કરનાર તથા પીતા કોણ (હતો)? કોણે સુર્યનો તથા તારાઓનો માર્ગ મુકરર કીધો? તારા શીવાય (બીજો) કોણ (છે) જેનાથી ચંદ્ર વધે છે (તથા) ઘટે છે?

(જવાબ :– કોઇ નહીં). (હા. ૪૪ ફ૦ ૩)

**કસ્ના દૅરૅતા જાંમ્ચા અદ્દ નબાઓસ્ચા અવપસ્તોઇશ્; કે અપો ઉર્વરાઓસ્ચા; કે વાતાઇ દ્વાંન્મઇબ્યસ્ચા યઓગૅત્ આસૂ; કસ્ના વંઘ્હેઉશ્ મજ્દા દાંમિશ્ મનંઘ્હો.**

ધરતિ તથા આસ્માનને નીચે પડી જવાથી કોણ ટેકવી રાખનાર (છે)? પાણી તથા વનસપતીને કોણે (સરજ્યાં)? પવનને તથા વાદળાંને કોણે વેગ દીધી? કોણ, હે અહુરમજ્દ! ભલાં મનનો સૃષ્ટા છે?

(હા. ૪૪ ફ૦ ૪.)

**કે હ્વાપાઓ રઓચાઓસ્ચા દાત્ તેમાઓસ્ચા; કે હ્વાપાઓ ખ્ફ્નૅમ્ચા દાત્ જએમાચા; કે યા ઉષાઓ અરેમ–પિથ્વા ક્ષપાચા.**

કયા કારીગરે તેજ તથા અંધકાર બનાવ્યાં? કયા કીસબીએ ઉંઘ તથા જાગૃતિ બનાવી? કોણે સહવાર, બપોર તથા રાત ઉત્પન્ન કર્યાં. (હા. ૪૪ ફ૦ ૫.)

**અજ઼ેમ્ તાઇશ્ થ્વા ફ્રક્ષ્ને અવામી મજ્દા સ્પૅન્તા મઇન્યૂ વીસ્પનાંમ્ દાતારૅમ.**

**એ (વીષયો) થી માહીતગાર થવાને સકળ (સૃષ્ટિ) ના હે ઉપજાવનાર (તથા) સંપત્તિ દેનાર અદ્રષ્ય (પરમ) અહુરમજ્દ! (હું) તારેથી ઇચ્છું છું.** (હા. ૪૪ ફ૦ ૭.)

**અહ્યા ખ્રત્ હ્રો–મા સાસ્ત્ વહિશ્તા.**

**તેના પોતાના સર્વોત્તમ ડહાપણની મારફતે (તે) મને ઉપદેશ દેશે.** (હા. ૪૫ ફ૦ ૬.)

# ભલાં મનવાળો.[1]

**થ્વા મેનગ્હી......વંઘ્હેઉશ્ પતરેમ્ મનંઘ્હો.**

(હે અહુરમજદ) (મેં) તને ભલાં મન (સુમતિ) નો પીતા ગણ્યો છે. (હા. ૩૧ ફ૦ ૮.)

**થ્વોઇ અસ્ આર્મઇતીશ્...મજ્દા અહુરા.**

સંપૂર્ણ મનશ્ની, હે અહુરમજદ! તારી છે. (હા. ૩૧ ફ૦ ૯)

**અથ્રા વાચેમ્ બરઇતી મિથહ્વચાઓ વા એરેષ્વચાઓ વા,**
**વીદ્વાઓ વા એવીદ્વાઓ વા, અહ્યા જરેદાચા મનંઘ્હાચા;**
**આનુશ-હક્ષ્ આર્મઇતીશ્ મઇન્યૂ પેરેસાઇતે યથ્રા મએથા.**

તે દીશામાં જુઠું બોલનાર અથવા સત્યવાદી, ભણેલો અથવા અભણ, પોતાનાં અંતઃકરણથી તથા મનશ્નીથી અવાજ કાઢે છે. ત્યારપછી તાબડતોબ સંપૂર્ણ મનશ્ની બે મીનોને (એટલે સ્પેનામીનો તથા અંગ્રેમીનોને) જે દીશા ભણી (તેમની) જગ્યા (હોય તે સંબંધી) પ્રશ્ન કરે છે. (હા. ૩૧ ફ ૧૨.)

**સારેમ્નો વોહૂ મનંઘ્હા...પઇતી-મ્રઓત્ અષા...ખ્વેન્વાતા.**

(સર્વ સૃષ્ટિનો) નાથ (છે તેણે), (પોતાના) વોહુમન તથા કીર્તિવંત અષ મારફતે (તેમને) પાછો ઉત્તર દીધો. (હા. ૩૨ ફ. ૨)

**પતરેમ્ વંઘ્હેઉશ્...મનંઘ્હો......અત્ હોઇ દુગેદા હુષ્યઓથના આર્મઇતિશ્.**

(જે) ભલાં મનનો પીતા (છે) તથા જેની છોકરી પવીત્ર કર્મ કરનારી આર્મઇતિ (છે). (હા. ૪૫ ફ. ૪)

**યોઇ મોઇ અહ્માઇ સેરઓષેમ્ દાન્ ચયસ્ચા,**
**ઉપા-જિમેન્ હઉર્વાતા અમેરેતાતા;**
**વંઘ્હેઉશ્ મન્યેઉશ્ ષ્યઓથનાઇશ્ મજ્દાઓ અહુરો.**

---

૧. बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम्
(ગીતા ૭. ૧૦.)

અર્થ:-સર્વ જીવોના આદિ (કોહન) બીજ તરીકે હે પાર્થ! મને જાણ! હું બુદ્ધિમાનોની બુદ્ધિ છું; તેજસ્વિઓનું તેજ છું.

જેઓ મારા પ્રત્યે સેવા તથા લક્ષ દેશે, તેમને તંદરોસ્તી તથા અમરપણું મળશે. (વળી) પવીત્ર મનશ્નીનાં (નૈતિક) કાર્યોને લીધે (તેવા માણસોને) અહુરમજદ (સાક્ષાત નજરે પડશે). (હા. ૪૫ ફ. ૫)

**યેહ્યા વહ્મે વૉહૂ ફ્ષી મનંઘ્હા,**
**અહ્યા ખ્રતૂ હ્રી-મા સાસ્તૂ વહિશ્તા.**

જેની આરાધના પવિત્ર મનશ્નીની મારફતે કરવામાં આવે છે, તેના પોતાના સર્વોત્તમ ડહાપણની મારફતે (તે) મને શીખાડશે.
(હા. ૪૫ ફ. ૬)

**હ્યત હોઇ અષા વૉહુચા ચોઇશ્ત મનંઘ્હા ક્ષથ્રોઇ હોઇ હુઉર્વાતા અમૅરૅતાતા.**

અષોઇ અને પવિત્ર મનશ્નીની મારફતે પોતાના રાજ્યમાં તેને માટે (સદગુણીને સારૂં) સુખાકારી તથા અમરપણું મુકરર કીધું છે.
(હા. ૪૫ ફ. ૧૦)

## સમાન દ્રષ્ટિવાળો.[1]

**અત્ થ્વા મેંગ્હાઇ તખ્મૅમ્ચા સ્પૅન્તૅમ્ મઝ્દા, હ્યત્ તા ઝસ્તા યા-તૂ હફ્ષી......... દ્રેગ્વાઇતે અષાઉનએચા.**

હે અહુરમજદ! તને અવશ્ય સર્વ શક્તિમાન (તથા) કલ્યાણ-કારી હું ગણતો રહીશ, કારણ કે (તારા) જે (હાથ)થી પાપી તેમજ અષો (માણસ) ને (તું) મદદ આપે છે, તેજ હાથથી (તું) આર્શીવાદ પાંથરે છે. (હા. ૪૩ ફ. ૪)

## ન્યાયી.

**ઑર્ઁવા ક્ષથ્રા......મઝ્દા હુદેંમોઇ અષા વૉહુચા ષ્યાંસ મનંઘ્હા.**

હે અહુરમજદ (તારી) ન્યાયી રાજ્યસત્તાને લીધે અષ તથા વોહુ-મનો સાથે એકજ મુકામમાં તું વાસો કરે છે. (હા. ૪૪ ફ. ૯)

---

૧ समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥
ગીતા ૧૩-૨૭.

સઘળાં પ્રાણીઓમાં, સર્વ નાશવંતમાં અક્ષય (નાશ રહિત), પરમેશ્વરને સમાન રીતે બેઠેલો જે જુવે છે, તેજ જોઈ શકે છે.

# અમેષાસ્પંદો.

આ "અમેષાસ્પંદ" શબ્દનો અર્થ અમર પવીત્ર, વ્યકિત અથવા અમર વૃદ્ધિ કરનાર થાય છે. અમેષાસ્પંદો ૭ વર્ણવ્યા છે, તેમાં અહુરમજ્દ નામનો એક અમેષાસ્પંદ પણ છે, જેની પર અપઓઉર્વીમ, એટલે અપૂર્વ 'અહુરમજ્દ' જે સર્વમાં સર્વ છે, તે ગાથામાં જણાવેલો છે. દરેક અમેષાસ્પંદ એક મહાન દૈવિક શકિત (ફરેશ્તો) છે, અને તે દરેકની હકુમત મૂખ્ય કરીને અમુક સદગુણ ઉપર છે, તેમજ બહારની જગતની એક ઉત્પત્તિ ઉપર છે. અહુરમજ્દ અમેષાસ્પંદ એક "પ્રાણનો પતિ અને મહજ્ઞ" એવા ભાવાવાચક ગુણનો છે, અને તે 'માનુષી' સૃષ્ટિ ઉપર અધિકારી છે. તેમજ "વોહુ મનો" ='સુમતિ' 'ગાય ઢોર, પશુ' ઉપર સત્તા ધરાવે છે; "અશ વહિષ્ત"='શ્રેષ્ઠ અષાઇ', 'અગ્નિ અથવા આતશની ઉપર મુવક્કલ છે; "ક્ષથ્ર વૈર્ય"='ઇચ્છા પ્રમાણે (સ્વતંત્ર) રાજ્ય', 'ધાતુ' પેદાયશની ઉપર અમલ ધરાવે છે; "સ્પેન્ત-આર્મૈતિ",='વૃદ્ધિકારક નમ્રતા', 'જમીન' ઉપર અધિકારી છે; "હઉર્વતાત",='સંપૂર્ણતા', 'પાણીઓ' ઉપર, તેમજ "અમેરેતાત" ='અમર્ગી', 'વનસ્પતિ' સૃષ્ટિ ઉપર અમલ કરે છે.

યસ્ન હપ્તનંઘહાઇતિ (હપ્તન યશ્ત) માં તેમની ઉત્તમ સીફાતો જણાવી છે. 'સ્પેન્તાર્મૈઇતિ' નારી શીકલ ધરાવે છે, બીજા અમેષાસ્પંદો નર શીકલ ધરાવે છે; જો કે 'હઉર્વતાત-અમેરતાત' શબ્દ રચના પ્રમાણે નારી અમેષાસ્પંદો લેખાય છે. તેઓ સર્વ એકજ વીચાર, વાણી અને વર્તનના છે; તેમનો સર્વેનો પીતા 'અપૂર્વ અહુરમજ્દ' છે; તેઓ પ્રત્યેકનું ઉરવન જોઇ શકે છે; તેમની હરેકની ફ્રવષી છે. તેમનો વાસો ગરોનેમાનમાં છે, જ્યાં તેઓ અહુરમજ્દની કીર્તિના ગાયનોમાં લીન રહે છે. તેમના નામોનું સ્મરણ અહુરમજ્દ યશ્ત પ્રમાણે સર્વથી વધુ હિમ્મત આપનાર, વેરીને મારનાર, ખુરેહ વધારનાર, તંદુરસ્તી દેનાર, દ્વેષને તોડનાર, આ સ્થૂળ ભૂમી ઉપર મનને સર્વથી વધુ ઝડપથી પહોંચીને સમાધાન કરનાર, અને આ સ્થૂળ ભૂવન ઉપર સર્વથી વધારે સ્વચ્છ અને અષો કરનાર છે! તેઓ સુંદર વદનના, સૃષ્ટિને બનાવનાર, ઘડનાર, પાલનહારો છે. તેઓ સૃષ્ટિનો ઉદ્ધાર કરનારા છે.

અને તે દરેકના વિરોધિઓ અનુક્રમે (૧) અંગ્રેમીનો (૨) અકોમન, (૩) ઇન્દ્ર, (૪) સઉર્વ, (૫) તરોમૈતિ અનનાંઓગૈશુ (૬ અને ૭) તૌવીં અને ઝઇરીચ એ નામ ધરાવે છે. દરેક અમેષાસ્પંદ સૃષ્ટિ ઉત્પત્તિથી તેનાં લય પર્યંત, પોતાના વિરોધી સામે બળત્વારીથી લડે છે અને છેવટે જય પામે છે. ટુંકમાં આ લડત ચાલે છે, ત્યાંસુધી સૃષ્ટિક્રમ રહે છે. દરેક માનવીમાં એજ યુદ્ધ ચાલુ રહે છે અને જ્યારે સાતે સદ્દગુણો ઇત્યાદી પ્રાપ્ત કરી, તેનેથી ઉલટા દુર્ગુણ ઇત્યાદીને તે સમૂળગે ઉખેડી નાખે છે, ત્યારે તેનો પણ જય થઇ, જગતક્રમમાંથી તે મુક્ત થઇને ગરોનેમાનમાં અહુરમજદનાં સાથે એકત્ર બને છે.

યહુદી, ખ્રિસ્તી, અને ઇસલામી ધર્મ પ્રમાણે પણ અમેષાસ્પંદોનું અનુકરણ કરીને જબ્રાઇલ, માઇકલ, રેફાઇલ વીગેરે ઇશ્વરના તખ્તની નજદીકની શક્તિઓ છે. હિંદુશાસ્ત્રમા પણ સપ્તઋષિ છે,-કશ્યપ, અત્રિ વશિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, ભારદ્વાજ અને જમદગ્નિ, જેઓ બ્રહ્મ (અહુરમઝદ અમેષાસ્પંદ) ની સભાના મૂખ્ય સ્તંભો છે; જોકે અમેષાસ્પંદોની પદવીના તેઓ ન કહેવાય કારણ કે અમેષાસ્પંદો તે સૃષ્ટિક્રમ ચાલુ કરનાર છે, જ્યારે આ ઋષિઓએ પોતાનું ઋષિપદ સૃષ્ટિ ઉત્પત્તિ કેડે મેળવ્યું.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।

मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥

ગીતા. ૧૦-૬

**અર્થ**:-સપ્ત મહઋષિઓ, ચાર (કુમારો) અને મનુઓ પણ મારા ભાવમાંથી અને મનમાંથી ઉત્પન્ન થયા અને એ લોક તેમની પ્રજા છે

અમેષાસ્પંદોના નામો સ્મરણ કરવાં એ મહજ્ઞ અહુરમજદની નજદીક જવાનો ઘણોજ ઉત્તમ અને સહેલ માર્ગ અવસ્તામાં બતાવે છે. તે અજમાવી જોશો તો ખાત્રી થશે કે જરથોશ્તિ ધર્મમાં જણવેલી મીનોઇ હસ્તિમાં તમે દાખલ થઇ શકો છો.[1] કવી પ્રીતમદાસે નામ મહિમા ઉપર આ સુંદર કવિતા રચી છે. તેની ઉપર બહુ ઉંડું મનન કરવાની આવશ્યકતા છે.

**દુહા**—રામનામ અમુલખ રતન, જતન કરે જે કોય;
સુખી રહે સંસારમાં દીન દુઃખી નવ હોય.

૧. ભગવદ ગીતાના શ્લોક (૧૦-૨૫) માં જણાવ્યું છે કે સર્વથી ઉત્તમ યજ્ઞ એટ યજશ્ની, મનમાં ઈશ્વરનાં જપ છે. **यज्ञानां जपयज्ञोऽस्मि** એટલે યજ્ઞોમાં હું (શ્રી કૃષ્ણ પોતે જપયજ્ઞ છું.

રામનામ શંકર જપે, ચતુરાનન અહિરાજ;[1]
રામનામ સમરે સદા, સદ્ગુરૂ સંતસમાજ.

એવું હરિનામ જેહ, સદા સુખસગાર ઝીલે તેહ;
મીઠું હરિનામ સુધાથી સાર, જપે તેનાં જાયે કોટી[2] વિકાર.[3]
જેવો અંધકારમાં આદિત્ય[4] ભાસે, એવું કળીકાળમાં નામ પ્રકાશે;
ચિંતામણી[5] નામ સુરતરૂ[6] કહાવે, સેવે તેના તાપ અનેક સમાવે.
વિષય વ્યાળ કાળની જ્વાળ[7] ન લાગે, જેનું નામ લેતાં મહા અઘ[8] ભાગે.
નામ આધારે રહ્યું ત્રીલોક, જપે જીવ તેના ટળે સહુ શોક;
ભારે ભવરોગ નિવારણ નામ, નાહાને નિવાસ તણો વિશ્રામ.
નામ મહિમા કહયો નવ જાય, જેને વેદ શાસ્ત્ર નિરંતર ગાય;
ગૌ કોટી આપે ગંગામા દાન,[9] નાવે[10] ગોવિંદના નામ સમાન.
કરે જજ્ઞ સુરસરી તીરે હજાર, નાવે હરિનામ સમાન લગાર,
ખણાવે વાપી[11] કૂપ[12] તટાગ,[13] નાવે હરિનામને સહસ્રમે[14] ભાગ.
આપે ભૂમી, હેમ,[15] કન્યાનાં દાન, ન આવે ગોવિંદના નામ સમાન;
કરે તપ, તીરથ, વ્રત અનેક, નાવે હરિનામને તુલ્યે રેખ.
એવો હરિનામ મહિમા અપાર, જાણે મોટા મુનિ જે જાણનહાર;
અધમ ઉદ્ધારણ[16] નિર્મળ નામ, પતીતોને[17] આપે અવીચળ ધામ.
હેતે હરિ મંદિર કરે જે દીપ, તે તો વાસ પામે સદા સમીપ;[18]
કરે હરિ મંદિરમાં કીરતન, તેને બ્રહ્માદીક કરે ધન્ય ધન્ય.
ભાવે કરી પૂજે જે ભગવત દાસ, તે તો સદા પામે હરિપુર[19] વાસ;
એવું મહા દુર્લભ સુંદર નામ, ભજે તેને બેસે નહિં કાંઇ દામ.

દુહો:-સત્સંઘે સુખ ઉપજે, ભજનાનંદ આનંદ,
સેહેજે સેહેજે સૌ ટળે, મોહ માયાના ફંદ.
કળી કેવળ કીર્તન કથા, પુન્ય ભજન હરિનામ,
ગુરૂ ઇશ્વરની ઉપાસના,[20] એ કરવાનો ઠામ.

---

૧. નાગ. ૨. કરોડ. ૩. મનના ચલિત રંગો. ૪. સુર્ય. ૫. પારસમણી, Philosopher's stone. ૬. દૈવિક ઝાડ. ૭. ઈન્દ્રિયોનો બળતો અગ્નિ. ૮. પાપ. ૯. કરોડ ગાય ગંગાને દાનમાં આપે. ૧૦. નહિં આવે. ૧૧. વાવ. ૧૨. કુવા. ૧૩. તલાવ. ૧૪. હજારમે. ૧૫. સોનું. ૧૬. પાપીનો ઉદ્ધાર કરનાર. ૧૭. પડેલા પાપી. ૧૮. ઈશ્વરની નજીક જગ્યા પામે. ૧૯. બહેશ્ત. ૨૦. પુજા.

બ્રહ્માનંદજી પોતાના અમર ભજનોમાં નામ મહિમા માટે આ મનનીય ભજન ગાયું છે, તે જુવોને !

नाम नाम नाम जपो नाम रामका
काम काम काम[1] तजो काम धामका ॥ टेक
बिना हरिके नाम कबी सुख न पायगा
मरकरके अंतकालमे तुं नरक जायगा
मिलेगा तुझे तन गुलामका ॥
महेमान है यह पास तेरे आजकालका
पुतला बिखर जायगा तेरा हाड चामका[2] ॥
तप योग यज्ञ दान कर्म है बडे सही
कलियुगमें नामके समान दुसरा नहीं
मिलता है यतनसे बिना बिनाहि दामका[3] ॥
पाकर मनुजका तन जो हरिनाम ना लिया
चिंतामणीको मूढ काचसे बदल दिया[4]
ब्रह्मानंद भजनके बिना, जीना न कामका ॥

---

**પાઝંદ :- સેપાસ્ ઓઍ બુઝોર્ગ્ હસ્તીઆંન્ કે આફ્રીદ્ અવનીદ્, ઓ પ ખેશ્ અંગામબતી જોર્ દાનાઇ અવર્તર્ શેશ અમેશાસ્પંદાન્.**

હસ્તિ ભોગવનારાઓમાં તે મહાન (સાહેબ) નો (હું) આભારી (છું), કે જે (સકળ સૃષ્ટિનો) ઉત્પન્ન કરનાર છે (તથા) અંત આપનાર છે, (તથા) જેણે પોતાની જાતી શકિત તથા જ્ઞાનથી અધિક ચઢતી પંકિતના છ અમેષાસ્પંદો પેદા કર્યા. (નાન સેતાયશ્ને)

**માઍઁઘ્રહુૅમ્ ગઍઍચિથ્રૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે. તત્ માઍઁઘ્રહુૅમ્ પઇતિ-વઍએનૅમ્, તત્ માઍઁઘ્રહુૅમ્ પઇતિ-વીસૅમ્, રઑક્ષ્નૅમ્, માઍઁઘ્રહુૅમ્ અઇવિ-વઍએનૅમ્, રઑક્ષ્નૅમ્ માઍઁઘ્રહુૅમ્ અઇ-**

---

૧. દુન્યવી ઈચ્છાઓ, હવસો. ૨. શરીર રૂપી પુતળું વીખરી જશે. ૩. વિના પૈસે.
૪. પારસમણી મુકીને કાચ લીધો.

**વિ-વીસૅમ, હિશ્તૅન્તિ અમૅષાઑ સ્પૅન્ત ખરૅનો દારયેઇન્તિ, હિશ્તૅન્તિ અમૅષાઑ સ્પૅન્ત ખરૅનો બક્ષૅન્તિ, જાંમ પઇતિ અહુરધાતાંમ.**

ગાય ઢોરનું બીજ રાખનાર ચંદ્રમા (જે) અષો (તથા) અષોઇનો પતિ, (તેને) અમે વખાણીએ છીએ. (જ્યારે) (તે) અંધારીના ચંદ્રને હું જોઉં છું (તથા) (તે) અંધારીનાં ચંદ્રને કબુલ કરૂં છું, (જ્યારે) (તે) પ્રકાશિત ચંદ્રને હું નિહાળું છું, (તથા) (તે) પ્રકાશિત ચંદ્રને કબુલ કરૂં છું, (ત્યારે) અમેષાસ્પંદો ઉભા રેહ છે, (અને) (તેનાં) ખુરેહને ટેકવી રાખે છે; અમેષાસ્પંદો ઉભા રેહ છે, (અને) અહુરમજદની સરજેલી જમીન ઉપર (તેનાં) ખુરેહને[1] છાઇ દેછે. (માહ નિયાયશ કે૦ ૫)[2]

**અમૅષેસ્ચ સ્પૅન્તે અષઑનાંમ્ યજમઇદે..... અવત્ વ્યાખ્નેમચ હન્જમનૅમચ યજમઇદ, યત્ અસ્તિ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્, બરેષ્નવો અવંઘ્રહે અષ્નો ઘિમનેમ્ જન્તુમહે સ્થ્વો યસ્નાઇચ વહ્માઇચ.**

અષો અમેષાસ્પંદોને અમે નમન કર્યે છીયે, જન્તુમ (એટલે કસ્બાને લગતા) વડાની આરાધના કરવાને માટે (તથા) (તેની) ખુબીઓ ગાવાને માટે, અમેષાસ્પંદોની આ મિજલસ તથા આ સભા, જે આ આકાશની ઉંચાઇએ બનાવેલી છે, (તેને) અમે વંદયે છિયે.

(રપિથ્વન ગેહ કે૦ ૮)

**પાજંદ:- ફ્રરાજ ઓએ શુમા રાદ હોમ્, કે અમશાસ્પંદ હેદ, યજશ્ને ઓ નીઆએશ્ને; ફ્રરાજ્ પ મનશ્ને, ફ્રરાજ્ પ ગવશ્ને, ફ્રરાજ્ પ કુનશ્ને, ફ્રરાજ્ પ ઓહ, ફ્રરાજ્ પ તન્, ફ્રરાજ્ પ આંનેચ ઇન્ ખેશ્ જાન્, તન્ ઓ જાન્ નામ્ રવાન્.**

તમે જેઓ અમેષાસ્પંદો છો (તેમને) (મારે) મનશ્નીથી, ગવશ્નીથી, કુનશ્નીથી (સુમતિ, સદવચન અને સત્કર્મથી) (મારાં પોતાનાં) અંતઃકરણથી, (મારાં) તનથી (તથા) આ કે જે મારો પોતાનો આત્મા (તેને) થી, (તથા) આત્મા અને તન (જેનું) નામ રવાન (તેને) થી, (હે અમેષાસ્પંદો!) હું તમને ઇજશ્ને (યજ્ઞ) તથા પૂંજા અર્પણ કરૂં છું. (પતેત પશેમાની)

**આઅત્ મ્રઑત્ અહુરો મજદાઑ અહ્માકૅમ્ નાંમ, સ્પિતમ જરથુશ્ત્ર, યત્ અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્. તત્ અસ્તિ માંથ્રહે સ્પૅન્તહે**

---

૧. આજસ. Aura. ૨. સઘળા ફકરાઓ જીવતજીગ્રીન આબીદ સાહેબ એરવદ કાવસજી એદલજી કાંગા પ્રમાણે આંક્યા છે.

**અમવસ્તૅમૅમ્, તત્ વૅરૅથ્રવસ્તૅમૅમ્, તત ખરૅનંઘ્નઉહસ્તૅમૅમ્, તત્ ચાસ્કૅરૅસ્તૅમૅમ્, તત્ વારૅથ્રઘ્નયોતૅમૅમ્, તત ભએષજયોતૅમૅમ્, તત્ ત્મએષો-તઉર્વ્યાંસ્તૅમૅમ્ દએવનાંમ્ મશ્યાનાંમચ; તત્ વીસ્પહે અંઘ્નહે-ઉશ્ અસ્તવ્તો મન અસ્તિ વીજધ્નમિશ્તૅમ્, તત્ વીસ્પહે અં:હેઉશ્ અસ્તવ્તો અંઘ્નહ્વાંમ્ અસ્તિ વીમરેજિશ્તૅમ્.**

ત્યારે (પરમ કૃપાળુ) અહુરમજદે ઉત્તર દીધો કે, હે સ્પીતમાન જરથુશ્ત્ર! માંથ્ર સ્પેન્તનો તે (ભાગ) સર્વથી અધિક હિમ્મત દેનારો, સર્વથી અધિક જય આપનારો, સર્વથી અધિક ખુરેહવાળો, (તથા) સર્વથી વધારે અસરકારક, જયથી સર્વથી વધુ મારનાર, સર્વથી વધુ તંદોરસ્તી દેનાર, (તથા) દૈત્યોની તથા (દુષ્ટ) માણસોની ખરાબીનું સર્વથી અધિક ખંડન કરનાર છે; (માંથ્ર સ્પેન્તનો) તે (ભાગ) સઘળી જડ જગતમાં મનને સર્વથી વધુ પહોંચી વળનાર (એટલે મદદ અને સમાધાન અને શાન્તિ કર્તા) (તથા) સારી જડ દુન્યામાં જીવને ઘણોજ પવિત્ર કરનાર છે,--કે જે અમેષાસ્પંદોનાં નામો[1] (છે).

(હોરમજદ યશ્ત ફ૦ ૩-૪)

**ઇથા આત્ યજમઇદે......સ્પૅન્તેન્ગ્ અમૅષેન્ગ્ યવએજયો, યવએસ્વો, યોઇ વંઘ્નહેઉશ્ આ મનંઘ્નહો બ્યેદન્તી, યાઓસ્ચા ઊઇતી.**

એ પ્રમાણે આ ઠેકાણે નિત્ય જીવનારા (અને) સર્વદા કલ્યાણકારી અમેષાસ્પંદોને અમે સ્તવ્યે છીયે જે (નર અમેષાસ્પંદો) તેમજ જે (નારી અમેષાસ્પંદો) ભલા મનમાં વાસો કરે છે.

(મોટી હફ્તન યશ્ત કરદો ૫; ૪)

**હુખ્ય અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ યજમઇદે.**

અમેષાસ્પંદોના મીત્રોને[2] અમે ભજ્યે છીએ. (સરોશ હાદોખ્ત ફ૦ ૧૭)

**કૅહ્રપૅમ્ અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્ યજમઇદે.**

અમેષાસ્પંદોનાં શરીરની અમે સ્તુતિ કર્યે છિયે.

(સરોશ હાદોખ્ત ફ૦ ૨૨)

**સ્રઓષૅમ્ અષીમ્.........યજમઇદે. યો પઓઇરયો બરેસ્મ ફ્રસ્તૅરેનત થ્રયક્તીશ્ચ, પન્ચ-યક્તીશ્ચ, હપ્ત-યક્તીશ્ચ, નવ-યક્તીશ્ચ**

---

૧. નામ સ્મરણનો અદભુત મહિમા અત્રે ચિતાર્યો છે તે અનુભવવા જોગ છે.

૨. ભકતો, અવલીયા, આબીદો, અહુરમઝદયારો.

**આક્નૂશ્ચ મઇધ્યો-પઇતિશ્તાનાંસ્ચ, અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ, ફ્રસસ્તયએચ.**

અષો સરોષ (યજદ) ને અમે યાદ કર્યે છીયે, જેણે અમેષાસ્પંદોની આરાધના કરવાને માટે, (તથા) (તેમની) ખુબીઓ ગાવાને માટે તથા (તેમને) રીઝવવાને સારૂં (તથા) (તેમની) વખાણ કરવાને કાજે, આદિ (બરસમની) ત્રણ ડાંખલી, પાંચ ડાંખલી, સાત ડાંખલી તથા નવ ડાંખલી, ઘુંટણની ઉંચાઇ જેટલી તથા પગના મધ્ય ભાગની ઉંચાઇ જેટલી, બરસમ[1] પાંથરી. (સરોશ યશ્ત વડી ફ૦ ૬)

**મ્રઑત્ અહુરો મજ઼્દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, આઅત્ યત્ મિથ્રૅમ્ યિમ્ વૉઉરૂ-ગઓયઑઇતીમ્ ફ્રાદધાંમ્, અઝૅમ્ સ્પિતમ્, આઅત્ દિમ્ દધાંમ્ અવાઓન્તૅમ્ યેસ્ન્યત, અવાઓન્તેમ્ વહ્મ્યત, યથ માંમ્ચિત્ યિમ્ અહુરૅમ્ મજ઼્દાંમ્.**

**યત્ કૅરૅનાઉન્ અમેષાઓ સ્પૅન્ત વીસ્પે હ્વરૅ-હુજ઼્અઑષ્, ફ્રઑરૅત્ ફ્રક્ષ્નિ અવિ મનો જરજ઼્દાતોઇત્ અંઘ્રઉહ્યત્ હચ; યો વીસ્પૅમ્ અહ્મ્ અસ્તવન્તૅમ્ આદિધાઇતિ, હરઇથ્યાત્ પઇતિ બરેજ઼ંઘહુત્.**

(દીન દયાળુ) અહુરમજદે સ્પીતમાન જરથુસ્ત્રને કહ્યું કે, જ્યારે મેં, અહો સ્પીતમાન (જરથુસ્ત્ર)! બહોળાં ક્ષેત્રવાળા મહેર યજદને પેદા કર્યો, ત્યારે મેં તેને મારા અહુરમજદના જેટલો યજશ્ને (યજ્ઞ)ને લાયક (તથા) આરાધનાને લાયક સરજ્યો. (મહેર યશ્ત ફ૦ ૧.)

જે (મહેર યજદનું કામ) ખુરશેદ યજદની સાથે એકત્ર મરજી ધરાવનારા (એટલે એક દીલથી સાથે કાર્ય કરનારા) સઘળા અમેષાસ્પંદોએ અર્પણ કરેલાં હૈયાંના સંપૂર્ણ વિશ્વાસથી બનાવ્યું; જે (મહેર યજદ) અલબુર્જ પહાડ ઉપરથી સઘળી જડ જગત જુવે છે.

(મહેર યશ્ત ફ૦ ૫૧)

**કૅહ્ર્પસચ યાઓ રએથ્વયેઇતિ સ્રીરાઓ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્, વેરેજ઼્દાઓ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્; હ્વરૅ-ક્ષએતૅમ્ અઉર્વત્-અસ્પેમ્ યજ઼મઇદે.**

અમેષાસ્પંદોનાં સુશોભિત (તથા) ખુબીવાળાં રૂપો, જે (અહુરમજદે)

---

૧. ક્રિયા કરવા સારૂં વનસ્પતિ.

(તે) અમેષાસ્પંદોને આપેલાં છે તે રૂપોને, (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને[1] હમે વંદયે છીએ. (ફરવરદીન યશ્ત. ફ૦ ૮૧)

**યોઇ હપ્ત હમો-મનંઘ્રહો, યોઇ હપ્ત હમો-વચંઘ્રહો, યોઇ હપ્ત હમો-શ્યોથ્નાઓંઘ્રહો. યએષાંમ્ અસ્તિ હમ્ઁમ્ મનો, હમ્ઁમ્ વચો, હમ્ઁમ શ્યોથનેંમ; હમો પતચ ફ્રસાસ્તચ, યો દધ્વાઓ અહુરો મજ્દાઓ.**

જે સાત (અમેષાસ્પંદો) એકજ વિચારના, જે સાત એક વાણીના, જે સાત એકજ કાર્ય કરનારા (છે), જેમનો વિચાર એક સરખો, વાણી એક સરખી તથા કાર્ય એક સરખું છે. જેમનો પીતા તથા શીખાડનાર એકજ દાદાર અહુરમજદ (છે). (ફરવરદીન યશ્ત. ફ૦ ૮૩)

**યિમ્ દઈન્ અમેષાઓ સ્પેન્ત વીસ્પે હવરે-હજઓષ, ફ્રઓરેત ફ્રક્ષનિ અવિ મનો જરજદાતોઇત અંઘ્રહુયત હચ.**

જેને (અપો જરથુશ્ત્રને) ખુરશેદ યજદની સાથે એકત્ર મરજી ધરાવનારા, (એટલે એક દિલથી કાર્ય કરનારા) સઘળા અમેષાસ્પંદોએ અર્પણ કરેલાં હૈયાંની સંપૂર્ણ શ્રદ્ધાથી પસંદ કર્યો. (ફરવરદીન યશ્ત ફ૦ ૯૨)

**યત્ વોહૂ વેરેજયામિ, દથુષો અહુરાઇ મજ્દાઇ, અમેષનાંમ્ સ્પેન્તનાંમ.**

(વાએ યજદ કહે છે કે) (હું) ભલું કરનાર નામવાળો એટલા માટે છું, કે અહુરમજદનું (તથા) અમેષાસ્પંદોનું ભલું કરૂં છું.

(રામ યશ્ત ફ૦ ૪૪)

**દુઘધરેમ્ અહુરહે મજ્દાઓ, ખ્વંઘહરેમ્ અમેષનાંમ્ સ્પેન્તનાંમ.**

(જે અશીશવંઘ) (દીન નાથ) અહુરમજદની દીકરી (તથા) અમેષાસ્પંદોની બહેન (તે) ને (અમે નમ્યે છિયે). (અશીશવંઘ યશ્ત. ફ૦ ૨)

**યત્ અસ્તિ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ક્ષએતનાંમ્ વેરેજિદોઇથ્રનાંમ્, બેરેજન્તાંમ્ અઇવ્યામનાંમ્, તખ્મનાંમ્ આહૂઇર્યનાંમ્, યોઇ અઇથ્યેજંઘ્રહો અષવનો.**

જે (ખુરેહ) સત્તા ભોગવનારા, અસરકારક જોવાની શક્તિવાળા, ચઢતી પંક્તિના, ઘણી સહાય કરનારા, બળવંત, અહુરમજદના ધારા પ્રમાણે ચાલનારા અમેષાસ્પંદો, જેઓ અમર (તથા) અપો (તેમનું)છે.

(જમ્યાદ યશ્ત, ફ૦ ૧૫)

---

૧. સૂર્યને.

**યએષાંમ્ અન્યો અન્યેહે ઉર્વાનૅમ્ અઇવિવએનઇતિ મૅરૅથ્વૅન્તૅ હુમતએષુ, મૅરૅથ્વૅન્તૅમ હૂખ્તએષુ, મૅરૅથ્વૅન્તૅમ્ હ્વરશતએષુ, મૅરૅથ્વૅન્તૅ ગરોન્‌માનૅમ્, યએષાંમ્ રઑક્ષ્નાઑંઘ્રહો પન્તાનો આવયતાંમ્ અ જઑથ્રાઑ.**

જે (અમેષાસ્પંદો)માંના એકનું (રવાન) બીજાના રવાનને પવિ વિચારોમાં મન લગાડતું, પવિત્ર શબ્દોમાં મન લગાડતું, પવિ કાર્યોમાં ચિત્ત ચોંટાડતું, ગરોદમાન (બેહશ્ત) ને યાદ કરતું જુવે (વળી) ક્રિયાની ભેટ તરફ આવવાના જેમના માર્ગો તેજસ્વિ (હોય છે

(જમ્યાદ યશ્ત, ફ૦ ૧

**યોઇ હૅન્તિ આઑંઘ્રહાંમ્ દામનાંમ્ યત્ અહુરહે મજ્દાર દાતરસ્ચ મરૅક્તરસ્ચ થ્વરૅક્તરસ્ચ અઇવ્યાક્તરસ્ચ નિપાતરસ નિશહરૅતરસ્ચ.**

જે (અમેષાસ્પંદો) (નોધારાના આધાર) અહુરમજદની (સઘળી) પેદાયશોના સૃષ્ટા, (તેની) જતન કરનારા, (તેમની) સંભ રાખનારા તથા (તેમની) રક્ષા કરનારા (છે). (જમ્યાદ યશ્ત ફ૦

**તએચિત્ યોઇ ફ્રૅષૅમ્ વસ્ન અહ્રૂમ દથૅન્ અજરૅષૅન્તૅમ્ અમરૅષૅન્તે અફ્રિથ્યન્તૅમ્ અપુયન્તેમ્ યવએજિમ યવએસુમ વસો-ક્ષથ્રૅમ્ ધ્રિસ્ત પઇતિ ઉસૅહિશ્તાંન્ જસાત્ જ્વયો અમૅરૅખ્તિશ દથઇતે ફ્ર વસ્ન અંઘ્રહુશ.**

ખચીત તે (અમેષાસ્પંદો) (છે), કે જેઓ પોતાની ઇચ્છા પ્રમ (આ) દુન્યાને તરોતાજગીવાળી, જુની ન થતી, નાશ ન પામ કોહી ન જતી, સદા હસ્તિ ભોગવનારી, સર્વદા લાભકારી તથા સ્વેચ્ થી સત્તા ચલાવનારી કરશે; (અને તે વેળાએ) ગુજરેલાંઓ પ સજીવન થશે, જીવન (અને) અમરપણું આવશે, (તથા) (સ જગત પોતાની ઇચ્છા પ્રમાણે રિદ્ધિસિદ્ધિવાળી થશે.

(જમ્યાદ યશ્ત. ફ ૧



# સ્પેન્તામૈન્યુ.

## ( સ્પેનામીનો. )

જરથોશ્તિ ફીલસુફીનો અભ્યાસ બહુ થોડો થયો છે. જરથોશ્તિઓએ હજુર ફીલસુફીનો ઉંડો અભ્યાસ કરવાને ના પાડી છે અને વીદેશી અને ખાસ કરીને પાશ્ચાત્ય દેશોના એકતરફી વિદ્વાનોના મતને માથે ચઢાવીને, હાથ જોડીને, બેશી રહ્યા છે; નથી પોતાનું મનોબળ વાપરતા, કે નથી બહેનપણી હિંદુશાસ્ત્રોનું અધ્યયન કરતા. પારકાઓ જે પ્રમાણે દોરવે તે પ્રમાણે દોરવાવા જેવી મનની ગુલાંમી હાલત કઇ હોઇ શકે ? કોઇ યુરોપવાસીએ કહ્યું કે જરતોશ્તિ ધર્મ દ્વૈત (દુઇ) શીખાડે છે, તો પારસી ભાઇઓ ઝટ બોલ્યા કે "હા ભાઇ, હા દ્વૈત !" બીજા કોઇ યુરોપવાસીઓએ, જેવા કે ડા૦ હાઉગે, એ ભુલ સુધારી કે ના તમે અદ્વૈત છો–એકજ ઇશ્વરને માનો છો, તો ફરીને કહે છે "હા, અમે અદ્વૈતવાદી છિએ !" ખરેજ પરાધિન જરતોશ્તિઓએ ધર્મનો અભ્યાસ હજુર ગંભીરપણે શરૂ કર્યોજ નથી. માત્ર અવસ્તા ભાષા અને શબ્દોનો અભ્યાસ આગળ વધારીને, તેમા પોતાનું સાર્થક થયેલું માનવું ન જોઇએ. જરતોશ્તિ અને હિંદુ ફીલસુફી અને ધર્મશાસ્ત્રો એકમેકને એટલાં સમાન છે, કે જગતમાં બીજા કોઇએ બે ધર્મ એટલા મળતા નથી. ત્યારે બન્ને ધર્મના અનુયાયિઓએ એકમેકના ધર્મનો ભેગો અને અંતઃકરણપૂર્વક અભ્યાસ કરીને, સમાનતા અને ઐકયતા ખોળવી અને વિરૂદ્ધતા કેમ ઉપજી તે સમજાવવું ઘટે છે. તેમા ભારે લાભતો થોડાંક ગણત્રીના પુસ્તકો ધરાવનાર જરતોશ્તિ ફીલસુફીનેજ થશે.

સ્પેનામીનો[1] કોણ છે, તે સમજવાને આપણ જરતોશ્તિઓની બુદ્ધિ ઘણે ભાગે કાર્ય કરતી નથી ! અહુરમજદ તેજ સ્પેનામીનો કે કોણ? સ્પેન્તોતેમો મૈન્યુ અથવા સ્પેનીશ્તા મૈન્યુ એ પણ જુદા કે કેમ ?

અંગ્રેમીનોનું શું કર્તવ્ય છે અને ગુણ છે? સ્પેનામીનો જો અપૂર્વ અહુરમજદ હોય, તો અંગ્રેમીનો તેનો વેરી હોવાને લીધે, જરથોશ્તિ ધર્મ દ્વૈત ઠરવો જોઇએ.

---

૧. જુવો Zoroastrian Theology by Dr. M. N. Dhalla, જ્યાં એ વિષે થોડુંક વિવેચન કર્યું છે. વળી જુવો એર્વદ શેહરયારજી દાદાભાઈ ભરૂચાની રીસ્તીસ્તાન, ( Cosmogony ), પાનું ૩૦૬.

સ્પેનામીનો અને અંગ્રેમીનો વિચાર, વર્તન, વાણી, બુદ્ધિ, શ્રદ્ધા, રવાન, આત્મા અને સર્વે વિષયોમાં પરસ્પર વિરોધીઓ છે. પહેલવી દીનકર્દ પુસ્તકમાં વધારે સ્પષ્ટ ખ્યાલ આવ્યો છે. સ્પેનામીનોમાંથી ભલી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ અને અંગ્રેમીનો, ગનામીનો અથવા અહરેમનમાંથી દુષ્ટતા ઉત્પન્ન થઇ. સ્પેનામીનોની સહાયતાથી માનવી અંગ્રેમીનોને મારી હઠાવી શકે છે; પણ જો તે પાપી બને છે, તો અંગ્રેમીનોની જાળમાં ફસે છે. છેવટે સ્પેનામીનો અંગ્રેમીનોની ઉપર જીત મેળવે છે. હવે આ વિષય ઉપર મનન કરવાને હિંદુ ફીલસૂફીનો અભ્યાસ કેટલો મદદ કર્તા થાય છે, તે જુવો. તેમણે અક્ષર, પરબ્રહ્મ, પરમાત્માને સર્વથી ઉંચ સ્થાન, જેવું કે આપણે અપઑઉર્વીમ અહુરમજદને ગાથામાં આપેલું જોઇએ છિએ, તે આપ્યું. તે નિત્ય, અવિકારી, અવ્યય અને બંધનોથી મુકતજ રહે છે અને અવ્યકત, અદ્રષ્ય રહે છે. અને તેનામાંથી 'પુરૂષ' અને પ્રકૃત્તિ (માયા) જે સ્પેનામીનો અને અંગ્રેમીનો સાથે સરખાવી શકાય છે—એ બે વ્યક્તિ ટાંકણે, સૃષ્ટિ ઉત્પત્તિને અવસરે પ્રગટ થાય છે. 'પુરૂષ'માંથી 'જીવાત્મા'ઓ નીસરે છે, અને તેઓ, પ્રકૃતિ ('માયા') માંથી 'પ્રકૃત્તિ'ના બનેલાં અસંખ્ય શરીરો અને રૂપો ધારણ કરીને, પ્રકટીકરણમાં પડે છે.[1]

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहङ्कार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥
मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥
गीता ७–(४ થી ૭)

ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥

---

૧. જુવો શ્રીમદ્ ભાગવત્ દ્વિતિય સ્કંધ, અધ્યાય ૧૦) મો, અને તૃતિય સ્કંધ અધ્યાય ૫) મો, ૬) ઠો, ૨૦) મો, ૨૬) મો અને ૨૭) મો.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥
न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥
ગીતા ૭–(૧૨ થી ૧૫)

**અર્થ**:—ભુમી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર, એ મારી પ્રકૃતિના ૮) વિભાગો છે. આ પ્રકૃતિ ઉતરતી પંકિતની છે. મારી ઉંચ પ્રકૃતિ[1] બીજી છે, તે જાણ; તેનેથી હે મહાબાહો ! આ સૃષ્ટિ ધારણ થઇ રહિ છે; તે સર્વે પ્રાણીઓની યોની છે. સૃષ્ટિ ઉત્પત્તિનો હું (શ્રીકૃષ્ણ) મૂળ છું. અને મારામાંજ તેનો લય થાય છે. (વળી) મારાથી કાંઇપણ પર નથી, હે ધનંજય! આ સર્વે[2] દોરી ઉપર જેમ મોતી પરોવાયલાં હોય છે, તેમ મારી ઉપર પરોવાયલું છે. જે ભાવો સાત્વિક (અપો,) રાજસિક (વિષય વાસનાવાળા), અને તામસિક (અજ્ઞાન અને આળસુ) છે, તે મારામાંથી (મારી પ્રકૃતિમાંથી) ઉત્પન્ન થયા છે; તેમાં હું નથી, પણ તેઓ મારામાં છે ખરા. જગત આ ત્રણ સ્વભાવો અને ગુણોથી મોહ પામીને તેમા રચ્યાં, મચી, પચી રહીને, મને (પરમાત્માને), જે આ સઘળાથી પર છું, અને અવીનાશી છું, તેને પીછાણતા નથી. આ મારી માયા દૈવિક છે, જે પુર્વોક્ત ત્રણ ગુણોમાંથી ઉપજે છે, તેની પેલી પાર જવું અત્યંત કઠીણ છે; માત્ર જેઓ મને (પરમાત્માને) પામે છે, તેઓજ આ ત્રણ ગુણો ઉપર જીત મેળવી, તેમની પેલે પાર પહોંચે છે. (તેથી) જેઓ દુષ્ટ, મોહ પામેલા, અને પાપી મનુષ્યો છે, તેઓ મને પામતા નથી; તેઓની બુદ્ધિ તો માયાથી નષ્ટ થઇ છે, અને તેઓએ આસુરી, શેતાની સ્વભાવ અખત્યાર કર્યો છે.[3]

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कुटस्थोऽक्षर उच्यते ॥
ગીતા ૧૫–૧૬

---

૧. દૈવિ પ્રકૃત્તિ. ૨. સૃષ્ટિ.
૩. વધુ સ્પષ્ટિકરણ માટે જુવો ભગવદ્ ગીતા, રાજવિદ્યારાજગુહ્ય નામનો, ૯ મો અધ્યાય.

અર્થ:– આ લોકમાં બે પૂરૂષો (પૂરૂષ પ્રકૃત્તિ) છે. એક નાશવંત, બીજો અમર. સઘળાં પ્રાણીઓ નષ્ટ થાય છે, જ્યારે જે અવિકારી છે, તેને અક્ષર, અમર કહે છે.

ટુંકમાં સ્પેનામીનો અને અંગ્રેમીનો આ પુરૂષ અને માયા (પ્રકૃત્તિ) સાથે સહેજે સરખાવી શકાય છે. ત્યારે અપૂર્વ અહુરમજદની સર્વોત્કૃષ્ટતા, તેની મહજ્ઞતા, તેની અપાર અને અખંડ શક્તિને એ બે મીનોથી જરાપણ ધોકો પહોંચતો નથી.

વળી 'આત્મા' અને 'પરમાત્મા'નો ભેદ સમજી શકાય એવો છે. તેજ પ્રમાણે સ્પેનામીનો અને સ્પેન્તોતેમા મૈન્યુ અથવા સ્પેનીશ્તા મૈન્યુમાં ફરક એ છે કે સ્પેનામીનો માત્ર સ્પેન્તોતેમો મૈન્યુની પેદાયશ છે, જે પોતે અપૂર્વ અહુરમજદનું એક નામ છે.

વળી માયા અને પ્રકૃત્તિ અને અંગ્રેમીનો કેટલેક દરજ્જે એક સમાન છે. પૂરૂષ અને પ્રકૃત્તિ એ બેના સંયોગથી સૃષ્ટિક્રમ ચાલે છે. આપણે વાંચ્યે છીએ કે

"યો નોઇત્ પસ્ચએત્ હુશખફ, યત્ મઇન્ય દામાંન્, દઇધિતેમ્, યસ્ચ સ્પેન્તો મઇન્યુશ યસ્ચ અંઘ્રો હિપારો અષેહે ગએથાઓ;" "યો પઓઇર્યો મજ્દાઓ દામાંન્ ક્રતૅરતાત્ પઇતિ અરેસ્મન્ યજત અહુરેમ્ મજ્દાંમ્, યજત અમેષ સ્પેન્તે, યજત પાય સ્વૅરૅસ્તાર, યા વીસ્પ થ્વૅરૅસ્તો દામાંન્." એટલે "જે (સરોષ) જ્યારથી બે મીનો જે સ્પેનામીનો તથા જે અંગ્રેમીનો (એમણે) પેદાયશો બનાવી ત્યારથી ખુશ ઉંઘાતો નથી. (જે) અપોઇની જગતનો રક્ષક છે." "જેણે (સરોષે) અહુરમજદની (સકળ) સૃષ્ટિમાં, પાંથરેલી બરસમથી, અહુરમજદને પ્રથમ આરાધ્યો, (જેણે) અમેષાસ્પંદોને આરાધ્યા, (તથા જેણે) બન્ને રક્ષકો અને ઘાટ ઘડનારાઓ, જેમણે સૃષ્ટિ રચી, (તેમને) આરાધ્યા."[1]

આ ટુંક ઇશારા ઉપરથી 'પુરૂષ અને માયા (પ્રકૃત્તિ)' સાથની સરખામણી દ્રઢ થાય છે. વળી 'અંગ્રેમીનો' જે પ્રકૃતિનો પીતા છે, તેમાંથી ત્રણ ગુણો ઉદભવે છે, સત્વ, રજસ અને તમસ; અને એ ત્રણે ગુણવાળી નીચ પ્રકૃત્તિ છે એમ આપણે 'ભગવદ ગીતા'ના ઉપલા શ્લોકો ઉપરથી જાણ્યું. એ ત્રણ ગુણોને લીધે 'ભલાઇ,' 'બુરાઇ,'

૧. જુવો સરોષ યશ્ત વડી, એર્વદ કાવસજી એ. કાંગાનો તરજુમો.

'સુખ,' ઇત્યાદી દ્વન્દ્વ (દુઇ) પેદા થઇ છે, અને એની ઉપર જીત મેળવવે, સ્પેનામીનોનો જય થાય છે, અને માનવી એનેથી મુક્ત થઇને, ગરો-નેમાન જ્યાં અહુરમજદ પોતે છે, ત્યાં તેના અચલ ધામમાં એકતાન થાય છે (અને તેની સાથે એકત્ર બને છે). માટે અંગ્રેમીનો વિના સૃષ્ટિક્રમ થાયજ નહિં અને અંગ્રેને તાબે અથવા વશ કરીને ૩૦) વર્ષ તેહમુરસ્પે દીવબન્દ સમાન, તેની ઉપર સ્વારી કરવી,[1] એ કાંઇજ નહિં પણ તમસિ અને રજસિક સ્વભાવ ઉપર કાબુ મેળવીને સાત્વિક એટલે અષો બનીને, ફ્રવર્ષાનું અહુરમજદ સાથની ઐકયતાનું ભાન મેળવવાનો માર્ગ પકડેલો લેખવો જોઇએ. આ સૃષ્ટિ ઉત્પત્તિ (cosmogony) નો વિષય બહુ ગૂઢ, વિશાળ અને ઉંડો છે, અને અત્રે વધુ ટીકાનો સમય નથી, માટે થાભીશું.

---

**અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પૅન્તો-મઇન્યઑમ્.**

આ વાય યજદ ! તારો (પવન) જે સ્પેનામીનોની સૃષ્ટિને લગતો છે તેની (મને મદદ પહોંચાડ). (જસ મે અવંઘહે મજદ.)

**ફ્રદથાઇ વીસ્પનાંમ્ સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામનાંમ્ અષઑનાંમ્.**

સ્પેનામીનોની સઘળી અષો સૃષ્ટિની વૃદ્ધી કરવાને માટે (આ સર્વ છે.) (હોરાબામ.)

**અવસો-ક્ષથ્રો ખ્યાત્ દ્રવાઓ ગતો હમિસ્તો, નિજ્બૅરેતો હચ સ્પૅન્તહે મઇન્યેઉશ દામબ્યો, વરતો અવસો-ક્ષથ્રો.**

દ્રવંત (એટલે પાપી માણસ) દુ:ખમાં પડેલો, સ્પેનામીનોની સૃષ્ટિમાંથી બહાર કહાડી મુકેલો, (પોતાની યુકિતઓમાં ) નિષ્ફળ નીવડેલો (તથા) પોતાની મરજી પ્રમાણે સત્તા ન ભોગવનારો (થાય)! (હોશબામ.)

**યહ્મી સ્પૅન્તા થ્વા મઇન્યૂ ઉર્વઍસે જસો.**

જે અંતમાં (ઓ અહુરમજદ !) તારા કલ્યાણકારી મીનો (સ્પેનામીનો)ની સાથે તું આવનારો (છે).

**આઅત્ યત્ હ્વરે ઉજુક્ષ્યેઇતિ......બ્વત્ દાંમ અષવ યઑજદાથ્રેમ્, યાઓ હેન્તિ સ્પૅન્તહે મઇન્યેઉશ.**

જ્યારે સૂર્ય ઉગે છે (ત્યારે) અષો સૃષ્ટિ કે જે સ્પેનામીનોની છે, (તેને) પવીત્રાઇ આપવાનું કારણ બને છે. (ખોરશેદ ન્યાયશ.)

---

1. રામયશ્ત કરદો ૩, અને શાહનામું.

**તિશ્ત્રીમ્ સ્તારૅમ્ રએવન્તૅમ્ ખરેનંઘ્વઉહન્તૅમ્ યજમઇદે; યિમ્ વીસ્પાઇશ્ પઇતિશ્મરેન્તે, યાઇશ્ સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામાંન્, અધઇરિ-જેમાઇશ્ચ, ઉપઇરિ-જેમાઇશ્ચ, યાચ ઉપાપ, યાચ ઉપસ્મ, યાચ ફ્રપ્તૅરૅજાંન્, યાચ રવસ્ચરાંન્, યાચ ઉપઇરિ તાઓ અકરન અનઘ્ર અષઑનો સ્તિશ્ આઇધિ.**

ચળકાટવાલા (તથા) ખોરેહવાળા તેશ્તર સેતારાને અમે યાદ કરીએ છીએ, જેનું સ્પેનામીનોની સઘળી ઉત્પત્તિ, (જેવી કે) જમીનની અંદર રહેનારાં, જમીનની ઉપર રહેનારાં, પાણીમાં રહેનારાં, ભૂમીથી ઉપર રહેનારાં, ઉડનારાં (અથવા પાંખવાળાં), લાંબી ફલંગ મારનારાં, તથા એ ઉપરાંત અષો (અહુરમજદ)ની બીજી અનહદ (અને) ગણત્રી વિનાની સૃષ્ટિ આતુરતાથી સ્મરણ કરે છે. (તીર યશ્ત ફ૦ ૪૮.)

**સઑષૅમ્ અષીમ્......યજમઇદે......યો...યજત પાયૂ થ્વૉરૅશ્તાર, યા વીસ્પ થ્વૅરૅસતો દામાંન્.**

અષો સરોષ (યજદ) ને અમે યાદ કર્યે છીએ, જેણે બન્ને રક્ષકો (તથા) બનાવનારાઓ,[1] જેમણે સર્વ સૃષ્ટિ રચી (તેમને) આરાધ્યા.
(સરોશ યશ્ત વડી ફ૦ ૨.)

**યાંમ્ અષ-અઑજસ્તૅમાંમ્ દ્રુજૅમ્ ફ્રચ કૅરૅન્તત્ અંઘ્રો મઇન્યુશ્, અવિ યાંમ્ અસ્તવઇતીમ્ ગએથાંમ્, મહ્રકાઇ અષહે ગએથનાંમ્.**

જે સર્વથી વધુ બળવાન દ્રુજને (એટલે ઝુહાકને) આ જડ જગત ઉપર, અષોઇના મુલકોના નાશને માટે, અંગ્રેમઇન્યુશે ઉપજાવ્યો.
(બેહરામ યશ્ત ફ૦ ૪૦)

**અધાત્ ઉઇતિ ફ્રવષત વૅરૅથ્રઘ્નો અહુરધાતો, નોઇત્ નરો યેસ્ન્યો વહ્મ્યો, ગેઉશ-ઉર્વ દામિ-દાતો; યત્ નૂરૅમ્ વ્યામબુર દએવ મશ્યાક દએવયાજો વોહુનીમ્ વા તાચયેઇન્તિ, ફ્રષઑરૅમ્ વા ફ્રષિચન્તિ.**

હે માણસો ! ડહાપણથી ઉત્પન્ન કરેલું જગતનું જવાહીર (એટલે સકળ સૃષ્ટિ) યજશ્નેને લાએક (તથા) આરાધનાને યોગ્ય નથી, કારણ કે હમણા વ્યામ્બુર (નામના) દૈત્યો (તથા) દૈત્યને ભજનાર માણસો, લોહી વેહતું કરે છે[2] અથવા દુષ્ટતાનો પ્રસાર કરે છે. (બેહરામ યશ્ત ફ૦ ૫૪.)

---

૧. સ્પેના અને અગ્રેમીનો. ૨. હિન્દુ ભાઇઓ એવાઓને વામ માર્ગી, પ્રાણીઓના ભોગ આપનારાઓ તરીકે લેખે છે.

**તૂમ જેમર્-ગૂજો આકૅર્નવો વીસ્પે દએવ જરથુશ્ત્ર, યોઇ પર અહ્માત્ વીરે-રઑધ અપતયૅન્, પઇતિ આય જેમા; યો અઑજિશ્તો, યો તનજિશ્તો, યો થ્વક્ષિશ્તો, યો આસિશ્તો, યો અશ્-વૅરૅથ્રજાંસ્તેમો અબવત્ મઇનિવાઑ દામાંન્.**

અએ જરથુશ્ત્ર! તું, બન્ને મીનોની પેદાએશમાં જે સર્વથી વધુ જોરાવર, જે સર્વથી અધિક દૃઢ, જે સર્વથી વધુ ચાલાક, જે સર્વથી વધુ ડહાપણવાળો, જે સર્વથી શ્રેષ્ટ ઝડપવાળો, (તથા) જે સર્વથી અધિક વિજયી (અથવા વેરીને મારનાર) પેદા થયો, તેણે સઘળા દેવ્યો જેઓ હમણા સુધી આ ધર્તિ ઉપર માણસના રૂપમાં દોડતા હતા, (તેમને) જમીનમાં ઢંકાયલા કીધા. (મોટી હોમ યશ્ત કરદે ૧ ફ૦ ૧૫.)

**પંચનાંમ્ અહ્મિ, પંચનાંમ્ નોઇત્ અહ્મિ. હુમતહે અહ્મિ, દુશ્મતહે નોઇત્ અહ્મિ, હૂખ્તહે અહ્મિ, દુશ્ઝૂખ્તહે નોઇત્ અહ્મિ. હ્વર્શ્તહે અહ્મિ, દુશ્ઝ્વર્શ્તહે નોઇત્ અહ્મિ, સ્રઓષહે અહ્મિ, અસ્રુશ્તોઇશ નોઇત્ અહ્મિ. અષઓનો અહ્મિ, દ્રવતો નોઇત્ અહ્મિ. અતચિત્ અહ્માત્ યથ અપૅમૅમ મનિવાએ અંઘ્રહત્ નિવાઇતિશ.**

પાંચ વીષયોને હું (મલતો) છું. પાંચ વીષયોને હું (મલતો) છું નહી. પવીત્ર વિચારને હું (મલતો) છું, દુષ્ટ વિચારને હું (મળતો) નથી. પવીત્ર વાણીને હું (મલતો) છું, દુષ્ટ વચનને હું મલતો છું નહીં. પવીત્ર કાર્યને હું (મલતો) છું, દુષ્ટ કાર્યને હું (મલતો) નથી. ધર્મની તાબેદારીને હું (મલતો) છું; અધર્મની તાબેદારીને હું (મલતો) નથી. અષો માણસને હું (મલતો) છું. દ્રવંત (પાપી માણસ) ને હું (મલતો) નથી. જ્યાં સુધી (સ્પેનામીનો તથા અંગ્રેમીનો) (એ) બે મીનોની સર્વથી છેવટે હરીફાઇનો અંત આવશે, ત્યાં સુધી (હું સદર રૂહીએ વર્તીશ.) (મોટી હોમ યશ્ત કરદે ૨. ફ૦ ૧૬.)

**યતચિત્ અહિ રપૂન્વો અષાઉમ, ઉપ અવે સ્તારે યોઇ સ્પેન્તો-મઇન્યવ, ઝ્બયમહિ ફ્રીનામહિ.**

જો (તું), અએ રશ્ને રાસ્ત! આ તારાઓ જે સ્પેનામીનોની સૃષ્ટિને લગતા (છે તે) ભણી હોય તો, (ત્યાંથી) અમે તારાં નામનું સ્મરણ કર્યે છીએ (તથા) તને વંદયે છીએ. (રશ્ને યશ્ત ફ૦ ૩૨.)

**નોઇત્ પસ્ચએત વનો-વન્તાઇ ઉપ-દયાત્ અંઘ્રો મઇન્યુશ્ સ્પૅન્તાઇ મઇન્યિવે.**

ત્યારપછી ફ્હેંતમંદ તથા પ્યારા સ્પેનામીનોને અંગ્રેમેન્યુશ તાબે ન થાત. (ફરવર્દીન યશ્ત ફ૦ ૧૩)

**યત્ સ્પૅન્તો મઇન્યુશ્ વીધારયત્ અસ્મનેમ્ યત્ આપૅમ્ યત્ જાંમ યત્ ગાંમ્ યત્ ઉર્વરાંમ્, યત્ બરેથ્રિવ્વ પુથ્રે વીધારયત્ પઇતિ-વૅરેતે અપર-ઇરિથેન્તો, આદાતાત્ વીધાતઓત્. વ્યાહ્વ ઉર્વત્-ચયત્ અસ્તિચ ગઓનચ દ્રેવ્દ્ચ ઉરૂથ્વાંસ્ચ પઇદ્યાઓસ્ચ, ક્વાક્ષસ્ચ.**

જે (ફરોહરોની સહાય)થી સ્પેનામીનો આસ્માનને, પાણીને, જમીનને, ગાય ઢોરને, ઝાડપાનને તથા વીધોતુ (નામના દૈત્ય)ના હુમલાથી માતાઓ (નાં પેટ)માં બચ્ચાંઓને રક્ષણ પામેલાં (તથા) મરણ ન પામતાં ટેકાવી રાખે છે. (વળી) (પેટમાંના બચ્ચાંના) હાડકાં, રૂપ, સ્નાયુ, આતરડા, પગ તથા છુપા ભાગોને બચાવે છે. (ફરવર્દીન યશ્ત ફ૦ ૨૮)

**વીધારયત્ સ્પૅન્તો મઇન્યુશ, યાઓ......ઉપ-દારયેન અસ્મનેમ.**

સ્પેનામીનો આસમાનને ટેકાવી રાખે છે (તથા) ફરોહરો ટેકાવી રાખવામાં સહાય દે છે. (ફરવર્દીન યશ્ત ફ૦ ૨૯)

**અઓમ્ જઇધ્યત અવત્ આયપ્તૅમ્ દઝ્દિ-મે વયુશ યો ઉપરો-કઇર્યો, યથ...નએચિશ અવત્ યો સ્પૅન્તાહે.**

(ત્યારે) તેણીથી (વાએ યજદથી) માંગ્યું કે, અહો! બળવાન વાય યજદ! આ (નીચે જણાવેલી) મારી અભીલાષા પુરી પાડ. તે એ કે (હું) સ્પેનામીનોની, આ (સૃષ્ટિ)ને કોઇએ માનવી ન (મારે). (રામ યશ્ત ફ૦ ૩)

**અએતત્ તે વયો યજમઇદે, યત્ તે અસ્તિ સ્પૅન્તો-મઇન્યઓમ્**

વાય યજદ! તારો તે (પવન) જે સ્પેનામીનોને લગતો છે (તેને) અમે યાદ કર્યે છીએ. (રામ યશ્ત. ફ૦ ૪)

**અવનયેનિ સ્પૅન્તૅમ મઇન્યૂમ્ હચ રઓક્ષ્ન ગરો-નમાન.**

સ્પેનામીનોને ઝળકતાં ગરોથ્માન (સ્વર્ગ)માંથી હું નીચે લઇ જાઉં. (જમ્યાદ યશ્ત ફ૦ ૪૪)

**પઇતિ-શે અઓખ્ત અહુરો મઝ્દાઑ, સ્પૅન્તત્ હચ મઇન્ય-ઑત્ જરથુશ્ત્ર અએષાંમ્ ચિથ્રૅમ્ વહિશ્તાઅતચ મનંઘ્રહત.**

અહુરમજદે તેને (અપો પેગમ્બરને) જવાબ દીધો કે, અહો જરથુશ્ત્ર ! તેઓનું જાહેર (થવું) (જગતના) કલ્યાણકર મીનો તરીકે તથા સર્વોત્તમ શક્તિ તરીકે (છે). (હાદોખ્ત નુશ્ક. ફ૦ ૪૦)

**ફ્રા મે સ્પેન્યાઓ મનિવાઓ વવચ. વીસ્પાંમ્ અષઑનો સ્તીમ્ હઇતીમચ બવઇન્તીમચ બૂષ્યેઇન્તીમચ શ્યઓથ્નો-તાઇત્ય શ્યઓથ-નનાંમ્ અંઘ્રહેઉશ્ મજ્દાઇ.**

અહુરમજદ (ની કીર્તિ જાહેર કરવા)ને માટે (આ) દુન્યાના કાર્યોનાં નમુના સમાન બે માનોમાંના વધારે વૃદ્ધી કરનાર (મીનોએ), અપો (અહુરમજદ)ની સકળ સૃષ્ટિ જે હમણા છે, જે થઇ ગઇ તથા જે હવે પછી થશે, તે વિષે મને જાહેર કીધું હતું. (હા. ૧૯ ફ૦ ૯)

**હિથ્વત્ અકો અબવત્ અન્તરેચ દ્રવન્તૅમ્ આસ્રુત. અય અન્તરે-ઉખ્તિ. નોઇત્ ના મનાઓ નોઇત્ સંઘહુ નોઇત્ ખ્રતવો નએધ વરેન નોઇત્ ઉખ્ધા નએધ શ્યઓથન નોઇત્ દએનાઓ નોઇત્ ઉર્વાનો હચઇન્તે.**

જ્યારે આ (નીચે જણાવેલી) દુ:વાહોથી (અહુરમજદે) અહરેમનને કહ્યું, ત્યારે (તે) દુષ્ટ (રૂહ) વ્હેલો જતો રહ્યો: આપણા બન્નેના વિચાર, શીખામણ, જ્ઞાન, નીયમો, વચનો, કાર્યો, ધર્મ તથા રવાન એક બીજા સાથે મળતાં ન થાય. (હા. ૧૯. ફ૦ ૧૫)

**પાયુચા થ્વોરેશ્તારા યજમઇદે.**

બન્ને પાળનારા તથા ઘાટ ઘડનારાઓને[1] અમે વખાણ્યે છીએ.

**યો નોઇત્ પસ્ચએત હુશખ્ફ યત્ મઇન્યૂ દામાંન્ દઇધીતેમ્ યસ્ચ સ્પૅન્તો મઇન્યુશ્ યસ્ચ અંઘ્રો.**

જે (સરોષ યજદ) જ્યારથી બે મીનો જે સ્પેનામીનો તથા અંગ્રે મીનો (એમણે) (સૃષ્ટિ) બનાવી, (ત્યારથી) ખુશ ઉંઘતો નથી.

(હા. ૫૭ ફ૦ ૧૭)

**હમિસ્તયએચ નિજ્રબૅરેતયએચ અન્ઘ્રહે મન્યેઉશ્ મત્-દામનો દુજ્-દામનો પોઉરૂ-મહરકહે.**

---

૧. સ્પેના અને અંગ્રેમીનો.

(પોતાની) સૃષ્ટિ સાથના, દુષ્ટ ઉત્પત્તિવાળા તથા પુર મરકીવાલા અંગ્રેમઇન્યુશની સામે થવાને તથા (તેને) બહાર કાઢી નાખવાને (અમે યથા અપેમ અને યેંઘહે હાતામને પુરતી રીતે આશકારા કર્યે છીએ). (હા. ૬૧ ફ૦ ૨)

**અથ જી ને હુમાયોતરચ ઇઝ્યોતરચ આઑઘ્રહામ યાઇશ્ સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામાંન્.**

વળી (હાવનીમની, હોમની, અહુનવરની સત્ય બોલેલા વચનોની, પયગમ્બર જરથુશ્ત્ર સાહેબની વાણીની, કરેલાં પવીત્ર કાર્યોની, અષોઇથી પાંથરેલી બરસમની, અષોઇથી કુટેલા હોમની, સ્તોત યસ્નયની, માઝદયસ્ની દીનના વિચારોની, વચનોની, કાર્યોની એ સઘળાંની ખુબીઓ) અમારે માટે ખરેજ વધુ લાભકારક (થાય), (જેથી) સ્પેનામીનોની જગતનું વધુ કલ્યાણ કરનાર અમે થઇએ.

(વીસ્પરદ ક૦ ૧૨ ફ૦ ૪)

**અષા યેચા યા રઓચેબીશ્ દરૅસતા ઉર્વાજા.**

એ (વીષયો)ને (તેના) આત્મબોધને લીધે શીખવાને યોગ્ય (તથા) લાભકારક હું માનું છું. (હા. ૩૦ ફ૦ ૧)

**અત્ તા મઇન્યૂ પૉઉરૂયે યા યેમા ખ્વફ્ના અસ્રવાતૅમ્;**
**મનહિચા વચહિચા શ્યોથનોઇ હી વહ્યો અકૅમચા.**

તે બે મીનો જેઓ જોડયા છે, તેમણે પ્રથમ પોતપોતામાં વાત કીધી. એ બે (મીનો) વિચારમાં, વાણીમાં તથા કાર્યોમાં વધારે સારા તથા નરસા (એ પ્રમાણે છે). (હા. ૩૦ ફ૦ ૩)

**અતચા હ્યત્ તા હેમ્ મઇન્યૂ જસએતૅમ્ પઓઉર્વીમ્, દઝ્દે ગએમચા અજ્યાઇતીમચા, યથચા અંઘ્રહત્ અપૅમૅમ્ અંઘ્રહુશ્.**

જ્યારે તે બે મીનો (સ્પેનામીનો તથા અંગ્રેમીનો) પહેલાં સાથે મળ્યા, (ત્યારે તેમણે) જીવન અને નાશ પેદા કીધાં, અને જ્યાં સુધી દુન્યાનો અંત આવશે ત્યાં સુધી (એ પ્રમાણે ચાલ્યા કરશે).

(હા. ૩૦. ફ૦ ૪).

**અયાઓ મનિવાઓ વરતા યે દ્રૅગ્વાઓ અચિશ્તા-વૅરૅજયો,**
**અષૅમ્ મઇન્યુશ્ સ્પેનિશ્તો, યે ખ્રઓઝ્દિશ્તેંગ્ અસેનો વસ્તે.**

તે બે મીનોમાંથી જે બુરો (મીનો તેણે) સર્વથી દુષ્ટ પસંદ કીધું; સર્વથી આબાદી કરનાર મીનો, જે સર્વેથી બળવાન આકાશ તરફ રહે છે, (તેણે) અષોઇ સ્વિકારી. (હા. ૩૦. ફ૦ ૫.)

**અયાઓ નોઇત્ ઍરૅશ વીષ્યાતા દએવાચિના, હ્યત્ ઇશ્ આ-દબઓમા**

**પૅરૅસ્મનેંગ્ ઉપા-જસત્, હ્યત્ વૅરૅનાતા અચિશ્તેમ્ મનો**

**અત્ અએષૅમૅમ્ હેનદ્વારૅન્તા, યા બાંનયૅન્ અહૂમ્ મરૅતાનો.**

દૈત્યની દીશાએ ઢળેલાઓ, આબે (મીનો)ની યોગ્ય વિરોધતા સમજી ન શકયા, જો કે જ્યારે તેઓ (ધર્મના વીષયમાં) પ્રશ્નોત્તર કરવાને આવ્યા, ત્યારે તેમનો આપણે પરાજય કર્યો હતો. તે છતાંએ (તેમણે) સહુથી બુરો વિચાર સંપાદન કર્યો, તથા એશમ દૈત્યની સાથે મળી ગયા, જેથી જગતમાં માણસોને તેઓ ઇજા કરે.

(હા. ૩૦. ફ૦ ૬.)

**આનુશ-હક્ષ્ આર્મઇતીશ્ મઇન્યૂ પૅરૅસાઇતે યથ્રા મએથા.**

ત્યારપછી તુરતજ સંપૂર્ણ મનશ્ની (આધિનતા) બે મીનોને, જે દીશાએ (તેમની) વલણ (હોય છે, તે વીષે) પુછે છે. (હા. ૩૧. ફ૦ ૧૨.)

**વાઓ અકા મનંઘ્રહા યેંગ્ દએવેંગ્ અકસચા મઇન્યુશ**

**અકા શ્યઑથનૅમ્ વચંઘ્રહા યા ફ્ચિનસ્ દ્રૅગ્વન્તૅમ્ ક્ષયો.**

અકોમન નામનો દુરાચાર દૈત્ય દુષ્ટ વિચાર, વચન તથા કાર્યથી તમ દૈત્યોને તેમજ દુષ્ટોને સત્તા આપે છે. (હા. ૩૨. ફ૦ ૫.)

**યહ્મી સ્પૅન્તા થ્વા મઇન્યૂ ઉર્વએસે જસો, મઝ્દા ક્ષથ્રા અહ્મી વોહૂ મનંઘ્રહા, યેહ્યા શ્યઑથનાઇશ્ ગએથાઓ અષા ફ્રાદૅન્તે.**

જે છેવટે, અહુરમજદ ! તારા કલ્યાણકારી મીનો (સ્પેનામીનો) નાં સાથે તથા શાહરેવર અને બહમનને લીધે તું આવશે; (તું) કે જેનાં કાર્યોથી દુન્યાની પ્રજાઓ, અષોઇને અંગે, રીદ્ધીસીદ્ધીમાન થાય છે.

(હા. ૪૩. ફ૦ ૬.)

**અત્ અહુરા હ્વો મઇન્યૂમ્ જરથુશ્ત્રો વૅરૅન્તે મઝ્દા, યસ્તે ચિશ્ચા સ્પેનિશ્તો.**

અહો સર્વથી વધુ આબાદી કરનાર અહુરમજદ! જરથુશ્ત્ર પોતે (તારા) મીનોને માનની નજરથી જુવે છે, તથા કોઇપણ માનવીએ (તેમ કરવાને) પોતાની બનતી કોશેષ કરવી જોઇયે. (હા ૪૩. ફ૦ ૧૬.)

**અત્ ફ્રવક્ષ્યા અંઘ્હેઉશ્ મઇન્યૂ પૉઉરૂયે, યયાઓ સ્પન્યાઓ ઊઇતી મ્રવત્ યેમ્ અંગ્રેમ્, નોઇત્ ના મનાઓ, નોઇત સેંગ્હા, નોઇત્ ખ્રતવો, નએદા વરના, નોઇત્ ઉખ્ધા, નએદા શ્યઓથના, નોઇત દએનાઓ, નોઇત ઉર્વાનો હચઇન્તી.**

(અએ વાંચકો) આરંભમાં (હું તમને) દુન્યાના બે મીનો વિષે જાહેર કરૂં છું, જેમાના વધુ સંપત્તિ દેનારે (મીનો એ) નાશ કરનાર (મીનો)ને આ પ્રમાણે કહ્યું,— નથી આપણા વિચારો, નથી આપણી શીખામણો, નથી આપણી સમજ, નથી આપણી રીતભાત, નથી આપણાં કાર્યો, નથી આપણાં અંતઃકરણો, નથી આપણા રવાંન (આત્માઓ) એક બીજાને મળતાં (અથવા અનુસરતાં). (હા. ૪૫. ફ૦ ૨.)

**સ્પૅન્તા મઇન્યૂ સઓત્ મજ઼્દાઓ અહુરો, યેહ્યા વહ્મે વોહૂ ફ્રષી મનંઘ્હા, અહ્યા ખ્રત્ ક્રે-મા સાસ્તૂ વહિશ્તા.**

કલ્યાણ કરનાર મીનોને અંગે અહુરમજદ (આપણી ભકિત) સાંભળશે; જેની આરાધના સુમતિથી કરવામાં આવે છે, તેની પોતાની સર્વોત્તમ અક્કલની મારફતે (તે) અમને શિખાડશે. (હા. ૪૫. ફ૦ ૬.)

**અહ્યા મન્યેઉશ સ્પૅનિશ્તહ્યા વહિશ્તૅમ, હિજ઼્વા ઉખ્ધાઇશ વંઘ્હેઉશ એઅૅઆનૂ મનંઘ્હો, આર્મતોઇશ જસ્તોઇબ્યા શ્યઓથના વૅરૅજ઼યત્.**

(કોઇપણ) (પોતાની) જીભ (તથા) મોઢાંની મારફતે (બોલેલા સદ) વચનોને લીધે, (તથા) (પોતાની) ભલી સુમતિના (તથા) નમ્રતાના બે હાથથી (કરેલાં) કાર્યને લીધે, તે સર્વથી મહાન કલ્યાણકારી મીનોની સર્વોત્તમ મીત્રતા (દોસ્તી) મેલવી શકે છે. (હા. ૪૭. ફ૦ ૨.)

**અહ્માત્ મન્યેઉશ્ રારૅશ્યેઇન્તી દ્રૅગવન્તો, મજ઼્દા સ્પૅન્તાત્ નોઇત્ ઇથા અષાઉનો.**

હે ! અહુરમજદ ! સ્પેનામીનો (ના પ્રતાપ)થી પાપી માણસો દુઃખી થાય છે, પણ અષો (દુઃખી) નથી (થતા). (હા ૪૭ ફ૦ ૪)

**આઅત્ યત કાંમચિત વા તઓખ્મનાંમ પર ઇરિથ્યેઇતિ યથ અન્યો તકએષ, સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામનાંમ હાંમ રએથ્વયેઇતિ અત્ પઇતિ રએથ્વયેઇતિ.**

જ્યારે કોઇપણ બીજનો (ન્યાતનો), જેવો કે જુદી શ્રદ્ધાવાળો (તથા) અન્ય ધર્મવાળો મરી જાય, ત્યારે સૃષ્ટિમાંની સ્પેનામીનોની કેટલી (ઉત્પત્તિને તે) હમરીત કરે છે (તથા) કેટલી (પેદાયશને) (તે) પતરીત કરે છે ? (વંદીદાદ પરગ. ૧૨. ફ૦ ૨૧.)

**મઇર્યો દ્વાઓ બિજંગ્રો અવથ અપેમઓઘો અનષવ સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામનાંમ, હાંમ્ રએથ્વયેઇતિ જવો પઇતિ રએથ્વ-યેઇતિ.**

(તે) બે પગવાળો સાંપના સ્વભાવનો દરવંદ તેમજ અપવીત્ર આશ્મોગ જીવતાં જીવત પેદાયશોમાંની સ્પેનામીનોની (પેદાયશને), હમરીત કરે છે (તથા) જીવતાં જીવત પતરીત કરે છે.

(વંદીદાદ પરગ. ૧૨. ફ૦ ૨૨.)



# અંગ્રે મીનો

**તાઓ હે સ્નઇથિશચ વરૅથસ્ચ પરૂતસ્ચ પઇરિ-વારસ્ચ વીસૅન્તે, પઇરિ મઇન્યઓયાત દ્રુજત, વરૅન્યયાતચ દ્વાંઇથ્યાત, જિજિયૂષતચ પઇરિ કયધાત વીસ્પો-મહ્કાઅતચ પઇરિ દ્રવતત યત અંઘ્રાત મઇન્યઓત.**

તે (ફ્રેોહરે) તેને માટે મીનો દરૂજ તથા ગીલાનના દ્રવંદ તથા નુકસાન પહોંચાડનાર પાપી માણસની વિરૂધ્ધ, તથા સઘળી મરકીવાળો દ્રવંદ જે અંગ્રેમેન્યુશ (તેની) સામે હથ્યાર, ઢાલ, ટેકા તથા રક્ષણ તરીકે થાય છે. (ફરવર્દીન યશ્ત. ફ૦ ૭૧)

**તાઓ હે તઉર્વયતૅમ તબએષાઓ અંઘ્રહે મઇન્યેઉશ દ્રવતો, યત નોઇત આપો તકાઇશ સ્તયત, નોઇત ઉર્વરાઓ ઉરૂધ્મિઅયો.**

તેમણે બુરા અંગ્રમીનોની દુષ્ટતા તોડી નાંખી, જેથી (અંગ્રેમીનો) પાણીઓને વેહવાથી (તથા) ઝાડપાનોને ઉગવાથી અટકાવી ન શકયો. (ફરવર્દીન યશ્ત. ફ૦ ૭૮)

**અઓમ્ જઇધ્યત અવત આયપ્તૅમ્ દ્રૂજદિ મે વયુશ યો ઉપરો-કઇર્યો, યથ અજૅમ નિજનાનિ અંઘ્રહે મઇન્યેઉશ દામનાંમ.**

(ત્યારે) તેની (વાએ યજદ) પાસેથી (અહુરમજદે) માગ્યું કે, અહો બળવાન વાએ યજદ ! આ મુરાદ મને તું બક્ષ તે એ કે (હું) અંગ્રેમેન્યુશની સૃષ્ટિને મારૂં. (રામ યશ્ત. ફ૦ ૩.)

**યત બરાનિ અંઘ્રૅમ મઇન્યૂમ ક્રમિતૅમ અસ્પહે કેહ્રપ, થ્રિસતૅમ અઇવિ-ગામનાંમ, વ પઇરિ જેમો કરન.**

હું (તેહમુરસ્પ) અંગ્રેમીનોને વશ કરીને, ત્રીસ વર્ષ લગી પૃથ્વિના બે છેડાની આસપાસ, (તેની ઉપર) ઘોડાનાં રૂપમાં સ્વારી કરૂં. (રામ યશ્ત. ફ૦ ૧૨)

**યત વ દાંમ વયેમિ, યસ્ચ દથત સ્પૅન્તો મઇન્યુશ, યસ્ચ દથત અંઘ્રો મઇન્યુશ.**

કારણ કે બે (પ્રકારની) સૃષ્ટિ કે જે સ્પેનામીનોએ બનાવી તથા જે અંગ્રેમીનોએ ઉત્પન્ન કરી, તે બન્ને સંસર્ગને હું પહોંચી શકું. (રામ યશ્ત. ફ૦ ૪૩.)

**થ્વાંમ્ નોઇત્ તઉર્વયાત્ અંઘ્રો મઇન્યુશ્ પૉઉરૂ-મહ્રકો, નોઇત્ યાતવો, નોઇત્ યાતુમાઑ, નોઇત્ દએવો, નએધ મષ્યો.**

(અવસ્તા વાણીના આર્શીવાદથી) પુર મરકીવાળો અંગ્રેમીનો (અથવા) જાદુગર, (અથવા) જાદુમાં માનનારો (અથવા) દૈત્ય (અથવા) (કોઇ બુરો) માનવી તને ઇજા ન પહોંચાડે. (રામ યશ્ત. ફ૦ ૫૬.)

**ઉઇતિ દવત હો યો દુશ્ઝ્દાઑ અંઘ્રો મઇન્યુશ્ પૉઉરૂ-મહ્રકો, નોઇત માંમ્ વીસ્પે યજતાઑંઘ્હો અનુસૅન્તંમ્ ફ્રઑરૅચિન્ત; આઅત્ માંમ્ અએવો જરથુશ્ત્રો અનુસૅન્તૅમ્ અપયેઇતિ.**

**જઇન્તિ માંમ્ અહુન વઇર્ય, અવવત સ્નઇથિષ યથ અસ્મ કતો–મસાઑ; તાપયેઇતિ માંમ્ અષ વહિશ્ત, માંનયેન્ અહે યથ અયૅાક્ષુસ્તૅમ્; રએકો મે હચ અંઘ્હાઑ જૅમત વંઘ્હો કૅરૅનઑઇતિ, યો માંમ્ અએવો જામયેઇતિ, યો સ્પિતામો જરથુશ્ત્રો.**

જે, દુષ્ટ જાણનાર, પુરતી મરકીવાળો, અંગ્રેમીનો, તે આ પ્રમાણે બોલ્યો :—

સર્વ યજદો મારી મરજી વિરૂધ્ધ મને હણી ન શકયા; પણ જરથુશ્ત્ર એકલો મારી મરજી વિરૂધ્ધ મને પહોંચી શકયો. (એટલે મારી ઉપર ફાવીને મારો પરાજય કર્યો.)

(અંગ્રેમીનો કહે છે) કે અહુનવઇર્ય (જે) કત (માપના) જેટલા મોટા પત્થર જેવું હથ્યાર, (તે)ની મારફતે (પેગમ્બર જરથુશ્ત્ર) મને મારે છે; ધાતુ (ને પીગળાવી નાખે તે) પ્રમાણે અષ વહિશ્ત (એટલે અષેમ્ વોહૂ )ની મારફતે (તે) મને બાળી નાંખે છે. આ પૃથ્વી ઉપરથી (મારૂં) ચાલી જવું, મારે માટે (તે પેગમ્બર જરથુશ્ત્ર) વધુ સારૂં કરે છે. માત્ર તેજ સ્પીતમાન જરથુશ્ત્ર (અને ન બીજો કોઇ) મને (આ ભુમિ ઉપરથી) હઠાવી શકે! (અશીશવંઘ યશ્ત. ફ૦ ૧૯–૨૦.)

**યાંમ્ અષ્‌–અઑજસ્તંમાંમ્ દ્રુજૅમ્ ફ્રચ કૅરૅન્તત્ અંઘ્રો મઇન્યુશ, અવિ યાંમ્ અસ્તવઇતીમ્ ગએથાંમ્, મહ્રકાઇ અષહે ગએથનાંમ્.**

જે સર્વથી વધુ પ્રબળ દ્રુજને (ઝુહાકને) (આ) જડ જગતની ઉપર અષોઇના સંસ્થાનોના નાશને કાજે અંગ્રેમેન્યુશે સરજ્યો.

(અશીશવંઘ યશ્ત. ફ૦ ૩૪)

**તઉર્વયેઇતિ અંઘ્રૅમ્ મઇન્યૂમ્ પૉઉરૂ-મહ્‌રૅકૅમ્.**

(તે આર્યન ખુરેહ) પુર મરકીવાળા અંગ્રેમીનોને તોડે છે.

(આસ્તાદ યશ્ત. ક૦ ૨)

**ઉસ્-પતયેનિ અંઘ્રૅમ્ મઇન્યૂમ્ ઍરૅઘત હચ દુઝંઘ્રહ.**

(એરેજો-ષમન નામનો રાક્ષસ બોલે છે) અંગ્રેમેન્યુશને દુર્ગંધિ દોજખમાંથી[1] ઉંચ ઘસડી લઇ જાઉં. (જમ્યાદ યશ્ત. ક૦ ૪૪)

**યહ્મિ પઇતિ પરૅખ્ખાઇથે સ્પૅન્તસ્ચ મઇન્યુશ્ અંઘ્રસ્ચ......અંઘ્રો મઇન્યુશ્ અશ્તૅમ્ ફ્રંઘ્રહરૅચયત્ અકૅમચ્ મનો, અએષ્મૅમચ્ ખ્રુવી-દ્રૂમ્, અઝીમચ્ દહાકૅમ્ સ્પિત્યુરૅમચ્ યિમો-કૅરૅન્તૅમ્.**

જે (યજદી તેજ) ને માટે સ્પેનામીનો તથા અંગ્રેમીનોએ એક બીજા સાથે યુધ્ધ મચાવ્યું...અંગ્રેમીનોએ (પોતાના) દૂત તરીકે અકોમનને, ઘાતકી હથ્યારવાળા એશમ (દૈત્ય) ને, ઝોહાકને (તથા) જમશેદ (પાદશાહ) ને કાપી નાખનાર સ્પિત્યુરને મોકલ્યા.

(જમ્યાદ યશ્ત. ક૦ ૪૬)

**આઅત્ માંમ્ મઇરૂયો ફ્રાકૅરૅનઑત્ અંઘ્રો મઇન્યુશ્ પૉઉરૂ-મહ્‌રકો નવચ યસ્કે નવઇતિશ્ચ નવચ સત નવચ હઝંઘ્રર નવસેસ્ચ બએવાંન.**

(આ જડ જગતમાટે કહે છે કે):— ત્યારે (તે) સાંપે (અંગ્રેમેન્યુશે) મારી તરફ નજર કીધી; ત્યારે (તે) સાંપ કે જે પુર મરકીવાલો અંગ્રેમઇન્યુશ, (તેણે) મારે માટે ૯૯,૯૯૯ દર્દો પેદા કીધાં. તેટલા માટે, અએ પુર ખોરેહવાળા માંથ્ર સ્પેન્ત! તારે મને તનદરોસ્તી આપવી (નીરોગી બનાવવો) જોઇએ. (પરગ. ૨૨. ક૦ ૯)

ગાથામાં નીચલા વધુ ફકરાઓમાં "બે મીનો અને સ્પેન્તોતેમો" વીષે ઇશારાઓ છે તે જુવો.

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૩૦ | ૩-૪-૫-૬. | ૪૫ | ૨-૬ |
| ૩૧ | ૩-૧૨. | ૪૭ | ૧-૨-૩-૫-૬. |
| ૪૩ | ૬-૧૫-૧૬. | ૪૮ | ૧૦. |
| ૪૪ | ૭-૧૨. | ૫૧ | ૭. |

1. પતમાંથી, નર્કમાંથી.

# ફરોહર, ફવષી અને રવાન.

પ્રથમ અષો અહુરમજદે જગત ઊત્પત્તિ કરી ત્યારે સ્પેનામીનો અને અંગ્રેમીનો સરજ્યા. તેમણે પોતપોતાની ભલાઇ અને વૃદ્ધિ અને બુંડાઇ અને અંધકારની જગત પેદા કરી. તે જગતો ઘણો વખત નિશ્ચલ પડી રહિ. પછી પોતાનો મહિમા આગળ વધારવા માટે, હંમેશગી સુધી રવાનો અને તેમના ફરોહરો સરજીને, અનંતપોકર્લીમાં, "મિસ્વાન ગાતુ ખદાત"માં રાખ્યા. આમ કરવે મીનોઇ સૃષ્ટિ સંપૂર્ણ થઇ. એઓ સરજાયાં ત્યારે સૂર્ય, ચંદ્ર, તારાઓ હજીુર બન્યા ન હોતા. ત્યાર કેડે ગેતીની (પ્રકૃતિની Material) સૃષ્ટિ ઉત્પન્ન કરી. એકનું નામ 'સ્તિ,' 'ગએથા' અથવા 'જેમ', અને બીજીનું નામ 'વ્હ' અથવા 'ચ' અથવા 'મઇન્યુ' અથવા 'અસ્મન' સરજ્યાં. તેમાનું પ્રથમવાળું, મીલકત, બાયડી, હલકું એવા ગુણવાળું ગણ્યે અને બીજું માલેક, મરદ, ભારી અને મીનો એ ગુણવાળું ગણ્યે, એવાં એકમેક સાથે મળીને કાર્ય કરે એવાં બનાવ્યાં.[1] એમને એર્વદ શેહેરયારજી દા. ભરૂચા 'પુરૂષ' અને 'પ્રકૃતિ' તરીકે ઓળખે છે; જો કે આપણે 'રવાન' અને 'ફરોહરો'ને 'પુરૂષ'ની ચીંગારીઓ તરીકે પીછાનવાં જોઇએ. 'ફરોહર' સર્વથી ગુપ્ત અને શ્રેષ્ઠ શક્તિ છે, જે 'રવાન' રૂપી અતિ સૂક્ષ્મ શરીરમાં કાર્ય કરે છે.

ગેતીની સૃષ્ટિ ઊત્પન્ન કર્યા કેડે 'રવાન' અને 'ફરોહરો'ને ગેતામાં એક તરફ સ્પેનામીનો અને બીજી દીશાએ અંગ્રેમીનો એ બેના વિરૂદ્ધ આકર્ષણની વચમાં, રફતે રફતે ઉતાર્યાં અને એમના કાર્યથી સૃષ્ટિક્રમ ગતીમાં આવ્યો.

પહેલવી પુસ્તકોમાં જણાવ્યું છે કે અહુરમજદે 'ફરોહરો'ની ઉત્પત્તિ પછી તેમને સવાલ કર્યો કે "તમે શું ઇચ્છો છો? તમને હું મારી છાતીમાં રાખી અને હમેશગી પર્યંત સંભાળું કે તમે 'ગેતી'ની સૃષ્ટિમાં જઇને, અગ્રેમીનો સામે લડીને, પુશ્કળ દુઃખ ખમીને, તેને હરાવીને, અત્યંત શક્તિવાળાં બનીને, મારામાં પાછાં આવીને મળો?" ત્યારે મોટા ભાગે નમ્રતાથી જવાબ વાળ્યો કે "અમે રાજી છિયે

---

૧. જુવો એર્વદ શહેરયારજી દા. ભરૂચાનું રીસ્તીસ્તાન પાનું ૩૦૭-૮.

કે ગેતીમાં જઇને ત્યાં અંગ્રેમીનોની સામે યુદ્ધ કરીને, તારે લાયકનાં સામર્થવાન થઇને પાછા તારામાં ભેળાઇયે." આ તેમનો જવાબ સાંભળીને જે 'ફ્રરોહરો'એ નીચે ઉતરી આવવા ચાહ્યું, તેમને ગેતીમાં ઉત્પન્ન કર્યાં અને બાકીનાં અહુરમજદના રક્ષણમાં અને આશ્રય હેઠળજ રહ્યાં છે, તેઓ આ ગેતીમાં ઉતર્યાં નથી.[1]

નીચે ઉતરવાને સ્વિકાર કરનારાં ફ્રરોહરો આપણે અત્રે પેદા થયાં છિયે અને સ્પેનામીનોના રક્ષણમાં રહિને, અંગ્રેમીનો અને તેના આકર્ષણો, હિંદુશાસ્ત્ર પ્રમાણે ટુંકમાં–કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર–સામે લડયે છિયે. એ અંગ્રેમીનોની લાલચો અને હવસોને વશ કરવાને સારૂં આપણને માજદયસ્ની જરથોશ્તિ દએન (ધર્મના નીયમ અથવા શાસ્ત્ર)માં 'અષોઇ' શીખાડી છે. એ 'અષોઇ' 'હુમત, હુખ્ત અને હવરશ્ત'થી મેળવાય છે. અને એ 'હુમત, હુખ્ત અને હવરશ્ત' શું છે, તે સમજવાને માનવી લાયક થાય, તે માટે તેને હૈયાનું શીક્ષણ મેળવવુંજ જોઇએ. અને તે હૈયાં (અંતઃકરણ)ને કેળવવુંજ જોઇએ. અને તે કેળવણી 'મન' અથવા 'મગજ'થી સદંતર જુદી છે. તેમાં 'ફ્રરોહર'ની ખાસ શક્તિની સહાયતા જોઇએ. અને એ શીક્ષણ અને કેળવણી (સ્વકાણ, સંયમ, નિગ્રહ) મેળવી આપવાને 'દએન' હાજર છે અને એ 'દએન' પ્રમાણે 'હુમત, હુખ્ત અને હવરશ્ત' કેમ અને કયારે મેળવાય, તેની ફીલસુફી સમજનારજ 'અષો' થઇ શકે છે. તે સમજાવવાને સારૂં આ પુસ્તક "અવસ્તાના જવાહીરો" લખ્યું છે. તેમાં "હુમત, હુખ્ત અને હવરશ્ત" કેમ અને કયારે મેળવાય, તે જુદા જુદા વિષયોમાં વહેંચી અને વિભાગો કરીને દેખાડયું છે. જે સદ્‌ગુણો આ પુસ્તકમાં દેખાડયા છે, તે સર્વે એકપણ અપવાદ શીવાય, જ્યારે હૈયું ગ્રહણ કરે, અને સ્વકાણુથી માનવી તેમને અમલમાં મુકે–જેને છરીની ધાર જેવો બીકટ માર્ગ લેખ્યો છે–ત્યારે 'અષોઇ' પ્રાપ્ત થાય છે. અને 'અષોઇ' 'સ્પેનામીનોની મીનોઇ' સૃષ્ટિમાં દાખલ થવાનો પટો (Pass-port) છે. 'અંગ્રેમીનો'ની મીનોઇ સૃષ્ટિમાં પ્રવેશ થવાનું સહેલ છે અને તે 'અનષોઇ'થી થવાય છે.

આ પ્રમાણે 'મન'ની કેલવણી અને 'ધર્મ'ની કેલવણી એ બે અત્યંત જુદાં પડે છે. 'ધર્મ'ની કેલવણી મેળવવા સારૂં, 'હૈયુ' કાણુમાં મેળવવા

---

[1] જુવો Sacred Books of the East, Pahalvi Texts, Vol V; Bundahis, Ch. II, 10 & 11.

માટે 'દએન', ભક્તિ, ભણતરો અને ક્રીયાઓ અને જગતમાં સદાચાર અને કુટુંબ, સ્નેહી, અને જન સમાજ તરફ અખંડ અને નિ:સ્વાર્થિ પ્રેમ દેખાડયા છે. પૂર્વમાં આ કેલવણીને મનની કેલવણી કરતાં ઘણીજ ચઢતી લેખી છે; કારણ કે 'મન' દુન્યવી વીષયો સમજી અને દુન્યવી લાભો મેળવી આપે છે. જ્યારે 'હૈયાં'ની કેળવણીથી અનંત સચ્ચિદાનંદ, સુખ, જ્ઞાન અને શક્તિના પીતા અહુરમજદની નઝદીક પહોંચીને માનવી હંમેશગી સુધી પરમાનંદ, પરમશક્તિ અને મહાજ્ઞાન પ્રાપ્ત કરે છે. સમજવું સહેલ છે કે પૂર્વની કેલવણી સાથે પાશ્ચાત્ય કેલવણી સરખાવી શકાય નહિં, અને પૂર્વનો સૂધારો 'રવાન બોખ્તગીનો છે' તેથી સર્વોત્તમ હતો અને પાશ્ચાત્ય સૂધારો 'મન'નો છે, તેથી ચલિત અને દમવિનાનો છે.

---

**અએતત્ અષઑનાંમ્ ફ્રવષીશ.**

આ (નમન) અષો (લોકો)નાં ફરોહરોને (પહોંચો) !

(ખોરશેદ નિયાયશ ફ૦ ૧.)

**હવાંમ્ ફ્રવષીમ્ યજમઇદે.**

પોતાનાં ફરોહરને અમે વખાણ્યે છિયે. (ખોરશેદ નિયાયશ ફ૦ ૮)

**અષઑનાંમ્ વંઘઉહીશ સૂરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો યજમઇદે.**

અષોનાં ભલાં, જોરાવર તથા વૃદ્ધી કરનારાં ફરોહરોને અમે વખાણ્યે છિયે. (ખોરશેદ નિયાયશ. ફ૦ ૮.)

**ઇરિસ્તનાંમ્ ઉર્વાનો યજમઇદે, યાઑ અષઑનાંમ્ ફ્રવષયો.**

અષોનાં ફરોહરોવાળાં જે ગુજરી ગએલાંઓનાં રવાનો, (તેમની) સાથે અમે એકતાન થઇયે છિયે. (હાવન ગેહ ફ૦ ૯.)

**અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઘેનાંનાંમચ વીરો-વાંથ્વનાંમ્......યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયઍચ, યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે.**

અષોનાં તથા પેહેલવાનોનાં ટોળાંવાળી ઓરતોનાં ફરોહરોની આરાધના કરવાને, (તેમની) ખુબીઓ ગાવાને, (તેમને) રીઝવવાને, તથા (તેમની) સ્તુતી કરવાને જોતી મારી આગળ યથા અહૂ વઇરયો (ના મંત્રની ખુબીઓ) દર્શાવે. (અઇવિસ્રૂથ્રેમ ગેહ ફ૦ ૨.)

**યજ્અેષ માંમ્ જરથુશ્ત્ર. પઇતિ અસ્નિ પઇતિ ક્ષફ્ને, યસો-બૅરૅતાબ્યો જઓથ્રાબ્યો..... જસાઓન્તિ તે અવંઘ્નહુએચ રફ્નંઘ્નહુએચ યાઓ આપો, યાઓસ્ચ ઉર્વરાઓ, યાઓસ્ચ અષઓનાંમ્ ફ્રવષયો.**

અહો જરથુશ્ત્ર! ઇજશ્નેને કરવાને માટે લઇ ગયેલી ભેટોથી, દીવસ અને રાત (એટલે હરપળે) (તારે) મને ભજવો જોઇએ, (કે જેથી) પાણીઓ તથા વનસ્પતિ તથા અષોનાં જે ફ્રોહરો, (તે) તારી મદદને માટે તથા તારા આનંદને કાજે આવશે. (હોરમજદ યશ્ત ફ૦ ૯.)

**અષઓનાંમ્ વંઘ્વુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જૂબયેમિ ઉફ્યેમિ યજમઇદે. ન્માન્યાઓ વીસ્યાઓ જન્તુમાઓ દખ્યુમાઓ જરથુશ્ત્રોતૅમાઓ.**

અષોનાં ભલાં, શૂરાં (તથા) (દુનિયાંના) વૃદ્ધિ કરનારાં ફ્રોહરોનું હું સ્તવન કરૂં છું, તેમની યાદ કરૂં છું, (તથા) (તેમની) કીર્તિ ગાવું છું. ઘરને લગતાં, મોહલ્લાને લગતાં, કસ્બાને લગતાં, દેશને લગતાં (તથા) વડા દસ્તુરોને લગતાં (ફ્રોહરોને) અમે માન સાથે યાદ કર્યે છિયે. (ફરવર્દીન યશ્ત ફ૦ ૨૧.)

**વીસ્પનાંમ્ અપૅરૅનાયૂકનાંમ્ દહ્મો-કૅરૅતનાંમ્ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે, આદખ્યુનાંમ્ચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે, ઉજ્દખ્યુનાંમ્ચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે, નરાંમ્ચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે, નાઇરિનાંમ્ચ અષઓનિનાંમ્ ફ્રવષયો યજમઇદે, વીસ્પાઓ અષઓનાંમ્ વંઘ્વુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે.**

સઘળાં પુણ્યવતાં અષો, નહાની વયનાઓનાં ફ્રોહરોને અમે માન સાથે યાદ કર્યે છિયે. આ દેશમાં વસનારાઓમાંના અષોનાં ફ્રોહરોને અમે વંદયે છિયે. દેશની બહારના (એટલે પરદેશનાં) વસનારાઓમાંના અષોનાં ફ્રોહરોને સ્તવ્યે છિયે. અષો નરોનાં ફ્રોહરોની સાથે અમે એકાકાર થઇયે છિયે. અષો નારીઓનાં ફ્રોહરો સાથે અમે એકતાન થઇયે છિયે. અષોના સઘળાં ભલા, શૂરાં, (તથા) (જગતનું) કલ્યાણ કરનારાં ફ્રોહરો, જે ગયોમર્દથી (તે) વિજયી સોશ્યોસ પર્યંતના (છે), (તે સર્વેની) સાથે અમે એકાકાર થઇયે છિયે.

(સતુમનો કરદો યજશ્ને હા. ૨૬. ફ૦ ૯, ૧૦.)

**ગ્રઓત્ અહુરો મજ્દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, અએવ તે જાવરે અઓજસ્ચ ખ્રૅનો અવસ્ચ રફ્નસ્ચ ફ્રગ્રવ, ઍરૅજ્વો સ્પિતમ,**

**યત્ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિ–થૂરનાંમ્, યથ મે જસૅન્ અવંઘ્નહે, યથ મે બરૅન્ ઉપસ્તાંમ્, ઉગ્રાઑ અષઑનાંમ્ ફ્રવષયો.**

(દાદાર) અહુરમજદે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું કે, હે અષો સ્પીતમાન! અષોનાં જોરાવર (તથા) પ્રબળ ફ્રોહરોનાં જોર, ખુબી, ખુરેહ, મદદ, તથા ખુશાલી સંબંધી આ રીતે અષોનાં જોરાવર ફ્રો-હરો મારી મદદે આવ્યાં, (તથા) એવી રીતે (તેમણે) મને ટેકો આપ્યો.

(ફરવર્દીન યશ્ત ક૦ ૧.)

**તાઑ ઉગ્રાહુ પૅષનાહુ ઉપસ્તાંમ્ હૅન્તિ દાહિશ્તાઑ, યાઑ ફ્રવષયો અષાઉનાંમ્; તાઑ ફ્રવષયો અષાઉનાંમ્ અઓજિશ્તાઑ હૅન્તિ સ્પિતમ, યાઑ પઑઇરયનાંમ્ તકઍષનાંમ્, યાઑ વા નરાંમ્ અજાતનાંમ્ ફ્રષોચરૅથ્રાંમ્ સઑષ્યન્તાંમ્. આઅત્ અન્યએષાંમ્ ફ્રવષયો જવનાંમ્ નરાંમ્ અષઑનાંમ્ અઑજયેહોશ્ જરથુશ્ત્ર, યથ ઇરિસ્તનાંમ્ સ્પિતમ.**

ભયંકર યુધ્ધોમાં અષોનાં ફ્રોહરો, સહાયતા વીષે ઘણાંજ બળવંત હોય છે. અહો સ્પીતમાન! અષો પઓઇરયોતકશોનાં જે ફ્રોહરો તેઓ, અથવા હવે પછી જન્મ પાંમનારા, નરો (જે) દુન્યાંને નવેસરથી તાજી કરનારા સોશ્યન્તો (તેઓ) નાં ફ્રોહરો ઘણાજ બળ્યાં હોય છે. વળી બીજાં (શરીરોમાં) જીવતાં અષો માણસોનાં ફ્રોહરો, અહો સ્પીત-માન જરથુશ્ત્ર! ગુજરેલાંઓનાં ફ્રોહરો કરતાં અધિક જોરાવર હોય છે.

(ફરવર્દીન યશ્ત. ક૦ ૧૭.)

**આઅત્ યો ના હીશ્ હુબૅરતાઑ બરાત્ જ્ત, અષઑનાંમ્ ફ્રવષયો સાસ્ત દઇઘ્નહેઉશ્ હમો-ક્ષથ્રો, હો અંઘ્નહાઇતિ જજુશ્તૅમો ક્ષયો કસ્ચિત્ મષ્યાનાંમ્.**

જો કોઇ દેશનો સ્વતંત્ર નૃપતિ, જીવતાં જીવત અષોનાં આ ફ્રો-હરને માટે સારી ભેટો લઇ જાય તો તે, માણસોમાં એક ઘણોજ સબળ રાજકર્ત્તા થાય છે.

(ફરવર્દીન યશ્ત ક૦ ૧૮.)

**ઇથ તે જાવરે અઑજસચ ખરૅનો અવસચ રફ્નસચ ફ્રગ્રઑમિ, ઑરૅજવો સ્પિતમ, યત્ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્; યથ મે જસૅન્ અવંઘ્નહે, યથ મે બરૅન્ ઉપસ્તાંમ્ ઉગ્રાઓ અષઑનાંમ્ ફ્રવષયો.**

અષોનાં જોરાવર (તથા) વિજયી ફ્રોહરોનાં બળ, ખુબી, ખુરેહ, મદદ તથા ખુશાલી વીષે, અહો ખાલેસ સ્પીતમાન! એ પ્રમાણે તને મેં જાહેર કીધું (તથા) જેવી રીતે અષોનાં (તે) બળવંત ફ્રોહરો મારી મદદે પહોંચ્યાં (તથા) જે પ્રમાણે (તેમણે) મને કુમક આપી.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૯.)

**અષઑનાંમ્ વંઘ્રૂહીશ સૂરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો સ્તઑમિ જ્‌બયૅમિ ઉફ્યૅમિ. યજમઇદે ન્માન્યાઑ વીસ્યાઑ જન્તુમાઑ દખ્યુમાઑ જરથુશ્ત્રોતૅમાઑ. હાઇતિશ હાતાંમ, હાઇતિશ આઔંઘ્હુષાંમ. હાઇતિશ બૂષ્યન્તાંમ અષઑનાંમ. વીસ્પાઑ વીસ્પનાંમ દખ્યુનાંમ, જેવિશત્યાઑ જેવિશત્યનાંમ દખ્યુનાંમ.**

અષોનાં ભલાં, શૂરવીર (તથા) કલ્યાણકારી ફ્રોહરોને હું વખાણું છું, આરાધું છું, (તથા) (તેમની) કીર્તિનું ગાન કરૂં છું. ઘરને લગતાં, મોહલ્લાને લગતાં, કસ્બાને લગતાં, દેશને લગતાં (તથા) વડા દસ્તુરોના ફ્રોહરોને અમે માન સહિત યાદ કર્યે છિયે. હાલ હસ્તિ ભોગવનારાં અષો (માણસો) નાં જીવંત (ફ્રોહરો) ને, આગળ થઇ ગયેલાં અષોનાં જીવંત (ફ્રોહરો) ને, (તથા) હવે પછી જન્મ પામનારાં અષો (માણસો) નાં જીવંત (ફ્રોહરો) ને અમે ભજ્યે છિયે. તમામ દેશો (ની પ્રજાઓ) નાં સર્વ (ફ્રોહરો) ને (તથા) મિત્રાચારીવાળાં (ફ્રોહરો)ને અમે ભજ્યે છિયે.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૨૧)

**અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્, ઉગ્રનાંમ્ વાઽૅથ્રઘ્નિનાંમ્, પઑઇર્યો-તકૅષનાંમ્ ફ્રવષિનાંમ્, નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્, ફ્રવષયો ક્ષ્નૂતાઑ અયન્તુ અહ્‌મ્ય ન્માને, ક્ષ્નૂતાઑ વીચરૅન્તુ અહ્‌મ્ય ન્માને.**

પોરયોદકેશોમાંના (તથા) નબાનજ્દિશ્તોમાંના અષો (લોકો) નાં બળવાન (તથા) હરાવનારાં, પ્રબળ (તથા) વિજયી ફ્રોહરો આ સ્થળમાં ખુશી થયેલાં આવે! (તથા) આ મુકામમાં આનંદમાં ફરહર કરે.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૫૬.)

**પઇતિ-ષે અઑખ્ત અહુરો મજ્દાઑ, સ્પૅન્તત્ હચ મઇન્યૅઉત્ જરથુશ્ત્ર અએષાંમ્ ચિથ્રૅમ્ વહિશ્તાઅતચ મનંઘ્હત્.**

અહુરમજદે તેને (તે અષો પયગમબરને) ઉત્તર દીધો કે, હે

જરથુશ્ત્ર! તેમનું જાહેર (થવું) કલ્યાણકારી મીનો તરીકે તથા સર્વોત્તમ શક્તિ તરીકે (છે). (હાદોખ્ત નુસ્ક ફ૦ ૪૦)

**વીસ્પએષાંમ્ યજતનાંમ્ અષઑનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનાંમ્ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઑઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનઝ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ અઑખ્તો-નામનો યજતહે.**

સઘળા મીનોને[1] લગતા (તથા) ગેતીને[2] લગતા અષો યજદોની, અષો (લોકો) નાં જોરાવર (તથા) જીતનાર ફરોહરોની, પોરયોદ્કેષીના ફરોહરોની, નબાનજદીસ્તનાં ફરોહરની, (તથા) મખ્યાત નામવાળા યજદની (ખુશાલીને સારૂં તમામ વસ્તુઓને હું યજશ્નેમાં અર્પણ કરૂં છુ). (હા. ૨૨ ફ૦ ૨૭.)

**આયેસે યેશ્તિ અવંઘ્રહાઑ ફ્રવષયો યાઑ પઑઇર્ય આઑઘ્રહરે ન્માનનાંમ્ચ વીસાંમ્ચ જન્તુનાંમ્ચ દખ્યુનાંમ્ચ. યાઑ અસ્મનૅમ્ વીધારયૅન્ યાઑ આપૅમ્ વીધારયૅન્ યાઑ જાંમ્ વીધારયૅન્ યાઑ ગાંમ્ વીધારયૅન્ યાઑ બરૅથ્રિષ્વ પુથ્રે વીધારયૅન્ પઇતિ-વૅરૅતે અપરઇરિથ્યૅન્તો.**

**આયેસે યેશ્તિ આફ્રવષિ અહુરહે મઝ્દાઑ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ મત્ વીસ્પાબ્યો અષઑનિબ્યો ફ્રવષિબ્યો યાઑ મઇન્યવનાંમ્ યજતનાંમ્. આયેસે યેશ્તિ આફ્રવષિ ગયેહે મરથ્નો જરથુશ્ત્રહે સ્પિતામહે કવોઇશ્ વીશ્તાસ્પહે ઇસત્-વાસ્ત્રહે જરથુશ્ત્રોઇશ્ મત્ વીસ્પાબ્યો અષઑનિબ્યો ફ્રવષિબ્યો યાઑ પઑઇર્યનાંમ્ ત્કએષનાંમ્.**

**આયેસે યેશ્તિ વીસ્પય અષવને ફ્રવષે કે અસ્તિ ફ્રવચિત્ અઘ્રહાઑ જૅમો પર-ઇરિસ્તિ દહ્મિ નાઇરિકે અપૅરૅનાયૂકે કઇનિકે વાસ્ત્રયાવરેજ઼િ ઉપષએતિ હચ અહ્માત્ ન્માનાત્ ઇજ઼યેન્તિ યાઑ પઇતિશ્-મરેન્તિ યાઑ અઇવિ-નાસેન્તે વંઘ્રહૂશ્ યસ્નાંસ્ચ વહ્માંસ્ચ.**

આ ફરોહરો જે પ્રથમ ઘરો, મોહલ્લાઓ, કસ્બાઓ, તથા દેશો (માં વસનારાં) ના હતાં (તેમનું) યજશ્નેમાં હું સ્મરણ કરૂં છું; જે (ફરોહરો) આકાશને ટકાવી રાખે છે, જે પાણીને ટકાવી રાખે છે, જે જમીનને ધરી રાખે છે, જે ગાય ઢોરોને ટકાવે છે, (તથા જે

૧. અદ્રષ્ય. ૨. દ્રષ્ય.

(ફરોહરો) મા (નાં પેટ) માં બાળકોને ટકાવી રાખે છે, (જે બાળકો) ન મરતાં, (અને) રક્ષણ પામેલાં (રેહ છે.)

અહુરમજદના (તથા) અમેષાસ્પંદોના ફરોહરોને (તેની) સાથે મીનો યજદોના સર્વ અષો ફરોહરોને યજશનેમાં હું ઇજુ છું. ગયોમર્દના, સ્પીતમાન જરથુશ્ત્રના, કયગુશ્તાસ્પના (તથા) જરથુશ્ત્રના (વડા દીકરા) ઇસદ વાસતરના ફરોહરને (તેની) સાથે પોઇર્યોત્કેષોના, સકળ અષો ફરોહરોને યજશનેમાં હું ભજું છું.

સદગુણી સ્ત્રી (તથા) મહેનતુ નાની વયની કન્યા કે જે આ વર્તિના કોઇપણ ભાગમાં ગુજરી ગઇ હોય, (અથવા) રહેતી (હોય) (અથવા) આ ઘરથી (પોતાની) ઇચ્છા માંગતી (હોય), (તથા) જે (સ્ત્રી તથા કન્યા) (અહુરમજદની તથા મીનો યજદોની) ભલી ઇજશને તથા આરાધના (કરવાને) યાદ કરે (તથા) (તે) અમલમાં લાવે, (એવી સ્ત્રી તથા કન્યાનાં) દરેક અષો ફરોહરને યજશનેમાં હું ભજું છું.

(હા. ૨૩ ફ૦ ૧, ૨, ૩.)

**આઅત્ દીશ્ આવએંઘ્યર્માહુ જરથુશ્ત્રહે સ્પિતામહે અષઑનો ......ફ્રસસ્તયએચ. અંઘ્રહુયઑશ્ અષ-ચિનંઘ્રહો મત્ વીસ્પાબ્યો અષઑનિબ્યો ફ્રવષિબ્યો યાઑ ઇરીરિથુષાંમ્ અષઑનાંમ્ યાઑસ્ચ જ્વન્તાંમ્ અષઑનાંમ્ યાઑસ્ચ નરાંમ્ અજાતનાંમ્ ફ્રષો-ચર્થ્રાંમ્ સઑશ્યન્તાંમ.**

સ્પીતમાન અષો જરથુશ્ત્રના ફરોહરને આ (સદર ભેટો) અમે અર્પણ કર્યે છિયે. (તેની) આરાધના કરવાને, ખુબીઓનું ગાન કરવાને (તેને) રીઝવવાને તથા (તેની) વખાણ કરવાને, (એ સર્વ) અમે અર્પણ કર્યે છિયે. બન્ને દુન્યામાં અષોઇની અપેક્ષા રાખનારના (ફરોહરને), (તે) સાથે મૃત્યુ પામેલાં અષો (માણસો)ના, જીવતાં અષો (માણસો)નાં (તથા) હવે પછી જન્મ પામનારા આગલ વધનારા (તથા) (જગતને) લાભકારી નરો (એ સર્વેના) સકળ અષો ફરોહરોને (હોમ,[1] મ્યજદ,[2] બોર,[3] ગોશદો,[4] જીવામ[5] વિગેરે અમે અર્પણ કર્યે છિયે.)

(હા. ૨૪ ફ૦ ૫.)

૨. સોમ પાલાનું પીણું. ૨. ફળ, ફળાદી. ૩. સુગંધી બળતણ. ૪. ગાયનાં દુધનું બનાવેલું ખાન. ૫. દુધ.

**હુઑમ્ ઉર્વાનેમ્ યજમઇદે.**

પોતાનાં રવાનને અમે વંદયે છિયે. (ખોરશેદ નિયાયશ ફ૦ ૮.)

**ઇરિસ્તનાંમ્ ઉર્વાનો યજમઇદે, યાઑ અષઑનાંમ્ ફ્રવષયો.**

અષોનાં ફ્રેોહરોવાળાં જે પરલોકમાં ગયેલાંઓનાં રવાંનો (તેમ)ને અમે ભજ્યે છિયે. (હાવન ગેહ ફ૦ ૯.)

**અઑઉર્વતાંમ્ ઉરૂને અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે.**

રવાનને માટેની પૂર્ણતા (જે) અષો (તથા) અષોના મૂખી (તેને) અમે વખાણ્યે છિયે. (અઇવિસ્રૂથ્રેમ્ ગેહ ફ૦ ૫.)

**અશહી વેહ્ રવાંને દ્દશારમરા આવાએશનીતર્ વેહેરની હોમ.**

(મારાં પોતાનાં) રવાંનનાં આનંદ સારૂં, ભલી અષોઇને, વધારે લાયક રીતે હું સ્વિકારૂં છું. (પતેત પશેમાની કં૦ ૧૨.)

**યજમઇદે.....અહ્માકૅન્ગ્ આઅત ઉરૂનો પસુકનાંમ્ચ... દઇતિકનાંમ્ચ અઇદ્યુનાંમ્ યત્ ઉરૂનો યજમઇદે; અષઑનાંમ્ આઅત્ ઉરૂનો યજમઇદે, કુદો-જાતનાંમ્ચિત્ નરાંમ્ચ નાઇરિનાંમ્ચ, યએષાંમ્ વહેહીશ્ દએનાઑ વનઇન્તી વા, વંગ્હૅન્ વા. વઑનરે વા.**

અમારાં તેમજ પશુઓનાં રવાંનોનો અમે સત્કાર કર્યે છિયે. મુસાફરોનાં તથા સ્વારોનાં રવાંનોને અમે નમ્યે છિયે. કોઇએ કાળમાં જન્મેલાં અષો નર તથા નારી (જેઓ) વધારે ભલા નિયમને માન આપે છે, અથવા માન આપશે, અથવા માન આપી ગયાં તેમનાં રવાંનોને આ સ્થળે અમે વંદયે છિયે. (ફરવર્દીન યશ્ત ફ૦ ૧૫૪.)

**ઉરૂનસ્ચા અષઑનાંમ્ યજમઇદે.**

અષોના રવાંનોનુ અમે સ્તવન કર્યે છિયે. (મોટી હપ્તન યશ્ત કં૦ ૮. ફ૦ ૪.)

**કહ્માઇ અજેમ્ દધાંમ્ હુવહેચ ઉરૂનો યઑજ્દાથ્રૅમ.**

(તીર યઝદ પુછે છે કે) કોણુને હું પોતાનાં રવાંનની પવિત્રાઇ અર્પું ?
(તીર યશ્ત કં૦ ૬.)

**સરોશ્ અશો..... દસ્તગીરે રવાંન્.**

અષો સરોષ (યજદ) રવાંનોનો રક્ષક (છે). (સરોષ યશ્તની નીરંગ.)

**યથ ખ્રૅન્તે વહિશ્તો, ઉરૂનએચ પાથ્મઇન્યોતૅમો.**

જેમ (તે હોમ) પીનારને માટે સર્વોત્તમ (છે), (તેમ) રવાંનને માટે સર્વથી મીનોઇ (સૂક્ષ્મ) માર્ગ પ્રદર્શક (દેખાડનાર છે).

(મોટી હોમ યશ્ત કઃ ૧. ફઃ ૧૬)

**ગેઉશ હુધાઑંગ્રહે ઉર્વાનૅમ યજમઇદે.**

સારી સૃષ્ટિના ગોધાના (ગાવ્યોદાદના) રવાનને અમે નમન કર્યે છિયે.

(સતુમનો કરદો ફઃ ૪.)

**કહે વો ઉર્વ ફ્રાયેજ્યાત.**

તમારામાનું કોણનું રવાન (અમને) આરાધશે? (ફરવર્દીન યશ્ત. ફઃ ૫૦.)

**યેંગ્રહે ઉર્વ માંથ્રો સ્પેન્તો, અઉરુષૉ રઑક્ષ્નો ફ્રાદૅરસ્રો.**

જેનું રવાન કલ્યાણકારી (અથવા પવિત્ર) માંથ્રવાની (છે), (અને તે) સફેદ, તેજસ્વિ (તથા) સોહામણું (છે.) (ફરવર્દીન યશ્ત ફઃ ૮૧.)

**યએષાંમ અન્યો અન્યેહે ઉર્વાનૅમ અઇવિ વએનઇતિ.**

(વળી) જેમાંનો એક, બીજાનાં રવાનને જુવે છે (એટલે અમેશાસ્પંદો એક બીજાના રવાંનને નિહાળી શકે છે). (ફરવર્દીન યશ્ત. ફઃ ૮૪.)

**અહિ જરથુશ્ત્ર......દાતૅમ..ઉરૂનએચ દરૅઘૅમ હવંઘ્રહૅમ.**

અહો! જરથુશ્ત્ર (તારાં) રવાનને માટે લાંબા કાળ પર્યંતની સુખાકારી (બ્રહ્માનંદ) નિર્મિત (છે). (અશીશવંઘ યશ્ત. ફઃ ૨૨.)

**યએષાંમ અન્યો અન્યેહે ઉર્વાનૅમ અઇવિવએનાઇતિ, મૅરૅથ્વૅન્તૅમ હુમતએષુ, મૅરૅથ્વૅન્તૅમ હુખ્તએષુ, મૅરૅથ્વૅન્તૅમ હ્વર્શ્તએષુ, મૅરૅથ્વૅન્તૅમ ગરો-ન્માનેમ; યએષાંમ રઑક્ષ્નાઑંઘ્રહો પન્તાનો આવયતાંમ અવિ જઑથ્રાઓ.**

જે (અમેષાસ્પંદો)માના એકનું (રવાંન) બીજાનાં રવાનને, નેક વિચારોમાં મન લગાડતું, નેક વાણીમાં લક્ષ લગાડતું, (તથા) નેક કાર્યમાં ચિત્ત ચોટાડતું, ગરોથમાન (સ્વર્ગ)ને યાદ કરતું જુવે છે. (વળી) ક્રિયાની ભેટ તરફ આવવાના જેમના માર્ગો તેજોમય (હોય છે).

(ફરવર્દીન યશ્ત ફઃ ૮૪.)

**અએષો જી વાક્ષ જરથુશ્ત્ર અૅરૅજ્રખ્યો ફ્રસ્રવાંનો આ વચો અહુનો વઇર્યો ફ્રઑખ્તો અમહેચ વૅરૅથ્રઘ્નહેચ ઉરૂનચ દએનચ સ્પેન્વન્તિ.**

કારણ કે, અહો જરથુશ્ત્ર! તે સત્ય ઉચરેલો (અષેમ્ વોહૂનો) મંત્ર (અથવા) સ્પષ્ટ રીતે ભણેલી અહુનવર (નામની) બંદગી, તે ભણનારના રવાંનમાં તથા તેના ધર્મ વીષેની શ્રદ્ધામાં હિમ્મતનો તથા જયનો વધારો કરે છે. (હાદોખ્ત નુસ્ક ૫ર. ૧. ફ૦ ૪.)

**ઉપ અએતાંમ્ ક્ષપનૅમ્ અવવત્ પાતોઇશ્ ઉર્વ ઇષઇતિ, યથ વીસ્પૅમ્ ઇમત્ યત્ જુયો અંઘ્રહુશ.**

જેટલું (સુખ) સઘળી દુન્યાની પ્રજાઓ મેળવે છે, તેટલું સુખ (તે અષો માણસનું રવાન) તે રાતે (એટલે મૃત્યુ થયા કેડેની પ્રથમ રાત્રીએ) મેળવે છે. (હાદોખ્ત નુસ્ક ૫ર. ૨. ફ૦ ૨.)

---

## SOUL.

There is a divinity within our breast. *(Ovid.)*

A single soul is richer than all the worlds. *(A. Smith.)*

The soul on earth is an immortal guest, compelled to starve at an unreal feast. *(Hannah More.)*

Some men[1] have a Sunday soul, which they screw on in due time, and take off again every Monday morning. *(R. Hall.)*

The soul is a temple; and God is silently building it by night and by day. Precious thoughts are building it; disinterested love is building it: all-penetrating faith is building it. *(H. W. Beecher.)*

We all dread a bodily paralysis and would make use of every contrivance to avoid it, but none of us is troubled about a paralysis of the soul. *(Epictetus.)*

Our immortal souls while righteous, are by God Himself beautified with the title of His own image and similitude. *(Sir W. Raleigh.)*

---

1 Christians are meant of course.

"No doubt" replied Scipio "those are alive who have broken loose from the chains of the body as from a prison; it is yours, that is called life, that is really death." *(Cicero.)*

The soul is the fire that darts its rays through all the senses; it is in this fire that existence consists.

*(Madame de Stael.)*

Beautiful spirit, with thy hair of light and dazzling eyes of glory! *(Byron.)*

Spirituality is seeing God in common things and showing God in common tasks. *(M. Babcock.)*

And to love Him (God) with all the heart, and with all the understanding and with all the soul, and with all the strength, and to love his neighbour as himself, is more than all whole burnt offerings and sacrifices. *(St. Mark, XII-33.)*

Now the just shall live by faith; but if any man draw back, my soul shall have no pleasure in him. But we are not of them that draw back unto perdition; but of them that believe to the saving of the soul. *(Hebrews, X-38 & 39.)*

For what is profited if he shall gain the whole world and lose his own soul? Or what shall a man give in exchange for his soul? *(St. Matthew, XVI–26.)*

O keep my soul, and deliver me; let me not be ashamed; for I put my trust in Thee. *(Psalm, XXV–20.)*

Preserve my soul; for I am holy: O Thou my God save Thy servant that trusteth in Thee. *(Psalms, 86-2.)*

---

# યઝદો.

અમેષાસ્પંદોથી ઉતરતે દરજ્જે 'યઝતો' જરથોશ્તિ દએન પ્રમાણે સૃષ્ટિમાં કાર્ય કરી રહ્યા છે. 'યઝત'નો અર્થ "ઇજવા, ભજવા, પુંજવા લાયક." તેમની સંખ્યા લાખોની છે. પણ હાલની જાણીતી અવસ્તામાં ૪૦) યઝતોના નામો મળે છે. ઘણા ખરા યઝતોને માટે ખાસ યશ્ત કે ન્યાયશ છે. તે જોવાથી તે દરેકના ખાસ ગુણો અને તેમની સહાયતા કેમ મળે છે, તે જણાય છે. માટે હવે પછિ જે જે યઝદો માટે કાંઇક લખાણ આ પુસ્તકમાં પ્રગટ કર્યું છે, તેમાં એ યશ્તો અથવા ન્યાયશોનો સાર આપવામાં આવ્યો નથી, કારણ કે તે વાંચવી સહેલ છે.

અહુરમઝદ પોતે એક અમેષાસ્પંદ છે અને તેને પણ સર્વોત્તમ યઝદ તરીકે અવસ્તામાં ઓળખ્યો છે. જરથોશ્તિ ધર્મમાં એ યઝદોની આરાધના, સ્તુતી અને પુંજા અવશ્યની ફરમાવેલી છે. મોટે ભાગે ધર્મમાં એ યઝદોની સ્તુતી આવે છે અને તરીકત પ્રમાણેની ૫) વખતની ફરમાવેલી બંદગી અથવા નીમાઝમાં એ મહાન શક્તિઓની આરાધનાજ છે. માત્ર ગાથામાં અમેષાસ્પંદો અને સરોષ, આદર અને અષી શીવાય બીજી યઝદી શક્તિઓ નામથી નથી વર્ણવેલી. કેટલાક યઝદો હિન્દુ ધર્મમાં પણ આજે પુંજાય છે, જેમકે ઐર્યમન, વેરેથ્રઘ્ન, હોમ, મીથ્ર, નૈર્યોસંઘ, અપાંમ નપાત, ઉષ, વાયુ, અને રત.

યઝદો અમુક ગુણો ઉપર પ્રધાનપણું ધરાવે (મુવક્કલ) છે. તેમજ કુદરતની અમુક દ્રવ્ય વસ્તુ અથવા ઉત્પત્તિ ઉપર રખેવાલ હોય છે. તેઓની પુંજા કરવે, યજશ્ને (યજ્ઞ યાગ) કરવે, તેમને દુધ, હોમ, દરૂન, મ્યઝદ, સુખડ, લુબાન, ફુલ, વીગેરે અર્પણ કરીને તેમની સહાયતા માગવે, તેઓ માનવીને લડાઇમાં અને શાન્તિના કાળમાં મદદ પહોંચાડે છે.[1]

[1] सहयज्ञा: प्रजा: सृष्ट्वा पुरोवाच प्रजापति:।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक्॥
देवान्भावयतानेन ते देवा भावयन्तु व:।
परस्परं भावयन्त: श्रेय: परमवाप्स्यथ॥
(ગીતા ૩. ૧૦ અને ૧૧.)

કેટલાક યઝદો નારી રૂપ ધરાવનાર છે, જેમકે અર્દ્વિસૂર, દ્રવાસ્પ, દએન, ચિસ્તિ, અર્શતાત, અષીષવંઘ, પારેન્દી, રત. બીજા ઘણાખરા નર રૂપના છે.

યઝદો મીનોના અને ગેતીના એ પ્રમાણે વહેંચી નાખવામાં આવ્યા છે. સૂર્ય, ચંદ્ર, તેશતર તીર, વનંન્ત, સતવસ, હપ્તોઇરીંગ, સેતારાઓ, આસમાન, ઉષ, વાયુ, આતર, અર્દ્વિસૂર, અપાંમ નપાત્ અને ઝામ દ્રવ્ય છે, તેથી ગેતીને લગતા ગણાયા છે. અષો જરથુશ્ત્ર સાહેબને પણ ગેતીના યઝદ તરીકે યશ્તમાં ઓળખાવ્યા છે. બીજા ઘણાખરા મીનોઇ યઝદો ગણાયા છે. હિન્દુશાસ્ત્રમાં એમને 'દેવો' ગણ્યા છે અને 'દેવ' શબ્દનો અર્થ "દીવ" એટલે પ્રકાશિત, એ ઉપરથી "તેજસ્વી" થાય છે. પણ જરથોશ્તિઓ અને હિન્દુઓ જે એક વેળાએ એકજ ધર્મ પાળતા હતા, એમ મનાય છે, તેમની વચમાં વાંધો અને અદાવત પડવાથી હિન્દુઓના 'દેવો'ને જરથોશ્તિઓ 'દૈત્ય,' અથવા 'રાક્ષસો' ગણે છે અને હિન્દુઓ તેજ પ્રમાણે 'અહુર,' 'અસુર'ને (જો કે વેદમાં ઉચ્ચ પદવી આપી છે, છતાં) 'દૈત્ય' તરીકે લેખે છે. ભાઇઓ વઢી પડયા ત્યારે દૈવિક શક્તિઓને પણ હિણવા લાગ્યા. અને તે દીવસથી તડ પડયું, તે આજની ઘડી પર્યંત છે! ભીત્તરમાં તો બંન્ને ધર્મોના મૂળ તત્ત્વો, નીતિ, ભજન, પુજન, યજ્ઞ, યાગ, જન્મ, લગ્ન, મરણ ક્રિયાઓ, અને છેવટની નેમ, આજે પણ લગભગ એકજ હોય એવા જણાય છે. પરસ્પર વિશ્વાસ રાખીને અન્યોઅન્યનો ધર્મ હજુર પણ જરથોશ્તઓ અને હિન્દુઓ ખોળશે, તો બહુ નવું અજવાળું પોતપોતાના ધર્મ ઉપર પાડી શકશે.

---

અર્થ: પુરાતન કાળમાં સૃષ્ટિકર્ત્તા (પ્રજાપતી)એ પ્રજાઓને યજ્ઞ (યજશ્ને)થી સ્રજી અને ફરમાવ્યું કે "એ (યજ્ઞ)થી તમે પ્રજા ઉત્પન્ન કરી શકશો; એજ તમારી "કામધેનૂ" (ઈચ્છા પુરી પાડનાર) બને એ (યજ્ઞ, યજશ્ને)થી તમે દેવો (ફરીશતાઓ)ને પોષો, દજો, રીઝવો અને તેઓ તમ પ્રજાઓને સહાય થાય અને પોષે; આ રીતે અન્યોઅન્ય (એકમેક)ને રીઝવતાં તમે સર્વોત્તમ આશીષ પ્રાપ્ત કરશો.

**વીસ્પૅમચ અષવનેમ્ મઇન્યઑમ્ યજતેમ્ યજમઇદે, વીસ્પૅમચ અષવનેમ્ ગએથીમ્ યજતેમ્ યજમઇદે.**

દરેક અષો મીનો (અદ્રષ્ય) યજદની અમે સ્તુતી કર્યે છિયે, તથા દરેક અષો ગેતીના યજદનું અમે સ્તવન કર્યે છિયે. (ખોરશેદ નિયાયશ. ફ૦ ૮.)

**યેધ્ધિ જી હ્વરે નોઇત્ ઉઝ્જુસ્યેઇતિ, અધ દએવ વીસ્પાઑ મૅરેન્ચિન્તિ, યાઑ હેન્તિ હપ્તોકર્ષ્વેહ્વ, નવ ચિશ મઇન્યવ યજત અંઘ્ર-હ્વ અસ્તવઇતિ પઇતિ-દ્રાંમ, નોઇત્ પઇતિશ્તાંમ્ વીધૅન્તિ.**

કારણ કે સૂર્ય ન ઉગે તો અત્રે જગતના સાત વિભાગ (હફ્તે-કેશ્વર)માં જે સર્વ (પ્રાણીઓ) છે, (તેમને) દૈત્યો મારી નાખે, (અને પછી) (આ) જડ જગતમાં કોઇપણ મીનો યજદ બચાવ (અથવા) સ્થિર થવાનુ ન મેળવે. (ખોરશેદ નિયાયશ ફ૦ ૧૩.)

**દસ્ત અમેમ વૅરેથ્રગ્નૅમચ, દસ્ત ગેઉશ ખાથ્રો-નહીમ, દસ્ત નરાંમ પૅઉરુતાતેમ, સ્તાઇનાંમ, વ્યાખનનાંમ, વનતાંમ, અવનૅમ્નનાંમ હથ-વનતાંમ હમૅરેથે, હથ-વનતં। દુશ-મઇન્યૂશ, સ્તૅ-રપતાંમ, ચિથ્ર-અવંઘ્નહુંમ. યજત પૅઉરુ-ખરૅનંઘ્નહ, યજત પૅઉરુ-બએષજ, ચિથ્ર વો બુયારૅશ મસાંનાઑ, ચિથ્ર વો જ્વનો-સવો, ચિથ્રૅમ ઓઇત્ યૂજૅમચિત્ ખરૅનો, યજૅસ્નાઇ આપો દાયત.**

અહો સંપૂર્ણ ખુરેહવાળા યજદો! અહો પુર તંદોરસ્તી આપનારા યજદો! (તમે) (મને) હિમ્મત તથા જય દિયો, ગાય ઢોરની વૃદ્ધિ અર્પો. મજબુત, સભામાં બેસનારા, (દુષ્ટોને) મારનાર, હાર ન ખાય એવા, હરીફોનો ઝટ પરાજય કરનારા, શત્રુઓને તાબડતોબ હણનારા, નિત્ય આનંદ આપનારા, (તથા) જાહેર રીતે સહાયક માણસોનું ટોળું (મને) આપો. તમારેથી મોટાઇ પ્રગટ થજો! ક્રિયા (ભક્તિ)ના લાભો તમારેથી પ્રગટ થજો! (હે યજદો!) પાણીઓને ભજનારને માટે જાહેર રીતે (અને) જરૂર તમે ખુરેહ આપો. (માહ નિયાયશ ફ૦ ૧૦.)

**મઇન્યવચ યજત યજમઇદે, યોઇ વંઘ્નહજદાઓ અષવનો.**

અદ્રશ્ય યજદો જેઓ અષો તથા અધિક ભલી (આશીષ) દેનારા (તેમ)ને અમે પૂજયે છિયે. (રપિથ્વન ગેહ ફ૦ ૬.)

**ઇમાંમ્ આઅત્ જાંમ્ ગેનાબીશ હથા યજમઇદે, યા નાઑ બરઇતી;**

**યાઓસ્ચા તાઇ ગેનાઓ અહુરા મઝ્દા, અષાવ હુચા વઇરયાઓ, તાઓ યઝમઇદે.**

આ મૂર્તિ જે આપણને પોષણ દે છે (તેને), (તથા) તેની સાથે નારી રૂપાંતરના ફરેશ્તા તથા નીતિના ગુણોને અમે વંદયે છિયે. હે અહુરમજ્દ ! તારા નારી રૂપના ફરેશ્તા તથા નીતિના ગુણો જે અષોઇને લીધે પસંદ કરવા યોગ્ય (છે) તેમને અમે સ્તવ્યે છિયે.

(મોટી હપ્તન યશ્ત ક૦ ૪. ફ૦ ૧.)

**હખય વીસ્પએષાંમ્ યજતનાંમ્ યઝમઇદે.**

સર્વે યજ્દોના મીત્રોને યાદ કર્યે છિયે (સરોશ હાદોખ્ત ક૦ ૪. ફ૦ ૧૭.)

**કેહ્‌ર્પેમ્ વીસ્પએષાંમ્ યજતનાંમ્ યઝમઇદે.**

સર્વે યજ્દોનાં શરીરોને અમે વખાણ્યે છિયે.

(સરોશ હાદોખ્ત ક૦ ૫. ફ૦ ૨૨.)

**યઝ્દાંને મીનોઆંન્, યઝ્દાંને ગેતીઆંન્, હફ્ત્ અમેશાસ્પંદાંન્. મ્યઝ્દ રેશન્ હમ્ બેરસાદ.**

મીનો (અદ્રષ્ય) યજ્દો (તથા) (આ) જગતના યજ્દો (તથા) સાત અમેષાસ્પંદો (એ) બધાએો (આ) ઉમદા બળીદાન (આહુતિ અથવા મ્યજ્દ) તરફ આવે ! (દોઆ તનદરોસ્તી)

**ઉર્વથો બવાહિ યજતનાંમ્ યથ જરેનેમ્ મષ્યાનાંમ્.**

માણસોના વડાની સમાન યજ્દોનો પ્રિય તું થજે !

(આફ્રીને જરથોશ્ત ફ૦ ૪.)

**યદા અષેમ જ્વીમ્ અંઘ્રહેન્ મજ્દાઓસચા અહુરાઓંઘ્રહો, અષિચા આર્મઇતી વહિશ્તા ઇષસા મનંહ્રહા; મઇબ્યો ક્ષથ્રેમ અઓજોનગ્રહ્વત્, યેહ્યા વરેદા વનએમા દ્રુજેમ.**

જ્યારે મજ્દ તથા (તેના હાથ તળેના) નાયકો પુરતી રીતે અનુગ્રહિ હોય, (ત્યારે) અષોઇ, નમ્રતા તથા સર્વથી પવિત્ર સુમતિ (મનશ્ની) થી મારે માટે દ્રઢ સત્તા હું માગું છું, જેની કુમકથી (દુષ્ટતા) ને અમે હણ્યે. (હા. ૩૧ ફ૦ ૪)

# અષો દાદાર અહુરમજ્દ.

——(૦)——

## અહુરમજદ યશતમાં અહુરમજદના નામો.

### (ક) ૨૦) નામો.

| | | | | |
|---|---|---|---|---|
| (અવ્યક્ત સ્વભાવ) | હસ્તિ (अस्मि = અહ્મિ) (૧) - અષોમાં શ્રેષ્ઠ (૪) | સર્વવ્યાપક. (૩) | અજિત (૧૫) શત્રુ વિનાનો (૧૪) | સર્વજ્ઞ (૨૦) જ્ઞાન (૬) જ્ઞાની (૭) ડહાપણ (૮) ડહાપણવાળો (૯) હિસાબ (તોલ) કરનાર (૧૬) સર્વ જોનાર (૧૭) |

(વ્યક્ત ગુણો) સૃષ્ટા (૧૯)

પ્રાણ પતિ (દેનાર) (૧૨)

પ્રાણીઓનો રક્ષક (૨)
વૃદ્ધિ (૧૦)
વૃદ્ધિ કરનાર (૧૧)
અષોઈની (સાત્ત્વિક) સફળ આશીષો (૫)
સર્વથી અધિક કલ્યાણકારી (૧૩)
આરોગ્યતા (તંદુરસ્તિ) દેનાર (૧૮)

### (ખ) ૫૨) નામો.

| | | | |
|---|---|---|---|
| અષો શ્રેષ્ઠ અષો<br>અષોઇ<br>ન ઠગનાર<br>ન ઠગાનાર<br>ઠગનારથી વેગળો<br>આથ્રવન,<br>શ્રેષ્ઠ આથ્રવન<br>વૃદ્ધિમાન માંથ્ર<br>ખુરેહ, શ્રેષ્ઠ ખુરેહ<br>(ઓજસ)વાળો<br>પ્રકાશ (આનંદ)<br>પુર્ણ પ્રકાશ<br>પ્રકાશમાન | સર્વવ્યાપક | (સર્વશક્તિમાન)<br><br>ઈચ્છાનુસાર રાજ્યકરનાર<br><br>સર્વથી શ્રેષ્ઠ રાજ્ય કર્ત્તા<br><br>કીર્તિથી રાજ્ય કર્ત્તા<br>,, શ્રેષ્ઠ ,, ,,<br><br>ઊચ્ચ<br>શૂરો<br>રાજ્ય રાખનાર<br>શ્રેષ્ઠ રાજ્ય રાખનાર | સર્વજ્ઞ<br><br>જ્ઞાની અને વૃદ્ધિ કરનાર મીનો<br><br>મહજ્ઞ<br><br>સર્વદ્રષ્ટા (જોનાર)<br>શ્રેષ્ઠ દ્રષ્ટા<br><br>છેટે જોનાર<br>શ્રેષ્ઠ છેટે જોનાર<br>જાણનાર<br>શ્રેષ્ઠ જાણનાર<br>ડાહ્યો<br>શ્રેષ્ઠ ડાહ્યો |

| | | |
|---|---|---|
| સૃષ્ટા<br>સર્વનો સૃષ્ટા<br>પ્રાણપતિ | રક્ષક<br>લાંબા કાળ સુધી કલ્યાણકારી–દાની<br>જતન કરનાર<br>પાળનહાર<br>રક્ષા દેનાર<br>વૃદ્ધિ કરનાર<br>સમાન રક્ષા કરનાર<br>દાતા<br>શ્રેષ્ઠ દાતા<br>આરોગ્યતા (તંદુરસ્તિ) દેનાર<br>શ્રેષ્ઠ આરોગ્યતા દેનાર | સર્વ હર (સર્વને મારનાર)<br>દુષ્ટતા હરનાર<br>સર્વ જીતનાર (ઝટ મારનાર) |

# અહુરમજ્દના પરમ પવિત્ર નામો.

## ૧૦૧ નામો.[1]

સર્વ શક્તિમાન.

હેયાતીનો માલીક. સૃષ્ટિનો માલીક.

સરજવામાં સર્વથી શ્રેષ્ઠ. સર્વથી અદ્રષ્ય સૃષ્ટા. અદ્રષ્ય રીતે સૃષ્ટિ સરજનાર. સૃષ્ટિ રચનાનું મૂળ. સૃષ્ટિની અસલ્યાત જાળવવાની સર્વથી શ્રેષ્ઠ શક્તિ રાખનાર. ગુહ્ય(મીનોઇ)માં ગુપ્ત.

સકળ સૃષ્ટિને સરજનાર અને પહોંચનાર. એકતાન (એકાકાર, તદાકાર) થવાને યોગ્ય.

કારીગરોનો કારીગર. ન્યાયી સરજનાર.

સર્વનો સાહેબ. અદ્વૈત (અદુઇ). જેની સમાન કોઇ નથી.[2]

આતશ (અગ્નિ) ની હવા કરનાર. તેનું પાણી કરનાર. તેનું જવાહીર કરનાર.

હવા (વાયુ) નો આતશ કરનાર. તેનું પાણી કરનાર. તેની માટોડી કરનાર. હરેક દીશામાં હવા ફેરવનાર.

પાણીને સર્વથી વધુ સરજનાર.

–પૃથ્વિનો આતશ કરનાર. તેની હવા કરનાર. તેનું પાણી કરનાર. માનવીનો સરજનાર.

---

૧. ગાથામાં અહુરમજ્દ, મજ્દ અહુર, અહુર અને મજ્દ કયે કયે સ્થળે વપરાયા છે તે માટે જુવો આ લેખકના Light of the Avesta and the Gathas નામના ગ્રંથની Appendix A.

૨. અપ્રતિમ.

**સર્વ શક્તિમાન.**

ચારે અનાસરો[1] સરજનાર. તારાઓના અરકાનનો સરજનાર.
શ્રેષ્ઠ કારણ. કારણ વિનાનો. કારણનું પણ કારણ.
વધારે ઉચ્ચ. ઘણોજ ઉચ્ચ.
શરૂઆત (આદિ), અંત વિનાનો. સર્વનો બહોળો અંત. કાળ વિનાનો.
સર્વથી અસંગી (અલગ). સર્વ સાથે સંબંધ ધરાવનાર. સર્વને પકડી રાખનાર.
જેની હૈયાતિ વીષે શંકા ન હોય. અમર.
આભારથી સ્તુતિ (શુક્ર) કરવાને યોગ્ય.
વિજયી. પરાજય (હાર) દેનાર. અવશ. સ્વતંત્ર ઇચ્છાનો માલીક. ઇચ્છા તેજ તેનો હુકમ.
પ્રકાશિત ખુરેહ (ઓજસ) થી પૂર્ણ. સકળ શુભ પ્રકાશ. નિરાકાર.

**સર્વજ્ઞ.**

મહજ્ઞ. હુશ્યાર. ન ભુલનાર. ન ઠગાનાર.
પિછાણવાને યોગ્ય. ( Knowable ! )
કોઇથી પામી ન શકાય એવો—સર્વેને પામી જનાર.
હિસાબ રાખનાર.

**સર્વ વ્યાપક[2] (વાસના)**

સર્વમાં સર્વ. સર્વથી અનદીઠ. અદ્રષ્યમાં ગુપ્ત (મીનો).
સર્વને સરખી રીતે પહોંચનાર.

**અષોમાં અષો**

નિત્ય સમાનવૃત્તિનો (યકસાન).
ખાલેસ(સ્વચ્છ)માં ખાલેસ.
અવિકારી (કળા, ફેરફાર વિનાનો). દ્રઢમાં દ્રઢ. નીડર.
સકળ ઉત્તમ સ્વભાવ સરજનાર. સમાનતા (સમતોલપણું) રાખનાર. સદાચારનો સરજનહાર. પુણ્યનો માલીક. ન્યાયી. ન્યાયથી કૃપાળુ. દયાળુ (ખાવર). ક્ષમા (માફી) કરનાર. ન ઠગનાર.
દુઃખ રહિત.

---

૧. પંચ મહાભૂતોનો સૃષ્ટા (અત્રે ચાર જણાવ્યાં છે).

૨. सर्वं विष्णुमयं जगत्=સર્વ જગત વિષ્ણુમય છે. વિષ્ણુ શબ્દનો અર્થ સર્વત્ર વાસો કરનાર, એવો છે.

વૃદ્ધિ કરનાર {
- સર્વનો ઊદ્ધાર કરનાર.
- પોષનાર. સૃષ્ટિનો રક્ષક. દર્દ હરનાર (દુર કરનાર).
- દુષ્ટતાથી, જતન કરનાર. નિત્ય સંભાળનાર.
- દાની (સખી). ઘણોજ મેળવી આપનાર. સર્વ મેળવી આપનાર.
- મનોર્થ પૂર્ણ કરનાર. ઇચ્છા પૂર્ણ કરનાર.
- ઊરવન (જીવ)નો ઊદ્ધાર (ફ્રષોગર્દ) કરનાર.
- મુક્તિ દેનાર (બોખ્તાર).

---

# અહુરમજ્દ.

—:૦:—

**અએતત્ દિમ્ વીસ્પનાંમ્ મજિશ્તૅમ્ દજ્દ્દયાઇ, અહૂમચ રતૂમચ યિમ્ અહુરેમ્ મજ્દાંમ...... ફ્રદથાઇ અહુરહે મજ્દાઓ રએવતો ખ્વરેનંઘ્રઊહતો.**

સર્વથી શ્રેષ્ટ તે અહુ (ધણી) તથા રતુ (સરદાર) કે જે અહુર-મજ્દ તેને અર્પણુ કરવાને માટે આ (સર્વ એટલે અમારાં નમન, ભક્તિ વિગેરે છે). ખજાનો રાખનાર (તથા) પ્રકાશિત અહુરમજ્દની વૃદ્ધીને માટે (આ સઘળું છે.) (હુરાબાંમ.)

**અજ્ હમોઇન્ હર્ આઇન ગુનાહ્, હર્ આઇન્ મર્ગર્જાંન્, હર્ આઇન્ ફ્રોદ્ માન્દ્, હર્ આઇન્ માનીદ્, હર્ આઇન્ ગુનાહ્ અજ્ ગુનાહ્, ઑઍમ્ અંદર્ અહુરમજ્દ, મર્દુમ્, મર્દુમ્ સર્દગાંન્ જસ્ત્, પ પતેત્ હોમ્.**

સર્વ પ્રકારનુ (તથા) દરેક જાતનું પાપ, દરેક જાતનું મર્ગર-જાન (એટલે મોતની શીક્ષાને યોગ્ય પાપ), દરેક પ્રકારનું સાબેત થએલું (પાપ), પ્રત્યેક ભાતભાતનું (પશ્ચાતાપ કર્યા વિના રહિ ગયેલું પાપ), (તથા) હરેક પ્રકારનાં (એક) પાપથી (ઉત્પન્ન થતું) (બીજું) પાપ, કે જે મારેથી અહુરમજ્દ, (તથા) માણસો (અને) માણસોની (જુદી જુદી) જાત સાથે થયું હોય (તે સઘળાં પાપો) થી હું પશ્ચાતાપ કરીને પ્રાયશ્ચિત કરૂં છું. (પતેત પશેમાની ક. ૮.)

**અષાઅનૢચા હુચા વંઘ્રહેઉશ્ચા મનંઘ્રહો, વંઘ્રહેઉશ્ચા ક્ષથ્રાત્, સ્તઑતાઇશ થ્વાત્ અહુરા સ્તઑતોઇબ્યો, અઇબી ઉખ્ધા થ્વાત્ ઉખ્ધૉઇબ્યો, યસ્ના થ્વાત્ યસ્નૉઇબ્યો.**

અહો અહુરમજ્દ! તારી અષોઇ, ભલી મનશ્ની તથા સારી રાજ્યસત્તાને લીધે, તારી સ્તુતિ બીજી સર્વ સ્તુતિ કરતાં અધિક ચઢતી છે, તારી કીર્તિનાં ગાનો બીજાં બધાં કીર્તિનાં ગાનો કરતાં વધુ ચઢતાં છે, તથા તારી આરાધના બીજી સઘળી આરાધના કરતાં વધુ શ્રેષ્ટ છે. (મ્હોટી હપ્તન યશ્ત ક૦ ૧. ફ૦ ૧૦.)

**તૅમ્ અત્ આહૂઇર્યા નામેની મજ્દા-વરા સ્પૅન્તોતૅમા યજમઇદે, તૅમ્ અહ્માકાઇશ અજ્દિબીશ્ચા ઉશ્તાનાઇશ્ચા યજમઇદે, તૅમ્ અષાઉનાંમ્ ફ્રવષીશ નરાંમચા નાઇરિનાંમચા યજમઇદે.**

અહુરમજ્દી, મજ્દ પસંદ (તથા) સર્વથી અધિક વૃદ્ધી કરનાર (એવાં) નામોથી (અમે) તેને આરાધ્યે છિયે. અમારાં શરીર તથા જાનથી તે (અહુરમજ્દ) ને અમે ભજ્યે છિયે. તે (અહુરમજ્દ) નું (તથા) અષો નર અને નારીઓનાં ફરોહરોનું અમે સ્મરણ કર્યે છિયે.

(મ્હોટી હપ્તન યશ્ત ક. ૩. ફ. ૩.)

**ઇથા આત્ યજમઇદે ગેઉશ ઉર્વાનેમચા તષાનૅમચા.**

એ પ્રમાણે આ સ્થળે દુનિયાંનાં જોહરને (અને) (તેના) બનાવનારને અમે વંદયે છિયે. (મ્હોટી હપ્તન યશ્ત ક ૫. ફ, ૧.)

**આહુ અત્ પઇતી અદાહુ, મજ્દા અહુરા, મજ્દાંમચા બૂઇરિચા કૅરૅષ્વા; રાઇતી તોઇ ખ્રપઇતી અહ્મત્ હ્યત્ અઇબી, હ્યત્ મીજ્દૅમ્ મવએથૅમ્ ફ્રદદાથા દએનાબ્યો, મજ્દા અહુરા. અહ્યા હ્વો ને દાઇદી, અહ્માઇચા અહુયે મનખ્યાઇચા; તત્ અહ્યા યા તત્ ઉપા-જમ્યામા, તવચા હખૅમા અષખ્યાચા વીસ્પાઇ યવે. દાઇદી અત્ નેરાંશ, મજ્દા અહુરા અષાઉનો અષ-ચિનંઘ્રહો અઇદ્યૂશ વાસ્ત્રયેંગ્ દરૅગાઇ, ઇજાઇ ઑજ્વઇતે હખ્મઇને, અહ્મઇબ્યાચા અહ્મા રફ્નંઘ્રહો. અથા ખઍતૃશ, અથા વૅરેજેના, અથા હખૅમા ખ્યાત્ યાઇશ 'હિશ્ચમઇદે અથા વે ઉતા ખ્યામા મજ્દા અહુરા અષવનો ઍરૅષ્યા, ઇશ્તેમ્ રાઇતી.**

અહો અહુરમજ્દ! આ પેદાએશોમાં મહાન જ્ઞાન તથા આશીર્વાદનું ઉત્પન્ન કર. હે અહુરમજ્દ! તારી અનુગ્રહથી મારા જેવા ધર્મિષ્ટોને

જે બદલો તેં આપ્યો છે તેટલોજ, અહો જ્ઞાનના પતિ! (તું અમને આપ). તથા અદ્રષ્ય જગતને માટે, (હે અહુરમજ્દ!) (તે આશીષ) તું પોતે અમને દે, કે તેને લીધે સદા માટે તારી તથા અષોઇની દોસ્તીને અમે પોહોંચ્યે. લાંબા કાળ સુધી ચાલે તેવી સંપત્તિને માટે (તથા) દ્રઢ મિત્રાચારીને કાજે, અહો અહુરમજ્દ! અષોઇની આકાંક્ષા રાખનારાં, ચાલાક તથા મેહેનતુ અષો માણસો અમને, તથા અમને ખુશાલ કરનારાઓને તું દે. એજ પ્રમાણે (અમારાં) સગાંઓને, તેમજ ધંધાદારીઓને, તેમજ (અમારા) મીત્રોને (પણ) થાય. અહો અહુરમજ્દ! એ (સર્વ) તારેથી અમે માંગ્યે છિયે. વળી (અમે) અષો (તથા) ખાલેસ બન્યે; (તથા) દાનની મારફતે (તને) પસંદ પડેલા (અમે થઇયે). (મોટી હપ્તન યશ્ત ક. ૬. ફ. ૧. ૨. ૩. ૪.)

**અજ઼ેમ દધાંમ, સ્પિતમ જ઼રથુશ્ત્ર, અઓમ સ્તારેમ યિમ તિશ્ત્રીમ, અવાઓન્તેમ યેસ્ન્યત, અવાઓન્તેમ વહ્મ્યત અવાઓન્તેમ ક્ષ્નઓથ્વત અવાઓન્તેમ ફ્રસસ્તત, યથ માંમચિત યિમ અહુરેમ મજ઼દાંમ.**

અહો સ્પીતમાન જ઼રથુશ્ત્ર! આ તેશ્તર તારાને હું અહુરમજ઼દના સમાન એટલો યજ઼શ્ની (યજ્ઞ) ને લાયક, એટલો સ્તુતીને લાયક, એટલો ખુશાલ કરવાને લાયક (તથા) એટલો કીર્તિને લાયક મેં પેદા કીધો. (તીર યશ્ત ફ. ૫૦.)

**યેધ્ધિ જી અજ઼ેમ નોઇત દઇધ્યાંમ, સ્પિતમ જ઼રથુસ્ત્ર, અઓમ સ્તારેમ યિમ તિશ્ત્રીમ, અવાઓન્તેમ યેસન્યત અવાઓન્તેમ વહ્મ્યત, અવાઓન્તેમ ક્ષ્નઓથ્વત, અવાઓન્તેમ ફ્રસસ્તત યથ માંમ-ચિત યિમ અહુરેમ મજ઼દાંમ.**

**અવંઘ્રહાઓ પયરિકયાઓ પઇતિશ્તાતયએચ, પઇતિસ્ચપ્તયએચ, પઇતિતરેતયએચ, પઇત્યઓગેત-ત્બએષઙ્હાઇચ, યા દુજ઼્યાઇર્યિ, યાંમ મશ્યાક અવિ દુજ઼વચંઘ્રહો હુયાઇર્યાંમ નાંમ અઓજઇતે. હમહે જી મે ઇધ અયાંન હમયાઓ વા ક્ષપો, હાઓ પઇરિક યા દુજ઼્યાઇર્ય વીસ્પહે અંઘ્રહેઉશ અસ્તવતો પરેઇત પઇરિથ્નેમ, અંઘ્રહ્વાંમ અવ હિસિધ્યાત, આચ પઇરિય દ્વરઇતિ.**

કારણકે, હે સ્પીતમાન જ઼રથોશ્ત! આ દુજ઼યાઇરય (નામની) પરી, જેને દુષ્ટ માણસો હુયાઇર્યને નામે ઓલખે છે, (તે) પરીની વિરૂધ્ધ

ચવાને સારૂં, (તેનો) નાશ કરવાને કાજે, (તેને) હાંકી કહાડવાને માટે તથા તેની દુષ્ટતાને અટકાવવાને માટે, આ તેશ્તર તારાને મારા અહુરમજદની સમાન એટલો યજશ્નીને લાયક, એટલો આરાધનાનો લાયક, એટલો ખુશાલ કરવાને લાયક, (તથા) એટલો કીર્તિને લાયક મેં ન પેદા કીધો હોત તો, જરૂર દર દિવસના (તથા) દર રાત્રીએ (એટલે નિત્ય) તે દુજ્યાઇરય (નામની) પરી (અત્રે) મારી સક જડ જગતમાં લડાઇ (અથવા ઝઘડો) ઉભો કરત, અને બધી દીશાએ દોડીને જાનને હાની પહોંચાડત. (તીર યશ્ત ફ. ૫૨. ૫૩. ૫૪.)

**અથ દએનય ફ્રઑરૅન્ત અહુરો મજ્દાઑ અષવ.**

અષો અહુરમજ્દ આ દીનથી રાજી થયો.

(સરોશ યશ્ત વડી ક. ૧૦)

**વીસ્પનાંમચ આઓંઘ્રહાંમ્ પઑઇર્યનાંમ્ ફ્રવષિનાંમ્ ઇધ યજમઇદે ફ્રવષીમ્, અવાંમ્ યાંમ્ અહુરહે મજ્દાઓ, મજિશ્તાંમચ વહિશ્તાંમચ સ્રએશ્તાંમચ ખ્રઑજ્દિશ્તાંમચ ખ્રથ્વિશ્તાંમચ હુકૅરૅપ્તેમાંમચ, અષાત્ અપનોતૅમાંમચ.**

આ તમામ ફરોહરોમાંથી સર્વથી પ્રથમ (પરમાત્મા) અહુરમજ્દનું ફરોહર જે સર્વથી ઉંચ દરજ્જેનું, સર્વથી શ્રેષ્ટ, સર્વથી સોહામણું, સર્વથી અધિક હિમ્મત આપનારૂ, ઘણુંજ અક્કલમંદ, ઘણુંજ પુણ્યવંતું, તથા અષોઇમાં સર્વની ઉપર, તેને આ ઠેકાણે અમે માન સાથ સ્તવ્યે છિયે. (સતુમનો કરદો)

**અહુરાઇ મજ્દાઇ વંઘ્રહવે વોહુમઇતે, વીસ્પા વૅાહૂ ચિનહ્મી અષાઉને રએવઇતે ખ્રરેનંઘ્રઉહઇતે. યા જી ચીચા વહિશ્તા; યેંઘ્રહે ગાઉશ્, યેંઘ્રહે અષેમ્ યેંઘ્રહે રઑચાઓ, યેંઘ્રહે રઑચેબીશ રોઇથ્વેન્ ખ્રાથ્રા.**

સઘળી વસ્તુઓ ભલા (તથા) ભલાઇવાળા, અષો, રિદ્ધિસિદ્ધિવાળા (તથા) ખુરેહવાળા અહુરમજ્દને હું લાગુ પાડું છું; કારણ કે જે કાંઇ સર્વથી શ્રષ્ટ (છે) (તે સર્વ તેનુંજ છે); જેની (આ) દુનિયાં (છે), જેની અષોઇ (છે), જેની (આકાશની) (સર્વ) તેજો (છે), તથા જેનો ચળકાટ (આકાશના અમાપ) તેજો સાથે ભળી ગયો છે.

(દીનના કલમો અવસ્તામાં.)

**હુકત્ સૂરહે દથુષો ક્ષયતો અહુરહે મજ઼દાઓ ફ્રતચિન્ આપો ૩વિશ્તાઓ, ઉજ઼ુક્ષ્યાંન્ચ ઉર્વરાઓ.**

સર્વ શકિતમાન, પેદા કરનાર (તથા) (સર્વોત્તમ) સત્તા ભોગવ- ાાર અહુરમજ઼દનાં સર્વથી વધુ ખુબીવાળાં પાણીઓ તુરતજ વેહેતાં ાયાં (તથા) ઝાડપાનો ઉગવા લાગ્યાં. (ફરવરદીન યશ્ત ક૦ ૭૮.)

**કેહ્રપ્સચ યાઓ રએથ્વયેઇતિ સ્રીરાઓ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ૫રેજ઼દાઓ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્; હ્વરે-ક્ષએતેમ્ અઉર્વત્-અસ્પેમ ૧જ઼મઇદે.**

અમેષાસ્પંદોનાં સુશોભિત (તથા) ખુબીવાળાં રૂપો, જે (અહુર- ૧જ઼દે) (તે) અમેષાસ્પંદોને આપ્યા છે તે રૂપોને, (તથા) તેજ ઘોડા- ાળા ખુરશેદને અમે વખાણયે છિયે. (ફરવર્દીન યશ્ત ક૦ ૮૧.)

**યોઇ હપ્ત હમો-મનંઘ્નહો, યોઇ હપ્ત હમો-વચંઘ્નહો, યોઇ હપ્ત ૧મો-શ્યઓથ્નાઓંઘ્નહો. યએષાંમ્ અસ્તિ હમેમ્ મનો, હમેમ્ વચો, ૧મેમ્ શ્યઓથ્નેમ્; હમો પતચ ફ્રસાસ્તચ, યો દધ્વાઓ અહુરો ાજ઼દાઓ.**

જે સાત (અમેષાસ્પંદો) એકજ વિચારના, જે સાત એકજ ચનના, જે સાત એકજ કાર્ય આટોપનારા (છે). જેમનો વિચાર ાક સરખો, વાણી એક સરખી (તથા) કાર્ય એક સરખું છે, જેમના ાતા તથા શિખવનાર એકજ, એટલે કિરતાર અહુરમજ઼દ (છે).

(ફરવર્દીન યશ્ત ક૦ ૮૩.)

**દથત અહ્માઇ તત્ અવત્ આયપ્તેમ્ વયુશ યો ઉપરો-કઇર્યો, થ તા ઉપંઘ્નહુચત યો દધ્વાઓ અહુરો મજ઼દાઓ.**

સબળ વાય યજ઼દે તેને તે મુરાદ દીધી, જેથી સૃષ્ટા અહુરમજ઼દે ાતાની નેમ પ્રાપ્ત કરી. (રામ યશ્ત ક૦ ૪.)

**વૉહૂ વૅરૅજયામિ, દથુષો અહુરાઇ મજ઼દાઇ, અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્.**

(વાય યજ઼દ કેહ છે કે) દાદાર અહુરમજ઼દનું (તથા) અમેષા- ૧દોનું (હું) ભલું કરૂં છું.

(રામ યશ્ત ક૦ ૪૪.)

**દુઘ્ધરેમ્ અહુરહે મજ઼દાઓ, ખ઼ંઘ્નહરેમ્ અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્.**

(જે અશીશવંઘ) અહુરમજ઼દની દીકરી (તથા) અમેષાસ્પંદોની

બહેન (તે) ને (અમે વંદયે છિયે). (અશીશવંઘ યશ્ત ફ. ૨.)

**પિત તે યો અહુરો મજ઼દાઓ, યો મજિશ્તો યજતનાંમ.**

અહુરમજ઼દ જે (બધા) યજ઼દોમાં સર્વથી ચઢતો (તથા) જે (સઘળા) યજ઼દોમાં સર્વોત્કૃષ્ટ (તે) તારો પિતા (છે). (અશીશવંઘ યશ્ત ફ. ૧૬)

**થ્વાંમ્ જસાઇતિ અહુરો મજ઼દાઓ પઇતિષાઓ દામાંન્ દથાનો.**

(પણ) અહુરમજ઼દ, કે જે સૃષ્ટિનો પેદા કરનારો (તથા તે બનાવવા-ને કાજે) ઘણો ખુશાલ (છે) તે, તારી વિરૂદ્ધ જશે.

(જમ્યાદ યશ્ત ફ. ૫૮.)

**નિવએધયેમિ હનકારયેમિ દથુષો અહુરહે મજ઼દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો મજિશ્તહેચ વહિશ્તહેચ સ્રએશતહેચ ખ્રઓજદિશ્તહેચ ખ્રથ્વિશ્તહેચ; હુકેરેપ્તેમહેચ અષાત્ અપનોતેમહેચ હુધાઓમનો વોઉરૂ-રફ્નંઘ્રહો યો નો દધ યો તતષ યો તુથ્રુયે યો મઇન્યુશ સ્પેન્તોતેમો.**

રિદ્ધિસિદ્ધવાળા ખુરેહવાળા, સર્વથી ચઢતે દરજ્જેના, સર્વોતમ, સર્વથી સોહામણા, સર્વથી વધુ હિંમત આપનાર, સર્વથી વધુ જ્ઞાની અક્કલમંદ, સર્વથી વધુ પુણ્યવંત તથા અષોઇમાં સર્વોપર, સર્વથી શ્રેષ્ઠ ડહાપણવાલા, તથા બહોળો આનંદ આપનારા અહુરમજ઼દને હું આમંત્રણ કરૂં છું તથા સભામાં આદર સત્કાર કરૂં છું. જેને આપણુ-ને પેદા કર્યાં, જેણે આપણને બનાવ્યા, (જે આપણું) રક્ષણ કર્યો જાય છે, (તથા) જે સર્વથી મહાન વૃદ્ધી કરનાર મીનો (છે).—

(હા. ૧, ફ. ૧.)

---

## ગાથામાં "અહુરમજદ" "અહુર," "મજદ" અને "મજદ અહુર" શબ્દો નીચલા કોઠા પ્રમાણે જુદા જુદા ફકરાઓમાં મળી આવે છે.

| મજ઼દ. | અહુર. | મજ઼દઅહુર. | અહુરમજ઼દ. |
|---|---|---|---|
| ૨૮. (૧, ૭.) | ૨૮. (૮.) | ૨૮. (૨, ૩, ૪. ૬, ૧૦, ૧૧.) | ૨૮. (૫, ૯.) |

| યજદ. | આહુર. | મજદ આહુર. | આહુરમજદ. |
|---|---|---|---|
| ૯. (૪, ૫, ૬, ૮, ૧૦.) | ૨૯. (૨, ૪, ૫, ૬, ૧૦.) | | ૨૯. (૬.) |
| ૦. (૮, ૧૦, ૧૧.) | ૩૦. (૧, ૫, ૮.) | ૩૦. (૯.) | |
| ૧. (૧, ૨, ૩, ૬, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૧૯.) | ૩૧. (૨, ૮, ૧૦, ૧૪, ૧૫, ૧૯.) | ૩૧. (૪, ૫, ૭, ૯, ૧૬, ૧૭, ૨૧, ૨૨.) | |
| ૨. (૬, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩.) | ૩૨. (૬.) | ૩૨. (૨, ૪, ૧૬.) | ૩૨. (૧, ૭.) |
| ૩. (૪, ૭, ૮, ૯, ૧૦, ૧૨, ૧૪.) | ૩૩. (૩, ૧૩.) | ૩૩. (૫.) | ૩૩. (૨, ૬, ૧૧.) |
| ૪. (૨, ૩, ૪, ૫, ૬, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫.) | ૩૪. (૩, ૪, ૧૩, ૧૪, ૧૫.) | ૩૪. (૧) | ૩૪. (૧૦.) |
| ૩. (૧, ૨, ૩, ૪, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૪, ૧૫, ૧૬, (૧૮, ૨૦.) | | ૪૩. (૧, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ૧૫.) | ૪૩. (૩, ૧૬.) |
| ૫. (૪.) | ૪૫. (૪.) | ૪૫. (૩, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧.) | |
| ૬. (૨, ૩, ૪, ૭, ૧૮, ૧૯.) | ૪૬, (૨, ૩, ૬, ૭, ૯, ૧૫.) | ૪૬. (૧, ૫, ૧૦, ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૧૭.) | |
| ૭. (૨, ૩, ૪.) | | ૪૭. (૧, ૫, ૬.) | |
| ૮. (૨, ૩, ૪, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨.) | ૪૮. (૧, ૨, ૩, ૭, ૮.) | ૪૮. (૬.) | |
| ૯. (૧, ૨, ૩, ૫, ૬, ૧૦.) | ૪૯. (૩, ૬, ૭.) | ૪૯. (૮, ૧૨.) | |
| .૦. (૨, ૩, ૬. ૭, ૮, ૯, ૧૧.) | | ૫૦. (૧, ૪, ૫, ૧૦.) | |
| ૧. (૧, ૩, ૪, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૯, ૨૦.) | ૫૧. (૩.) | ૫૧. (૨, ૧૫, ૧૬, ૧૭, ૨૧, ૨૨.) | ૫૧. (૬, ૧૮.) |
| ૩. (૨, ૩, ૯.) | ૫૩. (૨, ૯.) | ૫૩. (૪.) | ૫૩. (૧.) |

———

# વોહુ મન.

—(૦)—

વોહુમન એટલે ભલું મન અથવા વહિષ્ત મન, સર્વોત્તમ મન. 'ઇધ અસૂતિ વોહુ મનો, મન દાંમિ જ઼રથુશ્ત્ર', એટલે એ વોહુ મન! હે જ઼રથુશ્ત્ર મારી ઉત્તપત્તિ છે, એવું અષો અહુરમજ઼્દ પ્રગટ કરે છે.[1]

ભલાં મનમાં નર અને નારી અમેષાસ્પંદો રેહે છે. "આત્ ઇથા યજ઼મઇદે વંઘ્હૂશ્ચા ઇત્ વંઘ્હઉહ્લીશ્ચા ઇત્; સ્પેન્તેંગ્ અમેષેંગ્ યેવએજ઼યો યવએસ્વો, યોઇ વંઘ્હેઉશ્ આ મનંઘ્હો ષ્યેઇન્તિ યાઓસચા ઉઇતી," એટલે "એ પ્રમાણે આ સ્થળે ભલા નરો અને ભલી સ્રીઓને (તથા) અમર (અને) નિત્ય કલ્યાણકારી અમેષાસ્પંદોની સાથ અમે એકતાર થઇયે છિયે, જે (નર) તેમજ જે (નારી અમેષાસ્પંદો) ભલાં મનમાં રેહછે!"

જ઼રથોસ્તિ ધર્મનો પાંયો હૂમત ઉપર રચાયો છે, અને એ હૂમત વોહુમનોની સહાયથી પ્રાપ્ત થાય છે. હૂમતના પ્રતાપથી હુખ્ત અને હ્વરશ્ત બન્ને આપોઆપ જડે છે. વોહુમનો સાથે નીરંતર ઝઘડો કરવા માટે અકોમનો હામ ભીડે છે. અને માનવી આ બેના આકર્ષણ-માં સદગતિ અને દુર્ગતિના વમળમાં વિંટાયાજ કરે છે. અંતે વોહુમન, અકોમનને હરાવશે.

વોહુમનો એટલે ભલાં મનથી, સંપૂર્ણતા (સિદ્ધિ) અને અમરપણું સંપાદન થાય છે.

વોહુમનો પ્રાણીમાત્રનો રક્ષણકર્તા છે.[2]

વોહુમનોએ અષો જ઼રથુશ્ત સાહેબના જન્મથી માંડીને ઉમરે પહોંચ્યા ત્યાં લુલીક અનેક સહાયતા આપી, અને છેવટે બીજા અમેષા-સ્પંદો ભેગા પોતાનો સાક્ષાત્કાર કરીને, અષો જ઼રથુશ્ત સાહેબને સંપૂર્ણ જ્ઞાની બનાવ્યા.

**વંઘ્હેઉશ્ દજ઼દા મનંઘ્હો શ્યઑથનનાંમ્ અંઘ્હેઉશ્ મજ઼દાઇ.**

બહમનની આશીષ આ દુનિયાંનાં, અહુરમજ઼્દને માટેનાં, કાર્યો કરનારાઓને (નિર્મિત છે.) (અહુનવર.)

---

૧. જુવો હોરમજ઼્દ યશ્ત ફકરો ૨૫.

૨. એ હિન્દુ શાસ્રોમાં જણાવેલા શ્રી વિષ્ણુનો પાત્ર કેટલેક અંશે ભજવે છે.

**વોહૂ મનંઘ્રહા ફ્રૅસૅરત્નૂમ્ દસ્વા.**

(અએ અહુરમજ્દ!) (મારી) નેક મનશ્ની (સુમતિ)ને લીધે (તું) (મને) આધિપત્ય આપ. (આતશ નિયાયશ.)

**રફ્નંઘ્રાઇ વૉઉરૂ–ચષાને દાઇષો,**
**મોઇ યા–વે અખિક્રા.**
**તા ક્ષથ્રહ્યા અહુરા યા,**
**વંઘ્રહેઉશ અષિશ મનંઘ્રહો.**

અહો અહુરમજ્દ! (મારા) આનંદને માટે, (તથા) પુરતી રીતે દીનનું જ્ઞાન સંપાદન કરવાને કાજે, શેહરેવરની તથા બહમનની જે આશીર્વાદ પામેલી બક્ષીસો તે અચુક રીતે (તું) મને દે.

(આતશ નિયાયશ.)

**વૉહૂ મનો યજમઇદે.**

બહમન (અમેષાસ્પંદ) ને અમે વંદયે છિયે. (ઉશહીન ગેહ. ક. ૫)

**અજ હમોઇન્ હર્ આઇન્ ગુનાહ્, હર્ આઇન્ મર્ગરજાંન્, હર્ આઇન્ ફરૂદ્ માન્દ્, હર્ આઇન્ માનીદ્, હર્ આઇન્ ગુનાહ્ અજ ગુનાહ્, આએમ્ અંદર્ બેહ્મન્, ગાઓ ગોસ્પંદ્ ગોસ્પંદ્ સર્દગાંન્ જસ્ત્, પ પતેત્ હોમ્.**

સર્વ પ્રકારનું તથા હરેક જાતનું પાપ, દરેક જાતનું મરગરજાંન (મૃત્યુની શીક્ષાને પાત્ર પાપ), હરેક પ્રકારનું સાબેત થયેલું (પાપ), દરેક ભાતભાતનો (પશ્ચાતાપ કર્યા વિના) રહિ ગયેલું (પાપ), (તથા) દરેક જાતનું (એક) પાપથી (ઉત્પન્ન થયેલું) (બીજું) પાપ, કે જે મારેથી બહમન (અમેષાસ્પંદ), (તથા) ગાય ઢોર (અને) ઢોરોની (ભિન્નભિન્ન) જાત સાથે થયું હોય, (તે તમામ પાપ)થી હું પતેત કરી પશ્ચાતાપ કરૂં છું. (પતેત પશેમાની ક. ૮.)

**ઇધ અસ્તિ વૉહૂ મનો, મન દાંમિ જરથુશ્ત્ર.**

અત્રે, અહો જરથુશ્ત્ર! બહમન (અમેષાસ્પંદ) મારી પેદાયશ છે.

(હોરમજદ યશ્ત ક. ૨૫.)

**અય દએનય ક્રઑરૅન્ત......ક્રા વૉહુ મનો.**

બહમન (અમેષાસ્પંદ) આ ધર્મથી રાજી થયા.

(સરોશ યશ્ત વડી ક. ૧૦.)

**આઅત્ આહ્વ પઉર્વતાહ્વ પોઉરૂ-સરેધો વીરઑંઘ્રહે, હુઑંમો ગઑંમ જઇરિ-ગઑંનો; આતે બઍષજ઼ ઇરીરથરે વઘ્નહેઉશ્ મનંઘ્નહો મયાબ્યો. આઅત્ મે અહે દુશ-સંઘ્નહહે પરાચ વઍપય મનો; આઅત્ અહે ની મનો મનો યો મે દુશ્સંઘ્નહો હિશ્તઇતે.**

હે લેહજતદાર તથા સોનેરી રંગના હોમ ! જ્યારે આ ઉંચ સ્થળો ઉપર પુષ્કળ જાતમાં તું ઉગે છે, બહમનની ખુબીઓ (અથવા કરામતો) થી તંદોરસ્તી આપનારા ગુણો તારામાંથી ઉત્પન્ન થાય છે, ત્યારે મારી તે નીંદા કરનારની વિચાર શક્તિનો તું નાશ કર; તથા જે (માનવી) મારી નીંદા કરનાર સમાન ઉભો રહે છે, તેની વિચાર શક્તિને (તું) દાબી નાખ. (હા. ૧૦. ફ. ૧૨.)

**નॅમો હુઑંમાઇ, યત કૅરેનઑંઇતિ દ્રિઘઑંશ્ હુવત્-મસો મનો, યથ રઍવસ્તॅમહેચિત્; નॅમો હુઑંમાઇ, યત્ કૅરેનઑંઇતિ દ્રિઘઑંશ્ હુવત્-મસો મનો, યત ઉસ્નાંમ્ અઍઇતિ વઍધ્ય.**

હોમને નમન (હોજો) ! કે જે ફકીર (સન્ત) નાં મનને સર્વથી તવંગર (માણસ) નાં જેટલું મોટું[1] કરે છે. હોમને નમન (હોજો) ! કે જે ફકીરનાં મનને એટલું મહાન કરે છે, કે (તે) વિદ્યાને લીધે ઉંચ જાય છે.[2] (મોટી હોમ યશ્ત હા. ૧૦—ફ. ૧૩.)

**યત્ તિતરત્ અંઘ્રો મઇન્યુશ્ દાહીમ્ અષહે વંઘ્નહેઉશ્, અન્તરે પઇરિ-અવાઇતॅમ્ વોહુચ મનો આતર્શ્ચ.**

વળી જ્યારે અંગ્રેમીનો ભલી અષોઇની સર્જનમાં એકદમ ધસારો કરીને દાખલ થયો, (ત્યારે) (તેમની) મધ્યે બહમન (અમેષાસાપંદ) તથા આદર (યજ઼દ) ગયા. (ફરવર્દીન યશ્ત ફ ૭૭)

**સ્પॅન્તો મઇન્યુશ્ અશ્તॅમ્ ફ્રંઘ્નહરેચયત્ વૅાહુચ મનો, અષેમચ વહિશ્તેમ્, આતરેમચ અહુરહે મજ઼દાઓ પુથ્રૅમ્.**

સ્પેનામીનોએ (પોતાના) દૂત તરીકે બહમનને, અરદીબહેશ્તને તથા અહુરમજ઼દના પુત્ર (અથવા પવિત્ર કરનાર) આતર (એટલે આદર યજ઼દ) ને મોકલ્યા. (જમ્યાદ યશ્ત ફ. ૪૬).

**વનઇતિ અકેમચિત્ મનો, વૅાહૂ મનો તત્ વનઇતિ.**

અકોમનો (નામનો દ્રુજ) મારશે, (પણ અંતે) વોહુમનો તેને

1. Large-hearted. 2. Transcendental thinking.

(અકોમનોને) મારશે. (જમ્યાદ યશ્ત ફ. ૯૬.)

**નિવએધયેમિ હનકારયેમિ વંઘ્રહવે મનંઘ્રહે.**

બહુમન (અમેષાસ્પંદ) ને હું ઇજન કરૂં છું તથા સભામાં (તેનો) સત્કાર કરૂં છું. (હા. ૧. ફ. ૨.)

**આઅત્ દીશ્ આવએધયમહી અમૅષએઇબ્યો સ્પૅન્તએઇબ્યો હુક્ષથ્રએઇબ્યો હુધાબ્યો યવએજિબ્યો યવએસુબ્યો. યોઇ વંઘ્રહેઉશ્ આ મનંઘ્રહો શ્યન્તિ યાઑસ્ચ ઉઇતિ.**

સારી સત્તાવાલા, નેક ડહાપણવાલા, શાશ્વત જીવનારા, તથા સદા કલ્યાણકારી અમેષાસ્પંદોને એ (સર્વ) અમે જાહેર કર્યે છિયે. જે (નર અમેષાસ્પંદો) તેમજ જે (નારી અમેષાસ્પંદો) ભલાં મનમાં રહે છે. (હા. ૪ ફ૦ ૪.)

**પઇરિ-વે અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઑઘ્રહો દધાંમિ તન્વસ્ચીત્ ખ્વખ્યાઑ ઉશ્તનેમ્, પઇરિ વીસ્પાઑ હુજીતયો.**

અહો સારી આધિપત્યવાળા (તથા) સારાં ડહાપણવાળા અમેષાસ્પંદો! (હું) તમને મારાં પોતાના તનનો આત્મા (તથા) (મારૂં) સઘળું સુખ અર્પણ કરૂં છું. (હા. ૧૪ ફ૦ ૨.)

**ગાથામાં "વોહુમન" શબ્દ નીચે જણાવેલે ઠેકાણે વપરાયો છે.**

| યસ્ન. | ફકરો. |
|---|---|
| ૨૮ | ૧-૨-૩-૪-૫-૭-૮-૧૦-૧૧. |
| ૨૯ | ૭-૧૦-૧૧. |
| ૩૦ | ૧-૭-૮-૧૦. |
| ૩૧ | ૪-૫-૬-૭-૧૦-૧૧-૧૨-૧૭-૧૯-૨૧-૨૨. |
| ૩૨ | ૨-૪-૬-૯-૧૫. |
| ૩૩ | ૩-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫. |
| ૩૪ | ૨-૩-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪. |
| ૪૩ | ૧-૨-૪-૬-૭-૮-૧૧-૧૩-૧૫-૧૬. |
| ૪૪ | ૧-૪-૬-૮-૯-૧૩-૧૬. |
| ૪૫ | ૪-૫-૬-૮-૯-૧૦. |
| ૪૬ | ૨-૩-૬-૯-૧૦-૧૨-૧૩-૧૪-૧૬-૧૮. |
| ૪૭ | ૧-૨-૬. |

| યસ્ન. | ફકરો. |
|---|---|
| ૪૮ | ૧-૩-૪-૬-૭-૮-૯-૧૦-૧૨. |
| ૪૯ | ૧-૨-૩-૫-૬-૭-૧૦-૧૨. |
| ૫૦ | ૧-૨-૪-૬-૭-૮-૯-૧૦-૧૧. |
| ૫૧ | ૨-૨-૪-૭-૧૧-૧૫-૧૬-૧૮-૨૦-૨૧. |
| ૫૩ | ૨-૩-૪-૫. |

ગાથામાં "ગેઉષ ઉર્વ અને તષ્ને" ને માટે નીચલા ફકરાઓમાં ઇશારો છે.

| યસ્ન | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૨૮ | ૧. | ૩૧ | ૯. |
| ૨૯ | ૧-૫-૯. | ૪૬ | ૯. |

# અષ વહિશ્ત.

અષ શબ્દનો અર્થ કોઇ પણ ભાષામાં સંપૂર્ણ રીતે થઇ શકતો નથી. એ બહુ માર્મિક વચન છે. અવસ્તા અભ્યાસીઓ એ શબ્દને અરત, ઍર્રત, ઋત્ (વૈદિક), સત્ય એની સાથે ભેળે છે, અને બન્ને એકજ છે એમ જણાવે છે. જો એ તર્ક ખરી હોય તો અષ વહિશ્તનું રૂપાંતર ઋતુશ્રેષ્ઠ, રીર્શાશ્રેષ્ઠ થઇ શકે. પહેલવીમાં અર્ત વપરાયો છે, તેથી આ તર્કને ટેકો મળે છે.

જેમ વોહુમનો, તેજ પ્રમાણે હરેક અમેષાસ્પંદ, અહુરમજદ અમેષાસ્પંદથી સરજાયો છે.

સર્વોત્તમ અષોઇથીજ ભલું મન અને આ જહાનમાં સંપત્તિ અને મીનોઇ જહાનમાં સર્વોત્તમ ગતિ (ગરે-નેમાન, મોક્ષપદ ઇ.) મેળવી શકાય છે. 'અષેમ વોહુ' નાં મહા વાકયને અષ વહિશ્ત સાથે નિકટ સંબંધ છે. સર્વથી શ્રેષ્ઠ નૈતિક વર્તન અષોઇ જાળવવામાંજ સમાયલું છે. જરથોશ્તિ દએન પ્રમાણે અષોઇની જતનને કાજે અનષોઇ, દુષ્ટતા, અકોમન, દેત્યો, વીગેરે સામે પળેપળ યુદ્ધ મચાવવું જોઇએ. અષોઇ તેને પ્રાપ્ત છે, જે સ્પેનામીનોની પક્ષમાં રહિને અંગ્રેમિનોની સાથે નિશદિન લડત કરે છે.

જગતમાં અષ વહિશ્તની ઇધાની અગ્નિ છે, જે સર્વથી શુદ્ધ, પ્રકાશિત અને પવિત્ર કરનાર તત્ત્વ જણાયલું છે. જેમ બહારના આતશનું રક્ષણ કરવા માટે ઘણો શ્રમ લેવો પડે છે, અને તેને સુગંધીઓ અર્પણ કરવી પડે છે, તેમજ અન્તરના ફ્રવષીના પરિશુદ્ધ અગ્નિની જાળવણી કરવા માટે પુષ્કળ માનસિક અને અધ્યાત્મિક (રૂહાની) મહેનત લેવી પડે છે, અને તેને માટે પણ વાક, તન, મનથી નીપજતાં સદ્‌વાણી, સત્કૃત્યો અને સત્ વિચારની સુગંધીઓ હરકાળમાં અર્પણ કરવાં ઘટે છે.

અગ્નિને હેરાન કરવે, તેને કોઇપણ રીતે અપમાન કરવે, માનવી પોતાના પ્રકટીકરણમાં ભારે નડતલ નાખે છે.

અષ વહિશ્તનો વેરી 'ઇંદર' છે, જેને છેવટે એ જીતશે.

પાકીએ તન અને અષોઇએ રવાન, એ ટુંકમાં જરથોશ્તિ માર્ગ છે, જે કાપવે અષો અહુરમજદના ચરણ કમળને પામી શકાય છે.

---

**વોહૂ ઉક્ષ્યા મનંઘ્હ્હા ક્ષથ્રા અષાચા ઉશ્તા તનૂમ.**

પવિત્ર મનશની, અષોઇ, જોર (અથવા સત્તા) તથા સંપત્તિથી, (અહો અહુરમજદ !) (મારાં) તનને તુ મજબુત બનાવ.

(ખોરશેદ નિયાયશ ક. ૫.)

**અત્ તોઈ આતરૅમ્ અહુરા અઑજોંઘ્હ્‌વન્તૅમ્ અષા ઉસૅમહી.**

ઓ અહુરમજદ! (અમે) તારા બળવંત અગ્નિ (આતશ) ને અષ (એટલે અરદીબેહશ્ત અમેષાસ્પંદ) ની મારફતે ઇચ્છયે (અથવા પસંદ કરીએ) છિયે.

(આતશ નિયાયશ)

**અજ્ હમોઇન્ હર્ આઇન્ ગુનાહ્……ઓઅૅમ્ અંદર્ અર્દી-બેહેશ્ત્, આતશ્, આતશ્ સદ્‌ગાંન્ જસ્ત્, પ પતેત્ હોમ્.**

સઘળી પ્રકારનું (તથા) હરેક જાતનું પાપ કે જે મારેથી અરદી-બેહશ્ત (અમેષાસ્પંદ) (તથા) આતશ અને (ભિન્નભિન્ન) જાતના આતશોની સાથે થયું હોય, તે (સર્વ પાપ)થી પતેત કરી પશ્ચાતાપ કરૂં છું.

(પતેત પશેમાની ક. ૮.)

**અષેમ્ વહિશ્તેમ્ સ્રએશ્તેમ્ અમેષેમ્ સ્પેન્તેમ્ યજમઇદે.**

અર્દીબેહશ્ત (જે) સર્વથી વધુ સુશોભિત અમેષાસ્પંદ (તેને) અમે વખાણ્યે છિયે. (અર્દીબેહશ્ત યશ્ત.)

**ઇધ અષેમ્ વહિશ્તેમ્, મન દાંમિ જરથુશ્ત્ર.**

અહો જરથુશ્ત્ર! અત્રે અરદીબેહશ્ત (અમેષાસ્પંદ) મારી સૃષ્ટિ (છે). (હોરમજદ યશ્ત ફ. ૨૫.)

**મ્રઓત્ અહુરો મજ્દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ આઅત્ યત્ અષ વહિશ્ત ફ્રદઇથીષ સ્પિતમ જરથુશ્ત્ર, સ્તઓતર્ચ, જઓતર્ચ, જ્બાતર્ચ, માંથ્રનચ, યશ્તર્ચ, આફ્રીતર્ચ, અઇબિજર્તર્ચ, વંઘ્-હાંન્ ક્ષએત રઓચાઓ, ખ્વન્ઇતીશ્ચ વેર્જો, અહ્માકેમ યસ્નાઇચ વહ્માઇચ યત અમેષનાંમ સ્પેન્તનાંમ.**

(સરજનહાર) અહુરમજદે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું, અહો સ્પીતમાન જરથુશ્ત્ર! અમ અમેષાસ્પંદોની આરાધનાને માટે તથા ખુશીઓનુ ગાન કરવાને માટે, અરદીબેહશ્ત (અમેષાસ્પંદ) ને ભલી (અને) ચલકતી પ્રકાશોનો (તથા) પ્રકાશીત (અથવા ચમત્કારીક) કાર્યોનો સ્તુતિ કરનાર તથા કીર્તિ ગાનાર તથા વંદન કરનાર તથા પ્રખ્યાત કરનાર તથા ભજનાર તથા સ્તવન કરનાર તથા વખાણ કરનાર તરીકે તું ઠરાવ (અથવા ગણ). (અરદીબેહશ્ત યશ્ત ફ૦ ૧.)

**અય દએનય ફ્રઓરેન્ત......ફ્રા અષેમ્ વહિશ્તેમ્.**

અરદીબેહશ્ત (અમેષાસ્પંદ) આ ધર્મથી રાજી થયા. (સરોશ વડી ક૦ ૧૦.)

**ઉર્વથેમ્ સ્તઓરેમ્ વંઘહુંઘહેમ્ દધો અઓખ્ત અહુરો મજ્દાઓ, યથ અષેમ્ યત્ વહિશ્તેમ્.**

અહુરમજદે, સ્નેહિ સ્તુતિ કરનારને, અષ વહિશ્તના કરતાં વધારે ભલી સંસર્ગ ગણેલી છે. (મોટી હોમ યશ્ત ક૦ ૨. ફ૦ ૯.)

**નિવએદયેમિ હનકારયેમિ અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઓ.**

અષ વહિશ્ત તથા અહુરમજદના આતશને હું ઇજન કરૂં તથા સભામાં સત્કાર કરૂં છું. (હા. ૧ ફ૦ ૪.)

અર્ષેમ અશ વહિશ્તેમ યઝમઇદે હુયત્ સ્રએશ્તેમ હુયત્ સ્પેન્તેમ અમેષેમ હુયત્ રઓચોંઘ્રહુવત્ હુયત્ વીસ્પા વોહૂ.

અરદીબહેસ્ત જે સર્વથી સુંદર તથા પ્રકાશિત અમેશાસ્પંદને (તથા સરજનહાર અહુરમજદની) સર્વે આશીષોને અમે સ્તવ્યે છિયે.

(હા. ૩૭ ફ૦ ૪.)

સ્તૂતો ગરો વહ્મેન્ગ્ અહુરાઇ મઝ્દાઇ અષાઇચા વહિશ્તાઇ દદેમહિચા ચીષ્મહિચા આચા આવએદયમહી.

(સરજનહાર) અહુરમજદને તથા અરદીબહેસ્તને વખાણ સાથની તથા માન સાથની આરાધના અમે અર્પણ કર્યે છિયે, અમે સ્વિકાર્યે છિયે તથા અમે જાહેર કર્યે છિયે. હા. ૪૧ ફ. ૧.)

## ગાથામાં "અષ વહિશ્ત" "અષ" અથવા "અષવન" નીચલા ફકરાઓમાં વપરાયા છે.

| ચસ્ન. | ફકરો. |
|---|---|
| ૨૮ | ૩-૫-૬-૭-૮-૯-૧૦-૧૧. |
| ૨૯ | ૨-૩-૭-૮-૧૦-૧૧. |
| ૩૦ | ૧-૫-૭-૮-૯-૧૦-૧૧. |
| ૩૧ | ૧-૨-૩-૪-૫-૬-૭-૧૩-૧૬-૧૭-૧૯-૨૦-૨૧-૨૨. |
| ૩૨ | ૨-૪-૬-૯-૧૦-૧૧-૧૨-૧૩. |
| ૩૩ | ૧-૩-૫-૬-૭-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪. |
| ૩૪ | ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૨-૧૩-૧૪-૧૫. |
| ૪૩ | ૧-૨-૪-૬-૮-૯-૧૦-૧૨-૧૪-૧૬. |
| ૪૪ | ૨-૩-૬-૮-૯-૧૦-૧૨-૧૩-૧૪-૧૫-૧૭-૧૮-૨૦. |
| ૪૫ | ૪-૬-૭-૮-૧૦. |
| ૪૬ | ૨-૩-૪-૫-૬-૭-૮-૧૦-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯. |
| ૪૭ | ૧-૨-૪-૫-૬. |
| ૪૮ | ૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૧-૧૨. |
| ૪૯ | ૧-૨-૩-૫-૬-૭-૮-૯-૧૦-૧૧. |
| ૫૦ | ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧. |
| ૫૧ | ૧-૨-૩-૪-૫-૮-૧૦-૧૧-૧૩-૧૫-૧૬-૧૭-૧૮-૨૦-૨૧-૨૨. |
| ૫૩ | ૧-૩-૪-૫-૯. |

# ક્ષથ્રવૈર્ય.

ક્ષથ્રવૈર્યનો અર્થ સ્વર્ગનું (મરજી પ્રમાણેનું, સ્વતંત્ર) રાજ્ય, એવો થાય છે.

અહુરમજદની રાજ્યસત્તા પૃથ્વિ ઉપર સ્થાપવાને માટે સૃષ્ટિક્રમ રચાયો છે. The Kingdom of Heaven, જેને માટે બાઇબલમાં ઠેકેઠેકે અભિલાષા બતાવવામાં આવી છે, તેજ આ ક્ષથ્રવૈર્યના કબજામાં છે. વૈર્ય એટલે મરજી, will થાય છે. અને જો 'મરજી' દ્રઢ હોય એટલે એકાગ્રચિત્તપણું થાય તો, આ જગત અને મીનોઇ જગતમાં માનવી સ્વેચ્છાથી વૈભવ અને મહિપતિપણું ભોગવી શકે છે. મનને વશ કરવે, સૃષ્ટિ વશ થાય છે. મન વશ કરવા માટે અમેષાસ્પંદો અને યજદોને રાજી રાખવા જોઇએ. તેમને સંતોષવા માટે તેઓ જે જે સદગુણો માનવી પ્રત્યેથી ઇચ્છે છે, તે માનવીએ પોતાના જીવનમાં અહોનિશ દેખાડવા જોઇએ. તે સદગુણો કયા, તેનું દરેક યશ્ત, ન્યાયશમાં સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે.

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

ભગવદ ગીતા ૫-૧૯.

તેઓથી આ ભૂમી ઉપરજ સૃષ્ટિ જીતાઇ છે, જેમનું મન સ્થિર થયું છે. બ્રહ્મ દોષરહિત અને સમ છે માટે તેઓ તેનેજ વળગી, અવલંબીને રહ્યા છે.

આ ભૂમીના પદાર્થો અને નાણાંઓ ઉપર એ સત્તાધારી છે. નિર્ધનને ધન દેનાર છે, માટે એને 'દયાળુ' ગણ્યો છે.

એનો શત્રુ સોવર છે, જેનો છેવટે એ અમેષાસ્પંદ પરાજય કરશે.

---

રફ્ધ્રાઇ વૉઉરૂ-ચષાને દાઇષી,
મોઈ યા વે અબિફ્રા.
તા ક્ષથ્રહ્યા અહુરા યા,
વંઘ્રહેઉશ્ અષિશ્ મનંઘ્રહો.

ઓ અહુરમજદ! (મારા) આનંદને માટે, તથા પુરતી રીતે દીનનું જ્ઞાન સંપાદન કરવાને કાજે શેહરેવરની તથા બહમનની જે આશીર્વાદ પામેલી આશીષો, તે ચોક્કસ રીતે (તું) મને આપ. (આતશ નિયાયશ.)

**એજ હુમોઇન્ હર્ આઇન્ ગુનાહ્......ઓએમ અંદર્ શેહરેવર્ અર્યૉખ્શસ્ત્, અર્યૉખ્શસ્ત્ સર્દગાંન જસ્ત્, ૫ પતેત્ હોમ.**

સર્વ પ્રકારનું (તથા) દરેક જાતનું પાપ કે જે મારેથી શેહરેવર (અમેષાસ્પંદ), (તથા) ધાતુ અને (ભાતભાતની) જાતની ધાતુઓ સાથે થયું હોય, (તે સર્વ પાપથી) હું પતેત કરીને પશ્ચાતાપ કરૂં છું (પતેત પશેમાની ક૦ ૮.)

**ઇધ ક્ષથ્રૅમ્ વઇરીમ્ મન દાંમિ જરથુશ્ત્ર.**

અહો જરથુશ્ત્ર! અત્રે શેહરવર (અમેષાસ્પંદ) મારી સર્જન છે. (હોરમજદ યશ્ત ક્. ૨૫.

**અય દએનય ફ્રઑરૅન્ત......ફ્રા ક્ષથ્રૅમ્ વઇરીમ.**

આ દીનથી શેહરેવર (અમેષાસ્પંદ) રાજી થયા. (સરોશ યશ્ત વડી.

**વૉહૂ ઉખ્શ્યા મનંઘ્હા ક્ષથ્રા અષાચા ઉશ્તા તનૂમ.**

બહમન, શેહરેવર અને અરદીબેહસ્તથી મારાં તનને નીરોગ અને બળવાન કરૂં. (હા. ૬૮ ક૦ ૨૩

**વૉહૂ ક્ષથ્રૅમ્ યજમઇદે ક્ષથ્રૅમ્ વઇરીમ્ યજમઇદે. અયઑખ્શુસ્તેમ્ યજમઇદે.**

વૉહૂ ક્ષથ્ર (ગાથા) નું અમે વંદન કર્યે છિયે. શાહરેવરને અમે યાદ કર્યે છિયે. ધાતુને અમે વખાણ્યે છિયે. (વીસ્પરદ ક. ૨૦ ક. ૧

**ગાથામાં "ક્ષથ્રવૈર્ય" શબ્દ અથવા "ક્ષથ્ર" નીચલા ફકરાઓમાં વપરાયા છે.**

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૨૮ | ૯. | ૪૪ | ૬-૭-૯-૨૦. |
| ૨૯ | ૧૦-૧૧. | ૪૫ | ૭-૯-૧૦. |
| ૩૦ | ૭-૮. | ૪૬ | ૪-૧૬. |
| ૩૧ | ૪-૬-૧૫-૧૬-૨૧-૨૨. | ૪૭ | ૧. |
| ૩૨ | ૨-૬-૧૨-૧૩ | ૪૮ | ૫-૮-૧૧. |
| ૩૩ | ૫-૧૩-૧૪. | ૪૯ | ૫-૮-૧૦. |
| ૩૪ | ૫-૧૦-૧૧-૧૫. | ૫૦ | ૪. |
| ૪૩ | ૬-૮-૧૩-૧૪-૧૬. | ૫૧ | ૧-૨-૪-૬-૧૬-૧૮- |
| | | ૫૩ | ૮-૯. |

# સ્પેન્તાઆર્મૈતિ.

આર્મૈતિ અવસ્તા અને વેદમાં ભક્તિ અને નમ્રતા ઉપર સત્તા રાખનાર લેખાઇ છે. 'સ્પેન્ત' એટલે વૃદ્ધિ કરનાર. માટે સ્પેન્તાઆર્મૈતિનો અર્થ વૃદ્ધિગત કરનાર, ભક્તિ અથવા નમ્રતા થાય છે.

નમ્રતાની સહાય વિના અષો અહુરમજ્દના નિયમો પળાતા નથી, તેના અવ્યય ધામમાં પહોંચી શકાતું નથી, ભક્તિ વિના તેની પ્રેમ-દ્રષ્ટિ આકર્ષાતિ નથી, અને તેની પરમ કૃપાદ્રષ્ટિ વિના માનવી કદીએ તેના અમર ચરણને પામતો નથી. નમ્રતા, સરોષના ગુણો સાથે સર્વથી વધારે સમાનતા ધરાવે છે.

ત્યારે બંદગી,[1] યજ્ઞ એટલે બળીદાન, અને દાન એ સર્વે અવશ્યના લેખાયાં છે.

'તરોમત' દેત્ય એનો વિરોધી છે, જે છેવટે એનેથી હારશે. સ્થૂલ જગતમાં ધર્તિમાતાની ઉપર સ્પેન્તાઆર્મૈતિ સત્તાધીશ છે.

---

**અજ્ હમોઇન્ હર્ આઇન્ ગુનાહ...ઓઑમ અંદર્ સપંદાર્મદ્, જમીન્, જમીન્ સર્દગાંન્ જસ્ત્, પ પતેત્ હોમ.**

સર્વ પ્રકારનું (તથા) પ્રત્યેક જાતનું પાપ જે મારેથી અસપંદાર-મદ (અમેષાસ્પંદ), (તથા) જમીન (અને) (ભિન્ન ભિન્ન) ભાતની જમીન સાથે થયું હોય તે (સર્વ પાપ)થી હું પતેત કરી પશ્ચાતાપ કરૂં છું. (પતેત પશેમાની ક. ૮.)

**ઇધ સ્પૅન્ત આર્મઇતિશ્ મન દાંમિ જરથુશ્ત્ર.**

અહો જરથુશ્ત્ર! અત્રે અસપનદાદ (અમેષાસ્પંદ) મારી સંસર્ગ (છે). (હોરમજદ યશ્ત ફ. ૨૫.)

---

૧. यज्ञदानतपःकर्म न त्याज्यम् कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥
(ભગવત ગીતા ૧૮–૫.)

યજ્ઞ, દાન અને તપ એ સર્વે કદી ત્યજવાં નહી, પણ ખરેજ કરવા યોગ્ય છે, કારણ કે એમણેથી જ્ઞાનીઓ પવિત્ર બને છે.

**આર્મઇતિચ સ્પેન્તય અએષાંમ હ્બએષો સ્ચિનદયધ્વેંમ; પઇરિ ઉષિ વારયધ્વેંમ હાંમ્ ગવ નિઇર્ઝયધ્વેંમ; હાંમ્ જન્વ જ્ઞેંમ્બયધ્વેંમ.**

અસપંદારમદની મારફતે તેમની (એટલે દુષ્ટ માણસોની) ખરાબીને તમે કાપી નાખો, (તેમનાં) અકલને આસપાસ ઢાંકી નાંખો, (તેમના) બે હાથને સાથે બાંધો, (તેમનાં) ઘુંટણોને સાથે છુંદો (તથા તેમાં) બેડી ઘાલો. (હોરમજદ યશ્ત ફ. ૨૮.)

**અય દએનય ફ્રઑરેન્ત ફ્રા...સ્પેન્ત આર્મઇતિશ.**

અસ્પંદાદ (અમેષાસ્પંદ) આ દીનથી રાજી થયાં. (સરોશ યશ્ત વડી ફ. ૧૧.)

**યિમ્ મજ્દાઑ વસ્તે વંઘ્રહુનૅમ્ સ્તૅહ્રપએસંઘ્રહેમ્ મઇન્યુ તાશ્તેમ્, હચિમ્નો મિથ્રો રશ્નુચ આર્મઇતિચ સ્પૅન્તય, યહ્માઈ નોઇત્ ચહ્માઇ નએમનાંમ્ કરન પઇરિ-વએનોઇથે.**

મેહર યજદ, રશ્ને યજદ તથા અસપંદારમદની સાથે મલીને (જે) (આકાશ) ને (સરજનહાર) અહુરમજદે તારાથી શૃણગારેલું (તથા) મીનોથી બનાવેલું વસ્ત્ર પેહરાવેલું છે, તેના બે છેડા (કોઇપણ માણસની) (બે આંખ) જોઇ શકતી નથી. (ફરવરદીન યશ્ત ફ૦ ૩.)

**માત આર્મઇતિશ સ્પૅન્ત.**

(તારી અશીશવંઘની) માતા અસફંદારમદ (અમેષાસ્પંદ) (છે.) (અશીશવંઘ યશ્ત ફ૦ ૧૬.)

**યજમઇદે થ્વાંમ્ મએથનૅમ યાંમ્ આરૂમઇતીમ્ સ્પૅન્તાંમ.**

તું અસપંદારમદ (જમીન) જે (અમારૂં) રેહઠાણ (તેને) અમે નમ્યે છિયે. (હા. ૧૬ ફ૦ ૧૦.)

**ગાથામાં "સ્પેન્તાર્મૈતિ" શબ્દ નીચલા ફકરાઓમાં વપરાયો છે.**

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૨૮ | ૧-૩-૭. | ૪૪ | ૬-૮-૧૦-૧૧. |
| ૩૦ | ૭. | ૪૫ | ૪-૭-૧૦. |
| ૩૧ | ૪-૯-૧૨. | ૪૬ | ૧૨-૧૬. |
| ૩૨ | ૨. | ૪૭ | ૧-૨-૩. |
| ૩૩ | ૧૧-૧૨-૧૩. | ૪૮ | ૧-૫-૧૧. |
| ૩૪ | ૯-૧૦-૧૧. | ૪૯ | ૨-૫-૧૦. |
| ૪૩ | ૬-૧૦-૧૬. | ૫૧ | ૨-૪-૧૧-૨૦. |
| | | ૫૩ | ૩. |

# હઉર્વતાત-અમેરેતાત.

આ બે અમેષાસ્પંદો સિદ્ધિ, સંપૂર્ણતા[1] અને અમરપણાં ઉપર સત્તા ધરાવે છે.

એ બન્નેની જોડયા તરીકેજ ઉપાસના થાય છે.

જડ જગતમાં હઉર્વતાત પાણીની અને અમેરેતાત વનસ્પતીની ઉપર અમલ ધરાવે છે.

સાતે અમેષાસ્પંદોની સ્તુતી યસ્ન-હપ્તનંઘહાઇતિ એટલે હપ્તન યશતમાં કરવામાં આવી છે, જે યશ્તોમાં નૈતિક અને અધ્યાત્મિક (રૂહાની) શીક્ષણથી ખાસ ભરપૂર છે. ઠેકેઠેક એ યશતમાં અષો અહુરમઝદનું પરમ પદ કેમ પામવું તેનો ઉપદેશ આપવામાં આવ્યો છે, અને સાધનો દેખાડયાં છે. હઉર્વતાત અમેરેતાતની વિરૂદ્ધ દૈત્યોનું નામ તઉર્વિ અને ઝઇરીચ છે, જેઓનો એમણે હાથ છેવટે પરાજય થશે.

---

હઉર્વતાતૅમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યઝમઇદે; અમૅરૅતાતૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યઝમઇદે.

અષોઇના વડા અષો ખોરદાદને અમે સ્તવ્યે છિયે; અષોઇના અધિકારી અષો અમરદાદનું અમે વંદન કર્યે છિયે. (હાવન ગેહ ક. ૫.)

અઝ્ હમોઇન્ હર્ આઇન ગુનાહ્, હર્ આઇન્ મર્ગર્ઝાંન્..... આએમ્ અંદર્ ખોર્દાદ્, આવ્, આવૂ, તોખ્મગાંન્ જસ્ત્, પ પતેત્ હોમ્.

હરેક પ્રકારનું (તથા) દરેક જાતનું પાપ, પ્રત્યેક જાતનું મૃત્યુ શીક્ષાને લાયક (મગરજાંન) પાપ કે જે મારેથી ખોરદાદ (અમેષાસ્પંદ),

---

૧. ભગવદગીતામાં ટુંકમાં શ્રેષ્ટ જ્ઞાન આપ્યું છે કે શાસ્ત્રવિધિ, દએનના નિયમનું ઉલંઘન કરનારને નથી સંપૂર્ણતા કે નથી સુખ; વળી તે નથી ગરોથ્માન મેલવતો.

य: शास्त्रविधिमुत्सज्य वर्तते कामकारत: ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

(ગીતા ૧૯ થી ૨૩)

જે પણ શાસ્ત્રે દેખાડેલી વિધિ (તરીકત) છાડીને, સ્વેચ્છાને આધિન થઇને વર્તે છે, તે સિધ્ધિ, સુખ અને પરમગતિથી વેગળોજ રહે છે.

(તથા) પાણી (અને) (ભિન્ન ભિન્ન) જાતનાં પાણી સાથે થયું હોય, તે (સર્વ પાપો)થી પતેત કરીને, હું પશ્ચાતાપ કરૂં છું.

(પતેત પશેમાની ક૦ ૮.)

**અજ હમોઇન્ હર્ આઇન્ ગુનાહ......ઓઍમ્ અંદર્ અમર્દાદ્, ઉર્વર્, ઉર્વર્ સર્દગાંન્ જસ્ત્ પ પતેત્ હોમ.**

સઘળા પ્રકારનું (તથા) દરેક જાતનું પાપ જે મારેથી અમરદાદ (અમેષાસ્પંદ), (તથા) ઝાડપાણ (અને) (ભાત ભાત) ની વનસ્પતી સાથે થયું હોએ, તે (સર્વ પાપ) થી હું પતેત કરી પશ્ચાતાપ કરૂં છું.

(પતેત પશેમાની ક૦ ૮.)

**ઇથ્ર હઉર્વત અમૅરેતાત, યોઇ સ્તો મિજ્દૅમ અષાઉનાંમ્ પરો-અસ્તિ જસૅન્તાંમ, મન દાંમિ જરથુશ્ત્ર.**

અત્રે ખોરદાદ તથા અમરદાદ (અમેષાસ્પંદ) જેઓ બીજી હસ્તિ-માં જનારા અષો (લોકો) નો બદલો છે, (તેઓ પણ) અહો જરથુશ્ત્ર! મારી ઊત્પાદન (પેદાયશ) (છે).

(હોરમજદ યશ્ત ક. ૨૫.)

**અય દએનય ફ્રઑરેન્ત..... ફ્રા હઉર્વતાસ્, ફ્રા અમૅરેતતાસ્.**

આ દીનથી ખોરદાદ તથા અમરદાદ અમેષાસ્પંદ બન્ને રાજી થયા.

(સરોશ યશ્ત ક૦ ૧૦.)

**મજે અવખ્યાઇ મજે રફેનોખ્યાઇ દાઇદી હઉર્વાતાઓ.**

અહો ઊચ પંક્તિના (અહુરમજદ)! (અમારી) સહાયતાને માટે તથા આનંદને કાજે હઉર્વતાત તથા અમેરેતાત (અમને) તું આપ.

(હા. ૫૮. ફ૦ ૭.)

**હઉર્વતાતૅમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે. અમૅરેતતાતૅમ્ અષવનેમ અષહે રતૂમ્ યજમઇદે.**

અષોઇના અધિકારી અષો ખોરદાદને અમે સ્તવ્યે છિયે. અષોઇના વડા અષો અમરદાદની અમે સ્તુતિ કર્યે છિયે.

(હા. ૭૧. ફ૦ ૧૨.)

**સરોઇ બૂજ્દ્યાઇ હઉર્વાતા અમૅરેતાતા.**

હઉર્વતાત્ (આ દુન્યાનું સુખ) તથા અમેરેતાત્ (પરલોકમાં અમરપણું) (મારા) અધિકારમાં હું મેળવું.

(હા. ૪૪ ફ૦ ૧૭.)

**યત્ મોઇ મઝ્દા અપિવઇતી હઉર્વાતા અમૅરૅતાતા.**

અહો અહુરમજ્દ! હઉર્વતાત્ અને અમેરેતાત્‌ની મારફતે મને જણાએલું છે. (હા. ૪૪ ફ. ૧૮.)

ગાથામાં "હઉર્વતાત" નીચલા ફકરાઓમાં વપરાયો છે.

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૩૧ | ૬-૨૧. | ૪૪ | ૧૭-૧૮. |
| ૩૩ | ૮. | ૫૫ | ૫-૧૦. |
| ૩૪ | ૧-૧૧. | ૪૭ | ૧. |
| | | ૫૧ | ૭. |

ગાથામાં "અમેરેતાત" નીચલા ફકરાઓમાં વપરાયો છે.

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૩૧ | ૬-૨૧. | ૪૪ | ૧૭-૧૮. |
| ૩૨ | ૫. | ૪૫ | ૫-૧૦. |
| ૩૩ | ૮. | ૪૭ | ૧. |
| ૩૪ | ૧-૧૧. | ૫૧ | ૭. |

---

# આદર.

અહુરમજ્દ પોતે પ્રકાશ છે.[1] અગ્નિની પૂજા સઘળા આર્યોમાં ચાલુ છે. જેમ અવસ્તામાં તેમજ વેદમાં એને એક 'અગ્ર દેવતા', પ્રથમ દરજ્જેના યજદની ઉપમા આપી છે.

'અનઘ રઓચાઓ ખધાતાઓ' એટલે સૃષ્ટિના અનહદ તેજોને પણ વારંવાર નમન કરવામાં આવે છે, અને કેટલાક તારાઓ, તિશ્તર,

---

૧. तेजस्तेजस्विनामहम् (ગીતા ૧૦-૩૬.)

વિભૂતી યોગમાં શ્રીકૃષ્ણે પોતાને "તેજેવાળાનાં તેજ" એ રીતે ઓળખાવ્યો છે.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।

तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥

અર્થઃ-જેપણ યશસ્વિ, નેક, સુંદર અને મહાન છે, તે સર્વ મારાં તેજના એક અંશમાંથી સૃષ્ટિમાં પ્રગટ થયું છે.

વનંન્ત, સતવએસ, હપ્તોઇરિંગ, ઇત્યાદીનો પણ નમસ્કાર કરવામાં આવે છે, કારણ કે એ સર્વે ચળકાટવાળા છે.

જરથોસ્તિઓ 'આતશ' ને અત્યંત પૂજ્ય ગણીને, તેને આતશ-કદેહમાં સ્થાપન કરીને સેંકડો, હજારો વર્ષો પર્યંત પ્રજવલીત ચાલુ રાખે છે, અને તેના સાધનથી મીનોઇ જગતમાં ભક્તિ અને માગ્ર સીધાં મોકલી શકે છે, અને મીનોઇમાંથી અસંખ્ય આશીષો ઉતારી લાવે છે. કારણ કે અષવહિશ્તની એ ઇધાણી છે અને અષ વહિશ્ત ભજનાર, સ્તૂતી કરનાર, ઇજનાર (યજ્ઞાયાગ કરનાર) તરીકે અર્દીબહેશ્ત યશ્તમાં વર્ણવ્યો છે.

"અથ્યા થ્વા આથ્રો વેરેજેના પઓઉરૂયે પઇરિ–જસામઇદે મજ્દા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પેનિશ્તા" અને "યત્ વા તોઇ નામ નાંમ્ વાજિશ્તેમ્, આતરે મજ્દાઓ અહુરહ્યા, તા થ્વા પઇરિ–જસામઇદે" એ પ્રમાણે હપ્તન યશ્તમાં આપણે પ્રાર્થના કર્યે છિયે. એટલે, આ આતશ (અગ્નિ) ના સાધનથી સર્વથી આદિ (અમે) સર્વથી ઉત્તમ વૃદ્ધિગત કરનાર મીનો (અવ્યક્ત) અહુરમજદ, તને પામ્યે છિયે. અને 'હે અહુરમજદના આતશ! નામોમાંનું તારૂં (એક) વાજિશ્ત[1] (છે), તે (નામ) ના સાધનથી તને (હે અહુરમજદ!) અમે પામ્યે!'

આતશની મારફતે માનવીને આનંદ મળે છે. તેને સર્વથી વધુ વેગવાળો, હિમત અને સુખ દેનાર, અદભૂત પ્રકારે સહાયતા દેનાર, દ્વેષી અને કીનાખોરને મજબુત દંડ અથવા શીક્ષા કરનાર લેખે અવસ્તામાં ગણેલો છે.[2] તે ઝટ આસાની, પોષણ, મોટાઇ, વાકચાતુરી, ઉરવનનું ડહાપણ, જાગૃતિ, દ્રઢતા, સદગુણી, અને દેશભક્ત સંતતી, અને ઉત્તમ બોધ દે છે.

અહુરમજદ પોતે પણ છેવટે અષો અને દ્રુષ્ટો સંબંધી ચુકાદો આપશે તે સ્પેનામીનો અને આતશની મારફતે આપશે; અને ઉત્તમ ફળ અને શીક્ષા એ પણ તેમને આતશના સાધન વડેજ પહોંચશે. કારણ કે આતશ એજ અષોઇનું સાક્ષાત સ્વરૂપ છે.

આતશની સુંદર ન્યાયશમાં તેની સ્તુતી અને તેનેથી નીપજતા

૧. એનો અર્થ તેજ, પ્રકાશ એવો થાય છે. ૨. જુઓ યજશ્ને હા. ૩૪. ૪.

મહાન લાભો દર્શાવ્યા છે, તેમા સર્વોત્તમ સાત્વિક મન, સદગુરૂની લાંબા કાળની અષોઇને અંગે પ્રાપ્તિ, અને આત્માનંદ છે.

અંગ્રેમિનો જ્યારે અષોઇના સંસ્થાનો ઉપર હુમલો કરે છે ત્યારે, આદર યજદ અને વોહુમનો બન્ને, તેની સામે યુદ્ધ કરીને તેને મારી હઠાવે છે. આતશની ઉપર મુડદાં બાળવાનું મોતની સજાને પાત્ર કૃત્ય ગણાય છે. અને જરથોશ્તિઓ એ ઘણાંજ નામાંકિત આતશકદેહો બંધાવીને, તેની જાળવણી કરતા રહ્યા છે, જેમકે શાહ જમશીદ, શાહ કૈખુશરૂ અને શાહ ગુસ્તાસ્પે આતશકદેહો આદર ફ્રોબા, ગુશસ્પ અને આદર બુરઝીન મહેરનાં સ્થાપ્યાં હતા. તેઓના વંશજો આજ બેધડક બીડી ફુંકે અને ક્રીમેટોર્યમો બંધાવા નીકળે એ કળયુગનો ખરો જુહાકી દોરજ ગણાવો જોઇએ.

---

કેમ્‌ ના મજ઼્દા મવઇતે પાયૂમ્‌ દદાત્‌, હ્યત્‌ મા દ્રેગ્વાઑ દીદરેષતા અએનંઘ્હે, અન્યેમ્‌ થ્વહ્માત્‌ આથ્રસ્ચા મનંઘ્હસ્ચા, યયાઑ શ્યઑથનાઇશ્‌ અષેમ્‌ થ્રઑશ્તા અહુરા, તાંમ્‌ મોઇ દાંસ્ત્‌-વાંમ્‌ દએનયાઇ ફ્રાવઑચા.

જ્યારે કોઇ દુષ્ટ માણસ કીનો લેવાને (અથવા દુઃખ દેવાને) મારી ઉપર ડોળા કકડાવે (ત્યારે), અએ અહુરમજદ! મને તથા મારા લગતાઓને માટે કયો શખ્સ બચાવ આપશે! આતશનો તથા મનનો (એટલે ઘરબારને લગતાં સુખનો તથા મનની શાન્તિનો) (બચાવ) તું સિવાએ (બીજો કોણ આપશે)? જે બેહુનાં કામથી, અએ અહુરમજદ! અષોઇ વધે છે. દીનને માટે તે જ્ઞાન (અએ અહુમજદ!) મને તું જાહેર કર. (કેમ્‌ના મજ઼્દા.)

નેમસે-તે આતર્શ્‌ મજ઼્દાઑ અહુરહે હુધાઑ મજ઼િશ્ત યજત.

અએ સારૂં આપનારા અહુરમજદના આતશ, સહુથી ચઢતા યજદ! તને નમાજ (હોજો)!

ગોર્‌જે ખોરેહ્‌ અવજાયાદ્‌.
આતશ્‌ બેહેરાંમ્‌ આદર્‌ ફ્રા,
આતશ્‌ આદરાંન્‌ આદર્‌ ફ્રા.
આતશ્‌ દાદગાહ્‌ આદર્‌ ફ્રા.

મહાન આતશ બેહરાંમના આતશનો પ્રતાપ તથા ખોરેહ જીઆદે થાઓ!

બુજોરગ આતશ આદરાનના આતશનો પ્રતાપ તથા ખોરેહ જીઆદે થાઓ!

બુજોરગ આતશ દાદગાહના આતશનો પ્રતાપ તથા ખોરેહ જીઆદે થાઓ!

અત્ તોઇ આતરॅમ્ અહુરા
અર્ઓજો‌ઘ્નહ્વન્તેમ્ અષા ઉસॅમહિ
અસીશ્તॅમ્, એમવન્તમ્, સ્તॅાઇ
સ્પॅન્તॅમ્, ચિથ્રા–અવંઘ્નહેમ;
અત્ મઝ્દા દઇબિષ્યન્તે જસ્તા–
ઇશ્તાઇશ્ દॅરॅશ્તા અએનંઘ્નહॅમ.

ઓ અહુરમજદ! (અમે) તારાં જોરાવર, સહુથી તેજીવાળા, હિમ્મત આપનારા, હંમેશાં ખુશી કરનાર, ઘણી રીતે (અથવા અજબ રીતે) મદદ કરનારા આતશને અષ (ઇઆને અરદીબેહસ્ત અમેશાસ્પંદ)ની મારફતે ઇચ્છિયે (અથવા પસંદ કરીએ) છિયે. ઓ અહુરમજદ! (આતશ) (પોતાનાં) પુરતાં કૌવતથી દ્વેષ રાખનાર (તથા) કીનો રાખનાર માણસને મજબુટ પકડનારો (એટલે શીક્ષા કરનાર) (છે).

(આતશ નિયાયશ.)

અહ્યા થ્વા આથ્રો વॅરॅજેના પઓઉર્‌યે પઇરિ–જસામઇદે, મઝ્દા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પॅનિશ્તા, યે આ અખ્તિશ્ અહ્‌-માઇ યેમ્ અખ્તાયો દાઓંઘ્નહે.

(ભણનાર કહે છે) આ આતશની મારફતે, અએ હોરમજદ સહુથી વૃદ્ધી કરનારા મીનો! સહુથી પેહલાં (અમો) તને (અને) તને (જ) પહોંચીએ છીએ. જેને ગલીચી (લાગેલી હોય છે) (તે) ગલીચીને તે (આતશ) લઇ લે છે. (હા. ૩૬ ફ. ૧.)

ઉર્વાજિશ્તો હ્વો ના યા તાયા, પઇતિ–જમ્યાઓ આતરॅ મઝ્-દાઓ અહુરહ્યા, ઉર્વાજિશ્તહ્યા ઉર્વાજ્યા નાંમિશ્તહ્યા નેમંઘ્નહ્યા નાઓ; મજિશ્તાઓ યાઓંઘ્નહાંમ્ પઇતી જમ્યાઓ. આતર્શ વોઇ મઝ્દાઓ

**અહુરહ્યા અહી; મઇન્યેઉશ વોઇ અહ્યા સ્પેંનિશ્તો અહી, યત્ વા તોઇ નામનાંમ્ વાજિશ્તૅમ્, આતર્ે મજ્દાઑ અહુરહ્યા, તા થ્વા પઇરિ-જસામઇદે.**

(તે) માણસ પોતે (આ) શકિતથી (એટલે આતશની મારફતે, હોરમજદને પોંહચ્યાથી) ઘણોજ ખુશાલ (છે). અએ હોરમજદના આતશ! ઘણીજ ખુશાલીવાળાની ખુશાલીથી (તથા) ઘણીજ નામાંકિતની બંદગીથી (તું) અમને પોંહચ; કામોમાંના સહુથી મોટાં (કામ) ને માટે તું (અમને) પોંહચ. અએ આતશ! હોરમજદની (તું) એક નિશાન છે. (અએ આતશ!) (તું) તે મીનોની (દાદાર હોરમજદની) સહુથી વૃદ્ધી કરનાર નિશાન છે. અએ હોરમજદના આતશ! નામોમાંનું તારૂં (એક નામ) વાજિશ્ત (છે). તે (નામ)ની મારફતે તને (અએ હોરમજદ!) અમે પોંહચીએ. (હા. ૩૬ ફ. ૨-૩.)

**હાવનીમ્ આરતૂમ્ આ હઓંમો ઉપાઇત્ જરથુશ્ત્રેમ્ આતરેમ્ પઇરિ-યયોજ્દથેન્તૅમ્, ગાથાઑસ્ચ સ્રાવયન્તેમ્.**

હાવન ગેહમાં હોમ (પેગમ્બર) જરથોશ્તની નજદીક આવ્યો, (જે અશો જરથોશ્ત) આતશને આસપાસથી પાક કરતા (હતા) તથા ગાથા ગાઇને ભણતા (હતા.) (હા. ૯ ફ. ૧.)

**સઑચિનવન્તેમ્ બવાહિ યથ આતરૅમ્.**

આતશના જેવો (તું) ચળકાટવાળો થજે ! (આફ્રીને જરતોશ્ત ફ. ૬.)

**નિક્ષ્ત અહ્માત્ વજત આતર્શ્ યો ઉપ-સુખ્તો ઉગ્રૅમ્ યો કવ-ઍમ ખરૅનો.**

તેની (મેહેર યજ્દની) પછવાડે ચળકાટવાળો આદર યજદ (તથા) જોરાવર કેઆની ખોરેહ જાય (છે). (મેહેર યશ્ત ફ. ૧૨૭.)

**યત્ તિતરત્ અંઘ્રો મઇન્યુશ્ દાહ્રીમ્ અષહે વંઘ્રહેઉશ્, અન્તરે પઇરિ-અવાતૅમ્ વાહુચ મનો આતર્શ્ચ.**

જ્યારે અંગ્રેમીનો ભલી અશોઇની પેદાએશમાં એકદમ ધસારો કરીને દાખલ થયો, (ત્યારે) (તેઓની) વચ્ચે બહમન (અમેષાસ્પંદ) તથા આદર (યજ્દ) ગયા. (ફરવર્દીન યશ્ત ફ. ૭૭.)

**સ્પેંન્તો મઇન્યુશ અશતૅમ ફ્રંઘ્રુહરૅચયત્ વૅાહુચ મનો, અર્યમચ વહિશ્તેમ, આતરૅમચ અહુરહે મજ્દાઓ પુથ્રેમ.**

સપેનામીનોએ (પોતાના) કાસદ તરીકે બેહમનને અરદીબેહસ્તને તથા હોરમજદ (ની તરફ) ના (સઘળી ચીજોને) પાક કરનાર આતર (આદર યજદ) ને મોકલ્યા. (જમ્યાદ યશ્ત ક. ૪૬)

**અધાત્ ફ્રષ હાંમ્-રાજયત આતર્શ મજ્દાઓ અહુરહે, ઉઇતિ અવથ મંથ્રહાનો અર્ઍતત્ ખરૅનો હુંગૅરૅફ્ષાને યત્ અખરેતૅમ.**

ત્યાર પછી હોરમજદનો આદર યજદ આ પ્રમાણે (નીચે મુજબ) વિચાર કરતો સીધો આગળ ચાલ્યો:—

તે અખુટ ખોરેહનો હું સંગ્રહ કરીશ. (જમ્યાદ યશ્ત ક. ૪૭.)

**થ્રુમ......યજેમ્નો, આતરૅમચ અહુરહે મજ્દાઓ.**

(તે કેરદાર રાસ્ત માણસનાં રવાનને કહે છે) તું હોરમજદના આતશને વખાણતો હતો. (હાદોખ્ત નુસ્ક ૫૨-૨. ક. ૧૩.)

**નિવએધયેમિ હન્કારયેમિ, આથ્રો અહુરહે મજ્દાઓ યએ-તુશ્તૅમાઇ.**

ઘણાજ મદદે પહોંચનાર હોરમજદના આતશને હું ઇજન કરૂં છું તથા મીજલસમાં આદરમાન આપું છું. (હા. ૧. ક. ૨.)

**નિવએધયેમિ હન્કારયેમિ તવ આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર મત્ વીસ્પએઇબ્યો આતરૅબ્યો.**

હોરમજદની તરફના (સઘળી ચીજોને) પાક કરનાર આતશ તને (તે) સાથે તમામ આતશોને હું ઇજન કરૂં છું તથા મીજલસમાં આદરમાન આપું છું. (હા. ૧. ક. ૧૨.)

**અષય દધાંમિ અએસ્મ બઑઇધિ ક્ષ્નુમઇને જરથુશ્ત્રહે સ્પિતઃ-મહે અષઑનો ફ્રવષૅએ.**

હોરમજદની તરફના (સઘળી ચીજોને) પાક કરનાર (અથવા અહુર-મજદના પુત્ર) તું આતશની ખુશાલીને માટે અએસમ તથા બોય પવિત્રાઇથી હું આપું છું. (હા. ૭. ક. ૨.)

**ફ્રયેહે વાઝિશ્તહે અસ્તોઇશ્ રતૂમ્ આય્રુયે આતરૅમ્ અહુરહે મઝ્દાઓ.**

પ્યારી (તથા) સહુથી તેજવાલી હેયાતીના સરદાર હોરમજદના આતશને હું યાદ કરૂં છું. (હા. ૧૩ ફ. ૨.)

**અહ્યા થ્વા આથ્રો વૅરૅઝેના પઍઓઉરૂયે પઇરિ જસામઇદે મઝ્દા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પૅનિશ્તા યે આ અખ્ઁતિશ્ અઘ્માઇ યેમ્ અઘ્તોયો દાઓંઘહે.**

**ઉર્વાઝિશ્તો હ્વૅા ના યા તાયા પઇતી-જમ્યાઓ આતરે મઝ્-દાઓ અહુરહ્યા ઉર્વાઝિશતહ્યા ઉર્વાઝ્યા નાંમિશ્તહ્યા નેમંઘહ્યા નાઓ મઝિશતાઇ યાઓંઘહાંમ્ પઇતી જમ્યાઓ.**

**આતર્શ્ વોઇ મઝ્દાઓ અહુરહ્યા અહી મઇન્યેઉશ્ વોઇ અહ્યા સ્પૅનિશ્તો અહી યત્ વા તોઇ નામનાંમ્ વાઝિશ્તૅમ્ આતર્ મઝ્દાઓ અહુરહ્યા તા થ્વા પઇરિ-જસામઇદે.**

(ભણનાર બોલે છે) અએ સહુથી વૃદ્ધી કરનાર હોરમજદ આ આતશની મારફતે સર્વથી પેહલાં (અમે) તને પોહોંચ્યે છિયે. જેને ગલીચાઇ (લાગેલી હોય છે) તે ગલીચાઇ તે (આતશ) લઇ લે છે.

(તે) માણસ પોતે એ શકિતથી ઘણોજ ખુશાલ છે. અએ હોરમ-જદના આતશ! ઘણાંજ ખુશાલીવાલાની ખુશાલીથી (તથા) ઘણાંજ નામાંકીતની બંદગીથી (તું) અમને પહોંચ. કામોમાંના સૌથી મોટાં (કામ)ને માટે તું (અમને) પહોંચ.

અએ આતશ! હોરમજદની (તું) એક નિશાન છે. અએ આતશ! (તું) તે માંનોની સૌથી વૃદ્ધી કરનાર નીશાન છે. અએ હોરમજદના આતશ નામોમાંનું તારૂં (એક નામ) વાજીસ્ત છે. તે નામ (ની મારફતે) તુંને અએ હોરમજદ અમે પહોંચ્યે. (હા. ૩૬. ફ. ૧, ૨, ૩.)

**વીસ્પેસ્ચ સ્ત્રેઉશ્ચ માઓંઘહૅમચ હ્વરૅચ યઝમઇદે. વીસ્પ અનધ્ર રઓચાઓ યઝમઇદે.**

તમામ સેતારાઓને, ચંદ્રમાને તથા ખોરશેદને અમે વખાણ્યે છિયે. તમામ બેહદ રોશનીને અમે વખાણ્યે છિયે. (હા. ૭૧. ફ. ૯.)

**વચાંમચ વાર્શ્રધ્નિનાંમ્ ફ્રવાકાઇ આથ્રસ્ય અહુરહે મઝ્દાઓ.**

હોરમજદના આતશની (નૈયતે) ફ્તેહમંદ કલામો ભણવાને માટે (તાબેદારી હોજો.) (વીસ. ક. ૧૫. ફ. ૩.)

**થ્વા આથ્રા સુખ્રા મઝ્દા વંઘહાઉ વીદાતા રાંનયાઓ.**

એ હોરમજદ! તારા રોશન આતશની મારફતે (તે મનુષ્ય) (જીંદગીના) ભલા સંસારમાં મશગુલ થાએ છે. (હા. ૩૧. ફ. ૧૯.)

**અત્ તોઇ આતરેંમ્ અહુરા અઓજોંઘ્હ્વન્તેંમ્ અષા ઉસેંમહી, અસીશ્તંમ્ એંમવન્તેંમ્ સ્તોઇ-રપેંન્તેંમ્ ચિથ્રા-અવંઘ્હેંમ; અત્ મઝ્દા દઇબિષ્યન્તે જસ્તા-ઇશ્તાઇશ્ દેરેંશ્તા અએનંઘ્હેંમ.**

એ હોરમજદ! (હમે) તારા જોરાવર, સહુથી તેજીવાળા, હિમ્મત આપનાર, હમેશાં ખુશી કરનાર, ઘણી રીતે (અથવા અજબ રીતે) મદદ કરનાર આતશને અષ (અર્થાંત અર્દીબેહશ્ત અમેશાસ્પંદ)ની મારફતે ઇચ્છીએ (અથવા પસંદ કરીએ) છિયે. એ હોરમજદ! (આતશ) (પોતાનાં) પુરતાં કૌવતે કરીને (તેની તરફ) દ્વેષ રાખનાર તથા કીનો રાખનાર શખ્સને મજબુત પકડનારો (અર્થાંત શિક્ષા કરનાર) (છે).

(હા. ૩૪. ફ. ૪.)

**થ્વહ્યા ગરેંમા આથ્રો અપા-અઓજંઘ્હો હ્યત્ મોઇ વંઘ્હેઉશ્ હજે જિમત્ મનંઘ્હો.**

અશોઇનું કૌવત રાખનારા તારા આતશના પ્રતાપની મારફતે ભલાં મનનું કૌવત મને મળે! (હા. ૪૩. ફ. ૪.)

**અત્ આ થ્વહ્માઇ આથ્રે, રાતાંમ્ નેમંઘ્હો અષહ્યા મા યવત્ ઇસાઇ મન્યાઇ.**

જ્યાં સુધી મારામાં તાકાત રહેશે (ત્યાં સુધી), (અએ હોરમજદ!) તારા આતશને માટે નમાજની (તથા) અષોઇની ભેટને ખચીત હું કીમતી ગણીશ (અથવા માનથી જોઇશ.) (હા. ૪૩. ફ. ૧૯.)

**અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા.**

આતશનો (વધારો) તું સિવાએ (બીજો કોણ આપશે)?

(હા. ૪૯. ફ. ૭.)

**તા દાઓં, સ્પેન્તા મઈન્યૂ મઝ્દા અહુરા, આથ્રા વંઘ્રહાઉ વીદાઇતે રાનોઇબ્યા આર્મતોઇશ્ દેબાંઝંઘ્રહા અષખ્યાચા; હા-જી પઓઉરૂશ્ ઇષેન્તો વાઉરાઇતે.**

અએ આબાદી કરનાર અનદીઠ હોરમજદ! (તારા) આતશની મારફતે તે બે હરીફોને, (તેઓની) સંપૂર્ણ મનશ્ની તથા અષોઇના વધારા મુજબ, ભલા ચુકાદામાં (એટલે વાજબી ઇનસાફ કરીને) તે (ઉપર જણાવ્યા પ્રમાણેનો બદલો) તું આપે છે; અને (તારો) તે (વાજબી ચુકાદો) ઉમેદવારોને પુરતી રીતે ખચીત પસંદ પડે છે.

(હા. ૪૭. ફ. ૬.)

**જ્વો આત્રેમ્ ક્રાવયેઇતિ.**

(તે નાપાક આશમોગ) જીવતાં જીવત આતશને બુજાવી નાંખે છે.

(વંદી. પરગ. ૧૨. ફ. ૨૩.)

**અવંઘાડે ન્માનહે ન્માનો-પઇતિ ઉસેંહિશ્ત. અઇવિ વસ્ત્ર યાઓંઘ્રહયંઘ્રઉહ ફ્રા જસ્ત સ્નયંઘ્રઉહ આ અએસ્માં યાસંઘ્રઉહ અવ માંમ્ બર પઇતિ માંમ્ રઓચય અએસ્મનાંમ્ યઓઝ્દાતનાંમ્ ફ્રસ્નાતએઇબ્ય જસ્તએઇબ્ય અવિ મે આઝિશ દઓવો-દાતો પરોઇત્ પઇરિ-ધ્નેમ્ અંઘ્રહ્વાંમ્ અવર્દેરેનાંમ્ સદયેઇતિ.**

ત્યારે રાતના પેહલા ત્રીજા ભાગને માટે (એટલે રાતના પેહલા પહોરમાં) હોરમજદનો આતશ ઘરના ઘરધણીને (નીચે પ્રમાણે) બોલાવે છે:-

"અએ ઘરના ઘરધણી! (મારી) મદદને માટે તું ઉઠ, (આંગ) ઉપર કપડાં તું પેહેર, (તારા) બે હાથો તું ધો, કાઠી તું શોધ (અને) મારી નજદીક લાવ. દેવની રૂદી પ્રમાણે ચાલનાર આઝીશ (નામનો) દેવ મારી જીંદગોના મોતને માટે આવી પહોંચે, તેની આગળ બે ધોયેલા હાથે કરીને પાક કીધેલી (અથવા સોજી) કાઠીઓમાંની (કાઠી) (મુકીને) મને રોશન કર. (વંદી. પરગ. ૧૮. ફ. ૧૯.)

"તારે ત્યાં (એટલે તારા કબીલામાં) ગાએ ઢોરનું ટોળું જીઆદે થજો! (તારે ત્યાં) માણસોનો જશ્થો (થજો)! તને કામ કરતું મન થજો! તારી જીંદગી કામ કરતી થજો! જેટલી રાત તું જીવતો રહે તેટલી (રાત) ખુશાલી ભરેલી જીંદગીના જીવ સાથ તું (તારી) જીંદગી ગુજારજે."

જે કોઇ તે (આતશ) ને માટે સુકી, રોશનીમાં પરીક્ષા કીધેલી તથા પાક કીધેલી કાઠી અશોઇની આશીર્વાદથી લઇ જાએ છે, તેને માટે આતશની આ (ઉપર કહેલી) દુ:વા (છે). (વંદી. પરગ. ૧૮. ફ૦ ૧૯.)

**આથ્રે જ઼ઑથ્રાઑ ફ્રબરેઇશ્ ખ્રુજ઼્દ્નાંમ્ અએસ્મનાંમ્ આથ્રે ફ્રબરૅઇશ્ વૉહુ-ગઑનનાંમ્ બઑઇધિનાંમ્ આથ્રે ફ્રબરૅઇશ. આતરૅમ્ વાજ઼િશ્તૅમ્ ક્રાયજ઼એશ દએઉમ્ જનૅમ્ સ્પૅનજ઼્ઘરીમ્**

આતશને માટે ભેટ તને લઇ જવી જોઇએ; આતશને માટે સુકાં લાકડાંઓમાંનાં (લાંકડાં) તારે લઇ જવાં જોઇએ; આતશને માટે વોહુગઓન (નામની) ખુશબોમાંની (ખુશબો) તારે લઇ જવી જોઇએ. (વંદી. પરગ. ૧૯. ફ૦ ૪૦.)

**યો આતરૅમ અઑન્યત્ હચ પરો-ઑરૅજ઼યાત્ દાઇતીમ્ ગાતૂમ્ અવી અવબરઇતિ અત્ અહ્માઇ નઇરે મીજ઼્દૅમ અંઘ્રુહ્ત્ પસ્ચ અસ્તસ્ચ બઑધંઘ્રુહસ્ચ વી-ઉર્વીશ્તીમ. આઅત્ મ્રઑત્ અહુરો મજ઼્દાઑ યવત્ અહ્માઇ પઇતિનાંમ્ ઉર્વરનાંમ્ અએતવત્ આતરે સઓકનાંમ્ હાંમ્-ઑરૅત દાઇતીમ્ ગાતૂમ્ અવિ અવબરઇતિ.**

અએ દાદાર! જે (કોઇ શખ્શ) પિત્તલ (અથવા ત્રાબું) સાથે કલ્લાઇની મેળવણીથી બનેલી મીશ્રિત ધાતુનાં (કારખાનાંમાંથી) આતશને તેની લાએક જગાએ લઇ જાએ છે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધીનું (એક બીજાથી) છુટું પડયા પછી, (એટલે તેના ગુજરવા પછી), તે માણસને માટે પેલી જેહાંનમાં કેટલો બદલો હોય? ત્યારે હોરમજદે કહ્યું કે જેટલાં ઓરવર (હોય) તેટલાં બલતાં લાકડાંને સાથે લઇને તેની લાએક જગાએ લઇ જાય તેટલો. (વંદી. પરગ. ૮. ફ૦ ૮૬.)

**ગાથામાં "આદર" નીચલા ફકરાઓમાં વપરાયો છે.**

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૩૧ | ૧૯ | ૪૬ | ૭-૮ |
| ૩૪ | ૪ | ૪૭ | ૬ |
| ૪૩ | ૪-૯ | ૫૧ | ૯ |

# સૂર્ય—મેહેર.

સૂર્યને અવસ્તામાં હ્‌વરે-ક્ષએત (અઉર્વત્-અસ્પ્) એ નામે ઓળખ્યો છે. હ્‌વરે--હુર--સ્વર, સુર, એ સર્વે એકમેકને મળતા શબ્દો છે, તેથી એ નામનું ઇરાની અને વેદીક[1] સમાનપણું જણાય છે. એના પ્રકાશને લીધે 'સુર', દેવગણો, હિન્દુ દેવોનું નામપણ દર્શાવે છે.

તેને અઉર્વત્-અસ્પ એટલે વેગવાળા અશ્વો અથવા ઘોડાવાળો, એવી ઉપમા આપી છે. એનાં કીરણો જે દર સેકંડે ૯૬ લાખ માઇલ આજના પદાર્થજ્ઞાનને હિસાબે દોડે છે, તેને માટે એ નામ કેટલું યોગ્ય છે, તે સમજવું સહેલ છે.

ખુરશેદ--મેહેરની ન્યાયશ દર દીવસમાં ત્રણ પહર અથવા ગેહોમાં કરવાની વિધી આપણી જરથોશ્તિ તરીકતે દેખાડી છે, તે જણાવે છે, કે એ મહાન જીવન શક્તિના રક્ષક સૂર્ય અને તેના યઝદની અગત્ય કેટલી ભારી છે. સૂર્યમાંથી સર્વ ગરમી અને જીવન શક્તિ, સર્વે જ્ઞાનતંતુઓને સજીવન કરવાનું બળ, પ્રાણીઓ અને વનસ્પતીની વૃદ્ધિગત કરવાની શક્તિ પ્રવાહરૂપી નીકળીને, લીલાલહેર કરે છે. સૂર્ય જો એક મિનીટ સૂર્યમંડળમાંથી લોપ અથવા અદ્રશ્ય થાય, તો હરેક પ્રાણી ઠંડાને લીધે અકડી અને પ્રાણ મુકી દે. તેથી એ યઝદને સર્વોત્તમ મહાત્મા લેખી, તેમનો નમસ્કાર ત્રણ વેળાએ હર દિને કરવાનો આદેશ અથવા હુકમ છે.

સુંદર ખુરશેદ ન્યાયશમાં બહુ ગુપ્ત મર્મના વિષયો છે; પ્રથમ અહુરમઝદની એને અને ચંદ્રમાને બે આંખો લેખીને, એ સાક્ષાત અહુરમઝદને નમસ્કાર થાય છે. પછિ ગેઉશ-ઉર્વન, ગોમાતા એટલે ધર્તિ માતા જેને

---

૧. ज्योतिषां (अहं) रविरंशुमान् ।

(ભગવદ ગીતા. ૧૦-૨૧.)

પ્રકાશ કરનારાઓમાં હું કીરણોવાળો **રવી** છું.

૨. अनादिमध्यान्तमनन्तवीर्यमनन्त बाहुं शशिसूर्यनेत्रम् ॥

(ભગવદ ગીતા. ૧૧-૧૯.)

(તું શ્રી કૃષ્ણ) આદિ, મધ્ય, અંતરહિત, અપાર બળવાળો, અનંત બાજુઓવાળો, ચંદ્ર, સૂર્ય જેની આંખો છે, (એવો જણાય છે).

ખુરશેદ યઝદ ટેકવી રાખીને, પોતાની આસપાસ બારે માસ નૃત્ય[1] કરાવે છે, તેને અને આદિ પૂરૂષ ગયોમર્દ જેની પ્રજા ધરતીને મનુષ્યોથી ભરપુર કરી રહિ છે, તેના ફરોહરને અને તેને સનમાર્ગે ચઢાવનાર અષો જરથુશ્ત્ર સાહેબની ફ્રવષીને, અને અષો સકળ પ્રાણી માત્ર, જેનો ધર્તિમાતા ઊધ્ધાર કરી રહિ છે તેને, નમન કરવામાં આવે છે. ત્યાર કેડે નીરોગી (તંદરૂસ્ત) થવાનો મહામંત્ર બતાવ્યો છે. સુમતિ, અષોઇ, સમાર્ગે વાપરેલું બળ[2] અને આનંદ એ ચાર જો બરોબર મેળવ્યાં હોય તોજ સંપૂર્ણ આરોગ્યતા મળે, એવું ભેદી લખાણ કરવામાં આવ્યું છે; જે સમજાવવા માટે પોથાઓ લખી શકાય. વળી છેવટે સ્પેનામાનોની સાથે રવાન-ઓખ્તગી મેળવનાર અથવા યોગ સાધનાર ભેટશે, એ પણ ગુહ્ય વચન તેમાં આવ્યું છે. ખુરશેદ પાયાની હોશ અથવા ચૈતન્યમાં હરેક આબાદે ભેળાઇને, તેના સાધનવડે, ગરો-નેમાનની મુક્તિ અથવા મોક્ષની દશામાં પસાર થવાનો ઇશારો અત્રે આપ્યો છે. વળી બીજી ન્યાયશોમાં નથી, તે મહાન શક્તિઓ–તીશ્તર, વનન્ત, આકાશ, જરવાને અકરને અને જરવાને દરેધો-ખધાત, આનંદી (ધર્મનો) માર્ગ, અષોઇનાં (દૈત્યોને સારૂં) ભયંકર હથ્થાર,[3] સઓકન્ત પહાડ, ભક્તનું ઊરવન અને ફરોહરને યાદ કરવામાં આવે છે.

વળી સૂર્યના કીરણથી જગતની સ્વચ્છતા થાય છે, અને તે કીરણો ઝીલી લઇને પૃથ્વિ ઊપર માંનો ચઝદો ફેલાવો કરે છે, તેનો ઇશારો કરીને તેનેથી જડ જગતની વૃદ્ધિ થાય છે, તેમજ ખુરશેદ યઝદને તમસથી ઊત્પન્ન થતા દૈત્યો (અજ્ઞાન, આળસ, ઊધ્ધતપણું ઇત્યાદી) ને વશ કરવા આરાધનાર ભક્તને, તામસિક સ્વભાવમાંથી તે છુટકારો દે છે, એવું સ્પષ્ટ જણાવ્યું છે. વળી ખુરશેદ યઝદને ભજનાર પોતાના રવાન, અમેષાસ્પંદો અને અહુરમઝદ એ સર્વેને ભજે છે, તૃપ્ત કરે છે, એમ જણાવ્યું છે. તે ઉપરથી દીવાની જોત સમાન જણાય

---

૧. નચાડે છે, ફેરવે છે. ૨. અંગબળની કસરતો, અને ભરણ, પોષણ, પરમાર્થાદિ માટે ઉદ્યોગથી વપરાતું શારિરીકબળ, પ્રજા ઉત્પત્તિ માટે વપરાતું શારિરીક બળ, ઇત્યાદી. ૩. જેવું કે ઇંદ્રનું વજ્ર, શ્રી કૃષ્ણનું સુદર્શન ચક્ર, રૂસ્તમનો નામચીન ગુરજ, ઇત્યાદી.

दिव्यानेकोद्यतायुधम् ।

(તે વિશ્વ રૂપે) અનેક દૈવિક શસ્ત્રો હાથમાં ધર્યાં હતાં.

(ભગવદ ગીતા. ૧૧-૧૦.)

છે, કે પુર્વોક્ત ખુરશેદ-પાયા જેમાંથી હોશ અથવા ચૈતન્યને દરેક ઉરવને પસાર કરવાનું છે, તેમાં ખુરશેદની ન્યાયશ ઉત્તમ મદદ કર્તા થાય છે; તેથી રવાન, અમેશાસ્પંદો અને અહુરમઝદ સર્વે આનંદ પામે છે.

કેટલાકો ખુરશેદના બાહ્ય, દ્રષ્ય પ્રકાશને મહેરનું નામ આપે છે. એનીપણ સ્તુતી ખુરશેદ યશ્તના મોટા ભાગની સમાન છે. છેવટમાં મહેરના વિભાગો અન્તરે-દખ્યૂમ, આ-દખ્યૂમ, ઉપઇરિ-દખ્યૂમ, અધઇરિ-દખ્યૂમ, પઇરિ-દખ્યૂમ અને અઇપિ-દખ્યૂમ છે, એમ જણાવીને, એને મહાન ક્ષત્રોને આનંદ આપનાર લેખ્યો છે. તેનું ભક્તજનો પોતાના નીરોગ, નિત્યાનંન્દ, ખુશાલી, ઊન્નતિ, કૃપા, વિજય, અંતઃકરણની શાન્તિ અને અષોઇ (ચિત્ત શુદ્ધિ) ને માટે સ્તવન, દીવસમાં ત્રણ વેળાએ કરે છે. તે શરો ગણાયો છે. અસત્યનો ખરો કટ્ટો વેરી છે.

તેને મહેર દાવર લેખ્યો છે. કારણ કે સૂર્યના કીરણોની મારફતે માનવીના પાપોની અને પુણ્યની તે શુદ્ધ, અચુક ગણત્રી રાખે છે. જેમ માનવી ફોટોગ્રાફો ઉતારીને રાખેછે, તેમ સૃષ્ટિમાં હરેક પ્રાણીના કૃત્યોનો અચુક હિસાબ સૂર્યમંડળમાં રહે છે. પછિ દુષ્ટોના પાપોની તે શીક્ષા અત્રે કીરણો મારફતે, અને ઊરવનને મરણાંતરે, યઝદી શક્તિની મારફતે તે મોકલી આપે છે. તેજ ક્રમાનુસાર પુણ્યવંતાઓને રક્ષણ, આરોગ્યતા અને ઉત્તમ હોશ આ ભૂમિ ઊપર અને મીનોઇમાં તે દે છે. માટે તેને ક્રોધાયમાન કરવાનું બહુજ ભયંકર છે, એમ મહેર યશ્ત જે એક સર્વથી લાંબી યશ્ત છે, તેમાં જણાવ્યું છે. મહેર એટલો પ્રતાપી છે, કે જગતના ઇતિહાસમાં એક એવો કાળ આવી ગયો હતો કે અડધું યુરપ 'મહેર'ની આરાધના કરતું હતું. ખ્રિસ્તી ધર્મ તે ટાંકણે ઊભો ન થયો હોત, તો આખાં જગતમાં 'મહેર'ની પૂંજા આજે પણ સર્વથી મોટા ભાગને માન્ય રહિ હત.

મહેરને હજાર કાનવાળો અને દશ હજાર આંખવાળો અલંકારી રીતે લેખ્યો છે. તેનો મર્મ ઊપર જણાવ્યો તેજ છે, કે હરેક વાણી અને વિચાર[1] અને કૃત્ય તે સાંભળે છે અથવા જોઇને નોંધે છે. અને તેની આંખ, કાંનની શક્તિને કોઇપણ ઠગી અથવા ભુલાવી શકતું

---

૧. વિચાર પણ વાંચી શકાય છે, એ સાધારણ યોગબળ મેળવનાર સારૂ પુરવાર કરી શકે છે.

નથી. માટે તે અત્યંત શુદ્ધ રીતે ન્યાય આપી શકે છે.[1] મરણાંતરે, છેવટના ન્યાય માટે તેની સાથે સરોષ અને રશ્નેે યઝદો સહકાર કરે છે.

**ખોર્શેદ અમર્ગ્ રયોમંદ્ અઉર્વંદ્—અસ્પ બેરસાદ્.**

અમર, ચળકાટવાળો (તથા) તેજ ઘોડા રાખનાર ખોરશેદ (યજદ)[2] (મારી મદદે) પહોંચો!

**હ્વરૅ-ક્ષએતમ્ અમૅષમ્ રએમ્ અઉર્વત્-અસ્પૅમ યજમઇદે. આઅત યત્ હ્વરૅ રઓક્ષ્નિ તાપયેઇતિ આઅત યત્ હ્વરૅ-રઓચો તાપયેઇતિ, હિશ્તૅન્તિ મઇન્યવાઓંઘ્રહો યજતાઓંઘ્રહો સતેમચ હજંઘ્રેમચ; તત્ ખ્‌રૅનો હાંમ-બારયૅઇન્તિ, તત્ ખ્‌રૅનો નિપારયૅઇન્તિ, તત્ ખ્‌રૅનો બક્ષૅન્તિ જાંમ્ પઇતિ અહુરધાતાંમ, ફ્રાધતિચ અષહે ગએથાઓ, ફ્રાધતિચ અષહે તનુયે, ફ્રાધતિચ હ્વરે યત અમૅષમ્ રએમ્ અઉર્વત્ અસ્પૅમ.**

અમર, પ્રકાશિત (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને અમે વંદયે છિયે. જ્યારે ખોરશેદનો ચળકાટ તપે છે, જ્યારે ખોરશેદની રોશણી પ્રકાશે છે, (ત્યારે) સેંકડો તથા હજારો મીનો યજદો ઉભા રહે છે. (તે યજદો) તે રોશણીને એકઠી કરે છે (તથા) તે રોશણીને નીચે મોકલે છે, (અને ત્યાર પછી) અહુરમજદની જમીન ઉપર પાંથરી નાખે છે. અમર, પ્રકાશિત (તથા) તેજ ઘોડાવાળો ખોરશેદ વૃદ્ધી કરે છે, અપોઇની જગતની ઉન્નતિ કરે છે, (તથા) અપોઇની સૃષ્ટિને આગળ વધારે છે. (ખોરશેદ નીયાયશ ફ૦ ૧૧.)

**સ્તેરૅશચ માઓંઘહૅમચ હ્વરૅચ રઓચાઓ યજમઇદે.**

તારાઓ તથા ચંદ્રમા તથા ખોરશેદ તથા રોશણીઓની સાથે અમે એકતાન થઇયે છિયે. (ઉજીરન ગાહ ફ૦ ૬.)

**સ્રએશતાંમ્ અત્ તોઇ કૅહ્‌ર્પૅમ કૅહ્‌ર્પાંમ્ આવએદયમહી, મજ્દા અહુરા, ઇમા રઓચાઓ બરૅજિશ્તેમ બરૅજેમનાંમ, અવત્ યાત્ હ્વરે અવાચી.**

હે અહુરમજ્દ! ચઢતિ (રોશણીઓ)માંની આ સર્વથી ઊંચ રોશણી (જેને) ખોરશેદ કહે છે તેને, શરીરોમાંનાં તારાં સર્વથી સોહમણાં શરીર તરીકે અમે જાહેર કર્યે છિયે. (મોટી હપ્તન યશ્ત ક. ૨. ફ૦ ૬.)

---

૧. વધુ માટે જુવો મહેર યશ્ત. ૨. સૂર્ય નારાયણ.

**આઅત્ મે અએમ્ પઇતિ-અઓખ્ત હુઓમો અષવ દૂરઓષો, વીવંઘ્હાઓ માંમ્ પઓઇર્યો મષ્યો અસ્તવઇથ્યાઈ હુનૂત ગએથયાઇ; હા અહ્માઈ અષિશ અરેનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તેમ્; યત હે પુથ્રો ઉસ્-જયત યો યિમો ક્ષએતો હવાંથ્વો, ખ્રરેનંઘઉહ-સ્તેમો જાતનાંમ, હ્વરેદરેસો મષ્યાનાંમ.**

ત્યારે તે અષો (તથા) દર્દને પાછળ નાખનાર હોમે મને વળતો ઉત્તર દીધો કે, વીઘામ પહેલો માણસ (હતો), (જેણે) (આ) જડ જગતમાં મને (ક્રિયાના કાર્યમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો; તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ લાભ સંપાદન થયો, તે એકે તેને માટે એક છોકરો પ્રભાવથી જન્મ પામ્યો, જે જન્મ પામેલાઓમાં સર્વથી અધિક ખોરેહવાળો (તથા) માણસોમાં સૂર્યની તરફ જોનારો, (તથા) રૈયતની સારી પેઠે રક્ષા કરનાર જમશેદ પ્રજાપતિ (હતો.).

(મોટી હોમ યશ્ત ક. ૧. ફ૦ ૩)

**અઉર્વત્-અસ્પેમ બવાહિ યથ હ્વરે.**

ખોરશેદના જેવો (તું) તેજ ઘોડાવાળો થજે!

(આફ્રીને જરથોશ્ત ફ૦ ૬.)

**યત્ કેરેનાઉન્ અમેષાઓ સ્પેન્ત વીસ્પે હ્વરે-હજઓષ, ફ્રઓરેત્ ફ્રક્ષિન અવિ મનો જરજ્દાતોઇત્ અંઘ્ઉહ્યત્ હચ.**

જે (સ્થળ) ખોરશેદ યજદ સાથે એકજ મરજી રાખનારા (એક દિલથી ભેગા કાર્ય કરનારા) સઘળા અમેષાસ્પંદોએ અર્પણ કરેલાં દિલની સંપૂર્ણ શ્રદ્ધાથી બનાવ્યું. (મેહેર યશ્ત. ફ૦ ૫૧.)

**અવત્ હ્વરે-ક્ષએતેમ્ તરસચ હરાંમ્ બેરેજઇતીમ્ ફ્રચ આઇતિ અઇવિચ વજઇતે.**

આ ખોરશેદ અલબુર્જ (પહાડ)ની પેલી પારથી આવીને ઊંચાઇથી આગળ વધે છે. (મેહેર યશ્ત. ફ૦ ૧૧૮.)

**સ્રએશ્તાઇશ્ હૂબામ્ય ક્ષએતાઈ.**

(મેહેર યજદ) ઘણો સુશોભિત, સૂર્યના (જેવા) ચળકાટવાળો (તથા) પ્રકાશિત (છે). (મેહેર યશ્ત. ફ૦ ૧૪૩.)

**પઇતિષ હૂ અસ્વનૅમ, જઋૂયમહિ ફ્રોનામહિ માંમ યિમ અહુ-રૅમ મઝ્દાંમ.**

સૂર્યના માર્ગ પ્રત્યે (એટલે દક્ષિણ દીશાએ) (મોહ્ડું કરીને), અહુર-મજદને અમે વંદયે છિયે. (રશ્ને યશ્ત. ફ૦ ૩.)

**ઉપ તએરૅમ હરઇથ્યાઓ બરૅજો, યત મે અઇવિતો ઉર્વિસૅન્તિ ......હ્વરૅચ.**

અલબુર્જ (પહાડ)ની તએર (નામની ટોંચ) જેની આસપાસ...... સૂર્ય મારે માટે ફરે છે. (રશ્ને યશ્ત. ફ૦ ૨૫.)

**આઆઁઘ્રહાંમ રય ખરૅનંઘ્રહચ, હ્વરૅ અવ પથ અએઇતિ.**

તેઓનાં ( ફરોહરોનાં ) તેજ તથા પ્રતાપથી ખુરશેદ ( પોતાનાં ) માર્ગ તરફ જાય છે. (ફરવર્દીન યશ્ત. ફ૦ ૧૬.)

**અપોઇશ બએષજ હચિમ્નાઓ,.. ...હ્વરૅ-બરૅજંઘ્રહ.**

(અપોનાં ફરોહરો) ખુરશેદની ઉંચાઇ જેટલા, અપોઇના ઉપાયો પોતાની સાથે લાવનારાં છે. (ફરવર્દીન યશ્ત ફ૦ ૩૨.)

**હ્વરૅ-ક્ષએતૅમ અઉર્વત-અસ્પૅમ યજમઇદે.**

તેજ ઘોડાવાળા ખુરશેદની અમે સ્તુતી કર્યે છિયે. (ફરવર્દીન યશ્ત. ફ૦ ૮૧.)

**યિમ ઇસૅન અમૅષાઓ સ્પૅન્ત વીસ્પે હ્વરૅ-હજઓષ......પઇતિ-ફ્રશ્તારૅમચ દએનયાઓ યત હઇતિનાંમ વહિશ્તયાઓ.**

જે (પેગમ્બર જરથુશ્ત્ર) ને ખુરશેદ (યજદ)ની સાથે એકજ મરજી રાખનારા (એક સંપથી કાર્ય કરનારા) સઘળા અમેષાસ્પંદોએ..... હાલ(ની સર્વ દીનો) માંની (જે) સર્વોત્તમ દીન (તે)ના સમજાવનાર તરીકે સ્વિકાર્યો. (ફરવર્દીન યશ્ત. ફ૦ ૯૨.)

**બવાનિ......હ્વરૅ-દરૅસૅમ મષ્યાનાંમ.**

માણસોમાં સૂર્યની તરફ જોનારો થાવું. (રામ યશ્ત ફ૦ ૧૬.)

**હ્વરૅ-રઓચો યજમઇદે. હ્વરૅ બરૅજિશતૅમ બરૅજિમનાંમ યજ-મઇદે હ્વરૅચ અમૅષ સ્પૅન્તે યજમઇદે.**

ખુરશેદની રોશનીને અમે નમ્યે છિએ. ખુરશેદ (જે) વડાઓમાં

સર્વથી ઊંચ (તે) ને અમે વખાણ્યે છિયે. ખુરશેદ (યજદ) ને અને અમેષાસ્પંદોને અમે સ્તવ્યે છિએ. (વીસ. ક૦ ૧૯. ફ૦ ૨.)

**ગાથામાં "ખુરશેદ" નીચલા ફકરાઓમાં વપરાયો છે.**

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૩૨ | ૧૦ | ૪૪ | ૩ |
| ૪૩ | ૧૬ | ૫૦ | ૨–૧૦ |

**તિઘ્નિવન્તૅમ્ બવાહિ યથ મિથ્રૅમ.**

મેહર (યજદ)ના જેવો (તું) તેજીવાળો (અથવા તીક્ષણ) થજે! (આફરીને જરથોશ્ત.)

**મ્રઑત્ અહુરો મજ્દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, આઅત યત મિથ્રેમ યિમ્ વૉઉરૂ–ગઑયઑઇતીમ ફ્રાદધાંમ, અજૅમ સ્પિતમ, આઅત્ દિમ્ દધાંમ્ અવાઑન્તૅમ્ યેસન્યત, અવાઑન્તૅમ્ વહ્મ્યત, યથ માંમચિત્ યિમ્ અહુરૅમ મજ્દાંમ.**

(સરજનહાર) અહુરમજ્દે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું કે, જ્યારે મેં હે સ્પીતમાન (જરથુશ્ત્ર)! ઓહલાં ક્ષેત્રવાળા મેહેર યજદને સરજ્યો, ત્યારે તેને અહુરમજ્દના જેટલો યજશ્નેને લાયક તથા આરાધનાને લાયક પેદા કીધો. (મેહર યશ્ત ફ૦ ૧.)

**મા–નો અન્તો અઇપિ–જન્યાત્ મિથ્રો યો વૉઉરૂ–ગઑયઑઇતિશ; યો અઑજિશ્તો યજતનાંમ, યો તન્ચિશ્તો યજતનાંમ, યો થ્વક્ષિશ્તો યજતનાંમ, યો આસિશ્તો યજતનાંમ, યો અસ્ વૅરૅથ્રજાંસ્તૅમો યજતનાંમ, ફ્રક્તાઇતે પઇતિ આય જૅમા મિથ્રો યો વૉઉરૂ–ગઑય ઑઇતિશ.**

(તે) ઓહળાં ક્ષત્રવાળો ક્રોધાયમાન મેહર યજદ અમને ન મારે! જે (બધા) યજદોમાં સર્વથી વધુ બળવાન, જે (સઘળા) યજદોમાં સર્વથી વધુ દૃઢ, જે (સઘળા) યજદોમાં સર્વથી વધુ ચાલાક, જે (સઘળા) યજદોમાં સર્વથી વધુ ઝડપવાળો, (તથા) જે (સઘળા) યજદોમાં સર્વથી વિજયી (અથવા વેરીને મારનાર) (એવો) જે ઓહોળાં ક્ષત્રવાળો મેહેર યજદ (તે) આ પૃથ્વી ઉપર સત્તા ભોગવે છે. (મેહર યશ્ત ફ૦ ૯૮.)

**યિમ્ મજ્દાઓ વસ્તૅ વંઘ્નહુનૅમ્ સ્તૅહ્ર્ પસૅસંઘ્નહૅમ મઇન્યુ-તાશ્તેમ્, હુચિમ્નો મિથ્રો રશ્નુચ આર્મઇતિચ સ્પૅન્તય, યહ્માઇ નોઇત્ યહ્માઇ નએમનાંમ્ કરન પઇરિ-વએનોઇથે.**

મેહર યજદ, રશ્ને યજદ તથા અસપંદારમદની સાથે મળીને જે (આકાશ) ને અહુરમજદે તારાઓથી શૃણગારેલું (તથા) સ્પેનામીનોથી બનાવેલું વસ્ત્ર પેહરાવેલું છે, તેના બે છેડા (કોઇએ માણસની બે આંખ) જોઇ શક્તિ નથી. (ફરવર્દીન યશ્ત ક૦ ૩.)

**યો વોહુ-બૅરેતાંમ્ બરઇતે મિથ્રેમ્ યિમ્ વોઉરૂ-ગઑયઑઇતીમ્, અરૂશ્તાતૅમચ ફ્રાદત-ગએથાંમ્ વરેદત-ગએથાંમ્**

જે (રાજા) બોહળાં ક્ષેત્રવાળા મેહેર યજદને તથા દુન્યાની વૃદ્ધિ કરનાર અને દુન્યાનું કલ્યાણ કરનાર આશ્તાદ યજદને માટે, સારી ભેટ લઇ જાય છે (તે પણ પ્રબળ દેશપતિ થાય છે). (ફરવર્દીન યશ્ત. ક૦ ૧૮.)

**બ્રાત તે યો વંઘ્નહુશ સ્રઑષો અષ્યો, રશ્નુશચ બૅરજો અમવાઑ, મિથ્રસ્ચ વૉઉરૂ-ગઑયઑઇતિશ્, યો બઍવરૅ-સ્પસનો હજંઘ્ર-ગઑષો.**

તારો ભાઇ ભલો સરોશ અશો, ચઢતી પદવીનો, (તથા) હીમ્મતવાન રશ્ને (યજદ) (તથા) બોહોળાં ક્ષેત્રવાળો દશ હજાર આંખવાળો તથા હજાર કાનવાળો મેહર યજદ (છે.) (અશીશવંઘ યશ્ત. ક૦ ૧૬.)

**અઑમ્ ખરેનો હુંગેઉર્વયત મિથ્રો યો વૉઉરૂ-ગઑયઑઇતિશ્, યો સ્રુત-ગઑષો હજંઘ્રા-યઑક્ષતિશ્.**

બોહોળાં ક્ષેત્રવાળા, સાંભળતા (એટલે તીક્ષ્ણ) કાનવાળા (તથા) હજાર યુક્તિવાળા મેહર યજદે તે ખુરેહને લીધું. (જમ્યાદ યશ્ત. ક૦ ૩૫.)

**આચ-નો જમ્યાત્ અવંઘ્નહે, અશ-ફ્રાયશ્તિચ જઑથ્રનાંમ્ હુફ્રાયશ્તિચ, અશ-ફ્રૅરૅતિચ જઑથ્રનાંમ્ હુફ્રૅરૅતિચ, યથ થ્વા અઇવિ-પયમ્ન દરેઘ અઇવિ-ષયન હુષિતેમ્ બૅરેઘ્નય-ત્રએતમ.**

(તે મેહર યજદ) અમારી સહાયને સારૂં આવે! જેથી (અમે) (હે મેહર યજદ!) તારામાં રહીને (તારી મીત્રતામાં રહીને) લાંબા કાળ પર્યંત સાહેબી ભોગવનારા, સારૂં રેહઠાણ રાખનારા બન્યે (તથા) પ્રકાશિત દેશપતિ મેહર યજદ અમારી મદદને માટે આવે!

(મેહર યશ્ત ક૦ ૭૭.)

---

# સરોષ.

—*—

સ્રુ એટલે અવસ્તામાં સાંભળવું, તાબેદારી થાય છે. એ મૂળ ઊપરથી સ્રઓષ શબ્દ નીકળ્યો છે. કેટલાકો 'સ્રઓષ'ને યઝદ ન ગણતાં એક અમેષાસ્પંદની પંક્તિમાં મુકે છે, કારણ કે તેના ગુણો અદભૂત છે.

દરેક ભક્તિ પેહલાં કુશ્તિ, પાદયાબ કરીને સર્વથી પ્રથમની અવશ્યની ભક્તિ સરોષ બાજની વિધીયુક્ત[1] ગણાય છે. તેને 'અહુરમઝદની સૃષ્ટિનો સેનાપતિ' લેખ્યો છે. તે જગતનાં રક્ષણાર્થે દીવસ અને રાત્રીના ૨૪) કલાકમાં ૩) વખતે હાથમાં તીક્ષણ આયુધ એટલે હથ્યારથી સજ્જ થઇને ઊતરી આવે છે, દેત્યોનાં દુષ્ટ શીરોની ઊપર તે મારે છે અને એમ પ્રાણી માત્રનું જતન કરી રહ્યો છે. જ્યારથી સૃષ્ટિ પેદા થઇ ત્યારથી તેના રક્ષક તરીકે, આ પ્રમાણે, તે દેત્યોને હણે છે અને ઉંઘયા વિના પોતાનું બચાવનું કૃત્ય કરે છે.

સરોષનું નીરંતર વંદન અને ભજન કર્યાથી તેના ગુણો જરથોશ્તિ ભક્ત સંપાદન કરે છે—અહુરમજદની આધિનતા, તેના આપેલા ધર્મનું અનુકરણ, હુશ્યારીથી પ્રાણી માત્રનું જતન, (પરમાર્થ), પોષણ. સરોષના નામનું સ્મરણ, દીવસમાં તેની બાજ ઉપરાંત 'સરોષ યશ્ત હાદુખ્ત'ની ભક્તિ અને પ્રત્યેક રાત્રીએ 'સરોષ યશ્ત વડી'ની અનિવાર્ય ભક્તિથી, તેના ગુણો, તેની દયા, તેના પ્રેમનું સંપાદન અને આકર્ષણ થાય છે.

સરોષને વળી "માથ્રના તનવાળો" (તન્ ફ્ર્માન) લેખે અવસ્તામાં નિત્ય યાદ કર્યો છે. એટલે કે 'માંથ્રવાણી' એનું તન છે. ત્યારે હરેક માંથ્રના ઉચ્ચારણ કરવાની સાથેજ આપણે 'સરોષ'ની સાથે ત્વરાથી, ઝટપટ સમાગમમાં આવ્યે છિયે, એ ગુપ્ત વિષયને સમજવા કાજે "શબ્દ બ્રહ્મ"ના વિષયના ઉંડાણમાં ઊતરવું જોઇએ. 'અહુરમઝદ' જડ જગતમાં વાસો કરે છે, તેમજ અમુક પવિત્ર વાણીમાં પણ તે રહે છે. માનવી જ્યારે ઉરવનની વૃદ્ધિ ઇચ્છે છે, ત્યારે અહુરમઝદને પામવા, તેની સાથ ઐકયતા કરવાને તીવ્ર આકાંક્ષા[2] ધરાવે છે. તે

---

૧. ફરમાવેલી. ૨. ખાહેશ.

વેળાએ તેને ઘણાક માર્ગો મહાત્માઓ અને પેગમ્બરોએ દેખાડયા છે, તેમાનો ટુંક, સુલભ અને કળયુગમાં પણ અચુક માર્ગ ભક્તિ અને મન્ત્રનો પણ એક છે. તે મન્ત્રો (માંથ્ર)ની જપ, ઊચ્ચારણ, ભજન અથવા બંદગી કરવે, માનવીની પ્રથમ ચિત્ત શુદ્ધિ થાય છે, જેથી તેનું દર્યાની સમાન ઊછળતું, જગતમાં ભટકતું, સંકલ્પ વિકલ્પવાળું[1], મન સરોવરના સ્થિર પાણીઓ જેવું એકાગ્ર, નિર્મળ અને શાન્ત બને છે. અને બળ કરીને[2] જો તે માનવી અહુરમજ્દના અનેકનામો માનું એક, અથવા અમેશાસ્પંદોનું કોઇપણ નામમાં સંપૂર્ણ લીન થઇ જાય છે, તો અષો અહુરમજ્દ[3] સાથે એકાકાર, તદાકાર, અનુસંધાન થઇ જાય છે.' હવે ત્યારે 'સરોષ' અથવા તેના માંથ્ર (જે તેનું તન છે તે)ની સહાયતાથી, આ મહાભારત મુક્તિ, મોક્ષ સંપાદન અથવા ગરોટ્માનની સર્વોત્તમ હસ્તિ (વહિશ્તેમ અહુમ) મળે છે. કારણ કે માંથ્ર તેમજ માંથ્રવાણીમાં દર્શાવેલાં અમેષાસ્પંદોના અવસ્તાના નામોમાં આવો અદભત પ્રભાવ અને અસર છે.

ત્યારે ગાથા વીગેરે અવસ્તામાં[4] સદા સરોષને વહિ દેનાર, પ્રેરણા કરનાર, ભક્તજનોને અહુરમઝદ સાથે મેળાપ કરવનાર, "દએનો-હિસો દએનયાઓ, અશ્નાઇ દએનામ્ દએસયાત્ અહુરો મજદાઓ અષવ," ધર્મનો શીક્ષાગુરૂ જેને અષો અહુરમજદે ધર્મ (બ્રહ્મ) જ્ઞાન અર્પણ કર્યું, જેની હિમત, જય અને મહાન બ્રહ્મજ્ઞાનની સહાયતાથી અમેષા-સ્પંદો પોતેપણ સૃષ્ટિને જાળવી શકે છે, જેને અષો, અષાઇનો દાતા, દુષ્ટો અને દૈત્યોને હરનાર, જગતનું કલ્યાણ કરનાર-એવો ચિતાર્યો છે. ત્યારે ખરેજ તે નિત્ય જાગૃત યજદને મેહેર અને રશ્ને ભેગો મનુષ્યના મરણ કેડે, તેના કૃત્યો અને કર્મનો ન્યાય કરનાર લેખે અષો જરથુશ્ત્ર સાહેબે ઓળખાવ્યો છે. વળી એ 'દસ્તગીરે રવાન' એટલે 'રવાનો'નો માર્ગ દર્શક પણ ગણાય છે. અને તેથી મરણ પછિ સરોષની યજશ્ને ઇત્યાદી કરવામાં આવે છે.

સકળ સૃષ્ટિનું જતન મહાન સરોષ યઝદ કરી રહ્યો છે, માટેજ સરોષ યશ્ત વડીની અતિ સુંદર નીરંગમાં 'દસ્તગીરે રવાન, હમાં તન્

---

૧. દુન્યવી વૃત્તિઓ અને વિચારોમાં લપટાયલું, ઘેરાયલું, દોરાયલું, દટાએલું, જકડાયેલું. ૨. The kingdom of Heaven is won by violence. ૩. શબ્દ બ્રહ્મ. ૪. જુવો અહુરમજ્દ યશ્તના પ્રથમના બે ફકરામાં આજ સુંદર, સરળ માર્ગ દેખાડ્યો છે. ૫. જુવો 'કેમના મજ્દા'નું ભણતર.

પાસબાંન્, અષોઆંન અષો નેગેહદાર' એને ગણીને 'નીકાંનો પાકાંને હફ્તેકેશ્વર ઝમીન સરોષ યઝદ પનાહ બાદ' એટલે સાતે કેશ્વર (પૃથ્વિના વિભાગો)ના (હરેક ધર્મના) પવિત્ર માનવીઓ, નર, નારીઓ સરોષની સહાયતા પામો એવી આશીષ દેવામાં આવે છે.

તેજ યઝદે સર્વથી આદિ અહુરમઝદ, અમેષાસ્પંદો, અને બન્ને સૃષ્ટિના બનાવનારા (સ્પેના અને અંગ્રેમીનો)ની સ્તૂતી કરી, જરથુશ્ત્ર સાહેબના ૫) ગાથાઓનું સર્વથી પ્રથમ તેણે ગાન કર્યું.[1]

લાલચો અને દુષ્ટતામાંથી બચાવનાર એ અષો સરોષ યઝદની કીર્તિ માનવી કેમ પરિપૂર્ણતાથી વર્ણવી શકે ?

---

**સ્રઑષ્ઁમ અષીમ......યજમઇદે યો પઑઇર્યો ગાથાઑ ફ્રસ્રા-વયત્, યાઑ પન્ચ સ્પિતામહે અષઑનો, જરથુશ્ત્રહે, અફ્સ્મનિવાંન્ વચસ્તશતિવત્, મત્-આઝઇન્તીશ્ મત્-પઇતિ-ફ્રસાઑ, અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

અષો સરોષ (યજદ)ને અમે યાદ કરીએ છિયે જે (સરોષ યજદે) અમેષાસ્પંદોની આરાધનાને માટે, તથા (તેમની) ખુબીઓ ગાવાને માટે, તથા (તેમને) ખુશી કરવાને માટે, (તથા) તેમની વખાણ કરવાને સારૂં, પ્રથમ અષો સ્પીતમાન જરથુશ્ત્ર (સાહેબ)ના જે પાંચ ગાથા, (તેમને) કર્ડાઓ, ફકરાઓ તથા (તેમની) ટીકાઓ સાથે પ્રશ્નોત્તર ભેગા ગાયા (અથવા ગાઇને ભણ્યા). (સરોશ યશ્ત વડી ક. ૩.)

**યો વીસ્પએઇબ્યો હચ અરૅજએઇબ્યો વવન્વાઑ પઇતિ-જસ-ઇતિ વ્યાખ્મ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્.**

જે (સરોષ યજદ) (દૈત્યો સાથની) સર્વ લડાઇઓમાંથી જય સાથે અમેષાસ્પંદોની સભામાં જાય છે. (સરોશ યશ્ત વડી ક. ૫.)

**યેંઘ્રહે અમચ વૅરૅથ્રઘ્નચ, હઑજાંઘ્વચ વઑઇઘ્યાચ અવાન્ અમૅષાઑ સ્પૅન્ત અવિ હપ્તો-કર્શ્વરીમ્ જાંમ.**

જે (સરોષ યજદ)ની બહાદુરી, તથા ફતેહ તથા સારાં ડહાપણ

1. વધુ માટે જુવો સરોષ યશ્ત હાદુખ્ત અને વડી; અને જુવો આ લેખકના 'અવસ્તા વાણી અને ગાથાની રોશની'ના ગ્રંથ પાછળ 'સરોષ' ઉપરનો લેખ.

તથા વિદ્યાને લીધે અમેષાસ્પંદો જગતના સાત વીભાગ (હફ્તે કેશ્વર જમીન) ઉપર જતન કરે છે. (સરોશ યશ્ત વડી ક. ૧૦)

**યજદાંને મીનોઆંન્, યજદાંને ગેતીઆંન્, હફ્ત્ અમેષાસ્પંદાંન્ મ્યજ્દ રોશન્ હુમ બેરસાદ્,**

મીનો યજદો (તથા) ગેતીના[1] યજદો (તથા) સાત અમેષાસ્પંદો, (એ) સર્વે આ ઉમદા આહુતિ (મ્યજ્દ) તરફ આવે !

(દોઆ તંદોરસ્તી પાજંદમાં.)

**અત હોઇ વોહૂ સેરઑષો જન્તૂ મનંઘહા, મજ્દા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત.**

જે કોઇને તું ચાહે છે તેને માટે, હે અહુરમજદ ! ભલાં મનને અંગે (અથવા બહમનની મારફતે) સરોષ (યજદ) જાય. (કેમના મજ્દા.)

**સરોશ અશો, તગી, તન્ ફરમાન્, શેકફ્ત જીન્, જીન્ અવજાર્, સાલારે દામાને અહુરમજ્દ બેરસાદ્.**

સરોષ (યજદ) (જે) અષો, જોરાવર, માંથ્રનાં તનવાળો (એટલે જેનું તનજ માંથ્રવાની,) (દૈત્યો તથા ખરાબ માણસોને મારવાને માટે) અસરકારક હથ્યાર રાખનાર, (તથા) વિજયી હથ્યાર રાખનાર, (તથા) અહુરમજદની સૃષ્ટિનો મૂખી (તે મારી મદદે) પહોંચો ! (સરોશ બાજ.)

**વઇનીત અહ્મિ ન્માને સ્રઑષો અસ્રુશ્તીમ્, આક્ષ્તિશ અનાક્ષ્તીમ્, રાઇતીશ અરાઇતીમ્, આર્મઇતિશ તરોમઇતીમ્, અર્ષુખ્ધો વાક્ષ મિથઑખ્તૅમ વાચિમ્ અષ-ફ્રુજૅમ્. યથ અહ્મ્ય અમૅષાઓ સ્પૅન્ત સ્રઑષાધ અષ્યાધ પઇતિષાંન્ વંઘ્હૂશ યસ્નાંસ્ચ વહ્માંસ્ચ, વોહૂ યસ્નૅમચ વહ્મૅમચ, હુઑરૅતીમચ, ઉશ્ત-બૅરૅતીમચ, વન્ત-બૅરૅતીમચ.**

આ ઘરમાં તાબેદારી આજ્ઞાના અનાદરને મારે ! સલાહ સંપજ કજીઆ કંકાસને (મારે) ! દાન કંજુસાઇને (મારે) ! નમ્રતા ગર્વને (મારે) ! સત્ય ઊચરેલો શબ્દ અષોઇનો ભંગ કરનાર જુઠા બોલેલા શબ્દને (મારે) ! કે જેથી આ (સ્થળ)માં અમેષાસ્પંદો અષો સરોષ (યજદ)ની મારફતે ભલી યજશનેઓ, તથા આરાધનાઓ, સારી યજશને

---

૧. ઊંચ ભૂવન અને જડ જગત ઊપર કાર્ય કરનારા યઝદો.

તથા આરાધના, સારી ભેટ, તંદોરસ્તી આપનારી ભેટ, તથા મીત્રાચારી ભરી ભેટ ઇચ્છે (અથવા માંગે). (દોઆ તંદોરસ્તી અવસ્તામાં.)

**હુરઑર્થ્મ વૅરેથ્રાજનૅમ બવાહિ યથ સ્રઑષૅમ્ અષીમ.**

અષો સરોષ (યજદ)ના જેવો (તું) સુશોભિત તથા વિજયી થજે!
(આફ્રીને જરથોશ્ત ફ૦ ૬.)

**સ્રઑષો અષ્યો વીસ્પઑઇબ્યો નએમએઇબ્યો હાંમ-વાઇતિ.**

અષો સરોષ યજદ અને તે બે (મેહેર અને રશ્ને) રક્ષણકરનાર યજદ તરફ, બધી દીશાઓથી વેગથી પવન ફુંકે છે. (મેહેર યશ્ત. ફ૦ ૪૧.)

**સ્રઑષસચ અષ્યો સૂરો......યુજ્યેઇંતિ વાષૅમ.**

શૂરો અષો સરોષ યજદ પોતાની ગાડી જોડે છે, ( એટલે ગાડી જોડીને બુરા માણસની વિરૂદ્ધ જાય છે.) (મેહેર યશ્ત. ફ૦ ૫૦.)

**દષિનૅમ્ હે ઉપ અરૅધ્મ વઝઇતે, યો વંઘહુશ સ્રઑષો અષ્યો.**

તેની(મેહેર યજદની) જમણી બાજુ તરફ ભલો (તથા) અષો સરોષ યજદ જાય છે. (મેહેર યશ્ત. ફ૦ ૧૦૦.)

**યાંમચ સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરૅષિ-દ્રઑશ આહુઇર્યેહે.**

અષો સરોષ (યજદ) (જે) જોરાવર, માંથ્રનાં તનવાળો, ( દૈત્યોને મારવાને માટે) બળવંત હથ્યાર રાખનાર (તથા) અહુરમજ્દના વારાનુસાર ચાલનાર (એવા સરોષ યજદના ફરોહરને અમે યાદ કર્યે છિયે.)
(ફરવર્દીન યશ્ત. ફ૦ ૮૫.)

**અઑઓન્ અહુર મજ્દ, સ્રઑષચ અષ્ય સૂર માંથ્રચ સ્પૅન્ત વીદુષ.**

(અષોના ફરોહરો) અહુરમજ્દની મારફતે, અષો સરોષ અને વિદ્વાન માંથ્ર સ્પેન્તની મારફતે (અમને) મદદ કરનારાં (થાય)!
(ફરવર્દીન યશ્ત. ફ૦ ૧૪૬.)

**બ્રાત તે યો વંઘહુશ સ્રઑષો અષ્યો.**

તારો (અશીશવંઘ યજદનો) ભાઇ ભલો સરોષ અષો, ઊંચ પંક્તિનો (છે.) (અશીશવંઘ યશ્ત. ફ૦ ૧૬.)

**અષય દથાંમિ ખરૅથૅમ્ મ્યજદૅમ્ હઉર્વતાત અમૅરૅતાત ગાઉશ**

**હુધાઓ ક્ષ્નૂમઇને સ્રઓષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરૂષિ-દ્રઓશ્ આહૂઇર્યેહે. અઓખ્તો-નામનો યજતહે.**

શક્તિવાન, માંથ્રના તનવાળા, (દેત્યોને મારવાને માટે) સબળ હથ્થાર રાખનાર, અહુરમજ્દના નીયમાનુસાર વર્તનાર તથા પ્રખ્યાત નામ વાળા અષો સરોષ યજ્દની ખુશાલી માટે ખોરાક, આહુતિ (મ્યજ્દ), પાણી, વનસ્પતી તથા દુધમાંથી બનાવેલું મીષ્ટાન (ગોશદો) પવિત્રાઇથી હું આપું છું. (હા. ૭. ફ૦ ૨૦.)

**વિશ્ અપાંમ્ ઇધ પતન્તુ વીદએવાઓંધ્રહો, વીદએવયો. વંધ્રહુશ સ્રઓષો મિતયતુ.**

હવે પછી અત્રેથી દેત્યો (નર તથા નારી દેત્યો) દૂર નાહસી જાય! વળી આજ્ઞાનું પાલન (અથવા ભલો સરોષ યજ્દ) (અત્રે) રેહઠાણુ કરે. (હા. ૧૦. ફ૦ ૧.)

**સ્રઓષો ઇધા અસ્તુ અહુરહે મજ્દાઓ યસ્નાઇ સેવિશ્તહે અષઓનો યે નાઓ ઇશ્તો હ્યત પઓઉર્વીમ્ તત્ ઉસ્તેમેમચીત્ અવથાત્ ઇધા સ્રઓષો અસ્તુ અહુરહે મજ્દાઓ યસ્નાઇ સેવિશ્તહે અષઓનો યે નાઓ ઇશ્તો.**

આ જગ્યાએ સરોષ (યજ્દ) સર્વથી અધિક લાભકારી (તથા) અષો અહુરમજ્દની યજ્શનેને માટે હાજર થાય, જે અમને પ્રથમથી તે છેડે સુધી પ્રીય થાય! એ પ્રમાણે સરોષ (યજ્દ) સર્વથી વધુ કલ્યાણ-કારી (તથા) અષો અહુરમજ્દની યજ્શનેને સારૂં હાજર થાય! જે અમને પ્રીય (છે.) (હા. ૧૫. ફ૦ ૩.)

**ઇમાં હઓમાંસ્ચ મ્યજ્દાંસ્ચ જઓથ્રાઓસ્ચ બરેસ્મચ અષય ફ્રસ્તરેતેમ્ ગાંમચ હુધાઓંધ્રહેમ્. ઇમાંમ્ચા ગાંમ્ જીવ્યાંમ્ અષય ઉજ્દાતાંમ્ ઇમાંમ્ચા ઉર્વરાંમ્ હધાંનએપતાંમ્ અષય ઉજ્દાતાંમ્.**

**આઅત્ દીશ્ આવએધયમહિ અહુરાઇચ મજ્દાઇ સ્રઓષાઇચ અષ્યાઇ.**

આ હોમ, આહુતિ (મ્યજ્દ) જોર, અષોઇથી પાંથરેલી બરસમ, ગોશદો[1] તથા આ દુધ (જે) અષોઇથી ઉચ ધરેલું તથા આ હધાનપત,

૧. ગાયના દુધનું પકવાન અથવા બનાવટ.

આડ (જે) અષોઇથી ઉચ ધરેલું એ સર્વ અમે અષો સરોષ યજદને અર્પણ કર્યે છિયે. (હા. ૨૪. ફ૦ ૧, ૪.)

**સ્રઑષો ઇધા અસ્તૂ અહુરહે મજ્દાઑ યસ્નાઇ સૅવિશ્તહે અષ્યઑનો યે નાઑ ઇશ્તો હ્યત પઑઉર્વીમ્ તત્ ઉસ્તૅમૅમ્ચીત્. અવથાત્ ઇધા સ્રઑષો અસ્તૂ અહુરહે મજ્દાઑ યસ્નાઇ સૅવિશ્તહે અષ્યઑનો યે નાઑ ઇશ્તો. સ્રઑષો ઇધા અસ્તૂ અપાંમ્ વંઘુઉહિનાંમ્ યસ્નાઇ અષાઉનાંમ્ચ ફ્રવષિબ્યો યાઑ નો ઇશ્તાઑ ઉર્વાઇબ્યો. હ્યત પઑઉર્વીમ્ તત્ ઉસ્તૅમૅમ્ચીત્. અવથાત ઇધા સ્રઑષો અસ્તૂ અપાંમ્ વંઘુઉહિનાંમ્ યસ્નાઇ અષાઉનાંમ્ચ ફ્રવષિબ્યો યાઓ નો ઇશ્તાઑ ઉર્વાઇબ્યો. સ્રઑષો ઇધા અસ્તૂ અપાંમ્ વંઘુઉહિનાંમ્ યસ્નાઇ વંઘુહુશ વંઘુઉહિનાંમ્ અમૅષનાંમ્ચ સ્પેન્તનાંમ્ હુક્ષથ્રનાંમ્ હુધાઑંઘહાંમ્ વૅાકુનાંમ્ચા વંઘુઉહ્યાઑસ્ચા અષોઇશ યસ્નાઇ યા ને આરએચા ઍરૅન્વતએચા અષવંઘુહાક્ષ. સ્રઑષસ્ચા ઇધા અસ્તૂ અપાંમ્ વંઘુઉહિનાંમ્ યસ્નાઇ વંઘુહુશ અષિવાઑ હ્યત પઑઉર્વીમ્ તત્ ઉસ્તૅમૅમ્ચીત્.**

સર્વથી અધિક લાભકારી અષો અહુરમજદ જે અમને વહાલો (છે તેની) આરંભથી તે અંત સુધી યજશને (કરવા)ને સારૂં, આ રેહેઠાણમાં તાબેદારી થજો! વળી સર્વથી વધુ કલ્યાણકારી અષો અહુરમજદ જે અમને વહાલો (છે તેની) યજશને કરવાને માટે આ સ્થળમાં આજ્ઞાપાલન થજો.

ભલાં પાણીઓની વખાણ કરવાને કાજે તથા અષોના ફરોહરો જે અમને પ્રિય (છે તેમને માટે), (તથા) (ગુજરેલાંઓનાં) રવાનોને સારૂં, આરંભથી તે આખર સુધી યજશને (કરવા) સારૂં, આ રેહેઠાણમાં આજ્ઞાનુસરણ થજો.

ભલાં પાણીઓની વખાણ કરવાને કાજે તથા સારી સત્તાવાળા તથા સારાં ડહાપણવાળા ભલા નર તથા ભલી નારી (શીકલના) અમેષાસ્પંદોની તથા અશીશવંઘ, જે અમારી વૃદ્ધિ તથા લાભને માટે અમને અષોઇની પાછળ ચલાવનારી છે, (તેની) વખાણ કરવાને માટે આ સ્થળમાં ભલી તાબેદારી થજો! ભલાં પાણીઓની વખાણ કરવા માટે, આ સ્થળમાં આરંભથી અંત પર્યંત ભલી તથા સત્યવાદી તાબેદારી હોજો. (હા. ૫૬. ફ૦ ૧, ૨, ૩.)

**કત્…… દરૅસાની…… સ્રઑષેમ.**

(તારો સંદેશો લાવનાર) સરોષ યજદને (હું) કયારે જોઇશ.

(હા. ૨૮. ફ૦ ૬.)

**યસ્તે વીસ્પે-મજિશ્તૅમ્ સ્રઑષૅમ્ જબ્યા અવંઘ્રહાને.**

સર્વ (યજદો)માં શ્રેષ્ઠ (અહો અહુરમજદ !) (જે) તારો સરોષ યજદ (તે) ને (મારી) મદદને માટે હું અરજ કરીને બોલાવું છું.

(હા. ૩૩. ફ૦ ૫.)

**સ્પૅન્તૅમ્ અત થ્વા મજ્દા મેંગ્હી અહુરા, હ્યત્ મા વૅાહૂ પઇરી-જસત્ મનંઘ્રહા.**

તને અહો અહુરમજદ ! જરૂર આબાદી કરનાર ગણ્યો, જ્યારે (તારો સંદેશ લાવનાર સરોશ યજદ) બહમનની મારફતે અમારી સમીપ આવ્યો.

(હા. ૪૩. ફ૦ ૧૩)

**હદા વૅસ્તા વહ્મેંગ્ સ્રઑષા રાદંઘ્રહો, યે વીચિનઑત દાથૅમ્ચા અદાથૅમ્ચા, દંગ્રા મન્તૂ અષા મજ્દાઑ અહુરો.**

જે કોઇ જણાએલી તાબેદારીથી આરાધના રૂપી ભેટો (અહુર-મજદને) નિત્ય (અર્પણ કરે છે), તથા જે કાંઇ વાજબી તથા જે કાંઇ ગેરવાજબી (ખોટું) પિછાણી શકે છે, (તે ધણી ઉપર) અહુરમજદ પોતાની સર્વજ્ઞ અપોઇથી પ્યાર રાખે.

(હા. ૪૬. ફ૦ ૧૭)

**…… કો અસ્તિ સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુમાંથ્રહે દરૂષિ-દ્રઑશ્ આહૂઇર્યેહે સ્રઑષાવરેજો.**

જોરાવર માંથ્રના તનવાળા, જોરાવર હથ્યાર રાખનાર, અહુરમજદને લગતો એવો જે સરોષ અષો, તેના હુકમ પ્રમાણે ચાલનાર કોણ છે ?

(વંદીદાદ ૫ર. ૧૮. ફ૦ ૧૪.)

**ગાથામાં "સરોષ" શબ્દ નીચલા ફકરાઓમાં વપરાયો છે.**

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૨૮ | ૫ | ૪૫ | ૫ |
| ૩૩ | ૫-૧૪ | ૪૬ | ૧૭ |
| ૪૩ | ૧૨ | ૫૦ | ૪ |
| ૪૪ | ૧૬ | | |

**ગાથામાં "રશ્ને" શબ્દ નીચલા ફકરાઓમાં વપરાયો છે.**

| યસ્ન. | ફકરો. |
|---|---|
| ૪૬ | ૫ |

## રશ્ને.

અર્શ્ રકએર્ષેમ બવાહિ યથ રશ્નૂશ.

રશ્ને (રાસ્ત) (યઝદ)ના જેવો સાચ્ચા તરીકા (અથવા મઝહબ) પ્રમાણે ચાલનારો તું થજે. (આફ્રીને જરથોશ્ત, ફ૦ ૭.)

---

## અશીશવંઘ.[1]

'અર્ષીમ્ વંઘુઉહીમ્' નામનો નારી રૂપની આ યઝદ છે. 'ભલી અષોઈવાળી', એવો ભાવાર્થ એ શબ્દનો થાય છે.

અષો સ્ત્રી, પુરૂષને આ જગતમાં લક્ષ્મિ સમાન સહાય કરે છે અને મરણકાળ પછી ઉત્તમ હસ્તિ દે છે. અષો સરોષ, રશ્ને, મિથ્ર અને દએન યઝદોની બહેન એને ગણી છે. અહુરમઝ્દ એનો પિતા અને સ્પેન્તાર્મૈત માતા છે.

મનુષ્યોને ધન, ધાન્યની સંપત્તિ તે દે છે, અને નૈતિક વર્તનવાળાઓને તે જાતી ડહાપણ દે છે.

તેણી ચળકાટવાળી, બહાદુર, દૈત્યોને સર કરનાર, ભક્તજનોનો ઉદ્ધાર કરનાર, દેશપતિઓની સહાયક, લડવૈયાઓને બળ દેનાર, ઉદાર વૃત્તિવાળાની મૈત્રયિ, રૂપ સુંદરી અને ગુણસુંદરી છે. કુંવારી સ્ત્રીઓથી તે ક્લેશ પામે છે. અષોઇની રાણી હોઇને, સ્ત્રી પુરૂષના વ્યભિચારથી તે અત્યંત ખેદ પામે છે અને તેથી છંદી સ્ત્રી, પુરૂષથી તે બહુજ છેટે રહે છે! હિન્દુશાસ્ત્રમાં પણ પતિ અને પત્નિવ્રત અને બ્રહ્મચર્ય એ મહાન સાત્વિક ગુણો લેખાયા છે. બ્રહ્મચર્યને શારિરીક 'તપ' તરીકે ઓળખ્યું છે.[2]

---

૧. હિન્દુશાસ્ત્રમાં લક્ષ્મિદેવીના લક્ષણોવાળી આ યઝદ છે.

૨. देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

ભગવદ ગીતા ૧૭-૧૪.

અર્થ:-દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને જ્ઞાનીની પૂજા અથવા સત્કાર, પવિત્રાઈ અને સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એજ શરીરના 'તપ' તરીકે ગણાય છે.

અશીશવંઘ યશ્ત જે અધ્યયન અને અભ્યાસ કરવા યોગ્ય છે, તે એની સ્તુતીમાં જોડવામાં આવી છે.

અશીશવંઘ યશ્ત એક નામાંકિત ભકિત રજુ કરે છે. જરથોશ્તિ ધર્મ પ્રમાણે માનવી સ્પેનામીનોનો લડવૈયો હોઇને, તેની વૃદ્ધિના માર્ગમાં સહાય કરતો, આનંદમય, ઊદ્યાગી અને ઊપયોગી રહિને, જગતનું કલ્યાણ કરીને, ગરોથ્માનની સર્વોત્તમ હાલતમાં પ્રવેશ કરવાને યોગ્યતા મેળવે છે. દુઃખથી ન ડરતાં, હમેશ બુરાઇ સાથે લડતાં, તે હસતું મુખડું રાખે છે. તે આબાદી પાંથરે છે અને આબાદી મેળવે છે. અશીશવંઘ યઝદ સાથે આબાદી અને વૃદ્ધિનો કેટલો નીકટ સંબંધ છે તે અશીશવંઘ યશ્ત વાંચવે સમજાશે. વળી ભાગ બીજામાં "વૃદ્ધિ અને આબાદીનો" વિષય જોતાં જરથોશ્તિ ધર્મમાં ખાસ મહત્વના ધરાવે છે. કારણ કે કર્મ માર્ગી જરથોશ્તીઓને આબાદી મેળવવાનું ધાર્મિક હુકમ પ્રમાણે રવા અને યોગ્ય છે.

**આફ્રીનામિ......અષીમ્ રાસॅન્તીમ્ દરૅઘો વારૅથ્મનૅમ, મિથાચિમ્ હ્વો, અઇવિથાચિમ્, મિથાચિમ્ અફ્રસંઘ્નદ્રતીમ્. બરૅન્તીમ્ વીસ્પાઓ બએષજાઓ અપાંમ્ચ ગવાંમ્ચ ઉર્વરનાંમ્ચ. તઉર્વયૅઇન્તીમ્ વીસ્પાઓ ત્બએષાઓ દએવનાંમ્ મશ્યાનાંમ્ચ અરૅચ્યન્તાંમ્ અહ્માઇચ ન્માનાઇ, અહ્માઇચ ન્માનહે ન્માનો-પતેએ.**

અષિશ (અશિશવંઘ) (જે) મદદે આવનાર, લાંબા કાળ સુધી રક્ષણ દેનાર, (નેક માણસની) મીત્ર, (તથા) પોતે (ખુશીથી) તેની સાથે આવનાર, (તથા તેને) (સારી) શીખામણ દેનાર સાથી, તથા પાણીઓના તથા ગાય ઢોરના તથા ઝાડપાન (માટે)ના સર્વ તંદોરસ્તીના ઉપાયો રાખનાર, તથા દૈત્યો અને માણસો (જેઓ) આ ઘરને તથા આ ઘરના ઘરધણીને દુઃખ દેનારા (છે તેમ)ની સઘળી દુષ્ટતાને છિન્નભિન્ન કરનાર (એવી ખુબીવાળી અશિશ્વંઘને) હું વખાણું છું. (હોશબામ.)

**અષીમ્ વંઘ્નઉહીમ્ યજમઇદે, શ્રાઇથ્નીમ્ બૅરૅજઇતીમ્ હુરઓધાંમ્, હુયજતાંમ્ ખ્નનત્-ચખ્રાંમ્ અમવઇતીમ્, દાતો-સએકાંમ્ બએષજયાંમ્ પૅરૅથ્વીરાંમ્ સૂરાંમ્.**

**દુઘ્ધ્રરેંમ્ અહુરહે મજ્દાઓં, ખંઘ્રહુરેંમ્ અમેંષનાંમ્ સ્પેંન્તનાંમ્; યા વીસ્પનાંમ્ સઓંષ્યન્તાંમ્ ક્રપ ખ્રથ્વ ક્રથંજયેઇતિ, ઉત-હે આસ્નૅમ્ ખ્રતૂમ્ અવ-બરઇતિ વારેંમ ઉત-હે આસ્નહેચ જ્ભયન્તાઇ, દૂરએચ જ્ભયન્તાઇ જસઇતિ અવંઘ્રહે યો અષીમ યજાઇતે જઓંથ્રાબ્યાં, હો મિઝ્દૅમ યજાઇતે જઓંથ્રાબ્યાં.**

ઝળકાટવાળી, ઊંચ પંક્તિની, સુશોભિત, ઘણી આરાઘનાને લાયક, ખનખન કરતાં (અથવા ચળકતાં) પૈડાંવાળી, હિમ્મત દેનારી, સુખાકારી અર્પનાર, (અથવા ન્યાયનો લાભ આપનાર), તંદરોસ્તી દેનાર, મલ્લનાં જેવું પુરતું જોર આપનાર (તથા) બહાદુર અર્શીશવંઘ (ફરેશ્તા) ની અમે સ્તુતી કર્યે છિયે.

(જે અર્શીશવંઘ) અહુરમજ્દની દીકરી (તથા) અમેષાસ્પંદોની બેહન (તે)ને (અમે યાદ કર્યે છિયે). જે (સદ્ગુણી માણસને) સર્વ સોશ્યન્તોની તેજ અક્કલથી દ્રઢ કરે છે, વળી તે (સત્કર્મી)ને માટે (તેણી) જાતી અક્કલ (તથા) સહાય લઇ જાય છે. વળી નજદીકથી અરજ કરીને તેણીની મદદ માંગનારને કાજે (અથવા) દૂરથી વિનંતી કરીને તેણીની સહાયતા માંગનારને સારૂં મદદ દેવા કાજે, (તેણી) જાય છે. જે કોઇ ક્રિયાની ભેટોથી અર્શીશવંઘને આરાઘે છે, તે ક્રિયાની ભેટોથી મહેર યજ્દને ભજે છે. (અર્શીશવંઘ યશ્ત ફ૦ ૧-૨.)

**અર્જૅમ દઘાંમ્ અષીમચ વંઘ્રુઉહીમ બૅરેંજઇતીમ. ફ્રચરઇતિ અન્તરે અરેંથૅમ ન્માનહે સ્રીરહે ક્ષથ્રો-કૅરેંતહે.**

**તેમ્ હુચાત અપિશ પૅાઉરૂશ-ખાથ્ર રાઇતિ અષવ-ક્ષન્વઇત્યાઇ મબ્યાઇ. ફ્રચરઇતિ અન્તરે અરેંથૅમ ન્માનહે સ્રીરહે ક્ષથ્રો-કૅરેંતહે. વીસ્પો-વાંથ્વો વીસ્પો-વૅરેંથ્રો વીસ્પો-ખ્રથ્વો વીસ્પો-ખરેનો. અએવો-પાથૅમ નિદથઇતે અષિશ વંઘ્રુઉહિ યા બૅરેંજઇતિ અન્તરે અરેંથૅમ ન્માનહે સ્રીરહે ક્ષથ્રો-કૅરેંતહે.**

(અહુરમજ્દ કહે છે) મેં ચઢતિ પંક્તિની અર્શીશવંઘને સજી- (તેણીને) આનંદ દેનાર માણસનાં, સુશોભિત, દેશપતિને લાયકનાં મુકામના ભિત્તરના ભાગમાં, (અર્શીશવંઘ) જાય છે.

સખાવતથી અષો માણસને રીઝવનાર માનવીની પુઠે, પુર સુખાકારીવાળી અર્શીશવંઘ ચાલે!

(ઉપર જણાવેલા માનવનાં) સુંદર, ભુપાળને લાયકના સ્થળના અંદરનાં ભાગમાં (અર્શીશવંઘ) જાય છે. (જે નરનાં) સુશોભિત, ભૂપતિને યોગ્ય મુકામના અંદરના ભાગમાં ઊચ દરજ્જાની અર્શીશવંઘ માત્ર એક પગ મુકે છે, (તે માનવી) ગાય ઢોરનાં ટોળાંવાળો, સર્વ જય સાથનો, સર્વ અક્કલવાળો (તથા) સઘળો ખોરેહવાળો (બને છે). (આસ્તાદ યશ્ત ફ૦ ૩-૪.)

**હજંઘ્રૅમ્ અસ્પાઑ બવઇતિ, હજંઘ્રૅમ્ વાંથ્વાઑ બવઇતિ, ઉત આસ્નાંમ્ચિત ક્રજઇન્તીમ્.**

(જે માણસ ઉપર અર્શીશવંઘ પ્રસન્ન થાય છે તેને) હજાર ઘોડા, હજાર ગાય ઢોરનાં ટોળાં (તથા) જાતી અક્કલના સંતાન પ્રાપ્ત થાય છે. (આસ્તાદ યશ્ત ફ૦ ૫.)

**તૅમ્ હચાત્ અષિશ પૉઉરૂશ્-ખાથ્ર સ્પાર દાશ્ત સૂર ગેઉશચ વાસ્ત્રહેચ.**

પુરતું સુખ આપનારી, ઢાલ રાખનારી તથા ગાય ઢોરની અને ઘાસચારાની આબાદી કરનારી અર્શીશવંઘ તે (માનવી) ને મળે. (જમ્યાદ યશ્ત ફ૦ ૫૪.)

---

## હોમ.

વેદીક 'સોમ' શબ્દ તેજ આ અવસ્તાનો 'હોમ' છે. 'સોમ', 'હોમ' એક શ્રેષ્ઠ પાળો અથવા વનસપતી છે અને તેની ઉપર સત્તાધારી યઝદ પણ છે. અહુરમજ્દે હોમ યઝદને સારૂં તારાથી મઢેલી આકાશિક કુશ્તિ[1] બનાવી, જે અત્રે માજ્દયસ્ની ધર્મ લેખાય છે.

હોમ અપો જરથુશ્ત્ર સાહેબના ગુરૂ હતા એમ માનવાને કારણ છે, તેમજ મીનોઇ જગદ્ગુરૂ પણ એજ જણાય છે. એ અજર, અમર, અને સ્વતંત્ર સ્વેચ્છા પ્રમાણે વિચરનાર, મહાજ્ઞાની, સુંદર, સોનેરી ચક્ષુઓવાળો,[2] અને દર્દ (એટલે દુઃખ) દુર કરનાર અને જીજ્ઞાસા પરિપૂર્ણ કરનાર, વિજયી, સ્વતંત્રતા દેનાર, દુષ્ટોને હણનાર,[3] આરોગ્યતા અને લાંબી આયુષ્ય દેનાર, અને સર્વોત્તમ ગતિ (સ્વર્ગ) અપાવનાર મહાગુરૂ છે.

---

૧. જનોઈ. ૨. આંખોવાળો. ૩. મારનાર.

હોમ (સોમ) નો રસ પીનાર અષોઇ પ્રાપ્ત કરે છે. તે પીનાર આનંદ અને નીરોગીપણું પામીને દરિદ્રતાને હાંકી કાઢે છે. તેનું પાન રંકનું મન રાયના કરતાં અધિક શ્રેષ્ઠ બનાવી દે છે. એ એના બાહ્ય ગુણો છે; કારણ ગુપ્તમાં એનો ઊપરી મહાગુરૂ યઝદ છે.

હોમ યશ્ત એની સ્તૂતીમાં ગવાય છે. યશ્તોમાં એ પણ એક રત્ન મીસાલ છે.

વધુ ઉમેરવાની જરૂર છે કે સ્યાવક્ષના ખૂનને માટે કીનો લેવાને સારૂં જ્યારે તેનો બેટો શાહ કેખુશરૂ બહાર પડયો, ત્યારે છેવટે દુષ્ટ ખુની અફ્રાસ્યાબને પકડનાર પણ 'હોમ' નામનો મહાન યોધ્ધો હતો, તેની પણ સ્તુતી 'હોમ'ના નામ હેઠળ થાય છે.

---

**તાંમ્ યજત હ્ઓમો ફ્રાષ્મિશ, બએષજયો, સ્રીરો, ક્ષથ્રયો, જઇરિ-દોઇથ્રો, બેરેજિશ્તે પઇતિ બરેજહિ, હરઙ્‌થ્યો પઇતિ બરેજયાઓ, આઅત હીમ્ જઇધ્યત અવત્ આયપ્તેમ્.**

**હજહિ મે વંઘ્‌હુહિ સેવિશ્તે દ્રવાસ્પ, તત આયપ્તેમ્ યથ અઝેમ્ બન્દયેનિ મઇરીમ તૂઇરીમ ફ્રંઘ્રસ્યાનેમ્, ઉત બસ્તેમ્ વાધ્રયેનિ. ઉત બસ્તેમ્ ઉપનયેનિ બસ્તેમ્ કવોઇશ હુઓસ્રવંઘહે, જનાત્ તેમ્ કવ હુઓસ્રવ. પસ્ને વરોઇશ ચએચિશ્તહે, જફ્રહે ઉરુવ્યાપહે, પુથ્રો કએન્ સ્યાવર્શાનાઇ જુરો-જતહે, નરહે અધ્રએ રથહેચ નરવહે.**

આબાદી કરનાર, તનની આરોગ્યતા દેનાર, સોહામણા, સત્તાવાળા (તથા) સોનેરી આંખવાળા, હોમે અલ્બુર્જ (પહાડ) ની સર્વથી ઉંચ ટાંચ ઉપર તેણીને (દ્રવાસ્પને) આરાધી, તથા તેણીની પાસેથી આ મુરાદ માંગી, (કે) હે ભલી (તથા) ઘણોજ લાભકારી દ્રવાસ્પ! (તુ) મને આ વર દે, તે એકે ખુની (અથવા ઘાતકી) તુરાની અફ્રાસીઆબને હું બાંધુ, તથા બાંધીને ચલાવું, તથા બાંધીને કેખુશરૂ (રાય) આગળ લઇ જાવું, જેથી કેખુશરૂ ઉંડા (તથા) બોહળા પાણીવાળા ચએચશ્ત (નામના) સરોવરની પેલીપારે (અથવા પછવાડે) તે (અફ્રાસીઆબ) ને મારે.

**જુલમથી માર્યા ગયેલા સ્યાવક્ષના કીનામાં તથા નરૂ કુળના શૂરા અગ્રેરસના કીનામાં છોકરો (કેખશરૂ) અફ્રાસીઆબને મારે.**

(ગોશ યશ્ત, ક. ૪. ફ૦ ૧૭. ૧૮.)

**યિમ યઝત હુઑમો ફ્રાષ્મિશ્, બએષજ્યો, સ્રીરો, ક્ષથ્રયો, જઇરિ-દોઇથ્રો, બૅરૅજિશ્તે પઇતિ બરેજહિ, હરઇથ્યો પઇતિ બરેજ-યાઑ, યત્ વઑચે હૂકઇરીમ નાંમ, અનાહિતૅમ્ અનાહિતો અના-હિતાત્ પરો બઍસ્મન્, અનાહિતયાત્ પરો જઓથ્રયાત્ અનાહિત-એઇબ્યો પરો વચ્ઝિબ્યો.**

(મેહર યજદ) જે પવિત્ર (તે) ને આબાદી કરનાર, તંદરોસ્તી આપનાર, સોહમણા, સત્તાધારી, (તથા) સોનેરી આંખવાળા પવિત્ર હોમ યજદે અલબુર્જ પહાડની સર્વથી ઊંચ ટોંચ જે હુકઇરય નામ-થી જણાયલી છે (તેના) ઉપર, પાક બરસમથી, પવિત્ર જોર (ક્રિયાની ભેટ) થી (તથા) પવિત્ર અવસ્તાના મન્ત્રોથી ઇજ્યો (ભજ્યો).

(મેહર યશ્ત ફ૦ ૮૮.)

**હુઑમો આવિસ્તો અઇવિ-વિસ્તો, યાઑ જઑત અઇવિચ વએધયાઑન્તે, ફ્રચ યજાઑન્તે.**

હોમ યજદ જણાએલો (તથા) સુપ્રસિદ્ધ થયેલો (છે), જેને ક્રિયા કરનારા (પવિત્ર ક્રિયામાં) ઉત્તમતાથી બોલાવે છે અને ઇજે છે.

(મેહર યશ્ત ફ૦ ૧૨૦.)

**અતચિત બા નૅમો હુઑમાઇ, યત વીસ્પે અન્યે મધાઑંઘહો અએષ્મ હચિન્તે ખ્રવિદ્રવો, આઅત હો યો હુઑમહે મધો અષ હચઇતે ખ્રએ-પઇથ્ર.**

હોમને જરૂર નમન (હોજો)! કારણ કે બીજી સર્વ (જાતની) કેફ ઘાતકી હથ્યારવાળા એશમ[1] (દૈત્ય) ને માર્ગે ચલાવે છે, પણ હોમની જે કેફ તે ખુદ પવિત્રાઇના માર્ગે ચલાવે છે.

(અશીશવંઘ યશ્ત ફ૦ ૫.)

**તાંમ્ યઝત હુઑમો ફ્રાષ્મિશ, બએષજ્યો સ્રીરો, ક્ષથ્રયો, જઇરિ-દોઇથ્રો, બૅરૅજિશ્તે પઇતિ બરૅજહિ હરઇથ્યો પઇતિ બરૅજયાઑ.**

તેણી (અશીશવંઘ) ને, આબાદી કરનાર, તનનુ સુખ દેનાર, સોહામણા, સત્તાધારી (તથા) સોનેરી આંખવાળા હોમ યજદે અલબુર્જ પહાડની સર્વથી ઉંચ ટોંચ ઉપર આરાધી. (અશીશવંઘ યશ્ત ફ૦ ૩૭.)

---

૧. ક્રોધના.

**પઇરિ-તચત્ પઇરિ-જસત્ અષિશ વંઘ્રઉઇહિ યા બૅરજઇતિ. વિન્દાત્ તૅમ્ યાનેમ્ હુઑમો ક્રાષ્મિશ, બઍષજયો, સીરો, ક્ષથ્રયો, જઇરિ-દોઇથ્રો.**

ઉચ પદવીની અશીશવંઘ (હોમની) નજદીક દોડી (તથા) (તેની) નજદીક આવી પહોંચી. આબાદી કરનાર, તનનું સુખ દેનાર, સોહામણા, સત્તાધિકારી (તથા) સોનેરી આંખવાળા હોમ યજદે (પોતે માંગેલી) તે મુરાદ માપ્ત કરી. (અશીશવંઘ યશ્ત ક૦ ૩૯.)

**માંથ્ર સ્પૅન્ત દએન માઝ્દયેસ્ને હુઑમચિનૅમ્ યજમઇદે.**

આબાદી કરનાર (અથવા પવિત્ર) માંથ્રવાણીને (તથા) હોમ (ની ક્રિયા) ને પસંદ કરતી માજદયસ્ની દીનને અમે વંદયે છિયે. (આસ્તાદ યશ્ત ક૦ ૮.)

**પઇતિ-શે અઑખ્ત અહુરો મઝ્દાઓ, હાઉ બા અષાઉમ્ જરથુશ્ત્ર, યાંમ બા ના પસ્ચ ફ્રંઘ્રઉઇહરેઇતિ હુઑમાહે હુતાહે અષૅમ્ સ્તઑઇતિ, ફ્રસ્તવનો હુમતચ હુખ્તચ હ્વર્શ્તચ, નિઝ્બર્ઍનો દુશ્મતચ દુઝ્‌ઝુખ્તચ દુઝ્વર્શ્તચ.**

(અહુરમજદે તેને તે અષો પેગમબરને) પાછો ઉત્તર વાળ્યો કે, અહો અશો જરથુશ્ત્ર! ક્રિયાની રૂયે કુટેલા હોમ પીધા પછી, નેક વિચાર, નેક શબ્દ તથા નેક કાર્ય માપ્ત કરીને, તથા દુષ્ટ મતિ, દુષ્ટ વાણી તથા દુષ્ટ કાર્ય ત્યજીને, (જો કોઇ મનુષ્ય) એક અષેમ વોહૂ ભણે તો, તે (એક અષેમ વોહૂ) (સો અષેમ વોહૂની બરાબર છે). (હાદોખ્ત નુસ્ક ક૦ ૯.)

---

# વાય.

-:૦:-

**તૅમ્ વએમંચિત યજમઇદે, તૅમ્ વઍમાંચત્ જમયમહિ. અહ્માઇચ ન્માનાઇ અહ્માઇચ ન્માનહે ન્માનો-પતેએ, અહ્માઇચ જઑથ્રો-બરાઇ અર્દ્રાઇ. પઇતિ-અસ્તિ ગેઉશ વચહેહેચ, હથ્રવતહેચ પઇતિ હમૅરેથનાંમ્, વહિશ્તૅમ યજતૅમ્ યજમઇદે.**

**તે વાએ યજદને અમે સ્તવ્યે છિયે. આ ઘરને સારૂં, આ ઘરના પતિને માટે, આ ક્રિયાની જોર લઇ જનારને કાજે, (તથા) ભેટ**

આપનારને માટે તે વાય યજ્દને અમે ટેકાને કાજે બોલાવ્યે છિયે. તે સર્વોત્તમ (વાય) યજ્દને અમે ભજ્યે છિયે (એવી નેમથી કે) (તે) (અમારી તરફની) જીવામ તથા ભક્તિની (ભેટ) સ્વિકારીને, તેના બદલામાં શત્રુઓને ઝટ દાબી નાખવાનું જોર (અમને દે.) (રામ યશ્ત ક. ૧. ફ૦ ૧.)

**નિજ્બયંઘ્રઉઇહ તૂ જરથુશ્ત્ર થ્વાષહે ખ્વધાતહે જ્રૂવાનહે અકરનહે વયઑશ્ર ઉપરો-કઇર્‌યેહે. નિજ્બયંઘ્રઉઇહ તૂ જરથુશ્ત્ર વાતો તખમો મજ્દધાતો.**

અહો જરથુશત્ર! પોતાના ઠેરવેલા માર્ગ પ્રમાણે ચાલનાર આકાશની, અનહદ કાળની, (તથા) ઉપર કાર્ય કરનારા વાય યજ્દની તું સ્તુતી કર; હે જરથુશત્ર! અહુરમજ્દના પેદા કીધેલા જોરાવર ગોવાદ (યજ્દ) ની ...... તું વખાણ કર. (વંદીદાદ ફર. ૧૯. ફ૦ ૧૩).

---

# ચિસ્ત.

**યાંમ્ યજત જરથુશ્ત્રો, ઉસે-હિશ્ત હચ ગાત્વો, ફ્રષુસ હચ દૅમાનાત્, રજિશ્તે ચિસ્તે મજ્દધાતે અષઑનિ; યેજિ અહિ પઉર્વ-નએમાત્, આઅત્ મામ અવિ ન્માનય; યેજિ પસ્કાત્, આઅત્ માંમ્ અવિ અપય.**

જેણીને (દીન યજદના હમકાર ચિસ્તને) (પેગમબર) જરથુશત્રે આરાધી (અને કહ્યું કે), અહો અહુરમજદની સરજેલી સર્વથી સત્યવાદી અષો ચિસ્ત! (તારી) જગ્યાથી તું ઉઠ, તથા (તારાં) રેહેઠાણમાંથી તું આગળ ચાલ. (તું) મારી નજદીક હોય તો, મારી આગળ તું થોભ, (મારી) પાછળ (હોય તો), મને પકડી પાડ. (દીન યશ્ત ક. ૧. ફ૦ ૨.)

**રજિશ્તાંમ્ ચિસ્તાંમ્ મજ્દધાતાંમ્ અષઑનીમ્ જઑથ્રાબ્યો, રજિશ્તાંમ્ ચિસ્તાંમ્ મજ્દધાતાંમ્ અષઑનીમ્ યજ્મઇદે.**

અહુરમજદની પેદા કીધેલી સર્વથી સત્યવાદી અષો ચિસ્તને ક્રિયાની ભેટોથી હું વખાણું છું. અહુરમજદની સરજેલી સર્વથી વધુ સત્યવાદી અષો ચિસ્તને અમે વખાણ્યે છિયે. (દીન યશ્ત, ક. ૧. ફ૦ ૪.)

**યાંમ્ યજત જરથુશ્ત્રો હુમતહે પઇતિ મનંધ્રહો, હુખ્તહે પઇતિ વચંઘ્રહો, હ્વર્શ્તહે પઇતિ શ્યોથ્નહે, અવહેચ પઇતિ યાનહે.**

**યત્ હે દથત્ રજિશ્ત ચિસ્ત મજ્દધાત અષઓનિ, પાધવે જાવરે, ગઓષઇવે સ્રઓમ, બાજુવે અઓજો, તન્વો વીસ્પયાઓ દ્રવતાતેમ, તન્વો વીસ્પયાઓ વજ્દ્વરે અઓમચ સૂકેમ્ યિમ્ બરઇતિ અસ્પો અર્ષ; યો તાંથ્ય્રસુચિત્ હુચ ક્ષફ્નો વારેનત્યાઓ, સ્નએજિનત્યાઓ સ્રસુચિનત્યાઓ ફ્રયંઘ્રહ્વઇત્યાઓ યો નઓમ્યાચિત્ હુચ ક્ષથ્રસ્યાત્ અસ્પએમ વરેસમ્ જેમાત્ અવએઇરિથ્યન્તેમ્ વએનઇતિ, કતારો અધ્રવો વા બુનવો વા.**

જેણીને (દીન યજદના હુકમ પ્રમાણે ચિસ્તને) (પેગમબર) જરથુશત્રે નેક મનશનીવાળા વિચાર, પવિત્ર ગવશનીવાળી વાણી (તથા) પવિત્ર કુનશનીવાળાં કાર્ય (મલે તે)ને માટે તથા આ (નીચે જણાવેલી) બક્ષીશને માટે આરાધી.

તે એ કે અહુરમજદની સરજેલી સર્વથી વધુ સત્યવાદી અષો ચિસ્ત તેને (પેગમબર જરથુશત્રને) બે પગને માટે જોર, બે કાનને સારૂં તીક્ષ્ણ સાંભળવાની શકિત, બે બાજુનું જોર, તનની પૂર્ણ આરોગ્યતા, તનનું સઘળું સુખ તથા તે જોવાની શકિત કે જે ઘોડો રાખે છે (તે) આપે. જે (એ શકિત કે) અંધારી, વરસાદવાળી, બરફ પડતી, કરાં પડતી તથા ધુમસવાળી રાત્રીએ શહેરથી નવ ઘણા તફાવત સુધી, ઘોડાના બાલને જમીન ઉપર પડેલો જોઇ શકે છે, (તથા) માથાં આગળના કયા બાલ (છે), અને પુછડી આગળના કયા (છે), (તે પણ તે) પારખી શકે છે. (દીન યશ્ત. ક. ૩, ફ૦ ૯-૧૦.)

ગાથામાં "દએન-ચિસ્તિ" નો વપરાસ નીચલા ફકરાઓમાં થયો છે.

| યસ્ન. | ફકરો. | યસ્ન. | ફકરો. |
|---|---|---|---|
| ૩૦ | ૯. | ૪૮ | ૧૧. |
| ૩૧ | ૨૦. | ૫૩ | ૪. |

# માજદયસ્નની અને જરથોશ્તિ આબીદો અને સંતો.[1]

## હુશંગ.

તાંમ્ યજત હઓષ્યંઘ્હો પરધાતો, ઉપ ઉપબ્દે હરયાઓ બॅરॅજો સૂરયાઓ મજ્દધાતયાઓ, સતॅમ્ અસ્પનાંમ્, હજંઘ્રॅમ્ ગવાંમ્, બએવરે અનુમયનાંમ્ ઉત જઓથ્રાંમ્ ફ્રબરે.

દજ્દિ મે વંઘુહિ સॅવિશ્તે દ્રવાસ્પ, તત્ આયપ્તॅમ્, યથ બવાનિ અઇવિ-વન્યાઓ વીસ્પે દએવ માજઇન્ય, યથ અજॅમ્ નોઇત્ તરસ્તો ફ્રા-નેમાને થ્ઞએપાત્ પેરો દએવએઇબ્યો ફ્રા અહ્માત્ પેરો, વીસ્પે દએવ અનુસો તરસ્ત નॅમાઓન્તે, તરશ્ત તॅમંઘ્હો દ્વરાઓન્તે.

વળી ક્રિયાના જોર લઇ જનાર પેશદાદ (કુળના) હોશંગ (નરપતિ)એ અહુરમજદના પેદા કીધેલા સોહામણા અળબુર્જ (પહાડ) ની તળેટી આગલ સો ઘોડા, હજાર બળદ, (તથા) દશ હજાર નાહનાં ગોસ્પંદોથી તેણી (દ્રવાસ્પ) ને આરાધી (અને નીચે પ્રમાણે ઇચ્છા કીધી)

અહો ભલી (તથા) ઘણીજ કલ્યાણકારી (દ્રવાસ્પ!) (તુ) મને આ મુરાદ દે, તે એ કે માજનદરાનના સકળ દેત્યોનો (હું) પરાજય કરનારો થાવું; વળી દેત્યોની આગળથી ધાસ્તીથી ડરીને (તેમને) હું ન નમું (પણ) એથી ઉલટું સર્વ દેત્યો પોતાની મરજી વિરૂધ્ધ ડરીને (મને) નમે (તથા) બીહને અંધારામાં દોડી જાય.

(ગોશ યસ્ત ક. ૧. ફ૦ ૩.)

---

[1] વળી વધુ માટે જુવો ફરવરદીન યશ્ત જેમા મહાન સન્તોની ટીપ આપી છે અને દાદાભાઇ માનેકજી બીલીમોર્યાની 'પારસી યોગ અભ્યાસ.'

# પૌરૂશસ્પ.

**પૉઉરૂષસ્પો સાંમ ત્ઇરયો મશ્યો અસ્તવઇથ્યાઇ હુનૂત ગએથયાઇ હ્વા અહ્‌માઇ અષિશ અરૅનાવિ, તત અહ્‌માઇ જસત આયપ્તૅમ; યત હે ત્મ ઉસ-જયંથ્વહે, ત્મ અરૅજ્વો જરથુશ્ત્ર, ન્માનહે પૉઉરૂ-ષસ્પહે વીદએવો અહુર-તકએષો.**

પોઉરૂષસ્પ ચોથો માણુસ (હતો) (જેણે) (આ) જડ જગતમાં મને (હોમને ક્રિયાનાં) કાર્યમાં અર્પણ કરવાને સારૂં નીચવ્યો. તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, આ લાભ થયો, તે એ કે તેને માટે (તેને પેટે) તુ શ્રેષ્ઠતાર્થી જન્મ પામ્યો. અહો ખાલેસ જરથુશત્ર તું પોઉરૂષસ્પને ઘરનો, દૈત્ય (ના નીયમર્થી) દૂર રહેનાર (તથા) અહુરમજદના નીયમાનુસાર વર્તનાર (છે.) (હા. ૯. ફ૦ ૧૩)

**પૉઉરૂ સ્અપૅમ બવાહિ યથ પૉઉરૂષસ્પૅમ.**

પોઉરૂષસ્પના જેવો ઘોડાઓર્થી (તુ) ભરપુર થજે!

(આફ્રીને જરથોશ્ત, ફ૦ ૪.)

---

# ફ્રશોસ્ત્ર.

**યાવરના ફ્રષઓશ્ત્રા જામાસ્પા,......તા વરૅનાચા તકએષાચા.**

જેવી રીત ધરાવતા ફ્રશોશ્ત્ર (અને) જામાસ્પ (હતા) તેવીજ રીતનો તથા ધર્મનો હું છું. (દીનનો કલમો અવસ્તામાં.)

**પૅરૅસત ફ્રષઓશ્ત્રો અષ્વ અષવનૅમ જરથુશ્ત્રેમ, પઇતિ-શ્રૂઇધિ પઉર્વતરે જરથુશ્ત્ર, કત અસ્તિ રથ્વાંમ ફ્રમૅરૅતિશ કત ગાથનાંમ હુનરૅતિશ.**

અષો ફ્રશોસ્ત્રે અષો જરથુશ્ત્રને પુછ્યું કે 'હે વધારે ચઢતે દરજજેના જરથુશ્ત્ર! (મને) તું જવાબ આપ કે રતુઓની સ્મરણ કરવા લાયક ભકિત કઇ છે? ગાથાઓની સંપુર્ણતા કઇ છે?'

(હા. ૭૧. ફ. ૧.)

## જામાસ્પ.

**અએવ તે બવાહિ યથ જામાસ્પો, ઉત આફ્રીનૅમ્ કૅરૅનવાન યથ ઃઘ્રહેઉશ્ વીશ્તાસ્પાદ.**

(પેગમ્બર જરથુશ્ત્ર ગુસ્તાસ્પને દુઆ દે છે કે) તારો એક (છોકરો) જામાસ્પ (જ્ઞાની) જેવો થાય! અને તે પ્રજાપાલક ગુસ્તાસ્પને (તને) (જામાસ્પની માફક) દોઆ કરે! (આફ્રીને જરથોશ્ત, ક૦ ૨.)

**અમવ યથ જામાસ્પો.**

જામાસ્પના જેવો (તું) હિમ્મતવાન(થજે)! (આફ્રીને જરથોશ્ત ક૦ ૨.)

## ગુશ્તાસ્પ.

**કવોઇશ વીસ્તાસ્પહે અષઑનો ફ્રવષીમ્ યજમઇદે. તખ્મહે તનુ-માંથ્રહે દરૅશિ--દ્રૌશ આહૂઇર્યેહે યો દુચ પઉર્વાનચ અષાઇ રવો યએષ; યો દુચ પઉર્વાનચ અષાઇ રવો વીવએદ્. યો બાજુશ્ચ ઉપસ્તચ વીસત અઇંઘ્રહાઓ દએનયાઓ યત આહુરોઇશ જરથુશ્ત્રોઇશ. યો હીમ્ સ્તાતાંમ્ હિતાંમ્ હઇતીમ્ ઉજ્વજત્ હચ હુનૂઇવ્યો ની હીમ્ દસ્ત મઇધ્યોઇષાધેમ બેરેજિ-રાજેમ્ અફ્રક-ધવઇતીમ્ અષઑનીમ્ થ્રાંફવાંમ્ ગેઉશ્ચ વાસ્ત્રહેચ, ફ્રિથાંમ્ ગેઉશ્ચ વાસ્ત્રહેચ.**

બળવાન, માંથ્રના તનવાળા, મજબુત હથીઆરવાળા, અહુરમજ્દના માર્ગ પ્રમાણે ચાલનાર, કયાની કુળના, અષો કય ગુસ્તાસ્પના ફ્રેરોહરને અમે આરાધ્યે છિયે; જેણે બળવંત ભાલાથી અષોઇને કાજે, વૃદ્ધિનો માર્ગ મોકળો કર્યો, (તથા) જે બળવંત ભાલાથી અષોઇને કાજે વૃદ્ધિ સાફ દેખાડી; જે (ગુશ્તાસ્પ) આ અહુરમજ્દી જરથુશ્તિ ધર્મની બાજુ તથા ટેકા જેવો થયો; જેણે (તે) મક્કમ, ચાલુ પવિત્ર દીનને દુષ્ટ માનવીઓથી છુટી પાડી અને તેને ઊંચ રાજ્ય કરતી, ચોમેર ફેલાયલી, નૈતિક હુકમવાળી, વચમાં વિરાજતી, ગાય ઢોર તથા ઘાસ ચારાથી ભરપુર કરનારી તથા પ્રાણીઓ અને ઘાસચારાને પ્યારી મુકરર કીધી. (ફરવર્દીન યશ્ત. ૯૯-૧૦૦.)

## તેહમુરસ્પ.

જેનંઘ્રહુતૅમ્ બવાહિ યથ તખ્મો ઉરૂપ.

તેહમુરસ્પના જેવો (તું) હથ્યારવાળો થજે. (આફ્રીને જરથોશ્ત ફ૦ ૨.)

**તૅમ્ યજત તખ્મો ઉરૂપ અજ્નિનવાઑ.........અઑામ્ જદ્દ્યત્ અવત આયપ્તૅમ્ દજાદિ મે વયુશ્ ચો ઉપરો-કદ્દર્યો, યત્ બવાનિ અઇવિ-વન્યાઑ વીસ્પે દએવ મશ્યાચ, વીસ્પે યાતવો પઇરિકાઑસ્ચ. યત્ બરાનિ અંઘ્રૅમ્ મઇન્યૂમ્ ક્રમિતૅમ્ અસ્પહે કેહ્રૅપ, થ્રિસતૅમ્ અઇવિ-ગામનાંમ્, વ પઇરિ જૅમો કરન.**

હથ્યારવાળા તેહમુરસ્પે તે (વાય યજદને) આરાધ્યો (અને) તેનેથી માગ્યું કે હે બળવંત વાય યજદ! આ મુરાદ (વર) મને દે; તે એજ કે સર્વ દૈત્યોને, (દુષ્ટ) માનવીઓને, સર્વ જાદુગરોને તથા પરીઓને હાર દેનાર (હું) બનું. (વળી) અંગ્રેમીંનોને વશ કરીને, ૩૦ વર્ષ પર્યંત પૃથ્વીના બે છેડાની આજુબાજુ ઘોડાના રૂપમાં (તેની ઉપર) હું સ્વારી કરૂં. (રામ યશ્ત કરદે૦ ૩. ફ૦ ૧૧, ૧૨.)

---

## વીવંઘ.

**વીવંઘ્રહાઑ માંમ્ પઓઇર્યો મશ્યો અસ્તવઇથ્યાઇ હુનૂત ગએથયાઇ; હા અહ્માઇ અષિશ્ અૅરૅનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તૅમ્; યત્ હે પુથ્રો ઉસ્-જયત, યો યિમો ક્ષએતો હ્વાંથ્વો, ખરૅનંઘ્રઉહસ્તૅમો જાતનાંમ્, હ્વરૅ-દરૅસો મશ્યાનાંમ્.**

વીંઘાંમ પ્રથમ માણુસ (હતો), (જેણે) આ જડ દુનીયામાં મને (હોમને ક્રિયાના કાર્યમાં અર્પણ કરવાને કાજે) નીચવ્યો, તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ લાભ થયો, તે એ કે તેને માટે એક છોકરો શ્રેષ્ઠતાથી જનમ પામ્યો, જે જન્મ પામેલાઓમાં સર્વથી અધિક ખોરેહ વાળો, (તથા) માણસોમાં સુર્યની સમક્ષ જોનારો (તથા) રૈયતની સારી પેઠે રક્ષા કરનાર જમશેદ દેશપતિ (હતો). (મોટી હોમ યશ્ત ક. ૧ ફ૦ ૪.)

# જમશેદ.



તાંમ્ યજત યો યિમો ક્ષએતો હ્વાંથ્વો, હુકઇરયાત્ હચ બરૅજં-ઘ્રહત્, સતૅમ્ અસ્પનાંમ્, હજંઘ્રૅમ્ ગવાંમ્, બએવરે અનુમયનાંમ્, ઉત જઓથ્રાંમ્ ફ્રબરે.

દજ્દિ મે વંઘ્રઉહિ સૅવિશ્તે, દ્રવાસ્પે તત્ આયપ્તૅમ્, યથ અજૅમ્ ફ્રષઓનિ વાંથ્વ, અવ-બરાનિ, અવિ મજ્દાઓ દામબ્યો, યથ અજૅમ્ અમૅરૅખ્તીમ્ અવ-બરાનિ, અવિ મજ્દાઓ દામબ્યો.

ઉત અજૅમ્ અપ-બરાનિ, વ ષુધેમ્ચ તર્ષ્નૅમ્ચ, હચ મજ્દાઓ દામબ્યો, ઉત અજૅમ્ અપ-બરાનિ, વ જઉર્વાંમ્ચ મૅરૅથ્યૂમ્ચ, હચ મજ્દાઓ દામબ્યો, ઉત અજૅમ્ અપ-બરાનિ, વ ગરૅમૅમ્ચ વાતૅમ્ અઓતૅમ્ચ, હચ મજ્દાઓ દામબ્યો, હજંઘ્રૅમ્ અઇવિ-ગામનાંમ્

વળી ક્રિયાની જોર લઇ જનાર (તથા) રૈયતનું સારી પેઠે રક્ષણ કરનાર જમશેદ બાદશાહે હુકર (નામના) પહાડ ઉપરથી સો ઘોડા, હજાર બળદ (તથા) દશ હજાર નાનાં ઢોરોથી તેણીને (દ્રવાસ્પને) આરાધી (અને નીચે પ્રમાણે મુરાદ ચાહી.)

અહો ભલી (તથા) ઘણીજ લાભકારી દ્રવાસ્પ! (તું) મને આ મુરાદ દે, તે એ કે અહુરમજદની સૃષ્ટિ તરફ આબાદી (તથા) ગાય ઢોરની વૃદ્ધિ હું (લાવું) તથા અહુરમજદની સૃષ્ટિ તરફ અમરપણું હું લાવું.

વળી અહુરમજદની ઉત્પાદનમાંથી ભુખ અને તરસ બન્ને દુર લઇ જાવું (અથવા કાઢું); વળી અહુરમજદની સૃષ્ટિમાંથી બુઢાપો તથા મોત બન્ને વેગળાં લઇ જાવું; વળી અહુરમજદની સૃષ્ટિમાંથી હજાર વર્ષ સુધી ગરમ પવન તથા ઠંડો પવન છેટે લઇ જાવું (નષ્ટ કરૂં). (ગોશ યશ્ત ક૦ ૮, ૯, ૧૦.)

ખરૅનંઘ્રઉહુન્તૅમ્ બવાહિ યથ યો યિમો ક્ષએતો હ્વાંથ્વો.

રૈયતની સારી પેઠે જતન કરનાર જમશેદ રાયના જેવો (તું) ખોરહેવાળો થજે! (આફ્રીને જરથોશ્ત ક૦ ૩.)

**આઅત્ ‌મ્રૅાત્ અહુરો મજ઼દાઑ, યિમાઇ સ્રીરાઇ હ્વાંથ્વાઇ અષાઉમ્ જરથુશ્ત્ર અહ્માઇ પઑઇર્યો મશ્યાનાંમ્ અપૅરૅસે અજૅમ્ યો અહુરો મજ઼દાઑ અન્યો થ્વત્ યત્ જરથુશ્ત્રાત્. અહ્માઇ ફ્રદએસએમ્ દએનાંમ્ યાંમ્ આહૂઇરીમ્ જરથુશ્ત્રીમ્.**

ત્યારે અહુમજદે કહ્યું, કે અહો અશો જરથુશ્ત્ર! સોહમણા (તથા) સારા ચાકર, નોકરવાળા જમશેદને (મેં અહુરમજદી તથા જરથુશ્તિ દીન શીખાડી); તું કે જે જરથુશ્ત્ર તે સિવાય માણસોમાં, પ્રથમ હું જે અહુરમજદ (તેણે), તેની (જમશેદ) સાથે વાર્તાલાપ કીધી; (અને) દીન જે અહુરમજદી (તથા) જરથુશ્તિ (તે) તેને મેં શીખાડી.

(વંદીદાદ ૫ર. ૨. ફ. ૨)

**આઅત્ હે મ્રૅામ્ જરથુશ્ત્ર અજૅમ્ યો અહુરો મજ઼દાઑ. વીસંઘ્રહ મે યિમ સ્રોર વીવંઘ્રહુન મૅરૅતો બૅરૅતચ દએનયાઑ. આઅત્ મે અએમ્ પઇતિ-અઑખ્ત યિમો સ્રીરો જરથુશ્ત્ર. નોઇત્ દાતો અહ્મિ નોઇત્ ચિસ્તો મૅરૅતો બૅરૅતચ દએનયાઇ.**

ત્યારે અહો જરથુશ્ત્ર! હું જે અહુરમજદ (તેણે) તેને (જમશેદને) કહ્યું કે, હે વીંઘામના (છોકરા) સોહમણા જમશેદ! ભણેલો થઇને મારી દીનનો પ્રચાર કરનારો તું થા. ત્યારે હે જરથુશ્ત્ર! આ સોહામણા જમશેદે મને પાછો જવાબ વાળ્યો કે ભણેલો થઇને તારી દીનનો ફેલાવો કરનાર (થવાને) હું ન્યાયમાં કુશળ નથી, (તથા) વિજ્ઞાપ્તિ પામેલો નથી.

(વંદીદાદ ૫ર. ૨. ફ. ૩.)

**આઅત્ હે મ્રૅામ્ જરથુશ્ત્ર અજૅમ્ યો અહુરો મજ઼દાઓ. યેજિ મે યિમ નોઇત્ વીવીસે મૅરૅતો બૅરૅતચ દએનયાઑ, આઅત્ મે ગએથાઑ ફ્રાધય આઅત્ મે ગએથાઑ વરૅધય આઅત્ મે વીસાઈ ગએથનાંમ્ થ્રાતાચ હરૅતાચ અઇવ્યાખ્શતચ.**

ત્યારે, અહો જરથુશ્ત્ર! હું જે અહુરમજદ (તેણે) તેને કહ્યું કે, હે જમશેદ! (તું) ભણેલો થઇને મારી દીનનો પ્રસાર કરનારો ન થાય તો, મારા મુલકોને તું આબાદ કર, ત્યારે મારા મુલકોની તું વૃદ્ધિ કર, કે તેથી મારાં સંસ્થાનોનું પાલન કરનાર તથા આબાદ કરનાર તથા રક્ષણ કરનાર તું થાય.

(વંદીદાદ ૫ર. ૨. ફ. ૪.)

**આઅત્ મે અએમ્ પઇત્યઑખ્ત યિમો સ્રીરો જરથુશ્ત્ર, અજૅમ્ તે ગએથાઓ ફ્રાધયેનિ અજૅમ્ તે ગએથાઓ વરૅધયેનિ અજૅમ્ તે વીસાને ગએથનાંમ્ થ્રાતાચ હરૅતાચ, અઇવ્યાખ્શતચ. નોઇત્ મન ખ્ષથ્રે ખ્વત્ અઓતો વાતો નોઇત ગરૅમો નોઇત્ અખ્તિશ્ નોઇત્ મહ્રકો.**

ત્યારે, હે જરથુશ્ત્ર તે સોહામણા જમશેદે મને પાછો ઊત્તર દીધો કે, હું તારા સંસ્થાંનોને આબાદ કરીશ, હું તારા મુલકોની ઉન્નતિ કરીશ. હું તારા મુલકોનો રક્ષક તથા આબાદ કરનાર તથા તપાસનાર થઇશ.

(હવે જમશેદ દાદાર પાસ દુવા ગુજારે છે કે) "મારી રાજ્યસત્તામાં ઠંડો પવન ના (હોતો), ગરમ (પવન) ના (હોતો), દુ:ખ ના (હોતું), મરકી ના (હોતી)!" (વંદીદાદ પર. ૨. ફ. ૫.)

**યિમહે વીવંઘ્હનહે અષઓનો ફ્રવષીમ યજમઇદે**

વીંઘામના છોકરા અષો જમશેદના ફરોહરને અમે આરાધ્યે છિયે.

(ફરવર્દીન યશ્ત ફ૦ ૨૯.)

**આઅત્ માંસ્ત યિમો, કુથ તે અજૅમ્ વરૅમ કૅરૅનવાનિ યા મે અઓખ્ત અહુરો મજ્દાઓ. આઅત અઓખ્ત અહુરો મજ્દાઓ યિમાઇ, યિમ સ્રીર વીવંઘ્હન અંઘ્હાઓ જૅમો પાષ્નએઇબ્યો વીસ્પર જસ્તએઇબ્યો વીખ્ધ માંનયૅન્ અહે યથ નૂ મષ્યાક ખ્ષિવિસ્તિ જૅમ વીષાવયેઇન્તે.**

ત્યારે જમશેદ (પોતાના મનમાં) વિચાર્યું કે 'તે ગોફાને હું કેમ બનાવીશ, જેને વિષે મને અહુરમજદે કહ્યું હતું.' ત્યારે અહુરમજદે જમશેદને કહ્યું કે, અહો! વીંઘામના (છોકરા) સુંદર જમશેદ! જે પ્રમાણે હાલ માણસો ખેડવા લાયક જમીનને વધારે છે, (તે પ્રમાણે) આ જમીનને (તારી) બે એડીથી ઉથળ પાથળ કર (અને તારા) બે હાથથી તે ખોદ. (વંદીદાદ પર. ૨. ફ. ૩૧)

**તએચ અયરૅ મઇન્યેઇન્તે યત યારે. ચથવરૅસતૅમ અઇવિ-ગામનાંમ્ દ્વએઇબ્ય હચ નૅરૅબ્ય દ્વ નર ઉસ્-જયેઇન્તે મિથ્વન સ્રીચ નઇર્યસ્ચ અથ અએતએષાંમ્ યોઇ ગેઉશ્ સરેધનાંમ. તએચ નરો સ્રએશ્ત ગય જ્વઇન્તિ અએતએષ્વ વરૅફ્ષ્વ યો યિમો કૅરૅનઓત્.**

તેઓ એક વર્ષને એક દહાડો વિચારે છે (એટલે ગણે છે). શિયાળાઓમાંના ચાલીસ (શિયાળામાં) (એટલે દર ૪૦ વર્ષે) બે મનુષ્યથી (એટલે) એક સ્ત્રી અને નરના સંયોગ થયાથી બે મનુષ્ય ઉત્તમ રીતે જન્મ પામે છે, એ પ્રમાણે આ જાત જે ઢોરની (છે તેમાં પણ એમજ છે).

(ખુલાસો—જમશેદના બનાવેલા ગુહામાં ૪૦ વર્ષે જેમ એક નર અને માદાના સંયોગથી બે મનુષ્ય પેદા થતાં હતાં, તેમજ ઢોરની જાતમાં પણ બનતું હતું.)

આ ગુહા જે જમશેદે બનાવ્યા, (તેમાં) તે માણસો સર્વથી શ્રેષ્ટ જીંદગી સાથ જીવે છે. (વંદીદાદ ૫ર. ૨. ફ. ૪૧.)

**આઅત્ યિમો વરૅમ્ કૅરૅનઑત્ ચરૅતુ-દ્રાજો કૅમચિત્ પઇતિ ચથ્રુષ-નાંમ. હથ્ર તઑખ્મ્ ઉપ-બરત્ પસ્વાંમ્ચ સ્તઑરનાંમ્ચ મષ્યાનાંમ્ચ સૂનાંમ્ચ વયાંમ્ચ આથ્રાંમ્ચ સુખ્રૂરાંમ્ સઑચિન્તાંમ્. આઅત્ યિમો વરૅમ્ કૅરૅનઑત્ ચરૅતુ-દ્રાજો કૅમચિત્ પઇતિ ચથ્રુષનાંમ્ ગવાંમ્ ગાવયનાંમ્.**

ત્યારે જમશેદ (તે) ગુહાની દરેક દીશાથી ચરેતુ જેટલો લાંબો બનાવ્યો. (અને ત્યાર પછી) તે ગુહામાં પશુઓના તથા રાતા અને બળતા આતશોના બીજ લઇ ગયો; ત્યારે જમશેદે માણસોના રહેઠાણને માટે (તે) ગુહાને દરેક દીશાથી ચરેતુજેટલો લાંબો બનાવ્યો; (તથા) ગાય ઢોરના ચાનને માટે (તે ગુહાને) દરેક દીશાથી ચરેતુ જેટલો લાંબો (બનાવ્યો).

(ખુલાસો—ગુહાને ચોરસ બનાવ્યો તે એવી રીતે કે તે દરેક દીશામાં ચરેતુના જેટલો લાંબો હતો).

(વંદીદાદ ૫ર. ૨. ફ૦ ૩૩.)

**હથ્ર આપૅમ્ ફ્રાતત્-ચયત્ હાથ્રો-મસંઘ્નહૅમ્ અઘ્વનૅમ્. હથ્ર મરૅ-ઘાઑ અવસ્તયત્ અવિ મત્ જઇરિ-ગઑનૅમ્ મત્ ખઇરયેઇતિ અજ઼્ય-મનૅમ્. હથ્ર ન્માનાઑ અવસ્તયત્ કતૅમ્ચ ફ્રસકૅમ્ફ્રૅમ્ચ ફ્રવારૅમ્ચ પઇરિ-વારૅમ્ચ.**

(જમશેદે) તે (ગુહા) માં એક ફરસંગ (જેટલા) મોટા માર્ગ (સુધીનું) પાણી સારી પેઠે એકઠું કીધું; તે તરફ લીલા રંગના (ફળનાં) તથા તાજા ખોરાક સાથના બજારો વસાવ્યાં; તે તરફ ઓરડા તથા થાંભલા તથા લાંબી દીવાલ તથા ફરતી દીવાલ (સાથનાં) ઘરો રચ્યાં. (વંદીદાદ ૫ર. ૨. ફ૦ ૩૪.)

## આથવ્યાન્.

—:-:(◌):-:—

**આથ્વ્યો માંમ્ બિત્યો મષ્યો અસ્તુવઇથ્યાઈ હુનૂત ગએથયાઇ, હા અહ્‌માઇ અષિશ ઍરૅનાવિ, તત્ અહ્‌માઇ જસત્ આયપ્તૅમ; યત્ હે પુથ્રો ઉસ્-જયત, વીસો સૂરયાઓ થ્રએતઑનો.**

આથવ્યાન બીજો માણસ (હતો), (જેણે), (આ) જડ જગતમાં (મને ક્રિયાના કાર્યમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો, તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ લાભ થયો, તે એ કે તેને માટે (તેને પેટે) પેહલવાની કુળનો ફરેદુન (નામનો છોકરો) ઉત્તમ રીતે જન્મ પામ્યો. (હોમ યશ્ત. ક. ૧. ફ૦ ૭.)

**પૉઉરૂ-ગો બવાહિ યથ આથ્વ્યાનોઇશ.**

આથવ્યાનના કુટુંબ સમાન (તું) ગાય, ઢોરથી ભરપુર થજે! (આફ્રીને જરથોશ્ત, ફ૦ ૮)

---

## ફરેદુન.

—o—

**તાંમ્ યજત વોસો પુથ્રો આથ્વ્યાનોઇશ્, વીસો સૂરયાઓ થ્રએતઑનો, ઉપ વરૅનૅમ્ ચથ્રુ-ગઑષૅમ્, સતૅમ્ અસ્પનાંમ્, હજંઘ્રૅમ્ ગવાંમ્, બએવરૅ અનુમયનાંમ્, ઉત જઑથ્રાંમ્ ફ્રબરે.**

**દજાદિ મે વંઘુઉહિ સૅવિશ્તે દ્વાસ્પે તત આયપ્તૅમ્, યત બવાનિ અઇવિ-વન્યાઑ, અજીમ્ દહાકૅમ્ થ્રિજફનૅમ્, થ્રિકમૅરૅધૅમ્, ક્ષ્વશ-અષીમ્, હજંઘ્ર-યઑક્ષ્તીમ્ અષ્-અઑજંઘ્રહૅમ્, દએવીમ્ દ્રુજૅમ્ અઘૅમ્ ગઍથાવ્યો દ્રવન્તૅમ્, યાંમ્ અષ્-અઑજસ્તૅમાંમ્ દ્રુજૅમ્ ફ્રચ કૅરૅન્તત્ અંઘ્રો મઇન્યુશ્, અવિ યાંમ્ અસ્તવઇતીમ્ ગએથાંમ્, મહ્‌રકાઇ અષહે ગએથનાંમ્. ઉત હે વન્ત અજાનિ સવંઘ્હવાચિ અરૅનવાચી, યોઇ હૅન્ કૅહ્‌રપ્ અએશ્ત જજાતેએ ગએથ્યાઇચ, યોઇ અબ્દોતૅમે.**

**આથવ્યાનનાં કુલનો છોકરો પેહલવાની વંશનો ફરેદુન, જે ક્રિયાની જોર લઇ જનાર (તેણે) પણ ચાર ખુણાવાળાં ગીલાંન**

(શેહર)માં સો ઘોડા, હજાર બળદ, (તથા) દશ હજાર નાનાં ઢોરોથી તેણીને (દ્રવાસ્પને) આરાધી અને નીચે પ્રમાણે ઇચ્છયું,

અહો ભલી (તથા) સર્વથી વધુ લાભકારી દ્રવાસ્પ! (તું) મને આ મુરાદ દે, કે જેથી ત્રણ મોઢાંના, ત્રણ માથાના, છ આંખના, હજાર યુક્તિવાળા, પુષ્કળ બળવંત દૈત્યને લગતો દ્રુજ, (તથા) (જે) (આ) મુલકોને વાસ્તે નુકસાન પહોંચાડનાર દ્રવંત્, (જે) ઝુહાક (તે) ને જેર કરનારો હું થાવું. જે ઘણાજ પ્રબળ દ્રુજને (ઝુહાકને) (આ) જડ દુનિયાં ઉપર અષોઇના સંસ્થાનોના નાશને માટે અંગ્રે-મઇન્યુશે સરજ્યો. વળી શેહરનાજ તથા અરનવાજ (નામની) તેની બે પ્યારીઓ (જેઓ) (આ) દુનિયાંની નારીઓમાં સર્વથી સોહામણાં શરીરની છે, (તથા) જેઓ ઘણાંજ ઉંડા ખાડામાં (પડેલી છે), (તેમને) હું છોડવું. (ગોશ યશ્ત. ફ૦ ૧૩, ૧૪.)

જયત થ્રએતઓનો જન્ત અજોઇશ દહાકાઇ

ડંખ દેનાર સાંપને (એટલે જોહાકને) મારનાર ફરેદુન જન્મ પામ્યો હતો. (વંદીદાદ.)

---

## કાઉસ.

અશ-વર્ચાઓ યથ કવ ઉસ.

કાઉસ (પાદશાહ) ના જેવો (તું) પુરતા ઝળકાટવાળો (થજે)! (આફ્રીન જરથોશ્ત. ફ૦ ૨.)

---

## કૈખુશરૂ.

—:-o-:—

તાંમ્ યજત અર્ષ અઇરયનાંમ્ દખ્યુનાંમ્ ક્ષથ્રાઇ હન્કેરેમો હઓસ્રવ, પસ્ને વરોઇશ્ ચએચિસ્તહે જફ્રહે ઉરૂવ્યાપહે, સતેમ અસ્પનાંમ્, હજંઘ્રેમ્ ગવાંમ્, બએવરે અનુમયનાંમ્, ઉત જઓથ્રાંમ્ ફ્રબરો.

**હઝ્અહિ મે વંઘ્નઉહિ સૅવિશ્તે, દ્રુવાસ્પે તત્ આયપ્તૅમ, યથ અઝૅમ નિજનાનિ, મઇરીમ્ તૂઇરીમ્ ફ્રંઘ્રસ્યાનૅમ , પસ્ને વરોઇશ ચએ-ચિશ્તહે જફ્રહે ઉર્‌વ્યાપહે, પુથ્રો કએન સ્યાવર્ષાનાઇ જુરે–જતહે નરહે, અઘ્રએરથહૅચ નરવહે.**

વળી ક્રિયાની જોર લઈ જનાર બહાદુર કેખશરૂ, (જે) ઇરાનના દેશોની રાજ્યસત્તાને સાથે જોડી નાખનાર, (તેણે) ઉંડા (તથા) બોહળાં પાણીવાળાં ચએચસ્ત (નામના) સરોવરની પેલી પાર સો ઘોડા, હજાર બળદ, તથા દશ હજાર નાનાં ઢોરથી તેણીને (દ્રવાસ્પને) આરાધી (અને નીચે પ્રમાણે મુરાદ ચાહી.)

હે ભલી (તથા) સર્વથી વધુ કલ્યાણકૃત દ્રવાસ્પ! (તું) મને આ મુરાદ દે, તે એ કે ઉંડા (તથા) બોહળા પાણીવાળા ચએચસ્ત (નામના) સરોવરની પેલી પાર (અથવા પછવાડે), ખુની તુરાની અફ્રાસીઆબને હું મારૂં. જુલમથી ઠાર થયેલા સ્યાવક્ષના કીનામાં (તથા) નરૂ કુલનાં શૂરા અગરેરસનાં કીનામાં, (હું જે) સીયાવક્ષનો બેટા (તે ખુની અફ્રાસીઆબને મારૂં). (ગોશ યશ્ત ફ૦ ૨૧, ૨૨.)

**અયસ્કૅમ્ અમહ્‌ર્કૅમ્ બવાહિ યથ કવ હુસ્રવ.**

કેખશરૂના જેવો (તું) દર્દ (અથવા દુ:ખ) રહિત (તથા) મર્ક રહિત થજે! (આફ્રીને જરથોશ્ત ફ૦ ૭.)

---

# કએ વીશ્તાસ્પ.



**જરથુશ્ત્રા કસ્તે અષવા ઉર્વથો મજોઇ મગાઇ, કે વા ફ્રસ્રુદ્યાઇ વશ્તી. અત્ હ્વો કવા વીશ્તાસ્પો યાહી.**

અહો જરથુશ્ત્ર! (આ) મોટાં કામને માટે કોણ તારો ખરો મીત્ર (છે)? અથવા (અહુરમજદને) (જાહેર પ્રજામાં જાણીતાં) કરવાને કોણ મનવાંછા રાખે છે? તે કય વીશ્તાસ્પ છે. (હા. ૪૬ ફ૦ ૧૪.)

**તાંમ્ યજત બૅરૅજાઇધિશ્ કવ વીશ્તાસ્પો, પસ્ને આપો દાઇત્યયાઑ, સતૅમ્ અસ્પનાંમ્, હજંઘ્રૅમ્ ગવાંમ્, બએવરે અનુમયનાંમ્, ઉત જઑથ્રાંમ્ ફ્રબરે.**

દજ્દિ મે વંઘ્ઉહિ સૅવિશ્તે, દ્રુવાસ્પે તત્ આયપ્તૅમ્, યથ અજાનિ પૅષને અશત અઉર્વન્તો, વીસ્પ-થઉર્વો-અસ્તોઇશ, પુથ્રો વીસ્પ-થઉર્વો, ઉર્વિ-ખ્અૅાધો, ઉર્વિ-વૅરથ્રો, સ્ત્વી-મનોથ્રોશ, યેંઘ્હે હપ્ત સત ઉશ્ત્રનાંમ્ જઇન્યાવરત્, પસ્ચ ખ્નીધહે યથ અજાનિ પૅષને મઇર્યેહે ખ્યઓનહે અરેજત્-અસ્પહે, યથ અજાનિ પૅષને દર્ષિનિકહે દએવયસ્નહે.

ઉત અજૅમ્ નિજનાનિ તાંથ્રવન્તૅમ્ દુજ્દએનૅમ્, ઉત અજૅમ્ નિજનાનિ સ્પિનજઉરૂશ્કૅમ્ દએવયસ્નૅમ્, ઉત અજૅમ્ ફ્રઓઉર્વએસયેનિ હુમય વરૅધકનાંમ્ચ, ખ્યઓન્યેહેચ દંઘ્હાવો, ઉત અજૅમ્ નિજનાનિ ખ્યઓનિનાંમ્ દખ્યુનાંમ્, પન્ચસઘ્નાઇ સતઘ્નાઇશ્ચ, સતઘ્નાઇ હજંઘ્રઘ્નાઇશ્ચ, હજંઘ્રઘ્નાઇ બએવરેઘ્નાઇશ્ચ, બએવરેઘ્નાઇ અહાંક્ષ્તઘ્નાઇશ્ચ.

વળી ક્રિયાની જોર લઇ જનાર (તથા) ઉચ નજરના કએ ગુસ્તાસ્પે વેહદાતીની પેલી પાર સો ઘોડા, હજાર બળદ (તથા) દશ હજાર નાનાં ઢોરોથી તેણી (દ્રવાસ્પ) ને આરાધી (અને નીચે પ્રમાણે મુરાદ માગી) 'હે ભલી (તથા) ઘણોજ લાભકારી દ્રવાસ્પ! તું મને આ મુરાદ દે, તે એ કે (લડાઇમાં નીચે જણાવેલા) આઠ પેહલવાનોને હું નસાડું:—(૧) વીસ્પ-થઉર્વો-અસ્તિ. (૨) વીસ્પ-થઉર્વનો છોકરો (૩) ઉર્વિ-ખઓધ (૪) ઉર્વિ-વેરેથ્ર (૫) સ્ત્વી-મનોથ્રિ, જેના સાતસો ઉંઠ તેની પુંઠે ચાલે છે; (૬) ત્યાર પછી લડાઇમાં ઉશકેરાયલા (તથા) ખુની ખ્યઓન, (તથા) (૭) અરજાસ્પને હું નસાડું, તેમજ લડાઇમાં (૮) બુતપરસ્ત દરષિનિકને હું નસાડું; વળી ખરાબ દીનવાળા તાંથ્રવન્તને હું મારૂં, તથા બુતપરસ્ત સ્પિનજઉરૂશ્કને હું મારૂં, તથા વેરેધક તથા ખ્યઓના દેશોમાં સારા કાએદા (અથવા સારી દાનાઇ ભરેલી રીતો) હું દાખલ કરૂં; વળી ખ્યઓનિ દેશોના (માણસોને) પચાસથી સો ઘણા, સોથી હજાર ઘણા, હજારથી દશ હજાર ઘણા, દશ હજારથી અગણિત ઘણા હું મારૂં.' (ગોશ યશ્ત ફ૦ ૨૯, ૩૦, ૩૧.)

યાવરનો કવા વીશ્તાસ્પો.. ..તા વરૅનાચા ... કઍષાચા.

જેની રીતવાળો કએ ગુસ્તાસ્પ (હતો), તેવીજ રીતનો તથા ધારાનો (હું છું). (દીનનો કલમો અવસ્તામાં ફ૦ ૭.)

આઅત્ અઑખ્ત જરથુશ્ત્રો કવોઇશ વીશ્તાસ્પહે, આફ્રીનામિ તવ, નર દંઘ્હુ-પઇતિ, વૉહુ-જીતિ, ઉસ્-જીતિ, દરૅઘૅમ્-જીતિ; જઇતે

**તે નરાંમ્, જઇતે તે નાઇરિકાંમ્, જઇતે તે પુથ્ર ઉસ્-જયાઑન્તે તનુ-કૅરૅત. અએવ તે બવાહિ યથ જામાસ્પો, ઉત આફ્રીનૅમ્ કૅરૅનવાત્ યથ દંઘ્રહેઉશ્ વીશતાસ્પાઇ.**

પછી પેગમ્બર જરથુશ્ત્રે કયાની ગુસ્તાસ્પને કહ્યું, કે હે નેક જીંદગીવાલા, ઊચ દરજજાના જીવનવાલા (તથા) લાંબા જીવનવાલા નરવીર! હે મહારાજા! (હું) તને (નીચે પ્રમાણે) આશીષ દઊંછું. તારા માણસોને (લાંબું) આયુષ્ય (હોજો)! તારી બાઇડીને (લાંબા) આયુષ્ય (હોજો)! તારા છોકરા (જે) તારે પેટે જન્મ પામે (તેમને) (લાંબી) જીંદગી (હોજો)! તારો એક (છોકરો) જામાસ્પ (હકીમ) જેવો થાય! અને તે પાદશાહ ગુસ્તાસ્પને (તને) (જામાસ્પની પેઠે) આશીષ દે.

(આફ્રીને જરથોસ્ત ક૦ ૧. ૨.)

**સૅવિશ્તો બવાહિ [illegible] મજ્દાઑ, વૅરૅથ્રજાઑ યથ થ્રએતઑનો, અમવ યથ જામાસ્પો, અશ-વરેચાઓ યથ કવ ઉસ, પૉઉરૂ-જિરો યથ અઑશનરો, જેનંઘ્રહુન્તૅમ્ બવાહિ યથ તખ્મો-ઉરૂપ. ખરેનંઘ્રહુન્તૅમ્ બવાહિ યથ યો યિમો ક્ષએતો હ્વાંથ્વો; હજંઘ્રર-યઑક્ત્યો બવાહિ યથ અજ઼ોઇશ્ દહાકાઇ અઘ-દએન; ઉગ્રૅમ્ અઑ-જિશ્તૅમ્ બવાહિ યથ કૅરૅસાસ્પૅમ, હુથ્રાઑવ્રહૅમ વ્યાખ્નૅમ્ બવાહિ યથ ઉર્વાક્ષહે; સ્રીરૅમ્ કેહ્રૅપૅમ્ અનાસ્રવનૅમ્ બવાહિ યથ કવ સ્યાવર્ષાનો. પૉઉરૂ-ગો બવાહિ યથ આથ્વ્યાનૉઇશ્; પૉઉરૂ-અસ્પૅમ બવાહિ યથ પૉઉરૂશસ્પૅમ; અષવ બવાહિ યથ જરથુશ્ત્રો સ્પિતામો; રંઘ્રહાંમ્ દૂરએ-પારાંમ્ બવાહિ યથ યો વિક્ષ્રા નવાજો; ઉર્વથો બવાહિ યજતનાંમ્ યથ જરેનૅમ્ મઝ્યાનાંમ્.**

(દાદાર) અહુરમજદના જેવો (તુ) ઘણોજ કલ્યાણકારી થજે! ફરેદુનના જેવો (તુ) શત્રુને મારનાર (થજે)! જામાસ્પના જેવો (તું) બહાદુર (થજે)! કાઊસના જેવો (તું) પુર ઝળકાટવાળો (થજે)! અઑશનરના જેવો (તું) પુર ચાલાકીવાળો (થજે)! તેહમુરસ્પના જેવો (તું) હથ્યારબંદ થજે! રૈયતની સારી પેઠે રક્ષા કરનાર, જમશેદશાહના જેવો (તું) ખુરેહવાળો થજે! ખરાબ પંથવાળા ઝોહાકની સમાન (તું) હજાર યુકિતવાળો થજે! કેરશાસ્પનો જેવો (તું) વિજયી (તથા) ઘણોજ બળવંત થજે! ઉર્વાક્ષના જેવો (તું) સારાં ડહાપણવાળો (તથા) મોટાં માણસોની સભામાં બેસનારો થજે! કએ સ્યાવક્ષના જેવો (તું)

સોહામણાં શરીરનો (તથા) પાપરહિત થજે! આથવ્યાનના કુલવાળાની સમાન (તું) ગાય ઢોરથી ભરપુર થજે! પોઉરૂશસ્પના જેવો ઘોડાઓથી ભરપુર થજે! સ્પીતમાન જરથુશ્ત્રના જેવો અષો થજે! વિફ્નવાજની સમાન પાર કરવાને દુર-પડે એવી રંઘ (નદી) ને (પોહચનારો અથવા પાર કરનારો) તું થજે! માણુસોના વડાના જેવો યજદોનો તું પ્યારો થજે. (આફ્રીને જરથોસ્ત ફ૦ ૨, ૩, ૪.)

**જયાઑન્તે હચ વો દસ પુથ્ર. થ્રાયો બવાહિ યથ અથઉરૂનો, થ્રાયો બવાહિ યથ રથએશતારહે, થ્રાયો બવાહિ યથ વાસ્ત્રયેહે ફ્શુયન્તો, અઍવ તે બવાહિ યથ વીશતાસ્પાઇ. અઉર્વત-અસ્પૅમ્ બવાહિ યથ હ્વરે; રઑચિનવન્તૅમ બવાહિ યથ માઓંઘહૅમ્ સઑચિનવન્તૅમ્ બવાહિ યથ આતરૅમ્; તિઝિનવન્તૅમ્ બવાહિ યથ મિથ્રૅમ; હુરઓધૅમ વૅરૅથ્રાજનૅમ્ બવાહિ યથ સ્રઓષૅમ અષીમ. અર્શ-વ્કએષૅમ્ બવાહિ યથ રશ્નૂશ; દુશમઇન્યુ-જયન્તૅમ બવાહિ યથ વૅરૅથ્રઘ્નૅમ્ અહુરધાતૅમ્; પૉઉરૂ-ખ્થ્રૅમ બવાહિ યથ રામનો ખાસ્ત્રહે; અયસ્કૅમ્ અમહ્ર્કૅમ્ બવાહિ યથ કવ-હુસ્રવ. પસ્ચ આફ્રોનૅમ્ અઇપિ-જસઇતિ વહિશ્તૅમ્ અહૂમ અષઓનાંમ્ રઓચંઘ્હૅમ્ વીસ્પો-ખ્થ્રૅમ. અથ જમ્યાત્ યથ આફ્રીનામિ.**

તમારાથી (અથવા તમારે પેટે) દશ છોકરા જન્મ પામજો! (તેમનામાંના) ત્રણ (છોકરા) આથ્રવનના જેવા, ત્રણ રથેશતારના જેવા અને ત્રણ દેશનીઆબાદી કરનાર ખેડુતના જેવા, અને એક, (તું) ગુશતાસ્પના જેવો (શાહ) થાય! ખુરશેદના જેવો (તું) તેજ ઘોડાવાળો થજે! ચંદ્રમાના જેવો (તું) તેજસ્વી થજે! આતશના જેવો (તું) ચળકાટવાળો થજે! મેહેરના જેવો (તું) તેજીવાળો થજે! અશો સરોષ (યજદ) ના જેવો (તું) સુંદર (તથા) વિજયી થજે! રશ્ને (યજદ) ના જેવો સત્યવાદી તરીકા (અથવા મઝહબ) પ્રમાણે ચાલનારો તું થજે! હોરમજદના ઉત્પન્ન કરેલા બેહરાંમ (યજદ) ના જેવો (તું) શત્રુને મારનારો થજે! રામ ખાસ્તર (મીનો રામ) ના જેવો (તું) પુર આસાનીવાળો થજે! કેખશરૂના જેવો (તુ) દર્દ રહિત તથા મોત વિનાનો થજે! (ઉપર જણાવેલા (સર્વ) આશીષ ફળયા કેડે અષો (લોકો) નું ચલકતું (તથા) સઘળું આનંદમય સ્વર્ગ (તને) મલે! જે પ્રમાણે હું આશીષ માંગું છું તે પ્રમાણે થાય! (આફ્રીને જરથોશ્ત ફ૦ ૫, ૬, ૭, ૮.)

## હુતોશ.

**દજ્દિ મે વંઘ્રુઉહિ સૅવિશ્તે, દ્રૂવાસ્પે તત્ આયપ્તૅમ્, યથ અજૅમ હાચયેને, વંઘ્રુઉહીમ્ આઝાતાંમ્ હુતઑસાંમ્, અનુમતેએ દએનયાઓ, અનુખ્તેએ દએનયાઓ, અનવર્શ્તેએ દએનયાઓ, યા મે દએનાંમ્ માઝ્દયસ્નીમ્ જરસ્ચ દાત્, અપએચ અઑતાત્, યા મે વરૅઝાનાઇ, વંઘ્રુઉહીમ દાત્ ફ્રસસ્તીમ.**

હે ભલી (તથા) ઘણીજ લાભકારી દ્રવાસ્પ! (તું) મને આ વર દે તે એ કે સદગુણી (તથા) કુળીન હુતોશને દીનના મત પ્રમાણે, દીનના વચન પ્રમાણે, (તથા) દીનનાં કાર્યો પ્રમાણે હું દોરવું. (તથા) જે (હુતોશ) મારી માઝદયસ્ની દીન ઉપર (પોતાનું) દીલ લગાડે (તથા) પોતાની ઇચ્છા જાહેર કરે, વળી જે (હુતોશ) (મારી પેગામ્બરીનાં) કાર્યને માટે મને ભલી શીખામણ આપે. (ગોશ યશ્ત. ક૦ ૨૯.)

---

## સ્યાવક્ષ.

**સ્રીરૅમ્ કૅહ્રપૅમ્ અનાસ્ત્રવનૅમ બવાહિ યથ કવ સ્યાવર્ષાનો.**

કએ સીઆવક્ષના જેવો (તું) સોહામણા શરીરનો (તથા) પાપરહિત થજે! (આફ્રીને જરથોશ્ત. ક૦ ૩.)

---

## થ્રિત.

**થ્રિતો સામનાંમ્ સૅવિશ્તો થ્રિત્યો માંમ્ મશ્યો અસ્તવઇથ્યાઇ હુનૂત ગએથયાઇ; હા અહ્માઇ અષિશ્ અૅરૅનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તૅમ; યત્ હે પુથ્ર ઉસ્-જયેઇથે ઉર્વાક્ષયો કૅરૅસાસ્પસ્ચ. તકએષો અન્યો દાતો-રાઝો, આઅત્ અન્યો ઉપરો-કઇર્યો, યવ ગએસુશ્ ગધવરો.**

સામનાં કુટુંબનો ઘણોજ લાભકારી થ્રિત ત્રીજો માણસ (હતો), (જેણે) આ જડ દુનિયામાં મને (ક્રિયાના કાર્યમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો; તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ ફાએદો મેળવ્યો, તે એ કે તેને માટે (તેને પેટે) ઉર્વાક્ષ તથા કેરશાસ્પ (નામના) બે છોકરા ઉત્તમ રીતે જન્મ પામ્યા. (તેમનામાંનો) એક (ઉર્વાક્ષ) દીનદાર (તથા) ન્યાયનો રસ્તો દેખાડનાર (હતો), ત્યારે બીજો (કેરેશાસ્પ) પ્રબળ જવાન, ગુચ્છાવાળા બાલ સાથનો (તથા) ગદા[1] રાખનાર હતો.
(મ્હોટી હોમ યશ્ત ક૦ ૧. ફ૦ ૧૦.)

**આઅત્ યઝ્ઑત્ અહુરો મઝ્દાઓ થ્રિતો પઓઇર્યો સ્પિતમ જરથુશ્ત્ર મશ્યાનાંમ્ અશવનાંમ્ થમનંઘ્વઉહતાંમ્ વરેચંઘ્વઉહતાંમ્. યઓખ્શતિવતાંમ્ યાતુમતાંમ્ રએવતાંમ્ તખ્મનામ્ પરધાતાંમ્. યસ્કેંમ્ યસ્કાઇ દારયત્, મહ્‌રકેંમ્ મહ્‌રકાઇ દારયત્, વઝેમ્નો-અગ્રિત દારયત્ આથ્રો તફ્નુશ દારયત્ તનઑત્ હચ મશ્યેહે.**

ત્યારે અહુરમજદે કહ્યું કે હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! તંદરોસ્તી આપનારા, પ્રકાશવાળા, યુક્તિવાળા, જાદુને હરનાર, ધનવાળા, જોરાવર, આગળા અનુભવવાળા માણસોમાંનો સર્વથી શ્રેષ્ટ (માણસ) થ્રિત (હતો), જેણે દર્દી તરફ દર્દને (જતું) અટકાવ્યું, મોતવાળા (માણસ) તરફ કવખતના મોતને (જતું) અટકાવ્યું, વઝેમ્નો-અસ્તિ (નામના દર્દ) ને અટકાવ્યું, (તથા) માણસના તનમાંથી આતશની ગરમીને (તાવને) અટકાવી.
(વંદીદાદ ૫૨. ૨૦. ફ૦ ૨.)

**વિશચિથ્રેંમ દિમ્ અયસત આયપ્ત ક્ષથ્ર વઇર્ય પઇતિશ્તાતેએ યસ્કહે પઇતિશ્તાતેએ મહ્‌રકહે પઇતિશ્તાતેએ દાઝુ પઇતિશ્તાતેએ તફ્નુ પઇતિશ્તાતેએ સારનહે, પઇતિશ્તાતેએ સારસ્ત્યેહે પઇતિ-શ્તાતેએ અઝનહે પઇતિશ્તાતેએ અઝહ્વહે પઇતિશ્તાતેએ કુરૂઘહે પઇતિશ્તાતેએ અઝિવાકહે પઇતિશ્તાતેએ દ્રુકહે પઇતિશ્તાતેએ અસ્ત-ઇરયેહે પઇતિશ્તાતેએ અઘશ્યાઓ પૂઇત્યાઓ અહિત્યાઓ યા અંગ્રો મઇન્યુશ ફ્રાકેંરન્તત્ અવિ ઇમાંમ્ તનૂમ્ યાંમ્ મશ્યાનાંમ્.**

દર્દની સામે થવાને, કવખતના મોતની સામે થવાને, દાજુ (દજાર) ની વિરૂદ્ધ થવાને, તાવને આડે થવાને, સારન (નામના

---

૧. ગુરજ.

દર્દ)ની વિરૂદ્ધ થવાને, અજન (નામના દર્દ)ની વિરૂધ્ધ થવાને, અઝ્હવ્ (નામના દર્દ)ની વિરૂદ્ધ થવાને, કુરૂષ (નામના દર્દ)ની વિરૂધ્ધ થવાને, અજ્વાકની સામે થવાને, દુરૂક (નામના દર્દ)ની સામે થવાને, કોહોવાટ (તથા) અપવિત્રાઇ (એ બધાં દર્દ) જે અંગ્રે મઇન્યુશે માણસોના આ બદન ઉપર ઉત્પન્ન કીધાં (તેની) સામે થવાને માટે, (ઝાડ પાનમાંથી) રસ નીચોવીને કાઢેલી દવા તથા ધાતુની મેળવણીથી નીપજેલી (દવા), (થ્રિત નામના વૈદ્ય) શોધી કાઢી.

(વંદીદાદ ૫ર. ૨૦. ફ૦ ૩.)

---

# કેરશાસ્પ.

યો જનત્ અઝ્ઝીમ સ્રવરૅમ, યિમ અસ્પો-ગરૅમ નરે-ગરૅમ, યિમ વિષવન્તૅમ જઇરિતૅમ; યિમ ઉપઇરિ વીશ અરઑધત્ આરે-શ્ત્યો-બરૅજ જઇરિતૅમ; યિમ ઉપઇરિ કૅરૅસાસ્પો અયંઘ્નહ પિતૂમ પચત. આ રપિથ્વિનૅમ જરૅત્વાનૅમ, તફ્સત્ચ હો મઇર્યો ખીસત્ચ; ફ્રાંશ્ અયંઘ્નહો ફ્રસ્પરત્, યેઝ્યન્તીમ આપૅમ પરાઓંઘ્નહાત્; પરાંશ્ તરૅશ્તો અપ-તચત્ નરે-મનાઓ કેરસાસ્પો.

જેણે (કેરશાસ્પે) સરવર (નામના) સાંપને મારી નાખ્યો, જે (સાંપ) ઘોડાને ગળનારો, (તથા) લીલાં ઝેહેરવાળો (હતો); જેનાં (શરીર) ઉપર હાથના અંગુઠા જેટલું ઉંડું લીલું ઝેહેર વધેલું હતું. જેની ઉપર કેરશાસ્પે લોહાના વાસણમાં ખાણું પકાવ્યું, (અને) બપોરને સમયે તે સાંપ ગરમ થયો, અને ફુંફારા મારવા લાગ્યો, તથા લોહાંનાં વાસણની (તળેથી) (ગુંચળાંમાંથી) બહાર નીકળી આવ્યો કે વેહતાં પાણી તરફ દોડી જાય. બહાદુર કેરશાસ્પ (તે જોઇ) ડરીને પાછળથી દુર નાઠો. (હોમ યશ્ત ક૦ ૧. ફ૦ ૧૧.)

ઉગ્રૅમ અઓજિશ્તૅમ બવાહિ યથ કૅરૅસાસ્પૅમ.

કેરેશાસ્પના જેવો (તું) વિજયી (અને) સર્વથી વધુ સબળ થજે!

(આફ્રીને જરથોશ્ત ફ૦ ૩.)

આઅત્ અહે પઇત્યારૅમ ફ્રાકૅરૅનતત્ અંઘ્રો મઇન્યુશ્ પૉઉરૂ-મહર્કો અઘ અઇવિશ્તાર.

......ત્યારે પુર મરકીવાલા અગ્રેમઇન્યુશે ખ્નાવઇતિ (નામની) પરી પેદા કરી, કે જે કેરશાસ્પને વળગી (અથવા જેણે કેરશાસ્પને લલચાવ્યો.) (વંદીદાદ પર. ૧. ફ૦ ૧૦

# ઊરવાક્ષ.

હુધાઑંઘ્રહૅમ વ્યાખ્નૅમ બવાહિ યથ ઉર્વાક્ષહે.

ઉર્વાક્ષના જેવો (તું) સારાં ડહાપણવાળો (તથા) (મોટા) (માણસોની) સભામાં બેસનારો થજે! (આફ્રીને જરથોશ્ત. ફ૦ ૩

# વિફ્રનવાજ.

રંઘ્રહાંમ દૂરએ-પારાંમ બવાહિ યથ યો વિફ્રાનવાઝો.

વિફ્રનવાજ સમાન પાર કરવાને દુર પડે એવી રંઘ (નદી) (ઓળંગનારો) તું થજે! (આફ્રીને જરથોશ્ત ફ૦ ૪

# અઓશનર.

પૉઉરૂ-જિરો યથ અઑશનરો.

અઓશનરના જેવો (તું) પુર ચાલાકીવાળો (થજે)!

(આફ્રીને જરથોશ્ત ફ૦

# અસ્મો ખન્વન્ત.

અહે નર્શ અષઑનો ફ્રવષીમ યઝમઇદે, યો અસ્મો-ખ્નવાઍ નાંમ. અધાત્ અન્યએષાંમ અષઑનાંમ ફ્રશ્તિ યજાઇ, ફ્રવરૅત ગએ કૅરૅનહે સૂરહે મઝ્દધાતહે.

તે અષો માણસનાં ફ્રરોહરને અમે યાદ કર્યે છીએ, કે જે અસ્મો ખન્વન્ત નામનો (હતો). બીજા અષો (માણસો) કરતાં અહુરમજદનાં સરજેલાં જોર આપનારાં ગઓકેરેન (સફેદ હોમ) ના ચાહનાર મીસાલ, (હું) (તે અસ્મો ખન્વન્ત નામના નરનાં ફ્રરોહરને) વધારે ઇજ્જું.

(હોરમજદ યશ્ત ફ૦ ૩૦.)

## (ઝુહાક.

હજંઘ્રર-યઓક્તયો બવાહિ યથ અજોઇશ દહાકાઇ અઘ-દએન.

ખરાબ પંથવાળા ઝોહાક સમાન (તું) હજાર યુકિતવાળો[1] થજે!

(આફ્રીને જરથોશ્ત ફ૦ ૩.) )

## આદરબાદ-મારેસ્પંદ.



૫ આંન્ દીન દસ્તુર્ એસ્ત્-હોમ, ઇન્ અહુરમજ્દ જરથોશ્ત ચાશ્ત્, જરથોશ્ત્ ઓઓ ગુશ્તાસ્પ્. ૫ પેવંદ આદરબાદ મારાસ્પંદાન મદ. પદશ્ પસાખ્ત કર્દ બોખ્ત.

(હું) તે દીનના ફ્રરમાન ઉપર દ્રઢ છું, કે જે (દીન) (દાદાર) અહુરમજદે (અષો) જરથુશ્ત્રને ચખાડી (શીખવી), (અને અષો) જરથુશ્ત્રે ગુશ્તાસ્પને (શીખવી). પેગમ્બર જરથુશ્ત્ર અને ગુશ્તાસ્પ દેશપતિના વંશથી આદરબાદ મારેસ્પંદ આવ્યો (પેદા થયો). તેણે (જરથુશ્તિ) દીનનો સંસ્કાર કર્યો (તથા) પાક કીધી (એટલે કે તેની અસલી સ્વચ્છ સ્થિતીમાં લાવ્યો). (પતેત પશેમાની ક૦ ૧૨.)

---

૧. ઝુહાકનો આ એકજ સદગુણ હતો, જેની પણ વખાણ કરવાને આબીદ સાહેબો ચુકયા નથી. (Give the devil his due!)

ગાથામાં "વીશેષ નામો" નીચલા ફકરાઓમાં વપરાયા છે.[1]

| યસ્ન | ફકરો |
|---|---|
| ૨૮ | ૭ (ગુશ્તાસ્પ અને જરથુશ્ત્ર). ૮ (ફ્રષોસ્તર અને મને) |
| ૩૨ | ૮ (યીમ). |
| ૪૬ | ૧૨ (ફ્રયાન). ૧૪ (વીશ્તાસ્પ). ૧૫ (હએચતસ્પ). ૧૬ (ફ્રષોસ્તર). ૧૭ (જામાસ્પ.) |
| ૪૯ | ૮ (ફ્રષોસ્તર), ૯ (જામાસ્પ). |
| ૫૧ | ૧૬ (વીશ્તાસ્પ), ૧૮ (જામાસ્પ), ૧૯ (મઇધ્યોમાહ). |
| ૫૩ | ૨ (વીશ્તાસ્પ-ફ્રષોસ્તર). ૩ પૌરૂચિસ્તિ. |

ગાથામાં નીચલા ફકરાઓમાં "અહુ, રતુ, અહુરાઁઘ્‌હો"નો ઇશારો છે.

| યસ્ન | ફકરો | યસ્ન | ફકરો |
|---|---|---|---|
| ૨૯ | ૬ | ૪૫ | ૧૧ |
| ૩૧ | ૨ | ૪૬ | ૩ |
| ૩૩ | ૧ | ૪૮ | ૮-૯-૧૨ |
| ૪૩ | ૧૪ | ૫૧ | ૨૦ |
| ૪૪ | ૧૬ | ૫૩ | ૨ |

# સંતો.

માન નહિ, અપમાન નહિ, એસે શિતલ સંત;
ભવસાગર ઊતર પડે, તોડે જમકે દંત.

સંતો એટલા શીતલ સ્વભાવના હોય છે કે માન, અપમાનમ શાન્ત રહે છે. સંસાર સાગરની પેલી પાર તેઓ વહિ ગયા છે અ જમના દાંતો તોડીને તેઓ જન્મ, મરણના ફેરાઓથી મુકત થયા છે

૧. વધુ માટે જુવો આગા પૂરે દાઊદનો ગાથાનો ફારસીમાં તરજુમો.

**આપા ત્યાં અવગુણ અનંત, કહે સંત સબ કોય,**
**આપા તજ હરિકો ભજે, સંત કહાવે સોય.**

અહંકાર (હુંપણું) હોય ત્યાં અનેક દુર્ગુણો વાસો કરે છે. જેણે અહંકાર તજીને હરીને ભજવા માંડયો, તેજ 'સંત' છે.

**આપા તજ હરિકો ભજે, નખ સિખ તજે વિકાર,**
**સબ જીવનસે નિરવૈર, સાધમતા હય સાર.**

પોતાને ત્યજીને હરીનું ભજન કરે અને નખ સુધી હરેક વિકારને ત્યાગે, અને કોઇ પણ પ્રાણી સાથે શત્રુવત ન રાખે, તેને ખરો સાધુ જાણવો.

**હાટ હાટ હિરા નહિં, કંચનકા નહિં પહાર,**
**સિંહનકા ટોલા નહિં, સંત બિરલા સંસાર.**

હરેક બજારમાં હિરા મળતા નથી; સોનાના પહાડો પ્રાપ્ત થવા અશકય છે. સિંહ એકાહજ દેખાય છે, ટોળાંઓમા દેખાતો નથી. તેજ પ્રમાણે વીરલા સંત, સંસારમાં જવળેજ મળે છે.

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥
यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥
त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥

ગીતા ૪. (૧૦, ૧૯, ૨૦.)

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

(ગીતા ૫, ૧૦.)

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥

(ગીતા ૫, ૨૦.)

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः।
मन : संयम्य मच्चितो युक्त आसीत मत्परः॥

(ગીતા ૬, ૧૪.)

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम्।
नाप्नुवन्ति महात्मनः संसिद्धिं परमां गताः॥

(ગીતા ૮, ૧૫.)

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति॥

(ગીતા ૧૮, ૪૯)

જેના રાગ, ભય અને ક્રોધ છુટી ગયા છે. જેઓ સર્વત્ર મનેજ દેખે છે અને મારોજ આશ્રય ધરે છે. તેવા ઘણાઓ જ્ઞાન અને તપથી પવીત્ર થયેલા, મારા ભાવ (સ્વરૂપ) ને પામ્યા છે.

જેના સર્વે ઉદ્યોગો ફળાકાંક્ષા (ફળની ઇચ્છા) વિનાના છે. તેવા જ્ઞાનરૂપી અગ્નિથી ભસ્મ કરેલાં કર્મવાળાને, બુધ્ધિમાન લોકો પંડિત કહે છે.

કર્મોનાં ફળના સંગ ત્યજીને, નિત્યતૃપ્ત અને નિરાશ્રય એવો તે (ભક્ત), કર્મમાં મચેલો રહેલો છતાંએ, કાંઇજ કરતો નથી.

કર્મો બ્રહ્મને અર્પી, સંગનો ત્યાગ કરીને જે (કર્મ) કરે છે, તે જેમ કમળપત્ર જળથી લેપાતું નથી, તેમ તે પાપથી લેપાતો નથી.

પ્રિય (પદાર્થ કે પ્રાણી) પામીને હર્ષ ન કરવો. અપ્રિય પામીને ઉદ્વેગ (દુઃખ) ન કરવો. (એમ) સ્થિર બુધ્ધિવાળો, મોહરહિત અને બ્રહ્મનો જાણનારો (પુરૂષ), બ્રહ્મમાં સ્થિર થાય છે.

યોગીએ શાન્તાત્મા, નિર્ભય, બ્રહ્મચર્ય વ્રત પાળનાર થઇને, મનનો નીરોધ કરીને, મને ચિત્ત અર્પીને, મારે આશ્ર રહેવું.

મને પામ્યા પછી, પુનર્જન્મ જે દુઃખનું સ્થાન તથા ક્ષણભંગુર છે, તેને પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ ફરીથી મેળવતા નથી.

સર્વ સંગથી રહિત બુધ્ધિવાળો, મનને જીતનાર, ઇચ્છા રહિત પુરૂષ, સન્યાસથી નૈષ્કર્મ્ય સિદ્ધિને પહોંચે છે.

**ઉર્વ્રૅમ્ કવઍમ્ ખરૅનો મજદધાતૅમ્ યજમઇદે;......તરધાતૅમ્ અન્યાઇશ્ દામાંન્.**

બીજી પેદાયશોનાં કરતાં વધુ ચઢતાં ઉપજાવેલાં, (એ સઘળા ગુણો ધરાવનાર), અહુરમજદના સરજેલાં બળવાન કયાની ખોરેહને અમે ભજયે છિયે. (જમ્યાદ યશ્ત ફ૦ ૯.)

**ઇમાંમચ જાંમ્ યજમઇદે, અઓંમચ અસ્મનૅમ્ યજમઇદે; તાચ વૉહૂ યજમઇદે, યા અન્તરેસ્તા યેસન્યાચ વહ્મ્યાચ ક્રાયશત્વ નઇરે અષઑને.**

આ પૃથ્વીને અમે યાદ કર્યે છિયે; આ આકાશને અમે યાદ કર્યે છિયે, (તથા) (જમીન અને આકાશની) મધ્યે આવેલી આરાધનાને યોગ્ય તથા સત્કારને લાયક આ (સર્વ) સારી સંસર્ગ (જે) અષો માણસને માટે આરાધનાને યોગ્ય, (એ) સઘળાને અમે યાદ કર્યે છિયે. (ફ્રવર્દીન યશ્ત, ફ૦ ૧૫૩.)

---

## માર્ગ.

**પથાંમ્ ખાસ્તાઇતીમ્ યજમઇદે.**

માર્ગોમાંનો જે પસંદ કરવા યોગ્ય (માર્ગ, તેને) અમે વખાણ્યે છિયે. (આરોઇદ નિયાયશ ફ૦ ૮.)

**આફ્રઇરીમ્ હકઍપૅમ્ અપવનૅમ્ અપહૅ રત્મ્ યજમઇદે.**

અપોઇના પતિ, પવિત્ર અહુરમઝદા ધારાને (અથવા દીન) ને અમે વખાણ્યે છિયે. (હાવન ગેહ ફ૦ ૫.)

**ઑઅૅમ્ ગૅરફ્તેહ્ હૅામ હરવૅસ્પ રાહે રાસ્તી ફ્રરાઝ્ન ઑહૅશની દેહૅામ હરવૅસ્પ રાહે અરાસ્તી અવાઝ્ન.**

સઘળી અપોઇનો (તથા) પવીત્ર માર્ગ મેં પકડયો છે; અપવીત્રાઇનો (તથા) દુષ્ટ માર્ગનો હું ત્યાગ કરૂં છું. (પતેત પશેમાની ફ૦ ૧૨.)

**પથાંમચા વીચરનાઓ યજમઇદે; પથાંમચા હનજમનાઓ યજમઇદે.**

રસ્તાઓમાંના અન્યોઅન્ય[1] માર્ગોને અમે વખાણ્યે છિયે; રસ્તાઓ-માંના ભેગા થયેલા રસ્તાઓને અમે સ્તવ્યે છિયે.

(મોટી હફ્તન યશ્ત. ક. ૮. ફ૦ ૧.)

**કુથ પર અષઓંનાંમ પથ ઉર્વઍસઇતિ, કુથ દ્રવતાંમ. આઅત્ અઓંત્ અહુરો મઝ્દાઓ યેજિ મે માંથ્રેમ્ ફ્રશ્રવ, મરાઓ વા, દ્રેન્જયાઓ વા, ફ્રા-વા શ્રવ કર્षાઇમ કારયેઇતિ, હઓંમ તનૂમ ગઓ-જઇતિ.**

અષોનો માર્ગ (તથા) દુષ્ટનો માર્ગ (પરસ્પર)[2] કેવી રીતે જુદો પડે છે? ત્યારે અહુરમજદે કહ્યું કે જો (કોઇ માણસ) મારા માંથ્ર મોટે સ્વરે ભણે, (તથા તે માંથ્રને) યાદ કરનારો તથા ભણનારો (થાય) અથવા ભણતાં ભણતાં કશ ખેંચે તો, (તે માનવી) પોતાનાં તનનું (દૈત્ય દરૂજના હુમલાથી તથા પાપી માર્ગથી) પાલન કરે છે.

(ખોરદાદ યશ્ત. ફ૦ ૪.)

**અર્શ-તકઓંષમ્ બવાહિ યથ રશ્નૂશ.**

(સત્યવાદી) રશ્ને (યજદ) ના જેવો સત્યનીયમ પ્રમાણે વર્તનારો તું થજે!

(આફ્રીને જરથોશ્ત.ફ૦ ૭.)

**યેંઘ્રહે દએન માઝ્દયસ્નિશ ખ્વાતે પથો રાધઇતિ.**

જેનો (મેહેર યજદની ગાડીને) જવાનો માર્ગ માજદયસ્ની (જરથુશ્તિ) દએન પોતે દેખાડે છે.[3]

(મેહેર યશ્ત, ફ૦ ૬૮.)

**યેંઘહે વાક્ષ્ ગૅરૅજ્રાનહે ઉસ્ અવ રઓચાઓ અઝ્નઓંઇતિ, અવ પઇરિ ઇમાંમ્ જાંમ જસઇતિ, વી હુપ્ત કરૃવાંન્ જસઇતિ, યત્-ચિત્ નૅમંઘ્રહુ વાચિમ્ બરઇતિ યત્ ગઓંશચિત.**

જેનો કાલાવાલાનો અવાજ (તે) નમ્રતાથી ધીમે અવાજે અથવા મ્હોટે સાદે બોલે, (તોપણ) (તે અવાજ) આકાશ સુધી ઉંચે જાય છે, આ જમીનની આસપાસ પહોંચે છે (તથા) જગતના સાત ખંડ (હફતે કેશ્વર) તરફ ફેલાય છે.

(મેહેર યશ્ત, ફ૦ ૮૫.)

---

૧. જુદા જુદા. ૨. એકમેકથી. ૩. ખુરશેદ, મહેરની ન્યાયશ ઉપરથી માલમ પડે છે કે દએન, ખુરશેદ મારફતે, માનવીના ફરોહરને પાએરી ઉપર પાએરી ચઢાવીને, અહુરમજદ સાથે મુલાકાત કરાવે છે. ખુરશેદપાયા બહેશ્ત પણ એજ અનુ-માનને ટેકો આપે છે.

**ચિથ્રાઑ મિથ્રહેઁ ફ્રયનાઑ.**

મેહર યજ્દના માર્ગો જાહેર (છે). (મેહેર યશ્ત ક૦ ૧૧૨.)

**મજ્દધાતૅમ્ પઇતિ પન્તાંમ્, અર્ઘો-અખ્તૅમ્ પઇતિ યઑનૅમ.**

અહુરમજદના સરજેલાને સારો માર્ગ (પાણીઓ) દેખાડે છે. (ફ્રવર્દીન યશ્ત. ક૦ ૫૪.)

**યાઑ પર અહ્માત્ હિશ્તૅન્ત ફ્રધાતાઑ અફ્રઑક્ષયેઇન્તીશ્, હમય ગાત્વો દરૅઘૅમચિત્ પઇરિ જરૂવાનૅમ.**

જે (ઝાડો) તે (મદદ)ની આગમજ લાંબા કાળ સુધી એકજ સ્થળે અને સ્થિતિમાં વધ્યા વિના રહેલાં હતાં.[1] (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૫૫.)

**ફ્રવક્ષયેઇન્તિ મજ્દધાતૅમ્ પઇતિ પન્તાંમ્ અર્ઘો-અખ્તૅમ્ પઇતિ યઑનૅમ્, ફ્રાથ્વરૂશ્તૅમ.**

અહુરમજદના પેદા કરેલા માર્ગમાં, ઇશ્વરના બનાવેલા માર્ગમાં (તથા) નિર્મિત સમયે વધે છે. (ફ્રવર્દીન યશ્ત, ક૦ ૫૬.)

**આઇનિવ નાંમ્ અહ્મિ.**

માર્ગદર્શક નામવાળો હું છું. (રામ યશ્ત, ક૦ ૪.)

**હ્વો ને મજ્દા વશ્તી અષાઇચા, ચરૅકૅરૅથ્રા સ્રાવયેંઘહે.**

જે (પેગમ્બર જરથુશ્ત્ર) પોતે અહુરમજદની મારફતે અષોઇ (નો પ્રસાર કરવા) ને માટે (તથા) જગતની ખરી ફરજો અમને પ્રગટ કરવાને ઇચ્છે છે. (હા. ૨૯, ક૦ ૮.)

**યે-મોઇ અષાત્ હઇથીમ્ હચા વરેષઇતી જરથુશ્ત્રાઇ, હ્યત્ વસ્ના ફ્રષોતૅમૅમ્, અહ્માઇ મીજ્દૅમ્ હનૅન્તે પરાહૂમ્, મને વીસ્તાઇશ મત્ વીસ્પાઇશ ગાવા અજી; તાચીત્ મોઇ સાંસ્ ત્વૅમ મજ્દા વએદિશ્તો.**

જે કોઇ હું જરથુશ્ત્રને માટે ખરેખર અષોઇથી (તથા) પોતાનાં ખરાં હૈયાંની ઇચ્છાથી કાર્ય કરશે, તે (નર) (આ) ફરતી પૃથ્વિ

૧. હિન્દુશાસ્ત્ર પ્રમાણે જ્યારે પ્રલયકાળ પછી બ્રહ્માએ (જે અહુરમજદ અમેષા-સ્પંદની માફક જગતકર્ત્તા છે, તેણે) સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પ્રયત્ન કર્યો, ત્યારે મહા કષ્ટ ભોગવ્યું. દરેક ક્રિયા આગળ વધારવામાં તેને મુશ્કેલી નડયા કરી અને તેણે પરબ્રહ્મન અથવા વિષ્ણુ ઇત્યાદી (અપુર્વ અહુરમજદ ઇત્યાદી) ની મદદ માંગી અને તેમની સહાય-તાથીજ સૃષ્ટિ ઉત્પન્ન કરી શકયો.

ઉપર પૂર્ણ આબરૂની દોલત સાથે, પરલોકમાં બદલાને અધિકારી ગણાશે. એ હે સર્વજ્ઞ અહુરમજદ! તેં મને શીખાડયું.

(હા. ૪૬, ફ૦ ૧૯.)

**અત્ યસ્તેમ્ નોઇત્ ના ઇસેમ્નો આયાત્, દ્રૂજો હ્વૉ દામાંન્ હઇથ્યા ગાત્, હ્વૉ જી દ્રેગ્વાઓ યે દ્રેગ્વાઇતે વહિશ્તો, હ્વૉ અષવા યહ્માઇ અષવા ફ્રયો; યત્ દએનાઓ પઓઉરૂયાઓ દાઓ અહુરા.**

જે માણસ પ્રબળ હોવા છતાં, (તે દુષ્ટ માનવને) (શિક્ષા કરવાને) તેની સમીપ[1] જતો નથી, તે પોતે ખરેખર દરૂજની સંસર્ગનો ગણાય. કારણ કે જે કોઇ દુષ્ટ (માણસ) ને માટે ઘણો સારો તે પોતે દુષ્ટ (છે). (એથી ઉલટું) જેને માટે અષો માણસ પ્યારો, તે પોતે અષો (છે).[2] એ પ્રમાણે સર્વથી પ્રથમ દએનના કાયદા, અહો! અહુરમજદ તેં મુકરર કીધા.

(હા. ૪૬, ફ૦ ૬.)

**અહ્માત મન્યેઉશ રારેષ્યેઇન્તી દ્રેગ્વન્તો, મજ્દા સ્પેન્તાત્ નોઇત્ ઇથા અષઓનો; કસેઉશ્ચીત્ ના અષઓને કાથે અંઘહત્, ઇસ્વાચીત્ હાંસ્ પરઓશ અકો દ્રેગ્વાઇતે.**

અએ અહુરમજદ! સ્પેનામીનો (ની સંભાળ) ને લીધે પાપી માણસો દુ:ખી થાય છે, પણ અષો માણસો નહીં. અષો માણસને રાજી રાખવા સારૂં કોઇપણ માનવી થોડી (વસ્તુ) ની હાજતમાં હોય છે. દુષ્ટ માણસને (રાજી રાખવા) સારૂં એક બુરો માનવી, બલીન (હોવા છતાં), પુષ્કળપણાંની જરૂરીઆત ધરાવે છે.

(હા. ૪૭ ફ૦ ૪.)

**નોઇત્ એરેશ-વચાઓ સરેમ્ દદાંસ્ દ્રેગ્વાતા; હ્યત્ દએનાઓ વહિશ્તે યૂજેન્ મીજ્હદે, અષા યુખ્તા યાહી દે—જામાસ્પા.**

સત્ય બોલનારે દુષ્ટ માણસની મારફતે (અથવા સાથે) સરદારી ન લેવી. ભક્તજનો સર્વથી શ્રેષ્ઠ બદલામાં[3] સાથે મળી જાય છે, (જેમકે) અષાઇને લીધે બહાદુર (ગુશ્તાસ્પ) અને જામાસ્પ હકીમ (ત્યાં) જોડાયલા (છે).

(હા૦ ૪૯ ફ૦ ૯.)

**અત્ તા વક્ષ્યા ઇષેન્તો યા મજ્દાથા હ્યતચીત્ વીદુષ સ્તઓતાચા અહુરાઇ યેસ્ન્યાચા વંઘ્હેઉશ્ મનંઘ્હો હુમાંજ્દ્રા અષા યેચા**

---

[1] નઝદીક. [2] જરથોશ્તિ ધર્મનો આ ઘણોજ અર્થસૂચક અને જાણીતો નીયમ છે. દુષ્ટતાને કદી, કોઈપણ પ્રકારે મદદ ન દેવી. [3] અહુરમઝદના ગરોનમાનમાં.

યા રઓચેબીશ દર્સતા ઉર્વાજા.

દએન જાણવાને માટે હે ઉત્સુકો! ઇશ્વરી બે શક્તિ, અહુરમજદને માટે ભજન, પૂજન, ભલાં મનની આરાધના તથા અષોઇને અંગે (મળેલા) ખુબીવાળા માંથ્ર, (એ વિષે) (તમને) હું ઉપદેશ દઇશ. એ (વીષયોને) (તેમના) આત્મબોધને લીધે શિખવાને યોગ્ય (તથા) લાભકારક હું ગણું છું. (હા૦ ૩૦ ફ૦ ૧)

તાચીત મજદા અહુરા યા નોઇત વા અંઘ્રહુત અંઘ્રહુઇતી વા.

અએ અહુરમજદ! જે કાંઇ ન થશે અથવા જે કાંઇ થશે (તે વિષે તું મને માહિતિ દે.) (હા૦ ૩૧ ફ૦ ૫.)

તા થ્વા પૅરસા અહુરા યા જી આઇતી જેનગહુતિચા.

જે કાંઇ હમણા બને છે, તથા હવે પછી બનશે તે સંબંધી અહો અહુરમજદ! તને હું પુછું છું. (હા૦ ૩૧ ફ૦ ૧૪.)

મોરૅન્દત, હ્વો જ્યાતૅઉશ સંગહનાઇશ ખ્રતૂમ;......ઇશ્તીમ અપયન્તા બૅરૅખ્ધાંમ હાઇતીમ વંઘ્રહેઉશ મનંઘ્રહો.

તે (પોતાની) (બુરી) શિખામણોથી માણસની અક્કલને આડે માર્ગે દોરવે છે, (એવા માનવો) (મારી) પવીત્ર દાનતની અભીલાષા તથા ખરી ઇચ્છા મારી કનેથી છીનવી લે છે. (હા૦ ૩૨ ફ૦ ૯.)

તા મજદા મઇન્યૂ ઉક્ષ્યો, યે આ નૃૅમચીત અહુરા હામો.

હે અદૃષ્ય[1] મજદ જેઓ નિત્ય એકસમાન (છે) તેમને તું સંપત્તિ દે છે. (હા૦ ૩૧ ફ૦ ૭.)

હાત અખ્યાઇ દદાઓ પથાંમ વાસ્તર્યાત વા આઇતે, યે વા નોઇત અંઘ્રહુત વાસ્તર્યો.

જે મનુષ્ય ઉદ્યોગથી પોતાનું જીવન ગાળે, અથવા જે ઉદ્યોગી ન હોય, તેને માટે (ઘટતો) માર્ગ તેં મુકરર કર્યો છે.[2] (હા૦ ૩૧ ફ૦ ૯.)

---

૧. અનદિઠ. ૨. વધુ માટે જુવો "માઝદયસ્ની દએન"નો પાછળનો વિષય અને દીન યશ્ત.

# સરખામણીઓ.[1]



जैसे माया मन रमे, तैसे राम रमाय,

तारा मंडळ छांडके, जहां केशव तहां जाय.

જેટલું મન સંસારી માયામા રમે છે, તેટલુંજ જો ઇશ્વરમાં લીન્ન થઇ જાય, તો સૂર્ય મંડળ છેદીને જ્યાં દાદગરની દરગાહ, ઇશનુ સ્થાન છે, ત્યાં પહોંચી જાય.

आप खोये हरि मीले, हरि मीलत सब जाय;

अकथ कहांनी रामकी, कहे सो कोन पतियाय?

હુંપણાનું ભાન ભુજાઇ જાય ત્યારે ઇશ્વર મળે. યજદાન મળવે સંસાર વેગળો ચાલી જાય છે. એ વચનથી ન કહેવાય, એવી અજબ ઇશ્વરની વાત છે, તે કહિયે તો માને કોણ?

राम—कबीरा अेक हय, कहेन सुननको दोय,

दो कर जो जानसी, जाहु गुरु मीला न होय.

ઇશ્વર અને કબીર બન્ને એકજ છે. કહેવા અને સાંભળવા માટે એના નામ માત્ર જુદાં છે. જે રામ અને કબીર બન્ને જુદા છે એમ માને છે, તેઓને સદગુરૂ પ્રાપ્તિ નથી, માટે અજ્ઞાન રહિ ગયા છે.

---

૧. અબોઈનો માર્ગ સમજવો અત્યંત કઠીણ છે. 'અબોઇને ખાતર અબો બનવું" એ માર્મિક મહાવાકયનો ભેદ ઉકેલવો એજ દર્શનનું શાસ્ત્ર સમજવા બરાબર છે. કબીરજીનાં નીચલાં વચનો એ બિકટ કાર્યમાં કિંચિત અંશે પણ સહાયક થઈ પડે, માત્ર એવાજ હેતુથી એમના કેટલાક શ્લોકો અત્રે ટાંકયા છે, જો કે એમને બરોબર અનુસરતાજ અવસ્તા ઉપર ટાંકયા નથી, એટલું જણાવવું જોઈએ. હિંદુ ધર્મનો 'દર્શન' કેવો છે, તેટલું અત્રે ટુંકમાં દેખાડયું છે. જો આ વિષય પુર્ણ રીતે સમજવો હોય તો વેદો, ઉપનિષદો, ભગવદ ગીતા, જુનું Testament, બાઈબલ, બુધ્ધિસ્ટ ધમ્માપદ અને અન્ય પુસ્તકો અને કુરાન ઈત્યાદીનો બહોળો અભ્યાસ કરવો જોઇએ, એટલી સુચના કર્યા ઉપરાંત અત્રે વધુ લખવાનો સમય નથી. વધુ માટે ભાગ ૩) જાને અંતે જુદા જુદા ધર્મોમાં શીખાડેલા સદગુણો, જે માર્ગ કાપવા માટે અવશ્યના છે, તે વિષય જુવો.

कोइ एक पावे संतजन, जाके पांचो हाथ;
जाको पांचे वश नहिं, ताको हरि सग न साथ.

ફરીમે કારસાઝનો મેલાપ તે ભક્તનેજ થાય છે, જેણે પાંચે ઇન્દ્રિઓ જીતી છે. જેને એ પાંચ ઇન્દ્રિઓ વશ નથી, તે ઇશ્વર સાથે એક થઇ શકેજ નહિં.

हदमें रहे सो मानवि, बेहद रहे सो साध;
हद बेहद दोनो तजे, ताका मता अगाध.

સાધારણ મનુષ્ય હદવાળું ભાન ધરાવે છે અને વસ્તુઓમાં ગુંટાઇ રહે છે. જે અનહદનું ધ્યાન કરી શકે છે તે સાધૂ સમજવો. પણ હદ અને અનહદ બન્નેનું ભાન છોડી જનાર જે હોય છે, તેની મતિ કોઇ કળી અથવા સમજી શકતું નથી, એટલી અપાર થઇ જાય છે.

हम वासी वहां देशके, जहां गाज रहा ब्रह्मांड,
अनहद बाजा बाज्या, अविचल जोत अखंड.

અમે તે દેશના રહેવાશી છિયે, જ્યાં બ્રહ્માન્ડનું ગાયન (શબ્દ બ્રહ્મ[1] કે અહૂરનવર) સંભળાયા કરે છે. ત્યાં વગર હદે અથવા થોભ વિના તે ગાયન વાગ્યાજ કરે છે, અને ત્યાં આત્મજ્યોતિ જરા પણ હાલ્યા અથવા ઓલવાયા વિના નિત્ય પ્રકાશે છે.

मनखा जनम पाय के, भज्यो न रघुपति राय,
तेली केरा बेल ज्युं, फिर फिर फेरा खाय.

મનુષ્ય જન્મ ધરવા છતાં જો તેં ઇશ્વર ભજન ન કર્યું, તો ઘાંચીના બલદની માફક તારે જન્મ મરણના અનેક ફેરાઓ ખાયા કરવા પડશે.

हरि कृपा तब जानिये, जब दे मानव अवतार,
गुरु कृपा तब जानिये, जब छोडावे संसार,

યઝદાનની મહેર ત્યારે પ્રાપ્ત થઈ ગણાય, જ્યારે માનવ અવતાર અથવા જન્મ તે આપણને દે છે. (માર્ગ દેખાડવાની) ગુરૂની કૃપા ત્યારે જાણવી કે જ્યારે તે સંસારની જંજાળમાંથી મનને છોડવી દે છે.

---

૧. ब्रह्म શબ્દના રૂપમાં; માથ્રના પ્રભાવનું કારણ.

# માઝદયસ્ની દએન.



**આસ્તુયે દએનાંમ્ વંઘુઉહીમ્ માઝ્દયસ્નીમ્ ફ્રસ્પાયઑખેધ્રાંમ્, નિધા-સ્નથિષેમ, ખએત્વદથાંમ, અષઑનીમ્. યા હાઇતિનાંમ્ચા, બૂષ્યેઇન્તિનાંમ્ચા મજિશ્તાચા, વહિશ્તાચા, સ્રએશ્તાચા, યા આહૂઇરિશ જરથુશ્ત્રીશ.**

ભલી માજદયસ્ની દએન ઝઘડો મટાડનારી, હથ્યાર છોડવનારી, સ્વતંત્રપણું આપનારી, (તથા) અષો (ને) હું વંદુ છું. હાલમાં જેટલી (દીનો) પ્રચલીત છે તથા જેટલી હવે પછી થશે, તેઓમાં સર્વથી મોટી, સર્વથી ઉત્તમ તથા સર્વથી શ્રેષ્ઠ જે (દીન) તે અહુરમજદી જરથુશ્તિ છે. (જસ મે અવંઘહે મજ્દ.)

**હક્ષય અજેમચિત્ ચો જરથુશ્ત્રો ફ્રતેમાં ન્માનનાંમ્ચ વીસાંમ્ચ જન્તુનાંમ્ચ દખ્યુનાંમ્ચ, અઘ્રહાઑ દએનયાઑ અનુમતયએચ, અનૂખ્તયએચ, અનુવર્શ્તયએચ, યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ. યથ નો આઑઘ્રહાંમ્ પાતો મનાઑ, વહિશ્તો ઉર્વાનો, ખાથ્રવઇતીશ તન્વો હેન્તો વહિશ્તો અંઘુહુશ.**

આ દએન કે જે અહુરમજદી જરથુશ્તી (છે) (તેનાં) મત પ્રમાણે તથા (તેનાં) વચન પ્રમાણે તથા (તેનાં ફરમાવ્યા) કાર્યો પ્રમાણે ઘરોના, મોહલ્લાઓના, કસ્બાઓના તથા દેશોના આગેવાનોને હું જે જરથોશ્ત (તે) માર્ગદર્શક બનીશ, જેથી અમારાં મન ખુશ (તથા) (અમારાં) રવાન સર્વથી શ્રેષ્ઠ (થાય), તથા (અમારાં) તન ઝળકતાં હોવાથી સર્વથી ઉત્તમ (પર) લોક લાયક (બને). (હોશબામ.)

**૫ ફ્રર્માને તો ખાવર, ૫ ફ્રર્માને તો ખાવર, ૫ ફ્રર્માને તો ખાવર, પદીરમ્ ઓ મીનમ્ ઓ ગોયમ ઓ વર્જમ્ દીન્ અવીઝેહ.**

ઓ જતન કરનાર સાહેબ! ઓ ભૂલોની ક્ષમા કરનાર સાહેબ! ઓ પાપોના માફ કરનાર સાહેબ! તારા આદેશ પ્રમાણે, તારા હુકમાનુસાર (તથા) તારી આજ્ઞાને અનુકુળ થઇને (તારી મોકલેલી) ખાલેસ (જરથુશ્તી) દીનને હું સ્વિકારૂં છું, મનમાં રાખું છું, કહું છું (જાહેર રીતે બીજાઓને શીખાડું છું) તથા કબુલ છું.

(નામ સેતાયશને.)

**બૅરજીમ્ અષવનૅમ્ અષહૅ રતૂમ યજમઇદે, બૅરૅજ વંઘ્વહેઉશ અષહે, બૅરૅજ દએનયાઑ વંઘ્વહુયાઑ માઝદયસ્નોઇશ, ન્માન્યેહે રથ્વો યસ્નાઇચ વહ્માઇચ.**

ભલી અષોના આશીર્વાદથી (તથા) ભલી માજદયસ્ની દએનની આશીર્વાદથી ઘરના વડા સરદારની આરાધના કરવાને માટે, તથા (તેની) ખુબીઓ ગાવાને માટે, અષોઇના વડા અષો બેરેજયનું અમે સ્તવન કર્યે છીએ. (ઉશાહેન ગેહ. ફ૦ ૬)

**અવ્વલ્ દીન્ જરથુશ્તી પાક.**

સઉથી પેહલ્લે દરજ્જેની દીન (તે) પાક જરથોશ્તી (દીન) (છે). (અરદીબેહશ્ત યશ્તની નીરંગ.)

**દએન માઝ્દયસ્નીશ્ વીસ્પએષુ વંઘ્વહુષુ, વીસ્પએષુ અષો-ચિથ્રએષુ, હુઇથ્યદાતૅમ્ અથ દાતૅમ્ જરથુશ્ત્રી.**

માજદયસ્ની દીન તેમજ જરથુશ્તી કાયદો સઘળી ભલી ઉત્પત્તિઓમાં (તથા) સર્વ અષોઇના બીજવાળી વસ્તુઓમાં, સત્યતાને સર્વથી વધુ ટેકો આપનાર (છે). (સરોશ હાદોખ્ત ફ૦ ૩.)

**ફ્રા તે મજ્દાઑ બરત્ પઉર્વનીમ્, અઇવ્યાઑંઘ્નહુનેમ્ સ્તૅહર્-પઅસંઘ્હૅમ્ મઇન્યુ–તાશ્તેમ્, વંઘ્વહીમ્ દએનાંમ્ માઝ્દયસ્નીમ્.**

(અએ હોમ!) અહુરમજદ તારાઓથી શૃણગારેલી (તથા) મીનોની બનાવેલી કુશ્તી (તથા) ભલી માજદયસ્ની દએન પ્રથમ તારે કાજે લાવ્યા. (મોટી હોમ યશ્ત ફ૦ ૨૬.)

**કુ શેકનમ્, ઓ વાએનુમ્, ઓ નેજાર્ કુનમ કાલ્બુદે શુમા દીવાંન્, ઓ દરૂજાંન્ ઓ જાદુઆંન્, ઓ પરીઆંન્; પ હોમ્ વ બર્સમ્, વ દીને રાસ્ત વ દોરોસ્ત્ વેહ, કે દાદાર્ અહુરમજ્દ ઑઅૅ મન્ ચાશીદ્.**

હોમ તથા બરસમ વડે, તથા સત્ય અને સંપૂર્ણ (અને) ભલી દીન, કે જે અહુરમજદે (પેગમ્બર જરથુશ્ત્રની મારફતે) મને શીખાડી (તે દીન) થી, તમે દેત્યો તથા દ્રુજો તથા જાદુગરો તથા પરીઓનાં હાડ, માંસને હું તોડું તથા મારૂં તથા તેમનો પરાજય કરૂં. (હોમ યશ્તની નીરંગ.)

**હૅધા-ફ્રતેમઋવેમચ અંઘ્રહાઑ દઍનયાઑ યત્ આહુરોઇશ જરથુશ્ત્રોઇશ.**

આ અહુરમજદી જરથુશ્તી દીનનું લાંબા કાળ સુધી ઉત્તમપણું (અથવા શ્રેષ્ટતા) પ્રકાશતી રહેજો! (દોઆ તંદોરસ્તી અવસ્તામાં ફ૦ ૧.)

**હુમે અંદર્ કસાંરા જરથુશ્તી દીન્ શાદ્ બાદ્.**

સર્વ માણસોમાં જરથુશ્તી દીન ખુશાલી હોજો.

(દોઆ તંદોરસ્તી પાજંદમાં.)

**યાવરનો અસ્ જરથુશ્ત્રો, યાવરનો કવા વીશતાસ્પો, યાવરના ફ્રૅરષઓશ્ત્રા જામાસ્પા, યાવરનો કસ્ચીત્ સઑશ્યન્તાંમ્ હુકઇયાવરૅજામ્ અષાઉનાંમ્, તા વરેનાચા તકએષાચા.**

જેવી રીત ધરાવતો (પેગામ્બર) જરથોશ્ત હતો, જેવી રૂઢીવાળો કએ ગુશ્તાસ્પ (હતો), જેવી પદ્ધતિ ધરાવતો ફ્રશોશ્ત્ર (અને) જામાસ્પ (હતા), (તથા) જેવો ધારો ધરાવતો અષો પવીત્ર કાર્ય કરનારા (અને) દુનિયાંને ફાયદો આપનારાં (માણસો) માંનો કોઇએ શખ્સ (હતો), તેવીજ રીતનો તથા ધર્મનો (હું છું.) (દીનનો કલમો અવસ્તામાં ફ૦ ૭)

**યહ્મિ વ્યાને દએનયાઇ સ્રીરયાઇ પૅરૅથુ-ફ્રાકયાઇ, મજ અમવ નિધાતૅમ્.**

જેનામાં (મેહેર ઇજદમાં) સોહામણી (તથા) પુરતી રીતે પ્રસરેલી (માજદયસ્નની) દીનને માટે બહોળી (તથા) દૃઢ, તિદણ બુદ્ધિ મુકેલી (છે.) (મેહેર યશ્ત ફ૦ ૬૪.)

**અય દએનય ફ્રઑરૅન્ત અહુરો મજદાઑ અષવ, ફ્રા વૉહુ મનો, ફ્રા અષેમ વહિશ્તૅમ્ ફ્રા ક્ષથ્રૅમ વઇરીમ, ફ્રા સ્પૅન્ત આર્મઇતિશ, ફ્રા હઉર્વત અમૅરૅતાત.**

અષો અહુરમજદ, બહુમન, અરદીબેહેશ્ત, શહેરેવર, અસ્પંદાદ, ખોરદાદ, (તથા) અમરદાદ આ દીનથી રાજી થયા.

(મેહેર યશ્ત ફ૦ ૯૨)

**મિથ્રૅા યો દઍનયાઑ માજદયસ્નોઇશ, અત્ હુચઇતે અમહે અયાંન અથ અંઘ્રહાઇતિ વૅરૅથ્રધ્નહે.**

(સદગુણી માણસની) માજદયસ્ની દીન સાથની માત્રતા દશ હજાર ઘણી હોય છે, (કારણ કે) તે (માજદયસ્ની દીન) શૂર (તથા) જયનું (જોર) પોતાની સાથે લાવે છે. (મેહેર યશ્ત ફ૦ ૧૧૭.)

**સ્પએત દએનયાઓ માઝ્દયસ્નોઇશ ઉપમનેમ.**

સફેદ (પોષાક) માઝ્દયસ્નની દીનની નિશાન (અથવા ઉપમા) (છે).

(મેહેર યશ્ત ક૦ ૧૨૬.)

**ઇથ અપાંમ્ વીજસાઇતિ વંઘઉહિ દએન માઝ્દયસ્નિશ્ વીસ્પાઇશ્ અવિ કર્ષ્વાંન્ યાઇશ હફ્ત.**

હવેથી ભલી માઝ્દયસ્નની દીન અત્રે સઘળા ૭ ખંડો (હફ્તે કેશ્વર) ઉપર ફેલાશે. (ફ્રવર્દીન યશ્ત ક૦ ૯૪.)

**પઇતિ-ફ્રક્તારેમચ દએનયાઓ યત્ હઇતિનાંમ્ વહિશ્તયાઓ.**

(મહર્ષિ જરથુશ્ત્ર) હાલ (ની સઘળી દીનો) માંની (જે) સર્વોત્તમ દીન (તે) નો ઉપદેષક (હતો.) (ફ્રવર્દીન યશ્ત ક૦ ૯૧.)

**યો બાજુશચ ઉપસ્તચ વીસત અહુઇર્યાઓ દએનયાઓ યત્ આહુરોઇશ જરથુશ્ત્રોઇશ.**

**યો હીમ સ્તાતાંમ્ હિતાંમ્ હઇતીમ્ ઉજ્વજત્ હચ હુનૂઇવ્યો ની હીમ્ દસ્ત મઇધ્યોઇષાથ્મ બેરેઝિ-રાઝેમ અફ્રકધવઇતીમ્ અષઓ-નીમ્.**

(વળી) જે (ગુશ્તાસ્પ પાદશાહ) આ અહુરમજ્દી જરથુશ્તિ દએનની બાજુ તથા (તેના) ટેકા સમાન થયો.

જેણે (ગુશ્તાસ્પ પાદશાહે) (તે) દ્રઢ, અચલીત, પવિત્ર દીનને ભુંડા માણસોથી છુટી પાડી અને તેને ઉંચ પદવીની, રાજ્ય કરતી, ચોમેર ફેલાતી, નીતિની રચનાવાળી, વચમાં વીરાજતી સ્થાપી.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૯૯–૧૦૦.)

**વનેન્તાંમ્ વંઘ્રહેન્તાંમ્ વઓનુષાંમ દએનોસાચાંમ્, ઇધ અષઓ-નાંમ્ અષઓનિનાંમચ, અહ્મચ દએનાંમચ બઓધ્રસચ ઉર્વાનેમચ ફ્રવષીમચ યજમઇદે, યોઇ અષાઇ વઓનરે.**

(દીનના કાયદાઓને) માન આપનારા, હવે પછી સત્કાર કરનારા (તથા) જેઓ આદરમાન આપી ચુકયા તેમનાં, (તેમજ) દીન (નું શાસ્ત્ર) શિખનારા અષો (નરો) તથા અષો (નારીઓ), (એ સઘળાં) જેઓ અષોઇને સારૂં ફત્તેહથી લડયાં, (તેમના) આત્માને, અંતઃકરણને, બુદ્ધિને, તથા ફરોહરને આ ઠેકાણે અમે વંદયે છિએ. (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૫૫)

હુપથ્મઇન્યાંમ હુઅઇવિ-તચિનાંમ નિમરૅજિશ્તાંમ બરત્-જઑથ્રાંમ અષઑનીમ હુનરવઇતીમ ક્રઋતાંમ આસુ-કઇર્યાંમ મોષુ-કઇર્યાંમ હ્વાયઑનાંમ હ્વાયઑઝદ્દાંમ યાંમ વંઘ્રુઉહીમ દઍનાંમ માઝ્દયસ્નીમ.

ભલી માજદયસ્ની દીન જે પવીત્ર માર્ગદર્શક, (પોતાની આકાંક્ષામાં) વ્હેલી ચાલનારી, (બુરા વિચારોને) ઘણાજ સાફ કરનારી, ક્રિયાની ભેટ લઇ જનારી, અષો, સદ્દગૂણી, ખ્યાતિ પામેલી, ચાલાકીથી કાર્ય કરનારી, ઝટ કાર્ય કરનારી, પુરતું બળ ધરાવનારી, પુરતી રીતે પવીત્ર કરનારી-(એ સર્વ ગુણોવાળી) ભલી માજદયસ્ની દીનને અમે વખાણયે છિએ. (દીન યશ્ત ક૦ ૧.)

ખ્વંઘ્રુહ દએન માઝ્દયેસ્નિશ.
(તારી) (અશીશવંઘની) બહેન માજદયસ્ની દીન (છે).
(અશીશવંઘ યશ્ત ક૦ ૧૬.)

આઅત્ હીમ્ જઇધ્યત્ અવત્ આયપ્તૅમ્, દઝ્દિ-મે, અષિશ્ વંઘ્રુઉહિ યા બેરેજઇતિ, યથ અઝૅમ હાચયેને વંઘ્રુઉહીમ આઝાતાંમ હુતઑસાંમ, અનુમતેએ દએનયાઑ, અનૂખ્તેએ દએનયાઑ, અનવર્શ્તેએ દએનયાઑ, યા મે દએનાંમ માઝ્દયસ્નીમ જરસ્ચ દાત, અપએચ અઑતાત.

ત્યારે તેણી પાસેથી માંગ્યું કે, અહો બુલંદ પદવીની અશીશવંઘ! (તું મને આ વર દે, તે એ કે સદ્દગુણી (તથા) ઉમરાવ (કુલીન) હુતોસને દીનનાં મત પ્રમાણે, (તથા) દીનનાં કાર્યો પ્રમાણે હું ચલાવું, (તથા) જે (હુતોસ) મારી માજદયસ્ની દીન ઉપર (પોતાનું) હૈયું ચોંટાડે, (તથા) પોતાની ઈચ્છા જાહેર કરે. (અશીશવંઘ યશ્ત ક૦ ૪૬.)

તત્ મોઇ વીચિઘ્યાઇ વઑચા હ્યત્ મોઇ અષા દાતા વહ્યો.
અષોઈ (તથા) (દીનના) કાયદા વીષે (જાણવાનું) મારે માટે જે વધારે પવીત્ર (હોય, તે) પસંદ કરવાને (હે અહુરમજદ!) મને કહે.
(હા. ૩૧ ક૦ ૫.)

નોઇત, મઝ્દા, અવાસ્તર્યો દવાંસચિના હુમૅરેતોઇશ બક્તા.
ઓ અહુરમજદ! ઠગનાર, આળસુ માણસ, દીનના ઊત્તમ નીયમોનો લાભ મેળવનાર (હોતો) નથી. (હા. ૩૧ ક૦ ૧૦.)

મઝ્દા પઑઉર્વીમ્ ગએથાઑસ્ચા તષો દએનાઑસ્ચા.

ઓ અહુરમજ્દ! આદિમાં (તારી) વિચાર શક્તિથી (સકળ પ્રાણીઓ તથા તેમને માટે) ધારાઓ બનાવ્યા. (હા. ૩૧ ફ૦ ૧૧).

**ક્ષ્ટા સ્પૅન્તા આર્મઇતે અષા દએનાઑ ક્દક્ષયા.**

ઓ સ્પેન્ત આર્મઇતિ! અષોઇ વડે, (તું મને) દીનનાં કાનુને શિખાડ. (હા. ૩૩ ફ૦ ૧૩.)

**યોઇ વંઘ્હેઉશ વએદૅના મનંઘ્હો સઁગહૂશ રએખેનાઑ અસ્પેન્-ચીત્ સાદ્રાચીત્ ચખ્રયો ઉર્ઉરૂ.**

કે જેઓ પવીત્ર મનશ્નીને હૈયે ધરીને, દીનના નીયમોને ખરી દોલત સમાન (ગણીને), સુખ તેમજ દુ:ખમાં પુરતી હુશ્યારીથી પાળે. (હા. ૩૪ ફ૦ ૭.)

**હ્યત્ અસ્ અઑજાઑ નાઇધ્યાઑઘ્હૅમ્ થ્વહ્યા મજ્દા આંસ્તા ઉર્વાતહ્યા.**

અહો અહુરમજ્દ! તારી દીનના નીયમોને ઇનકાર કરનાર માનવી વધારે નબળા (અથવા કંગાલ) ઉપર ફાવી શકે છે. (હા. ૩૪ ફ૦ ૮.)

**દઍનાઑ સઑષ્યન્તાંમ્ યા હૂકૅરૅતા અષાચીત્ ઉર્વાક્ષત્.**

સઓષ્યન્તોનાં ધારાઓ, જે (પ્રમાણે ચાલ્યા) થી, પવીત્ર કાર્ય કરનાર નર, પોતાનાં અષોઇ ઇત્યાદીને લીધે, સુખ ભોગવે છે. (હા. ૩૪ ફ૦ ૧૩.)

કત્ તોઇ રાજરૅ,...મજદા.

અએ અહુરમજ્દ! તારા નિયમો શું (છે)! (હા ૩૪ ફ૦ ૧૨.)

**અએઇબ્યો રત્નૂશ સઁગ્હઇતી આર્મઇતીશ, થ્વહ્યા ખ્રતેઉશ.**

આર્મઇતિ (નમ્રતા) તે મને તારા ડહાપણના ઠેરવેલા કાયદા શિખાડશે. (હા ૪૩ ફ૦ ૬.)

**કથા અયરે દક્ષારા ફૅરસયાઇ દીષા અઇબી થ્વાહૂ ગઍથાહૂ તનુષિચા.**

(દીન વીષે) પુછપરછ કરવાને સારૂં (દીનનું શાસ્ત્ર પઢવા કાજે) તારા મુલકોમાં (અએ અહુરમજ્દ!) (માણસોનાં) દિલમાં (જોઇતું) અજવાળું તથા તેને લગતી નીશાનીઓ (હું) કેમ દેખાડીશ? (હા ૪૩ ફ૦ ૭.)

**હાત્ મા વોહૂ પઇરિ-જસત્ મનંઘ્હા.**

જ્યારે (તારો સંદેશો લાવનાર સરોષ યજદ) બહેમનની મારફતે મારી પાસે આવ્યો. (હા ૪૩ ફ૦ ૧૧.)

**કથા-મોઇ યાંમ્ યઓશ્ દએનાંમ્ યઓજદાને, યાંમ્ હુદાનાઉશ્ પઇતિશ સખ્યાત્ ક્ષથ્રહ્યા, ઍરેશ્વા ક્ષથ્રા થ્વાવાંસ્ અસીશ્તીશ્**

(આ) પવીત્ર દીન (તથા તેના) કાયદાઓ, જે (સકળ સૃષ્ટિની) બાદશાહીના તારા જેવા જ્ઞાની માલીકે મને ભણાવ્યા, (તે હું) કેવી રીતે પવિત્ર રાખું ? (હા ૪૪ ફ૦ ૯.)

**તત્ થ્વા પૅરેસા ઍરેશ્-મોઇ વઓચા અહુરા; તાંમ્ દએનાંમ્ યા હાતાંમ્ વહિશ્તા, યા-મોઇ ગએથાઓ અષા ફ્રાદોઇત્ હચેમ્ના, આર્મ-તોઇશ્ ઉખ્ધાઇશ્ શ્યોથના ઍરેશ્ દઇદયત્ મખ્યાઓ ચિસ્તોઇશ્ થ્વા ઇશ્તીશ્ ઉસેન્ મજ્દા.**

આ દીન કે જે હાલની સઘળી ચાલુ (દીનો) માં સર્વોત્તમ (છે), (તથા) જે (દીન) અષોઇનું અનુકરણ કરવાને લીધે, મનશ્ની (સુમતિ)ના મંત્રોને અંગે, (આપણાં) કાર્યોને સદાચારી કરી શકે છે (તે દીન વિષે), અએ અહુરમજ્દ! તુને હું પુછું છું, તે (તું) મને સત્ય કેહેજે. અએ અહુરમજદ! મારા ડહાપણની (સઘળી) અભિલાષાઓ તારી તરફજ દોરવાય, (એમ હું ઇચ્છું છું.) (હા ૪૪ ફ૦ ૧૦.)

કથા તેંગ્ આ વીજેમ્યાત્ આર્મઇતિશ્, યએઇબ્યો મજ્દા થ્વોઇ વઓચેતે દએના.

જેમને, અએ અહુરમજ્દ! તારી દીન પ્રગટ કરવામાં આવશે, તેમને આર્મઇતિ (નમ્રતા)[1] કેવી રીતે અસર કરે ? (હા ૪૪ ફ૦ ૧૧.)

**અત્ ફ્રવક્ષ્યા હાત્ મોઇ મ્રઓત્ સ્પેન્તોતેમો, વચે સ્રઇદ્યાઇ હાત્ મરેતએઇબ્યો વહિશ્તેમ.**

(દીનની) વાણી જે સર્વથી વધુ રિદ્ધિસિદ્ધિ દેનાર છે (તે અહુરમજ્દે) મને કહી, (તથા) જે (વાણી) સાંભળવાને માણસોને સારૂં સર્વથી વધુ કલ્યાણકારી, તે વિષે હું તમને ઉપદેષ કરૂં છું. (હા ૪૫ ફ૦ ૫)

**તાંમ્ મોઇ દાંસ્તવાંમ્ દએનયાઇ ફ્રાવઓચા.**

---

૧. નમ્રતા ભક્તિનો અને વિજયનો પાયો છે.

દીન માટે તે જ્ઞાન (હે અહુરમજ્દ!) મને તું જાહેર કર.
(હા ૪૬ ફ૦ ૭.)

**હએચત્-અસ્પા વક્ષ્યા વે સ્પિતમાઓંઘ્હો દ્યત્ દાથેંગ્ વીચયથા અદાથાંસ્ચા; તાઇશ્ યૂશ્ શ્યઓથનાઇશ અષેંમ ક્ષ્મઇબ્યા દદુયે, યાઇશ્ દાતાઇશ્ પઓઉરૂયાઇશ્ અહુરહ્યા.**

અએ સ્પીતમાન કુળના હએચતૂ-અસ્પના વંશજો! તમને (હવે) હું (દીનનાં કાયદાઓ) પ્રગટ કરીશ. કારણ કે ખરૂં અથવા ખોટું તમે પારખો છો (તમે વિવેકી છો); અહુરમજ્દના આદિ નીયમાનુસાર આ (તમારાં) કાર્યોને લીધે તમે તમારે માટે અષોઇ ઠેરવી છે.
(હા ૪૬ ફ૦ ૧૫.)

**અત્ વએદમ્નાઇ વહિશ્તા સાસ્નાંમ્, યાંમ્ હુદાઓ સાસ્તી અષા અહુરો, સ્પેન્તો વીદ્વાઓ, યએચીત ગૂજ્રા સૅંગ્હાઁઘ્હો; થ્વાવાંસ્ મજ્દા વંઘ્હેઉશ્ ખ્રથ્વા મનંઘ્હો.**

સારી આર્શીર્વાદો દેનાર, આબાદી કરનાર (તથા) સર્વજ્ઞ અહુરમજ્દ, (પોતાની) ઉત્તમ શિખામણ કે જે ભેદી મંત્રો છે (તે), સમજુ માણસને (તેની) અષોઇને લીધે શિખાડે છે. (હા ૪૮ ફ૦ ૩.)

**યે દાત્ મનો વહ્યો મજ્દા અષ્યસ્ચા. હ્વો દએનાંમ્ શ્યઓથનાચા વચંઘ્હાચા.**

જે કોઇ, અએ અહુરમજ્દ! પોતાની મનશ્નીને વધારે પવીત્ર તથા વધારે સ્વચ્છ રાખે છે, તે પોતે વચનથી તથા કર્મથી દીનને (પણ) (તેમજ) રાખે છે. (હા ૪૮ ફ૦ ૪.)

**અત્ તોઇ અંઘ્હેન્ સઓષ્યન્તો દખ્યુનાંમ્, યોઇ ક્ષ્નૂમ........ શ્યોથનાઇશ્ અષા.**

તે, દેશોના સઓષ્યન્તો છે, જેઓ......દીનના શાસ્ત્રને જરૂર વળગાં રહેશે. (હા ૪૮ ફ૦ ૧૨.)

**અહુરા કે અઇશ્યમા,......દાતાઇશ અંઘ્હેત્.**

અએ અહુરમજ્દ!...ધારાનુસાર (મને) મદદ કરનાર કોણ થશે?
(હા ૪૯ ફ૦ ૭.)

**હ્વો તત્ ના......અહ્માઇ દજ્દે, દએનયા વએદમ્નો યે...... મજ્દાઓ દાતા ક્રઓત્.**

જે કોઇ દીન વડે પારાંગત[1] થઇને (દીનના શાસ્ત્રમાં વિદ્વાન થઇને),...... અહુરમજ્દના નીયમો જાહેર કરે છે તે માનવ પોતે અમને અર્પણ થયેલો (અથવા વળગેલો) ગણાય છે. (હા ૫૧ ફ૦ ૧૯.)

**અતચા હોઇ સ્ચન્તૂ મનંઘ્રહા ઉષ્ખ્વાઇશ ધ્યોથનાઇશચા ક્ષ્નૂમ મજ્દાઓ વહ્માઇ આ ફ્રઓરેત યસ્નાંસચા, કવચા વીશતાસ્પો જરથુશત્રિશ સ્પિતામો ફેરષઓશ્ત્રસચા, દાઆંઘ્રહો એરેજૂશ પથો યાંમ દએનાંમ અહુરો સઓષ્યન્તો દદાત.**

હવે જ્યારે મનશ્નીથી, ગવશ્નીથી તથા કુનશ્નીથી (સુમતિ, સદવાણી તથા સત્કર્મથી) દીનના શાસ્ત્ર તથા ક્રિયા સાથની આરાધનાઓ ઉપર, શ્રદ્ધા રાખીને અહુરમજ્દની કીર્તિ (ગાવા)ને કાજે (તેઓ તત્પર છે), (ત્યારે તો) સ્પીતમાન જરથુશ્તની દીન કબૂલ કરનારા કએ ગુશતાસ્પ તથા દીનમાં પ્રવીણ ફ્રશોસ્તર તે દરેકને અષોઇના માર્ગો (એટલે) સઓષ્યન્તની દીન[2] જે અહુરમજ્દે બનાવી, તે શિખાડશે. (હા ૫૩ ફ૦ ૨.)

**દાતરે ગએથનાંમ અસ્તવઇતિનાંમ અષાઉમ કો અવથ દએનાંમ માજ્દયસ્નીમ વી-બરત અઍતએંવ વરેફૂવ યો યિમો કેરેનઓત. આઅત અઓખ્ત અહુરો મજ્દાઓ વીશ કરિપ્ત સ્પિતમ જરથુશ્ત્ર.**

જડ મુલકોના અએ અષો સ્રજનાર! આ ગોફાઓ જે જમશેદે બનાવ્યા (તેઓમાં) તે તરફ માજદયસ્ની દીન કોણે ફેલાવી? ત્યારે અહુરમજ્દે કહ્યું કે, અહો સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! વીશકરિપ્ત (નામના) માનવીએ ફેલાવી. (વંદીદાદ ૫ર. ૨ ફ૦ ૪૨.)

**કૂવ અએવ. યેજિ અંઘ્રહુત આસ્તૂતો વા અઇવિસ્રવનો વા દએનાંમ માજ્દયસ્નીમ આઅત યેજિ અંઘ્રહુત અનાસ્તૂતો વા અન-અઇવિ-સ્રવનો વા દએનાંમ માજ્દયસ્નીમ. અઍતાચિત અએઇબ્યો સ્પાઆંઘ્રહુઇતે આસ્તવનએઇબ્યો દએનાંમ માજ્દયસ્નીમ એવરેજે-નબ્યો પસચએત અરથ્વય શકયઓથ્ન.**

કેમ (અથવા શી રીતે)? એમ (અથવા આ રીતે), (પ્રાયશ્ચિત ન થઇ શકે એવાં કાર્યોનો કરનાર) જો કોઇ માજ્દયસ્ની દીનની

---

૧. સંપૂર્ણ જ્ઞાન પામીને. ૨. બેદી યોગ માર્ગ. તૈયાર શાષ્યને ગુરૂ ગુપ્ત શીક્ષણ અર્પે છ.

વખાણ કરનાર અથવા સાંભળનાર હોય (તેને માટે પશ્ચાતાપ નથી.) પણ જો (કોઇ માનવી) માજ્દયસ્ની દીનની વખાણ ન કરનારો અથવા ન સાંભળનારો હોય, (અથવા માજ્દયસ્ની છતાં ફલાના ગુનાહ પ્રાયશ્ચિત કીધાથીબી સારૂં ન થઇ શકે, એવું તેના જાણવામાં ન આવ્યું હોય તો), આ (માણસો કે જેઓ) માજ્દયસ્ની દીનને વખાણ કરનારા (છે) તેઓથી તે (ન જાણનારો માનવી) શિખે. (એમ કીધાથી એટલે માજ્દયસ્ની દીનની ખુબી સમજવાથી તે નર) ત્યાર પછી નાલાયક કાર્ય ન કરનારો (થાય છે), (તેનું કારણ નીચેના ફકરામાં જણાવે છે.)

(પર. ૩. ફ૦ ૪૦.)

સ્પયેઇતે જી સ્પિતમ જરથુશ્ત્ર દએન માઝ્દયસ્નિશ્ નરશ્ આસ્તવનહે બન્દેમ્, સ્પયેઇતે દ્રઓઁઘેમ્, સ્પયેઇતે અષવઘ્નીમ્, સ્પયેઇતે નસુસ્પએમ્, સ્પયેઇતે અનાપેરેથેમ્ શ્કયોથ્નેમ્, સ્પયેઇતે દેરેજાનોપેરેતેમ્ પારેમ્, સ્પયેઇતે વીસ્પ તા શ્કયોથ્ન યા-ચિચ વેરેજયેઇતિ.

કારણ કે, હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! માજ્દયસ્ની દએન તે દીન ઉપર વિશ્વાસ રાખનારા માણસની બેડીને કાઢી નાંખે છે, ઠગાઇ હરી લે છે, જાદુ ચલાવવાના કાર્યને હરે છે, અષોને મારવાના કાર્યને દુર કરે છે, નસો દાટવાનું કાઢી નાંખે છે, પુલની પેલેપાર જવાય એવાં પાપના કાર્યોને વેગળાં કરે છે, મુશ્કેલીથી ફેરી શકાય એવાં કાજને નષ્ટ કરે છે, (તથા) સર્વ પાપી કાર્યો જે કોઇ કરે છે તે દુર કરે છે.

(પર ૩. ફ૦ ૪૧.)

માંનયેન્ અહે સ્પિતમ જરથુશ્ત્ર દએન માઝ્દયસ્નિશ્ નરશ્ અષઓનો ફ્રમેરેજઇતિ વીસ્પેમ્ દુશમતેમચ દુઝ્હ્ખ્તેમચ દુઝ્વર્શ્તેમચ યથ વાતો દેરેજિ-તક્થો થ્વાષેમ્ દષિનાત્ પઇરિ ફ્રમેરેજોઇત. વોહુ ઇધ જરથુશ્ત્ર હ્વર્શ્તેમ્ શ્કયઓથ્નેમ્ વેરેજિમ્તેમ્, વંઘુહિ દએન માઝ્દયસ્નિશ્ પેરેનાયુશ ચિથાંમ્ થ્વેરેસઇતિ.

અહો સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! જે પ્રમાણે સખ્ત ફુંકતો પવન દક્ષિણ દીશાથી (વાઇને), વાતાવરણને બધી તરફથી સ્વચ્છ કરી નાંખે છે, તે પ્રમાણે માજ્દયસ્ની દીન અષો માણસના સર્વ ખરાબ વિચાર તથા દુષ્ટ વચન તથા દુરાચારને સ્વચ્છ કરે છે. અએ જરથુશ્ત્ર! અહ્યાં (આ દુન્યાંમાં) પવિત્ર કાર્ય કીધેલુંજ ભલું, ભલી માજ્દયસ્ની દીન પુરતી રીતે શીક્ષાને કાપી નાંખે છે.

(પર. ૩. ફ૦ ૪૨.)

**વીસ્પે દ્રવન્તો તનુ-દ્રુજો યો અહ્રર્તો-ફ્રકએષો વીસ્પે અહ્રર્તો-ફ્રકએષો યો અસ્રઓષો વીસ્પે અસ્રઓષો યો અનષવનો વીસ્પે અન-ષવનો યો-તનુ-પેરથો.**

જેઓ (જરથુશ્તિ) ધર્મને માન ન આપનાર (હોય છે), તેઓ પોતાના તનને દ્રુજના તાબામાં રાખનારા તમામ દ્રવંદો (છે) જેઓ (જરથુશ્તિ) ધર્મના (હુકમને) ન સાંભળનારા (હોય છે), તેઓ સઘળા (જરથુશ્તિ) દીનનો સત્કાર ન કરનારા (ગણાય). જેઓ અપ-વિત્ર (હોય છે) તેઓ સઘળા (જરથુશ્તિ દીનના ધારાને) ન સાંભળનારા (ગણાય). જેઓ તનાફુર (હોય છે), તેઓ સઘળા નાપાક (ગણાય.)

(પર. ૧૬ ફ૦ ૧૮.)

**...કુથ હાંમ-રએથ્વેમ્ કુથ પઇતિ-રએથ્વેમ્ કુથ-નસુશ અપય-સાને હચ અવંઘ્રહાત્ વીસત યત માઝ્દયસ્નોઇત્.**

આ માઝ્દયસ્ની મોહલ્લામાંથી કેમ હમરીતને, કેમ પતરીતને (તથા) કેમ નસાને હું નાશ કરીશ ! (પર. ૧૯ ફ૦ ૧૨.)

**આઅત મ્રઓત અહુરો મઝ્દાઓ નિઝ્બયંઘ્રઉહિત્ જરથુશ્ત્ર વંઘ્રઉહીમ્ દએનાંમ્ માઝ્દયસ્નીમ્..**

ત્યારે અહુરમઝ્દે કહ્યું કે, હે જરથુશ્ત્ર! તું ભલી માઝ્દયસ્ની દીનની સ્તુતી કર ! (પર. ૧૯ ફ૦ ૧૩.)

---

## વૃદ્ધી અને આબાદી.

**નેમસ્ચા યા આર્મઇતિશ ઇઝાચા.**

ભલા વિચાર તથા આબાદીને નમન (હોજો)! (કેમના મઝ્દા.)

**અહુરમઝ્દ ખોદાએ, અવઝુની.**

અહુરમઝ્દ (જે) (સૃષ્ટિના) સાહેબ તથા વૃદ્ધી કરનાર (છે).

(સરોશ બાજ.)

**અએતત્...ફ્રદથાઇ અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો, ફ્રદથાઇ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ફ્રદથાઇ તિશ્ત્રયેહે સ્તારો રએવતો**

**ખરૅનંઘ્રઉહેતો, ક્રદથાઇ નર્શં અષઑનો, ક્રદથાઇ વીસ્પનાંમ્ સ્પૅન્તહે મઇન્યેઉશ્ દામનાંમ્ અષઑનાંમ.**

આ (સઘળાં ક્રિયાની ભેટો ઇત્યાદી બળીદાન) ભંડાર રાખનાર (તથા) ચળકાટવાળા હોરમજ્દની વૃદ્ધી કરવાને માટે (છે); (આ) અમેષા-સ્પંદોની વૃદ્ધી કરવાને સારૂં, ખજાનો રાખનાર (તથા) ઝળકતા તેશ્તર તારાની વૃદ્ધી કરવાને માટે, અશો નરની વૃદ્ધી કરવાને માટે, (તથા) સ્પેનામીનોની સઘળી અષો પેદાયશોની વૃદ્ધી કરવાને માટે (છે).

(હોશબામ.)

**યહ્મી સ્પૅન્તા થ્વા મઇન્યૂ ઉર્વએસે જસો.**

જે છેવટને કાળે (અહુરમજ્દ!) તારા આબાદી કરનાર મીનો (સ્પેનામીનો)ની સાથે તું આવનારો (છે).[1] (ખોરશેદ નિયાયશ)

**વાતૅમ્ સ્પૅન્તૅમ્ હુધાઑંઘ્રહૅમ યજમઇદે......અષાઉનાંમ્ વંઘ્રઉહીશ્ સૂરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો યજમઇદે.**

વૃદ્ધી કરનાર (તથા) સારી સૃષ્ટિના પવનને (અથવા ગોવાદ યજ-દને) અમે વખાણ્યે છિયે. અષોનાં ભલાં, બળવાન તથા વૃદ્ધી કર-નારાં ફરોહરોને અમે વખાણ્યે છિયે. (ખોરશેદ નિયાયશ)

**અહુરમજ્દ ખોદાએ, અવજૂનાએ મરદુમ, મરદુમ સર્દગાંન, હમા સર્દગાંન, હમબાયસ્તે વેહાંન, ઓઍમ બેહેદીન માજ્દયસ્નાંન આગહી આસ્તવાની નેકી રસાનદ્ અએદૂન બાદ્.**

હે (તમામ વિશ્વના) પતિ (સરજનહાર) અહુરમજ્દ! માણસ અને માણસ જાતની (તથા બીજી) સઘળી જાત (ની ઊત્પત્તિ)ની વૃદ્ધી કરનાર! સઘળા ભલી દીનના ભાગ્યાઓની વૃદ્ધી કરનાર (ધણી)! હું માજ્દયસ્નોમાંના બેહેદીનને, (દીનનું) જ્ઞાન, દીન ઉપર શ્રદ્ધાળુ રહેવાનું, (અને) નેકી પહોંચાડ! એ પ્રમાણે થાવું! (જે દુઆ મેં માગી તે મને આમીન થાય!) (ખોરશેદ નિયાયશ.)

**યજાઇ માઑંઘ્રહૅમ ગઑચિથ્રૅમ, બઘૅમ, રએવન્તૅમ, ખરૅનંઘ્ર-ઉહન્તૅમ, અફ્નંઘ્રઉહન્તૅમ, તફ્નંઘ્રઉહન્તૅમ, વરેચંઘ્રઉહન્તૅમ, ક્ષતા-**

---

૧. એટલે તું આવશે. જરથોશ્તિ દએન આશાવાદી છે. તે નીરાશા અને વિષાદ શીખાડતીજ નથી, કારણ કે સહુ સારૂં જેનું છેવટ આવું સારૂં.

**વન્તૅમ, ઇશ્તિવન્તૅમ, યઑક્ષિતવન્તૅમ, સઑકવન્તૅમ, જઇરિમ્યા વન્તૅમ, વોહ્વાવન્તૅમ, બઘૅમ બઍષજૅમ.**

ગાય ઢોરોનું બીજ રાખનાર માહ યજદ (જે) બખશેશ દેનાર (અથવા નસીબ આપનાર), ચળકાટવાળો, ખોરેહવાળો, પાણીવાળો ગરમીવાળો, રોશણીવાળો, સહાયક, સંપતિ દેનાર, જોર ધરાવનાર લાભ કરનાર, લીલોત્રી આપનાર, સારી વસ્તુ (અથવા આબાદી આપનાર (તથા) તંદોરસ્તી આપનારા બઘ[1] (તે)ને હું વખાણું.

(માહ બોખ્તાર નિયાયશ ક૦ ૭

**દસ્ત અમૅમ્ વૅરેથ્રઘ્નમચ, દસ્ત ગેઉશ્ ખાથ્રો-નહીમ્.....યજત પૅાઉરૂ-ખરૅનંઘ્રહ, યજત પૅાઉરૂ-બઍષજ.**

અહો પુર ખોરેહવાળા યજદો! અહો પુર તંદોરસ્તી આપનાર યજદો! (તમે) (મને) બહાદુરી તથા જય આપો, ગાય ઢોરની વૃદ્ધી આપો. (માહ બોખ્તાર નિયાયશ ક૦ ૧૦

**યજએષ મે હીમ્ સ્પિતમ જરથુશ્ત્ર, યાંમ્ અરૅદ્વીમ્ સૂરાં અનાહિતાંમ્ ... .. આછૂ-ફ્રાધનાંમ્ અષઑનીમ્, વાંથ્વો-ફ્રાધનાં અષઑનીમ્, ગએથો-ફ્રાધનાંમ્ અષઑનીમ્, ષએતો-ફ્રાધનાં અષઑનીમ્, દંઘ્હુ-ફ્રાધનાંમ્ અષઑનીમ્.**

હે સ્પીતમાન જરથુશ્ત્ર! મારી અરદ્વિસૂર (નામની નદી) કે નિર્મલ, જીંદગી (અથવા ચાલાકી) થી વૃદ્ધી કરનારી અષો, ટોળાંની વૃદ્ધી કરનાર અષો, જગતને આબાદ કરનારી અષો, દોલતની વૃદ્ધી કરનારી અષો (તથા) દેશોને આબાદ કરનારી અષો, તેને તું ભજ.

(અરદ્વિસૂર નિયાયશ ક૦ ૨

**યાંમ્ અજૅમ્ યો અહુરો મજદાઓ હુજ્વારૅન ઉજ્બઇરે, ફ્રદથાઇ ન્માનહેચ વીસસ્ચ જન્તેઉશ્ચ દંઘ્હેઉશ્ચ.**

જે (અરદ્વિસૂર)ને હું જે અહુરમજદ (તેણે) ઘરની, મોહલ્લાની કસ્બાની તથા દેશની સંપત્તિ માટે સારાં બળથી પેદા કીધી.

(અરદ્વિસૂર નિયાયશ ક૦ ૭

**ઉસ્ મોઇ ઉજારૅષ્વા અહુરા......સ્પેનિશ્તા.**

---

૧. પતિ.

**અહો સર્વથી મહાન વૃદ્ધી કરનાર અહુરમજ્દ! તું મને પવિત્ર કર.**
(આતશ નિયાયશ.)

**વક્ષથે બુયે અહ્મ્ય ન્માને, દરેઘૅમચિત્ અઇપિ જરૂવાનૅમ...આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ.**

અહો અહુરમજ્દના પુત્ર આતશ! આ ઘરમાં લાંબા કાળ પર્યંત તું વધારામાં રહેજે! (આતશ નિયાયશ ફ૦ ૩.)

**દાયાઓ મે આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ......ફ્રજન્તીમ... યા મે ફ્રાધયાત્ ન્માનૅમચ, વીસૅમચ, જન્તૂમચ, દખ્યૂમચ, દંઘ્રહુ-સસ્તીમચ.**

અહો અહુરમજ્દના પુત્ર આતશ! તું મને (એવું) સંતાન દે જે મારાં ઘરને, (મારાં) કુલને, (મારા) કસ્બાને, (મારા) દેશને તથા (મારા) દેશના ધર્મને આબાદ કરે. (આતશ નિયાયશ ફ૦ ૫.)

**આતરૅમ સ્પૅન્તૅમ યજમઇદે.**

વૃદ્ધી કરનાર આતશને અમે વખાણયે છિયે. (આતશ નિયાયશ ફ૦ ૮.)

**ઉપ-શ્વા હક્ષોઇત્ ગેઉશ વાંથ્વ, ઉપ-વીરનાંમ પૉઉરૂતાસ. ઉપ-શ્વા વૅરૅજવતચ મનો, વૅરૅજવતિચ હક્ષોઇત્ અંઘ્રઉહ. ઉર્વાક્ષ-અંઘ્રઉહ ગય જિયઍાંપ, તાઓ ક્ષપનો યાઓ જવાહી.**

તારે ત્યાં (તારા કુટુંબમાં) ગાય ઢોરનું ટોળું વધો! (તારે ત્યાં) બહાદુર માણસોની વૃદ્ધી થજો! તને કાર્ય કરતું મન (થજો)! (તારૂં) જીવન કાર્ય કરતું થજો! જેટલી રાત્રી તું જીવે તેટલી (રાત્રી), આનંદમય જીવનના જીવ સાથે તુ (તારી) જીંદગી ગાળજે!
(આતશ નિયાયશ ફ૦ ૧૦.)

**વાસ્ત્રીમ ફ્રુયન્તૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે.**

અષોઇના મૂખી, અષો વૃદ્ધી કરનાર ખેડુતને અમે વંદયે છિયે.
(અઈવિસ્રૂથ્રેમ ગેહ ફ૦ ૭.)

**સઑષહે અષ્યેહે અષિવતો વૅરૅથ્રાજનો ફ્રાદત્-ગએથહે, રઅનઑશ રજિશ્તહે, અરૂશ્તાતસ્ચ ફ્રાદત્-ગએથયાઑ વરૅદત્-ગએથયાઑ......**

---

૧ જરથોશ્તિ ધર્મ દેશભકતો અને સર્વ સેવકો અને ધર્મોપદેષકોને માટે કેટલું મહાન માન દેખાડે છે, તે આ રાત, દીવસની પ્રાર્થના ઉપરથી જણાય છે.

**યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇરયો જઑતા ફ્રા-મે મ્રૂતે**

પવિત્ર અષોઇવાળા, વિજયી તથા જગતની વૃદ્ધી કરનાર સરોષ (યજદ) ની, સર્વથી સત્ય રશ્ને (યજદ) ની, તથા દુનિયાંની વૃદ્ધી કરનાર અને દુનિયાની આબાદી કરનાર આસ્તાદ (યજદ) ની આરાધના કરવાને, ખુબીઓ સુણાવવાને, (તેમને) ખુશી કરવાને તથા (તેમની) સ્તુતી કરવાને સારૂં જોતી મારી સમક્ષ યથા અહૂ વઇર્યોના (મંત્રની ખુબીઓ) જાહેર કરે. (ઉશહેન ગેહ ફ૦ ૨.)

**દસેમો યત્ અહ્મિ સ્પાનો; અએવનદસો સ્પનંઘ્રઉહાઑ.**

(મારૂં) દશમું (નામ) એ (છે) કે (હું પોતે) વૃદ્ધી છું; (મારૂં) અગીઆરમું નામ વૃદ્ધી કરનાર. (હોરમજદ યશ્ત ફ૦ ૮.)

**જ્નાતાચ મઇન્યુશ્ચ અહ્મિ સ્પેન્તોતેમો.**

(હું) જ્ઞાની તથા સર્વથી વરિષ્ઠ વૃદ્ધી કરનાર મીનો છું. (હોરમજદ યશ્ત ફ૦ ૧૨.)

**ફ્શઑનીમ્ વાંથ્વાંમ્ યજમઇદે; અસ્પિનાચ યેવીનો યજમઇદે.**

(ગાય ઢોરનાં) ટોળાંની આબાદીને અમે વખાણ્યે છિયે; અનાજના વધારાને અમે વખાણીએ છિયે. (માટી હમન યશ્ત ફ૦ ૮.)

**ગવોઇ અદાઇશ્ તાઇશ્ અચઑથનાઇશ્ યાઇશ્ વહિશ્તાઇશ્, ફ્રએબ્યામ્ હી રામાચા વાસ્ત્રેમચા દજદ્યાઇ, મુરૂન્વતસ્ચા અમુરૂન્વતસ્ચા, ક્ષયન્તસ્ચા અક્ષયન્તસ્ચા.**

(અમે) દીનનું જ્ઞાન સંપાદન કરનાર તથા ન કરનાર, શકિતવાળા તથા શકિતહીન (છિયે તેઓ), દાન તથા ઉત્તમ કાર્યોથી (અમારે માટે) સુખ (તથા) (અમારાં) ગાય, ઢોરને ઘાસચારો આપવાને માટે ઇચ્છા રાખ્યે છિયે. (માટી હમન યશ્ત ફ૦ ૧ ફ૦ ૪.)

**વંઘ્રઉહીમ્ આજ્નૂઇતીમ્...યજમઇદે.**

ભલી સંપત્તિનું અમે વંદન કર્યે છિયે.

(માટી હમન યશ્ત ફ૦ ૪ ફ૦ ૨.)

**આહુ અત્ પઇતી અદાહૂ, મજ્દા અહૂરા, મજ્દાંમચા બૂઇરિચા કેરેષ્વા.**

હે અહુરમજ્દ! આ પેદાએશોમાં મોટું ડહાપણ તથા આશીષ તું ઊત્પન્ન કર. (મોટી હપ્તન યશ્ત ક૦ ૬ ફ૦ ૧.)

**આઅત્ તાઓ આપો ફ્રષાવયેઇતિ સતવએસો અવિ હપ્તો-કર્ષ્વં-વઇરીશ. વી આહ્‌વ યત્ જસઇતિ, સ્રીરો હિશ્તઇતિ રામઇનિવાઓ હુયાઇરયાઓ અવિ દંઘ્હુશ.**

ત્યારે સતવએસ (નામનો તારો) તે પાણીઓને હફતે કેશ્વર (જમીન) તરફ વેહતાં કરે છે. (પછી તીશ્તર) તે (કેશ્વરો) માં ફરી વળે છે, (તથા) ફળદ્રુપ દેશોને આબાદી આપતો (તથા) રામશ્ની[1] દેતો ઉભો રહે છે. (તીર યશ્ત ક૦ ૫ ફ. ૯.)

**ઉશ્તતાતેમ નિમ્રઇતે તિશ્ત્ર્યો રએવાઓ ખરેનંઘ્વઉહાઓ. ઉશ્ત મે અહુરમજ્દ, ઉશ્ત આપો ઉર્વરાઓસ્ચ, ઉશ્ત દએને માજ્દયેસ્ને, ઉશ્ત વો આબવાત્ દંઘહવો, ઉસ વો અપાંમ્ અઘ્વો અપઇતિ-અરે-તાઓ જસાઓન્તિ, અશ-દાનુનાંમ્ચ યવનાંમ્, કસુ-દાનુનાંમ્ચ વાસ્ત્ર-નાંમ્ ગએથનાંમ્ચ અસ્તવઇતિનાંમ્.**

(ત્યારે) (તે) ચળકાટવાળો (તથા) ખોરેહવાળો તેશ્તર પોતાની મેળવેલી ફતેહને જાહેર કરે છે. હે અહુરમજ્દ! મારી જયજયકાર (થઇ)! હે! પાણી તથા વનસ્પતિ (મારી) જયજયકાર (થઇ)! અહો માજ્દયસ્ની દીન! (મારી) ફતેહ (થઇ)! અહો દેશો! (હવે) તમને આબાદી થશે! હવે પછી પુષ્કળ પાણીથી ઉગતા અનાજનો તથા થોડાં પાણીથી ઉગતી ભાજી તરકારીનો (તથા) (સકળ) જડ સ્થળોનો ખોરાક, અડચણ વિના ઉગી નીકળશે. (તીર યશ્ત ફ૦ ૨૯.)

**કધ-નો અવિ ઉજ્જયરાત્ તિશ્ત્રયો રએવાઓ ખરેનંઘ્વઉહાઓ. કધ ખાઓ અસ્પો-સ્તઓયેહીશ્ અપાંમ્ ઘ્જારાંમ્ અઇવિઘ્જારેમ્ સ્રીરાઓ-સ્ચ અસો-પોઇથ્રાઓસ્ચ ગઓયઓઇતીશ્ચ આતચિન્તીશ્, આ વર્પજીશ્ ઉર્વરનાંમ્ સૂર વક્ષયેન્તે વક્ષ.**

ચળકાટવાળો (તથા) ખોરેહવાળો તેશ્તર અમારે માટે કયારે ઉગશે? વેહતાં (તથા) વધારે વેહતાં પાણીના, ઘોડાના કરતાં વધારે મોટા ઝરા, સુંદર જગા તથા શેહરો તરફ, તથા ક્ષેત્રો તરફ કયારે

૧. આનંદ.

વેહતા (થશે), (કે જેથી) ઝાડપાનોના થડો મજબુત વધારા સાથે વૃદ્ધિ પામે ? (તીર યશ્ત ક૦ ૪૨.)

**વર્જ્રદ્રિશ ઉક્ષ્યેઇન્તિ વિસ્પાઑસે તાઑ દામાંન્ બઐષજ્યતિચ સેવિશ્તો, યેજિ અએમ્ બવઇતિ યશ્તો ક્ષ્નૂતો ફ્રિથો પઇતિ-જન્તો.**

જ્યારે તે (તેશ્તર) આરાધના પામેલો, ખુશી થયેલો, પ્રિય, (તથા) માન પામેલો હોય છે, (ત્યારે) (તે) બળવાન (તથા) ઘણોજ કલ્યાણકારી (તેશ્તર) આ સર્વ સૃષ્ટિને આબાદ કરે છે તથા સજીવન કરે છે. (તીર યશ્ત ક૦ ૪૩.)

**યત્ જી સ્પિતમ જરથુશ્ત્ર, અઇર્યાઑ દંઘહાવો તિશ્ત્ર્યેહે રએવતો ખરૅનંઘ્રઉહતો અઇવિ-સચ્યાર્રેશ દાઇતીમ્ યસ્નૅમચ, વહ્મૅમચ, યથ હે અસ્તિ દાઇત્યોતૅમો યસ્નસ્ચ વહ્મસ્ચ, અષાત્ હચ યત્ વહિશ્તાત્, નોઇત્ ઇથ અઇર્યાઑ દંઘહાવો ફ્રાંશ હ્યાત્ હએન, નોઇત્ વોઇઘ્ન, નોઇત્ પાંમ, નોઇત્ કપસ્તિશ, નોઇત્ હએન્યો રથો, નોઇત્ ઉજ્ગૅર્પ્તો દ્રફ્ષો.**

અહો સ્પીતમાન જરથુશ્ત્ર! સર્વથી ઉત્તમ અષોઇથી (થયેલી) સર્વથી લાયક યજશ્ને તથા આરાધના, તે (તેશ્તર) ને માટે જેમ (યોગ્ય) છે તેમ, જો ઇરાની દેશો ચળકાટવાળા (તથા) ઓરેહવાળા તેશ્તરની લાયક યજશ્ને તથા આરાધના જરૂર કરે તો, એ તરફ, ઇરાની દેશો તરફ, ન લશ્કર, ન સંકટ, ન દર્દ, ન કપટ, ન (દુશ્મનનાં) લશ્કરને લગતા લડાઇના રથો, (અથવા) ન (શત્રુનો) ઉંચો પકડેલો વાવટો ધસારો કરી શકે. (તીર યશ્ત ક૦ ૫૬.)

**દ્રવાસ્પાંમ્ સૂરાંમ્ મજ્દધાતાંમ્ અષઓનીમ્ યજમઇદે.**

આબાદી આપનાર અહુરમજ્દના સર્જેલા શૂરા (તથા) અષો દ્રવાસ્પને અમે યાદ કર્યે છિયે. (ગોશ યશ્ત ક૦ ૧.)

**દજ્દિ મે વંઘ્રુઉહિ સૅવિશ્તે દ્રવાસ્પે તત્ આયપ્તૅમ્, યથ અજૅમ્ ફ્રુષઓનિ વાંધ્વ, અવ-બરાનિ, અવિ મજ્દાઑ દામબ્યો, યથ અજૅમ્ અમૅર્ખ્તીમ્ અવ-મરાનિ, અવિ મજ્દાઑ દામબ્યો.**

અહો ભલી તથા ઘણીજ લાભકારી દ્રવાસ્પ! (તું) મને આ વર[1] દે, તે એ કે અહુરમજ્દની સૃષ્ટિ તરફ આબાદી (તથા) ગાયઢોરની

---

૧. વરદાન, ઉમેદ, boon.

વૃદ્ધી હું લાવું (કરૂં), તથા અહુરમજ્દની પેદાયશ તરફ અમરપણું હું લાવું. (ગોશ યશ્ત ક. ૨ ફ૦ ૯.)

**હુખય અરૂશતાતો ફ્રાદત્–ગએથયાઓ વરેદત્–ગએથયાઓ સવો-ગએથયાઓ યજમઇદે.**

દુનિયાની વૃદ્ધી કરનાર, જગતની આબાદી કરનાર (તથા) જગ-તને કલ્યાણકારી આસ્તાદ (ઇજ્દ) ના મીત્રોને, અમે મીતથી વંદયે છિયે. (સરોશ હાદોખ્ત ક. ૪ ફ૦ ૧૯.)

**સઓક અહ્મિ સઓકવસ્તેમો......આઅત ત્બએષાઓ તઉર્વયેનિ વીસ્પનાંમ્ ત્બએષવતાંમ્, ત્બએષાઓ દએવનાંમ્ મશ્યાનાંમચ, યા થ્વાંમ્ પઇરિકનાંમચ, સાથ્રાંમ્ કઓયાંમ્ કરફ્નાંમચ.**

(ઓહરાંમ યજ્દ કહે છે કે) લાભમાં હું ઘણોજ લાભકારી છું. ત્યારે સર્વ દુ:ખ દેનારાઓની ખરાબીઓને (તથા) દેત્યોની, માણસોની, જાદુગરોની, પરીઓની, જુલમગારોની, કીકોની તથા કરપોની ખરા-બીઓને હું તોડીશ. (બેહરાંમ યશ્ત ક. ૧ ફ૦ ૩–૪)

**ગવે વરેજયાતાંમ્ તાંમ્ ને ખરેથાઇ ફ્શુયો.**

ગાય ઢોરને માટે (આપણે) મેહનત કરવી જોઇયે, (કારણ કે) તેઓ આપણા ખોરાકને માટે વૃદ્ધી કરનારાં (છે).

(બેહરાંમ યશ્ત ક. ૨૦ ફ૦ ૬૧.)

**ઉસ્ નૂં અંઘ્રહાઇ વીસે જમ્યાત્ અષેમચ, ક્ષથ્રેમચ, સવસ્ચ, ખરેનસ્ચ, ખાથ્રેમચ.**

હવે આ કુટુંબને માટે અષોઈ, સત્તા, સંપત્તિ, કીર્તિ તથા આનંદ ઉત્પન્ન થાય! (દોઆ નંદોરસ્ની અવસ્તામાં ફ૦ ૨.)

**અસિરત નૂં અંઘ્રહત હચ વીસત્ ગાઉશ બુયાત.**

હવે આ કુળમાંથી નિત્ય ગાય ઢોરની વૃદ્ધિ થજો!

**જમ્યાંત્ ઇથ અપાઉનાંમ્ વંઘુહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો, અષોઇશ બએપજ્ હચિમ્નાઓ જેમ–ફ્રથંઘ્રહ દાનુ–દ્રાજંઘ્રહ, હ્વરે-બરેજંઘ્રહ; ઇશ્તેએ વંઘ્રહંઘહાંમ્, પઇતશ્તાતેએ આતરનાંમ્, ફ્રષ-વક્ષયાઇ રયાંમચ ખરેનંઘ્રહાંમચ.**

અષોનાં ભલાં, વિજયી, તથા (દુન્યાનું) કલ્યાણ કરનારાં ફરોહરો જમીનની પહોળાઇ જેટલા, નદીની લંબાઇ જેટલા, અને સૂર્યની

ઉંચાઈ જેટલા અષોઇના ઉપાયો પોતાની સાથે લઇને અધિક ભલાં (માણસો) ની ઇચ્છા (પૂર્ણ કરવા) ને સારૂં, દુષ્ટ (માણસો) ની વિરૂદ્ધ થવાને કાજે, તથા ધન તથા જશની વૃદ્ધીને માટે આ રેહેઠાણમાં આવે. (દોઆ તંદોરસ્તી અવસ્તામાં.)

**યા બારી ખોદા! ખોદાવંદે આલમરા, હમે અંજુમનરા (ફ્લાનરા) બા ફરજંદાન, હજાર સાલ દેર બેદાર, શાદ બેદાર, તંદોરસ્ત બેદાર.**

અહો સરજનહાર પ્રભુ! વિશ્વના માલીક, સર્વ અંજુમનને (ફલાનાને) (તેના) પુત્ર, પૌત્રો ભેગો હજાર વર્ષ પર્યંત જારી રાખ, આનંદમાં રાખ, તનની સુખાકારી ભર્યો રાખ. (દોઆ તંદોરસ્તી પાજંદ.)

**સાલ ખોજસ્તેહ બાદ, રોજ ફરૂરોખ બાદ, માહ મુબારક બાદ. ચંદ સાલ, ચંદ રોજ, ચંદ માહ, બસ્યાર સાલ અરજાનીદાર, યજશને વ નીઆએશને વ રાદી વ જોર બરશ્ને અશાહીદાર અવરે હમા કારો કેરફેરા ; તનદોરોસ્તી બાદ, નેકી બાદ, ખુબ બાદ ; અએદૂન બાદ, અએદૂનતરજ બાદ.**

વર્ષ ભાગ્યશાળી હોજો! રોજ ભાગ્યશાળી હોજો! (તથા) મહિનો મુબારક હોજો! કેટલાંક વર્ષો, કેટલાક દહાડાઓ, કેટલાક મહિનાઓ (તથા) ઘણાંક વર્ષો ઇજશ્ને (યજ્ઞ) તથા નીઆયશ (ભજન) તથા દાન (દેવામાં), (તથા) (ક્રિયાની) ભેટ લઇ જવામાં લાયક[1] રાખ. સર્વ કાર્યો તથા પુણ્યની ઉપર (તું) અષોઇ રાખ. (તને) તનની આરોગ્યતા હોજો! (તને) નેકી હોજો! (તને) સારૂં થજો! (તને) એ પ્રમાણે થાય! એ કરતાં પણ અધિક થાય![2] (દોઆ તંદોરસ્તી પાજંદ.)

**પૉઉરૂ-ગો બવાહિ યથ આથવ્યાનોઇશ પૉઉરૂ-અસ્પૅમ બવાહિ યથ પૉઉરૂષસ્પૅમ.**

આથવ્યાનનાં કુળવાળાની પેઠે (તું) ગાય ઢોરથી ભરપુર થજે! પોઉરૂષસ્પના જેવો (તું) ઘોડાઓથી ભરપુર થજે!

(આફ્રીને જરથોશ્ત ફ૦ ૪.)

**જયાઑન્તે હચ વો દસ પુથ, થ્રાયો બવાહિ યથ અથઉરૂનો થ્રાયો બવાહિ યથ રથએશ્તારહે, થ્રાયો બવાહિ યથ વાસ્ત્રયોહે**

૧. તેજ, ઉત્સુક. ૨. વધુ માટે જુવો લગ્નના આશીર્વાદ.

**ફ્શુયન્તો, અએવ તે બવાહિ યથ વીશ્તાસ્પાઇ.**

તમારાથી (અથવા તમારે પેટે) દશ છોકરા જન્મ પાંમજો! (તેમનામાંના) ત્રણ (છોકરા) આથ્રવનના જેવા; ત્રણ, રથએશ્તારના જેવા; ત્રણ, (દેશની) આબાદી કરનાર ખેડુતના જેવા; (અને) એક, (તું) ગુશ્તાસ્પના જેવો (દેશપતિ) થાય! (આફ્રીને જરથોશ્ત.)

**ક્ષનૂતાઓ આફ્રીનંન્તુ અહ્મ્ય ન્માને વંઘ્રુહીમ્ અષીમ્ ખાપરાંમ્.**

(ફ્રેોહરો) ખુશનુદ થઇને આ રહેઠાણમાં જતન કરનારી અશી–શવંઘને માટે આશીષ માંગે (લક્ષ્મીને તેડે)! (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૭૫.)

**આઅત્ હીમ્ જઇધ્યત, અવત્ આયપ્તૅમ્ દઝ્દિ મે, વંઘ્રુઉહિ સૅવિશ્તે અરૅદ્વી સૂર અનાહિતે, યથ અઝૅમ્ ઉપૅમૅમ્ ક્ષથ્રૅમ્ બવાનિ, વીસ્પનાંમ્ દખ્યુનાંમ્ દએવનાંમ્ મશ્યાનાંમ્ચ યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, સાથ્રાંમ્ કઓયાંમ્ કરફ્નાંમ્ચ યથ અઝૅમ્ ઉઝ્બરાનિ હચ દએવએઇબ્યો ઉયે ઇશતિશ્ચ સઓકાચ, ઉયે ફ્શુઓનીશચ વાંથ્વાચ, ઉયે થ્રાંફ્સચ ફ્રસસ્તિશ્ચ.**

ત્યારે (જમશેદ પાદશાહે) તેણી પાસથી માંગ્યું કે, હે ખુબીવાળી, સર્વથી ઘણો લાભ કરનારી (તથા) નિર્મળ અરદ્વીસૂર! (તું) મને આ વરદાન આપ તે એ કે હું સકળ દેશોના દૈત્યો, (બુરા) માણસો, જાદુગરો, પરીઓ, જુલમગારો, કીકો તથા કરપોની (ઉપર) સર્વથી ચઢતી હાકેમી મેળવું. વળી દૈત્યો (ના અખ્ત્યારમાં) થી દોલત અને લાભ બન્ને, સંપત્તિ અને (ગાય-ઢોરની) વૃદ્ધિ (એ) બન્ને, તૃપ્તિ (અથવા મનની મુરાદ) અને યશ બન્ને છીનવી લઉં.

(આવાં યશ્ત ક૦ ૨૬.)

**આઅત્ હીમ્ જઇધ્યત અવત્ આયપ્તૅમ્ દઝ્દિ મે વંઘ્રુઉહિ સૅવિશ્તે અરૅદ્વિ સૂર અનાહિતે, યથ અઝૅમ્ અમશ્યાં કૅરૅનવાનિ વીસ્પાઇશ્ અવિ કર્શ્વાંન્ યાઇશ્ હપ્ત.**

**નોઇત્ અહ્માઇ દથત્ તત્ અવત્ આયપ્તૅમ્ અરૅદ્વિ સૂર અનાહિત.**

ત્યારે તેણી પાસેથી તેને (ઝોહાકે) માંગ્યું કે, હે ખુબીવાળી, સર્વોત્તમ લાભકારી (તથા) નિર્મળ અરદ્વીસૂર! (તું) મને આ (નીચે જણાવેલું) વરદાન દે, તે એ કે સાત વિભાગો (કેશ્વરો) ને હું માણસ રહિત (ઉજ્જડ) કરૂં.

નિર્મલ અરદ્વીસૂરે તે (ઝુહાક) ને એ (તેની માંગેલી) મુરાદ ન દીધી.
(આંવાં યશ્ત. ફ૦ ૩૦-૩૧.)

**યજાઇ હુકઇરીમ બરૅજો વીસ્પો-વંહ્મેમ જરનએનૅમ, યહ્મત મે હચ ફ્રજગધઇતે અરૅદ્વિ સૂર અનાહિત, હજંઘ્રાઇ બરૅશ્ન વીરનાંમ; મસો ક્ષયેતે ખ્રૅનંઘ્રહો, યથ વીસ્પાઓ ઇમાઓ આપો, યાઓ જ્મા પઇતિ ફ્રતચિન્તિ, યા અમવઇતિ ફ્રતચઇતિ.**

તમામ માનને યોગ્ય (તથા) લીલોત્રીથી ભરપુર હુકર પહાડને હું વખાણું છું, જેમાંથી મારી નીર્મળ અરદ્વીસૂર હજાર માણસની ઉંચાઇથી (એટલે હજાર માણસના જેટલી ઉંચાઇથી) વહે છે; (તથા) પૃથ્વિ ઉપર જેટલી આ સઘળી નદીઓ વહેછે (તેટલી) (જે એકલી) ખોરેહની મ્હોટાઇ ભોગવે છે, (તથા) જે જોશથી વહે છે. (આવાં યશ્ત ફ૦ ૯૬.)

**યહ્મ્ય સાસ્તારો અઉર્વ પઓઇરીશ ઇરાઓ રાજયેન્તે; યહ્મ્ય ગરયો બૅરૅજન્તો પોઉરૂ-વાસ્ત્રાઓંઘ્રહો આફ્રૅન્તો થાતઇરે ગવે ફ્રાધયેન્તે; યહ્મ્ય જફ્રવસ્યો ઉર્વાપાઓંઘ્રહો હિશ્તૅન્તે; યહ્મ્ય આપો નાવયાઓ પૅરૅથ્વીશ ક્ષઓધંઘ્રહ થ્વક્ષૅન્તે આઇશ્કતૅમ પૉઉરૂતૅમચ, મૉઉરૂમ હરોયૂમ ગઓમચ, સુઘ્ધૅમ ખાઇરિઝૅમચ.**

જે તરફ બહાદુર રાજ્યકર્તાઓ (પોતાનાં) પુષ્કળ સૈન્યોની હારો ખેંચેછે; જે તરફ પુર ઘાસવાળા (તથા) પાણીથી ભરપુર ઉંચ પહાડો ગાય ઢોરને માટે પોષણ (ચારો) વધારે છે; જે તરફ બહોળાં પાણીવાળા, ઉંડા સરોવરો આવેલા છે; જે તરફ પહોળી વહેતી નદીઓ મ્હોટા જથામાં આઇશ્કત, પોઉરૂત, મર્વ, હરોયું, સોગ્દીયાનાં રાજ્યધાનીવાળું ગવ તથા ખારઝમ (નામના મુલકો) માં વહેછે. (મેહર યશ્ત. ફ૦ ૧૪)

**અવિ અરૅજહિ, સવહિ, અવિ ફ્રદધફ્શુ વીદધફ્શુ, અવિ વોઉરૂ-બરૅશતિ વૉઉરૂ--જરૅશતિ, અવિ ઇમત કર્ષ્વરૅ યત ખ્નિરથૅમ બામીમ ગવષયનૅમ ગવપિતીમચ બએષજયાંમ મિથ્રો સૂરો આદિધાઇતિ.**

શૂરો મેહર યજદ અરેજહિ તથા સવહિ (કેશ્વરો) તરફ, ફ્રદધફ્શુ તથા વીદધફ્શુ (કેશ્વરો) તરફ, વોઉરૂ-બરેશતિ તથા વોઉરૂ-જરેશતિ (કેશ્વરો) તરફ, (તથા) ચળકાટવાળું (અને) તંદરોસ્તીવાળું (સુખવાસી) આ (આપણુ) ખ્નિરથ (નામનું) કેશ્વર, (જે) ગાય-ઢોરનું મૂખ્ય મથક (તથા) ગાય-ઢોરનું રેહવાનું સ્થળ (છે, તે) તરફ નજર કરે છે.
(મેહર યશ્ત. ફ૦ ૧૫.)

યો સ્તુનાઓ વીધારયેઇતિ બેરેજિમિતહે ન્માનહે, સ્તવરાઓ આંઇથ્યાઓ કેરેનઓઇતિ, આઅત્ અહ્માઇ ન્માનાઇ દધાઇતિ ગેઉશચ વાંથ્વ વીરનાંમચ, યહ્વ ક્ષ્નૂતો બવંઇતિ ઉપ અન્યાઓ સ્ચિન્દયેઇતિ યાહ્વ દ્બિશ્તો બવઇતિ.

જે (મેહર યજદ) ઉંચ બાંધેલા ઘરના થામલાઓને ટેકાવી રાખેછે, (તથા) તે (થામલાઓને) મજબૂત (તથા) નાશ ન પામે એવા કરે છે. વળી જે (ઘર) માં (તે) ખુશી થયેલો હોય છે, તે ઘરમાં ગાય-ઢોર અને માણસોની વૃદ્ધિ બક્ષે છે. (પણ) બીજા (ઘરો) જેમાં (તે) દુઃખી થયલો હોય છે, (તેમને) તે પાયમાલ કરી નાખે છે. (મેહર યશ્ત. ફ૦ ૨૮.)

ત્મ સઓગનાઓ સઓરથાઓ નિશ્તરેતો-સ્પયાઓ નિધાતો-બરેજિશ્તાઓ ન્માનાઓ મસિતાઓ દધાહિ; ત્મ સઓગનેમ્ સઓરથેમ્ નિશ્તરેતો-સ્પઅમ્ નિધાતો-બરેજિશ્તેમ્, ન્માનેમ્ દધાહિ બેરેજિબિતેમ્, યસે-થ્વા અઓખ્ત-નામન યસ્ન, રથ્વ્ય વચ યજઇતે બરો જઓથ્રા અષવ.

ક્રિયાની ભેટ લઇ જનાર જે અષો (માણસ) તને, મખ્યાત નામની યજશ્ને વડે (તથા) ઘટતા અવસ્તાના મંત્રોથી, (હે મેહર યજદ!) ઇજે છે, (તે માનવીને) ખુબસુરત ઓરતવાળાં, મખ્યાત ગાડી સાથનાં, મજબૂત પાયાવાળાં, ઉચ્ચ બાંધણીનાં (તથા) ઉચ્ચ ઉભરણીના છાપરાં સાથનાં ઘરો તું દે છે. (વળી) (તારે માટે ક્રિયાની ભેટ લઇ જનાર અષો માણસને) ખુબસુરત ઓરતવાળું, મખ્યાત ગાડી સાથનું, મજબૂત પાયાવાળું, ઉચ્ચ બાંધણીનું તથા ઉંચી ઉભરણીનાં છાપરાં સાથનું ઘર તું દે છે. (મેહર યશ્ત. ફ૦ ૩૦.)

યથ વએમ્ હુમનંઘ્રહો ક્રમનંઘ્રહસ્ચ ઉર્વાજેમ્ન હુઓમનંઘ્રહુમ્ન, વનામ વીસ્પે હમેરેથે યથ વએમ્ હુમનંઘ્રહો ક્રમનંઘ્રહસ્ચ ઉર્વાજેમ્ન હુઓમનંઘ્રહુમ્ન, વનામ વીસ્પે દુશ્મઇન્યૂશ યથ વએમ્ હુમનંઘ્રહો ક્રમનંઘ્રહસ્ચ ઉર્વાજેમ્ન હુઓમનંઘ્રહુમ્ન, વનામ વીસ્પાઓ ત્બએષાઓ તઉર્વયમ દએવનાંમ્ મષ્યાનાંમચ, યાથ્વાંમ્ પઇરિકનાંમચ, સાથ્રાંમ્ કઓયાંમ્ કરફ્નાંમચ.

જેથી અમે નેક મનશનીવાળા, મીત્રાચારી ભર્યા વિચારના, આનંદી તથા સારા વિચારના (હોવાથી), સઘળા હરીફોને મારીએ, જેથી અમે નેક મનશ્નીવાળા મીત્રાચારી ભર્યા વિચારના (હોવાથી) સર્વ દુશ્મનોને

મારીએ, જેથી અમે નેક મનશ્નીવાળા, મીત્રાચારી ભર્યાં વિચારના, આનંદી તથા સારા વિચારના (હોવાથી), હેત્યોની, (બુરા) માણસોની, જાદુગરોની, પરીઓની, જુલમગારોની, કીકોની તથા કરપોની સઘળી દુષ્ટતા તોડીએ. (મેહર યશ્ત. ફ૦ ૩૪.)

**ફ્રત્-આપૅમ્ જવનો-સ્રૂતૅમ્ તચત્-આપૅમ્ ઉક્ષ્યત્-ઉર્વરૅમ.**

(મેહર યજદ) (જે) પાણીની આબાદી વધારનાર, સહાયને માટે કીધેલી અરજને સાંભળનાર, પાણીને વહેતું કરનાર, ઝાડપાનને ઉગાડનાર, (તેનું) (અમે સ્તવન કર્યે છીએ). (મેહર યશ્ત. ફ૦ ૬૧.)

**યો ફ્રક્ષિત-દાઓ, યો આઝુઇતિ-દાઓ, યો વાંથ્વો-દાઓ, યો ક્ષથ્રો-દાઓ, યો પુથ્રો-દાઓ, યો ગયો-દાઓ, યો હુવંઘહો-દાઓ, યો અષવસ્તો-દાઓ.**

જે વૃદ્ધિ કરનારો, જે આબાદી કરનારો, જે ગાય ઢોરની વૃદ્ધિ દેનારો, જે રાજ્યાધિકાર આપનારો, જે છોકરાં દેનારો, જે જીવન આપનારો, જે સુખાકારી અર્પનારો (તથા) જે પવિત્રાઇ દેનારો (છે). (મેહર યશ્ત. ફ૦ ૬૫.)

**બુયમ તે પોઇથ્રો-પાનો.**

(હે મેહર યજદ!) તારાં ક્ષેત્રને આબાદ કરનારા (અથવા રક્ષણ કરનારા) અમે થઇયે! (મેહર યશ્ત. ફ૦ ૭૫.)

**ત્ઽમ્ તા ફ્રસ્યિન્દયેહિ યા રાંક્ષેઇતીશ દઇંઘહાવો, આચ-થ્વા જખયાઇ અવંઘાહે.**

જે દુઃખ દેનારા (અથવા પાપી) દેશો, તેઓને તું તોડી નાંખે છે. મદદને માટે (અહો મેહર યજદ!) તું રક્ષણ દેછે. (મેહર યશ્ત ફ૦ ૭૮.)

**યિમ્ યજત હઓમો ફ્રાય્મિશ.**

(મેહર યજદ) જે પવિત્ર, આબાદી કરનાર (તેને) હોમ યજદે ઇજીયો[1]? (મેહર યશ્ત. ફ૦ ૮૮.)

**કહ્માઇ ઇશ્તીમ્ પોઉરુશ-ખાથ્રાંમ્ અઝૅમ્ બક્ષાનિ ક્ષયમ્નો.**

હું (જે) હકુમત કરનાર (તે) કોણને પુરતાં સુખવાળી દોલત (અથવા વર) દઉં? (મેહર યશ્ત. ફ૦ ૧૦૮.)

---

૧ ક્રિયા સાથે ભજ્યો.

**ઉશ્ત અહ્માઇ નઇરે મઇન્યાઇ, ઉઇતિ મ્રઑત્ અહુરો મજ્દાઑ, આઇ અષાઉમ્ જરથુશ્ત્ર.**

તે માણસને આબાદી (હોજો) એમ હું વિચારૂં. અહો અષો જરથુશ્ત્ર! એ પ્રમાણે હોરમજ્દે કહ્યું. (મેહર યશ્ત. ફ૦ ૧૩૭.)

**યો પઓઇરિશ વએઇધિશ સૂરૅમ્ ફ્રાધાઇતિ સ્પૅન્તહે મઇન્યૅઉશ દામાંન્.**

જે (મેહર યજદ) પુર જ્ઞાની (હોવાથી), સ્પેનામીનોની સૃષ્ટિને મજબુતીથી વધારે છે. (મેહર યશ્ત. ફ૦ ૧૪૨.)

**યા વીસ્પૅમ્ અહ્મ અસ્તવન્તૅમ્ બરઇતિ, જુમચ ઇરિસ્તૅમચ ગરયમચ યોઇ ઍરૅજન્તો પોઉરૂ-વાસ્ત્રાઑંઘહો આફ્રેન્તો.**

જે સર્વે જડ દુન્યા(નાં માણીઓ)ને જીવતાં તેમજ મરણ પામેલાંને (તથા) ઘાસ ચારાથી ભરપુર (તથા) પાણીથી આબાદ ઉંચ પહાડોને, પોતાની ઉપર ધરી રાખે છે. (ફ્રવર્દીન યશ્ત. ફ૦ ૯.)

**અષાઉનાંમ્ વંઘુહીશ સૂરાઑ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે યાઑ અવાંમ્ ક્ષુદ્રૅમ્ અઇવ્યાક્ષયેઇન્તિ, યાંમ્ સ્પિતામહે અષઑનો જરથુશ્ત્રહે, નવચ નવઇતીશચ નવચ સત નવચ હજંઘ્રૅ નવસૅસ્ચ બઍવાંન્.**

અષો (લોકો) નાં ભલાં, શૂરાં (તથા) (દુન્યાંની) આબાદી કરનારાં ફ્રોહરોને અમે માન સાથે યાદ કર્યે છીએ, જે (ફ્રોહરો) નવાણું હજાર નવસો નવાણું (ની સંખ્યામાં) સ્પીતમાન અષો જરથુશ્ત્રનાં આ બીજને સંભાળે છે. (ફ્રવર્દીન યશ્ત. ફ૦ ૬૨.)

**યત કૅરૅનવાનિ માવોય ક્ષથ્રાધ અમરૅષિન્ત પસુ વીર, અંઘ્રુઑપેમ્ને આપ ઉર્વ઼ઇરે, ખ઼ઇરયાંન્ ખ઼રૅથમ્ અજયમ્નૅમ્.**

(બીજું) એ કે મારી (જમશેદ) ની રાજ્યસત્તાથી (હું) પશું (તથા) માણસોને અમર, પાણી (તથા) ઝાડપાનને નહિ સુકાતાં (તાજાં), (તથા) ખાવાનો ખોરાક વાસી નહિ થઈ જતો (અથવા અખુટ) કરૂં. (રામ યશ્ત. ફ૦ ૧૬.)

**તાઑસચ મે નાંમ જ઼્બયએષ, અહ્નિ અષાઉમ્ જરથુશ્ત્ર, યિમ્ અષૅમઓઘૅમ્ અનષવનૅમ.........પઇતિષૅન્તૅમ્ થ્રિમહે.**

જ્યારે કોઇ અપવિત્ર આશ્મોગ તારી સંપત્તિની અદેખાઇ કરતો (આવે), તે (વખતે) હે અષો જરથુશ્ત્ર! આ મારાં નામો તારે યાદ કરવાં જોઇએ, કે હું (પ્રત્યક્ષ હાજર થયેલો) છું (એમ જાણવું).[1] (હોરમજદ યશ્ત. ક૦ ૫૧.)

**ઉશ્ત બા યિમ્ હચહિ.**

જે (નર) ની સાથે (હે અશીશવંઘ!) તું ચાલે છે (તેને) જરૂર આનંદ (હોય છે.) (અશીશવંઘ યશ્ત. ક૦ ૮)

**યથ અજ઼ેંમ ફ્રપઍાનિ વાંથ્વ અવ-બરાનિ, અવિ મજ઼દાઓ દામબ્યો, યથ અજ઼ેંમ્ અમૅરૅઝ્તીમ્ અવ-બરાનિ. અવિ મજ઼દાઓ દામબ્યો.**

(જમશેદ પાદશાહે અશીશવંઘને પ્રાર્થના કરી) તે એ કે હોરમજદની સૃષ્ટિ તરફ આબાદી (તથા) ગાય-ઢોરની વૃદ્ધિ હું લાઉં, (તથા) હોરમજદની સૃષ્ટિ તરફ અમરત્વ હું લાઉં. (અશીશવંઘ યશ્ત ક૦ ૨૯.)

**ઉત અજ઼ેંમ્ અપ-બરાનિ, વ સુશૅમચ તરૅષ્નૅમચ, હચ મજ઼દાઓ દામબ્યો, ઉત અજ઼ેંમ્ અપ બરાનિ, વ જઉર્વામચ મૅરૅથ્યુમચ, હચ મજ઼દાઓ દામબ્યો, ઉત અજ઼ેંમ્ અપ-બરાનિ વ ગરૅમૅમચ વાતૅમ અઓતૅમચ, હચ મજ઼દાઓ દામબ્યો, હજ઼ંઘ્રૅમ્ અઠવિ ગામનાંમ.**

વળી હોરમજદની સૃષ્ટિમાંથી ભુખ અને તરસ (હું) (જમશેદ શાહ) દૂર લઇ જાઉં (અથવા કાઢી નાખું); વળી હોરમજદની સૃષ્ટિમાંથી બુઢાપો અને મૃત્યુ, એ હું દૂર લઇ જાઉં; વળી હોરમજદની સૃષ્ટિમાંથી હજાર વર્ષ સુધી ગરમ પવન તથા ઠંડો પવન બન્ને હું દૂર લઇ જાઉં. (અશીશવંઘ યશ્ત ક૦ ૩૦.)

**અએપાંમ ઉશ્ત્રાઓંઘ્રાઓ બયેન્તે સએનિ-કઓફ અશ-મનંઘ્રઉ અઓજયેનિ જ઼ૅમત પૅરૅતમ્ન વઅઠસ્યંવા, યાઇ હચહિ, અપિશ વંઘ્રઉહિ.**

જેમની સાથે, હે અશીશવંઘ! તું ચાલે છે તેમનાં ઉંચ ખુંધવાળાં, ચાલાક મગજનાં, ઝડપથી સફર કરનારાં, (તથા) ભારબરદાર ઉંટો (પોતાના દબદબા ભરેલા દેખાવથી) ભય ઉત્પન્ન કરે છે. (અશીશવંઘ યશ્ત ક૦ ૧૩.)

**હજ઼ંઘ્રૅમ્ અસ્પાઓ બવઇતિ, હજ઼ંઘ્રૅમ વાંથ્વાઓ બવઇતિ, ઉત આસ્નાંમચિત ફ્રજઇન્તીમ્ હામો યઓજ઼ઇતિ તિશ્ત્રીમ્ સ્તારૅમ, હામો વાતો દરૅષિશ મજ઼દધાતો, હામો અઇસ્યનૅમ્ ખરૅનો.**

---

૧. નામ સ્મરણ મહિમા આ પ્રમાણે દેખાડયો છે.જુઓ દુઆ નામ સેતાયશને.

(જે માણસ ઉપર અશીશવંઘ પ્રસન્ન થાય છે તેને) હજાર ઘોડા, હજાર ગાય-ઢોરનાં ટોળાં (તથા) જાતી અક્કલના પુત્રો પ્રાપ્ત થાય છે. (વળી) તેશ્તર તારો, હોરમજદનો પેદા કીધેલો સખત પવન (તથા) ધરાની ખોરેહ એક સરખી રીતે (તે માનવી સાથે) મલતા થાય છે.[1]

(આસ્તાદ યશ્ત ક૦ ૫.)

**ઉત બર્રેન્તિ ક્રદથ્રેમ વીસ્પાએ બર્રેન્વો ગઇરિનાંમ, વીસ્પાઓ જાંફ્નવો રઓનાંમ, ઉત બર્રેન્તિ ક્રદથ્રેમ વીસ્પનાંમ ઉર્વરનાંમ ફ્રાઉરૂસ્તનાંમ સ્રીરનાંમ જ્રદરિ-ગઓનનાંમ. ઉત બર્રેન્તિ ક્રદથ્રેમ હામસ્તેરેતેમ અએખેમ, ઉત બર્રેન્તિ મહ્રકથ્રેમ દએવિમ અપઓષેમ.**

વળી (તેઓ) પહાડોનાં મથાલાં ઉપર તથા ખેતીના તમામ ઉંડાણોમા આબાદી લાવે છે; વળી (તેઓ) સઘળા સોહમણાં, લીલાં રંગનાં, મોહટાં ઝાડોની આબાદીને ટેકો આપે છે. વળી (તેઓ) પંથરાઇ ગએલી બીમારીને દૂર લઇ જાય છે. વળી (તેઓ) અપઓશ (પાણીની તંગી ઉત્પન્ન કરનાર) દૈત્યોને (તથા) મર્કીને દૂર કરે છે.

(આસ્તાદ યશ્ત ક૦ ૬.)

**માંથ્ર સ્પેન્ત ... યજમઇદે.**

આબાદી કરનાર (અથવા પવિત્ર) માંથ્રવાણીને અમે વખાણીએ છીએ.

(આસ્તાદ યશ્ત ક૦ ૮.)

**દામાંન્ દથત અહુરો મજ્દાઓ પોઉરૂચ......ફ્સચ.**

હોરમજદે પુષ્કળ અને સંપત્તિની ચડતી કરનારી સૃષ્ટિ બનાવી.

(જમ્યાદ યશ્ત ક૦ ૧૦.)

**તેમ હ્યાત અપિથ્રા પોઉરૂશ-ખાથ્ર સ્પાર દાશ્ત સુર ગેઉશચ વાસ્ત્રોહ્ય.**

પરંતુ સુખ આપનારી, હાલ રાખનારી તથા ગાયઢોરની અને ઘાસચારાની આબાદી કરનારી અશીશવંઘ, તે (માનવી)ને મળે.

(જમ્યાદ યશ્ત ક૦ ૫૪.)

**મહ્રક અપ દ્વરત.**

હે (કવખતના) મોત! તમે નાબુદ થઇ જાઓ.

(અર્દીબેહશ્ત યશ્ત ક૦ ૭.)

**યત કેરેનઓત અંઘ્રહે ક્ષથ્રાઘ અમરેષિન્ત પસુ વીર, અંઘ્રહ્ઓષેમને આપ ઉર્વઇરે; ખઇરયાંન્ ખરેથ્રેમ અજયમ્નેમ. યિમહે ક્ષથ્રે અઉર્વહે,**

[1] પતિવ્રતા અને પતિવ્રતાથી અશીશવંઘ અને લક્ષ્મી પ્રસન્ન થાય છે.

**નોઇત્ અઓતૅમ્ આઅઁઘ્રહ, નોઇત્ ગરૅમૅમ્, નોઇત્ જઉર્વઆઅઁઘ્રહ, નોઇત મૅરૅથ્યુશ્, નોઇત્ અરસ્કો દએવો-દાતો.**

જેણે (જમશેદે) આ (દુનિયાંમાં) (પોતાની) પાદશાહીથી પશુ તથા માણસને અમર કીધાં, પાણી તથા વનસ્પતીને ન સુકાતાં કીધાં, (લોકો) તાજો ખોરાક ખાતાં હતાં. ખ્યાતિ પામેલા જમશેદની પ્રભુત્વમાં (અતિશય) ઠંડી નહોતી, (અતિશય) ગરમી નહોતી, બુઢાપો નહોતો, મોત નહોતું, દૈત્યની રૂઢોની ઇર્ષા નહોતી. (મોટી હોમ યશ્ત ફ૦ ૪-૫.)

**આય નો જમ્યાત્ હવંઘ્રહાઇ.**

(મેહેર યજદ) અમારાં કુટંબની વૃદ્ધિને માટે આવે!

(મેહેર યશ્ત. ફ૦ ૫.)

**નિવએધયેમિ હન્કારયેમિ ખરૅનંઘ્રહો સવંઘ્રહો મજદધાતહે.**

હોરમજદના પેદા કીધેલાં ખોરેહ (તથા) આબાદીને હું ઇજન કરૂં છું તથા સભામાં (તેનો) સત્કાર કરૂં છું. (હા ૧ ફ૦ ૧૪.)

**આઅત્ દીશ આવએધયમહિ ફ્રાયેહીશ્ અહે ન્માનહે ફ્રદથાઇ અહે ન્માનહે પસ્વાંમચ નરાંમચ જાતનાંમચ જાંઇય્મનનાંમચ અશઑનાંમ્ યેંઘ્રહે અએમ હૅન્તિ.**

આ ઘરની આબાદી માટે તથા આ ઘરના પશુઓની તથા જન્મ પામેલાં તથા હવે પછી જન્મ પામનારાં માણસો તથા અષો (માણસો), જેઓ હાલમાં એ (ઘર) માં છે, (તેમની) આબાદીને માટે આ (અરસમ, ગોશદો, પાણી, હોમ, અએસમ, બોય વિગેરેની ભેટો) વધારેને વધારે અમે જાહેર કર્યે છીએ. (હા ૪ ફ૦ ૫.)

**રવસ્ચ ખાથ્રૅમચ આફ્રીનામિ વીસ્પયાઑ અષઑનો સ્તોઇશ. આંજસ્ચ દુઝાથ્રૅમચ આફ્રીનામિ વીસ્પયાઑ દ્રવતો સ્તોઇશ.**

અષો (હોરમજદ)ની સકળ સૃષ્ટિની વૃદ્ધિને તથા સંપત્તિને હું વખાણું છું, દ્રવંદની સઘળી સૃષ્ટિના તંગીને તથા વિપત્તિને હું વખાણું છું. (હા ૮ ફ૦ ૮.)

**યો નો અએવો અત્ તે ઉયે થ્રાયોઇદયાઇ તૂરહે મૅન્દાઇદયાઇ ખશ્વીદૅમ્ હપ્તાઝઇદયાઇ નવ દસૅમે યોઇ વે યઅેથેમ.**

**પઇરિ-તે હુઑામ અષાઉમ્ અષવાજો દધાંમિ ઇમાંમ્ તનૂમ્ યા મે વએનઇતે હુરઑાધ. થ્વખ્પાઇ હુઑામાઇ મધાઇ હવંઘ્રહાઇ અપવસ્તાઇ.**

(હોમ જે) પવીત્ર શબ્દ ઉચરનારો, પાપો (નામના નુસ્ક)ના શબ્દો ભણનારો, (તથા) પઇરિગા (નામના નુસ્ક) ની વાણી ભણનારો (છે); (તથા જે હોમ) માંથ્ર (એટલે જરથોસ્તી ધર્મના ભેદ ભરેલા કલામો) ની શ્રેષ્ઠતાને (તથા) (તે માંથ્રની) સર્વ સુશોભિત, સંપૂર્ણ ટીકા સાથની મોટાઇને (અથવા જ્ઞાનને) માર્ગે ચાલનારો (છે.)

(સરોશ યશ્ત વડી ફ૦ ૨૦.)

યેંઘ્રહે અહુનો વઇરયો સ્નઇથિશ વીસત વૅરેથ્રજાઓ, યસ્નસ્ચ હપ્તંઘ્રહાઇતિશ, ફ્શુષસ્ચ માંથ્રો યો વારેથ્રઘ્નિશ, વીસ્પાઓસ્ચ યસ્નો-કૅરેતયો.

જેનું (સરોશ યજદનું) વિજયી હથ્યાર (બનવાને) અહુનવરે તથા હપ્તન યશ્તે તથા ફતેહમંદ ફ્શુષ માંથ્રવાણીએ તથા સઘળા ઇજશનેના ફકરાઓએ સ્વિકાર્યું.

(સરોશ યશ્ત વડી ફ૦ ૨૨.)

ઇધત્ચ, અઇનિધત્ચ, ઇધત્ચ, વીસ્પાંમચ અઇપિ ઇમાંમ્ જાંમ, વીસ્પાઓ સ્રઓષહે અય્યેહે તખ્મહે તનુ-માંથ્રહે, તખ્મહે હાંમ-વરેતિવતો બાજુશ-અઓજંઘ્રહે, રથએશ્તાઓ કમરેધો-જનો દએવનાંમ.

અત્રે તથા કોઇ પણ અન્ય જગાએ, અહિંયાં (તથા) આ સકળ જગત ઉપર, જોરાવર તથા માંથ્રના તનવાળા, બળવાન, બચાવ કરનાર, જોરાવર બાજુવાલા, લડવૈયા, (તથા) દૈત્યોનાં માથાં ઉપર મારનારા, અશો સરોષ ઇજદનાં સર્વ (કાર્યો)ને (અમે વંદયે છીયે.)

(સરોશ યશ્ત વડી ફ૦ ૩૩.)

**જરથુશ્ત્ર, અએતૅમ્ માંથ્રૅમ્ મા ફ્રદએસયોઇશ અન્યત્ પિથ્રે વા પુથ્રાઇ, બ્રાથ્રે વા હધો-જાતાઇ, આથ્રવનાઇ વા થ્રાયઓને. અએતએચ તે વાચો યોઇ ઉગ્ર આસ્, દૅરેજ઼્ર આસ્, ઉગ્ર આસ્, વ્યાખઇને આસ્, ઉગ્ર આસ્, વૅરેથ્રઘ્ને આસ્, ઉગ્ર આસ્, બએષજ્ય આસ્. અએતએચ તે વાચો યોઇ પૅષૅમચિત્ સારૅમ બુનજઇન્તિ, ઉજ઼ગૅરેપ્તંમચિત્ સ્નથૅમ્ અપષ અપ-ખ્નયઇન્તિ.**

**(દાદાર) અહુરમજદ કહે છે):—અએ જરથોશ્ત! આ માંથ્ર છોકરાવાળા બાપ, અથવા એક ભાઇ જેની સાથે બીજો જન્મેલો હોય, અથવા ત્રણ પંથવાળા આથ્રવન (એ ત્રણ) સિવાએ (બીજા કોઇને) તું શીખાડીશ મા.**

(હે જરથોશ્ત!) તે વચનો (ઉપરના ફકરામાં જણાવેલાં માંથના શબ્દો) તારે માટે (છે), જે (સખુનો) ખુબીવંતા છે (તથા) હિંમત આપનારા છે, (તે શબ્દો) સભામાં બેસનારને માટે ખુબીવાળા છે. (તે) ફત્તેહ માટે ખુબીવંતા છે, શકિત આપનારા (તથા) તંદોરસ્તી આપનારા છે. (એ જરથોશ્ત) તે વચનો તારે માટે (છે), કે જે પાપી માથાંને પવીત્ર કરે છે, (તથા મારવાને માટે) ઉંચ ધરેલાં હથ્યારને પાછું હઠાવીને, અસર વિનાનું કરે છે. (બેહરામ યશ્ત ફ૦ ૪૬.)

**આઅત મ્રઑત્ અહુરો મઝ્દાઑ, યિમ્ મથ્રાક ફ્રાય જાઑન્તે વૅરૅથ્રઘ્નો અહુરધાતો. દાત-હે યિમ્ બ્યેઇતિ દાઇત્યોતૅમો યસ્નસચ વહ્મ-સ્ચ, અષાત્ હચ યત્ વહિશ્તાત્, નોઇત્ ઇથ્ર અઇરયાઑ દંઘ્રહાવો ફ્રાંશ હ્યાત હએન, નોઇત્ વોઇઘ્ન, નોઇત્ પામ, નોઇત્ કપસ્તિશ, નોઇત્ હએન્યો રથો, નોઇત્ ઉઝ્ગૅરૅપ્તો દ્રફ્શો.**

ત્યારે અહુરમજદે ઉત્તર વાળ્યો કે, જો માણસો અહુરમજદના સ્રજેલા બેહરાંમ (ઇજદ)ને ઇજે (તથા) જો સર્વથી શ્રેષ્ટ સચ્ચાઇથી (થયેલી) સર્વથી યોગ્ય યજશને તથા આરાધના, લાયક રીતે તેને માટે જારી કરે, (તો) એ ઇરાન(આર્યન) દેશો તરફ ન લશ્કર, ન સંકટ (અથવા બલા), ન દર્દ, ન કપટ, ન (દુશ્મનનાં) સૈન્યને લગતી લડાઇની રથો, (અથવા) ન (દુશ્મનનો) ઉંચ પકડેલો વાવટો આવી શકે. (બહેરાંમ યશ્ત ફ૦ ૪૮.)

**પઇતિ દ્દિમ્ પૅરૅસત્ જરથુશ્ત્રો, કત્ જી અસ્તિ, અહુર મઝ્દ, વૅરૅથ્રઘ્નહે અહુરધાતહે દાઇત્યોતૅમો યસ્નસચ વહ્મસચ, અષાત્ હચ યત્ વહિશ્તાત્.**

**આઅત મ્રઑત્ અહુરો મઝ્દાઑ, જ્યઑથ્રાબ્યો હે ઉઝ્બારયેન્ અઇરયાઑ દંઘ્રહાવો, બરૅસ્મ હે સ્તૅરૅનયૅન અઇરયાઑ દંઘ્રહાવો; પસૂમ્ હે પચયૅન અઇરયાઑ દંઘ્રહાવો; અઉરૂષૅમ્ વા વૅાહુ-ગઑનૅમ્ વા, કાચિત્ વા ગ-ૅાનનાંમ્ હમો-ગઑનૅમ.**

**(પેગમ્બર) જરથુશ્ત્રે તેને (દાદાર અહુરમજદને) પુછ્યું કે, હે અહુરમજદ! સર્વથી વરિષ્ટ સત્યતાર્થ (થએલી) અહુરમજદના પેદા કીધેલા બેહરાંમ (યજદ)ની સર્વથી યોગ્ય ઇજશને તથા આરાધના ખરેખર કઇ છે!**

ત્યારે (દાદાર) અહુરમજદે ઉત્તર દીધો કે, ઇરાન (આર્યન) દેશ (નાં લોકો) તેને માટે (બેહરાંમ ઇજદને માટે) ક્રિયાની ભેટો લઇ જાય, ઇરાન દેશ (નાં લોકો) તેને માટે બરસમ પાંથરે, ઇરાન દેશ (નાં લોકો) તેને માટે કપીલાં રંગનું, અથવા સારા રંગનું, અથવા તો રંગોમાંના કોઇ પણ એકજ રંગના ગોસ્પંદને[1] પકાવે. (બહેરાંમ યશ્ત ક૦ ૪૯-૫૦.)

અધાત્ ઉઇતિ ફ્રવષત, વેરેથ્રઘ્નો અહુરધાતો, નોઇત નરો યેસ્‌ન્યો વહમ્યો ગેઉશ ઉર્વ દામિ-દાતો; યત નૂરેમ વ્યામબુર દએવ મષ્યાક દએવયાજો, વોહુનીમ વા તાચયેઇન્તિ, ફ્રપએરેમ વા ફ્રષિચન્તિ.

હે માણસો! ડહાપણથી પેદા કીધેલું દુન્યાનું જવાહિર (સકળ સૃષ્ટિ) ઇજશ્નેને યોગ્ય (તથા) આરાધનાને યોગ્ય નથી, કારણ કે હમણાં વ્યામબુર (નામના) દૈત્યો (તથા) દૈત્યની આરાધના કરનારા માણસો લોહી વહેતું કરે છે અથવા ખરાબીનો પ્રચાર ફેલાવે છે. (બેહરાંમ યશ્ત ક૦ ૫૪.)

**હાવનીમ્ આ રતૂમ આ હઓમો ઉપાઇત જરથુશ્ત્રેમ, આતરેમ પઇરિ-યઓજદથેન્તેમ, ગાથાઓસ્ચ સ્રાવયન્તેમ.**

હાવન ગેહમાં હોમ (પેગમ્બર) જરથુશ્ત્રની પાસે આવ્યો, (જે) (અશો જરથુશ્ત્ર) આતશને આસપાસથી પવીત્ર કરતા (હતા) તથા ગાથા ગાઇને ભણતા (હતા). (હોમ યશ્ત ક૦ ૧.)

**સ્રુતો અઇર્યેને વએજહિ તૂમ પઓઇર્યો જરથુશ્ત્ર અહુનેમ વઇર્રીમ ફ્રસ્રાવયો, વી-બેરેથ્વન્તેમ આખ્તૂઇરીમ, અપરેમ ખ્રઓજ્યેઙહ ફ્રસૂઇતિ.**

હે જરથુશ્ત્ર! ચારે દીશાએ ફેલાયલી અહુનવર, પ્રથમ ઇરાનવેજમાં તું (જે) ખ્યાતિ પામેલો (તે) ગાઇને ભણ્યો; (અને) ત્યારપછી વધારે મોટે સાદે (ગાઇને ભણ્યો). (હોમ યશ્ત ક૦ ૧૪.)

**ક્‌ા તે મજદાઓ બરત પઉર્વનામ, અઇવ્યાઓંઘહનેમ સ્તેહ્રપએસંઘહેમ મઇન્યુતાશ્તેમ, વંઘુહીમ દએનાંમ માજદયસ્નીમ આઅત**

---

૧ નાનું પ્રાણી જેવું કે બકરું મેંઢું. અત્રે ઈશારો જરથુશ્ત્ર સાહેબના આગલા જમાનામાં પ્રાણી બળીદાન થતું હતું, તેનો હોય અથવા અલંકાર રૂપી માનવીની નાની નબળાઈઓને પ્રાણી રૂપી જણાવી, તેમનાં બળીદાન (એટલે રવાબુ, સંયમ) નો હોય. પેહલો વિચાર બંધબેસ્તો નથી, કારણ કે જુવો નીચેનાજ ફકરો, જે લોહી રેડવાની સદંતર વિરૂદ્ધ છે.

**અંઘ્રહે અહિ અઇવ્યાસ્તો બરૅષ્નૂશ પઇતિ ગઇરિનાંમ, દ્રાજંઘ્રહે અઇવિધાઇતિશ્ચ ગ્રવસ્ચ માંથ્રહે.**

(અએ હોમ!) (દાદાર) અહુરમજદ, સેતારાથી શૃણગારેલી (તથા) મીનોની બનાવેલી કુશ્તી (તથા) ભલી માજદયસ્નીનો દીન, પ્રથમ તારે માટે લાવ્યા. ત્યારે માંથ્રની આજ્ઞાઓ તથા ગાયણો લાંબા વખત સુધી (ગાવાને માટે) (ઉપર જણાવેલી કુશ્તી બાંધીને) પહાડોનાં મથાલાં ઉપર[1] તેં રેહઠાંણ કીધું છે. (હોમ યશ્ત ફ૦ ૨૬.)

**વરૅધ્યંઘ્રઉહ મન વચ, વીસ્પૅસ્ચ પઇતિ વરૅષજીશ, વીસ્પૅસ્ચ પઇતિ ફ્રસ્પરૅધે, વીસ્પૅસ્ચ પઇતિ ફ્રવાક્ષે.**

મારી (ભક્તિના) શબ્દો (ના આશીષ)થી, (હે હોમ') (તારાં) તમામ થડમાં, તમામ ડાંખલીઓમાં તથા તમામ પીલામાં તું વધ.

(મોટી હોમ યશ્ત ફ૦ ૨. ફ૦ ૫.)

**આ તૂ મે અએતયાઓ જઓથ્રયાઓ ફ્રંઘ્રઉહરોઇશ આથ્રવનો પરૅશતો-વચંઘ્રહો પઇતિ-પરૅશતો-સ્રવંઘ્રહો માંજદ્રો હધ-હુનરો તનુ-માંથ્રો.**

તુ (જરથુરત્ર) (જેવા) દીનનું જ્ઞાન સંપાદન કરેલા, દીનની આજ્ઞાથી માહિતગાર થયેલા, માંથ્ર (જરથોસ્તી ધર્મના છુપા ભેદો) થી જાણીતા થયેલા, સારા ગુણો ધરાવનાર તથા માંથ્રના તનવાળા અથોરનાને, તે મારી ક્રિયાથી ઇજેલી ભેટની ચાશ્ની કરવી.[2]

(આવાં યશ્ત ફ૦ ૯૧.)

**નોઇત્ અવાઓ જઓથ્રાઓ પઇતિ-વીસે યાઓ માવોય ફ્રંઘ્રઉહરૅન્તિ અન્દાઓસચ, કરૅનાઓસચ, દ્રવાઓસચ, મૂરાઓસચ, અરાઓસચ, રંઘ્રહાઓસચ, અવ દક્ત દક્તવન્ત, યા નોઇત્ પોઉરૂજિર ફ્રદક્ત વીસ્પનાંમ્ અનુ માંથ્રેમ. મા મે અએતયાઓસ્ચિત્ જઓથ્રયાઓ ફ્રંઘ્રઉહરૅન્તુ ફ્રકવો, મા અપકવો, મા દ્રવાઓ વીમીતો-દન્તાનો.**

મારે માટે આ ક્રિયાની રૂયે ઇજેલી ભેટો જે આંધળા, બેહરા, બુરા, ઘાતકી, કંજુસ, કામી (તથા) સર્વ (માંથ્ર)માંના (કોઇ પણ)

---

૧. પહાડોનાં મથાળાં પવિત્ર હોય છે. તેમજ શરીરનાં ચક્રો (centres)ને પણ પહાડની ઉપમા આપી છે. ૨. ચાખવી. Grace divine enters through sanctified food, of which the Christian holy sacraments are an instance.

માંથ્રને અનુસરતી, પુરતી હુશિયારીવાળી ખાસિયત તથા ગુણ ન રાખનારા-(એઓમાંનો કોઇ પણ માનવી) ખાશે તો તે હું સ્વિકારતો નથી.

(વળી) ન આગળથી ખુંધવાળાએ, ન પાછળથી ખુંધવાળાએ, ન આડા અટાડા દાંતવાળા (દુષ્ટ વચનવાળા) બુરા માણસે, મારી આ ક્રિયાથી ઇજેલી ભેટની ચાશની કરવી. (આવાં યશ્ત ફ૦ ૯૩.)

**પઇતિ દિમ્ પૅરૅસત જરથુશ્ત્રો અરૅદ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ, અરૅદ્વી સૂરે અનાહિતે, કૅમ્ ઇથ તે જઑથ્રાઑ બવઇન્તિ, યસે-તવ ફ્રબરૅન્તે દ્રવન્તો દએવયસ્નાઑંઘ્રહો, પસચ હ્ર ફ્રાષ્મો-દાઇતીમ.**

(પેગમબર) જરથુશ્ત્રે તેને-નિર્મળ અરદ્વિસૂરને, ફરીથી પુછ્યું, હે નિર્મળ અરદ્વિસૂર! અત્રે (આ હાડમંદ જગતમાં) બુરાઓ (તથા) દેવને ઇજનારાઓ સુરજનાં અસ્ત પામવા પછી, તારે માટે ક્રિયાની ભેટ લઇ જાય છે, તે કોણને પુગે છે? (આવાં યશ્ત ફ૦ ૯૪.)

**આઅત્ અઑખ્ત અરૅદ્વી સૂર આનાહિત, ઍરૅજ્વો અષાઉમ્ સ્પિતમ જરથુશ્ત્ર, નિવયક નિપષ્નક અપસ્કરક અપ-બ્રઑસક, ઇમાઑ પઇતિ-વીસૅન્તે યાઑ માવોય પસચ વર્જૅન્તિ ક્ષશ-સતાઇશ હજઙ્રૅમચ, યા નોઇત્ હઇતિ વીસૅન્તિ દએવનાંમ્ હઇતિ યસ્ન.**

ત્યારે નિર્મળ અરદ્વિસૂરે જવાબ દીધો કે, હે પવીત્ર અંતઃકરણવાળા (તથા) અશો સ્પીતમાન જરથુશ્ત્ર! આ (ક્રિયાની ભેટો) જે મારે માટે (સૂર્યનાં અસ્ત પામવા) પછી (બુરા લોકો) લઇ જાય છે (લાવે છે) તે, છસો તથા હજાર દેવો દોડતા, હાથે તાલી પાડતા, નાચતા, કુદતા (તથા) શોરબકોર કરતા (અતિશય ખુશાલીમાં આવીને) સ્વિકારે છે. કારણ કે હું કબુલ રાખતી નથી, તેથી તે ક્રિયાની ભેટો દેવોની આરાધના સમાન થાય છે.[1] (આવાં યશ્ત ફ૦ ૯૫.)

**જરનએનૅમ્ પઇતિ-દાનૅમ્ વંઘ્રઉહિ હિશ્તઇતે દ્રજિઘ્નો અરૅદ્વી સૂર અનાહિત જઑથ્રે વાચિમ્ પઇતિશ્મરૅન્ન, અવત્ મનંઘ્રહ મઇાનિઘ્ન.**

૧. જરા પણ જ્ઞાન અથવા જાણ વિના જરથોસ્તિ નર, નારી સાયંકાળે અંધારૂં થવા પછી પણ દર્યે, નદીએ જઇને અથવા કુવા આગળ બેધડક ભણવા ઉભા રહિ જાય છે, તે કેવું પાપી કર્મ કરે છે, તે સમજવું હવે સહેલ છે. આવાં અરદ્વિસૂરની ભક્તિ અજવાળામાંજ થાય. પછી કદી ન થાય. એવો નિર્મિત્ત કાયદો છે, તેનું ઉલંઘન જરથોશ્તિ કરી ન શકે, ભલે બીજા ધર્મવાલાઓ રાત્રે બાર વાગતે પાણીને નમસ્કાર કરે. જરથોસ્તિને તો તેની સાફ્જ મનાઈ છે.

ખુર્બાવાળી નિર્મળ અરદ્વિસૂર, સોનેરી પહાંન રાખીને, ક્રિયાની ભેટ (તથા) ભક્તિની રાહ જોતી, આ (પોતાનાં) મનમાં વિચાર કરતી ઉભી રહે છે. (આવાં યશ્ત ક૦ ૧૨૩.)

**યતાર વા હિમ્ પઉર્વ ક્રાયજ઼ૅન્તે ક્રઍારૅત્ ક્ષ્નિ અવિ મનો જરજ઼્દાતોઇત્ અંઘ્રઉહ્યેત હચ, આતરથ ક્રઑરિસ્યેઇતિ મિથ્રો યો વૉઉરૂ-ગઍાયઑાઇતિશ, હથ વાત વૅરેથ્રાજનો, હથ દામોઇશ ઉપમનો.**

બન્ને તરફ (નાં લશ્કરો)માંથી જે (લશ્કરવાળા) અર્પણ કરેલાં હૈયાંની સંપૂર્ણ શ્રદ્ધાથી, પેહલ વેહેલાં તેને (મેહર ઇજદને) આરાધે, તે તરફ બહોળાં ક્ષેત્રવાળો વિજયી પવન સાથે (તથા) દામિ ઉપમન (નામના ઇજદ) સાથે (તે લશ્કરની મદદે) જાય છે. (મેહર યશ્ત ક૦ ૯.)

**અએષાંમ્ ગ્નઓઇતિ વૅરેથ્રગ્નેમ, યોઇ હિમ્ દહ્મ વીદુશ અપ જઑાથ્રાબ્યો ક્રાયજ઼ૅન્તે.**

(વળી) જેઓ મનમાં સમજીને ભલી અષોઇથી ક્રિયાની ભેટોથી તેને (મેહર ઇજદને) ઇજે છે, તેઓની ફત્તેહને તે વધારે છે (એટલે જય અધિક કરે છે). (મેહર યશ્ત ક૦ ૧૯.)

**યસે-થ્વા અઍાખ્ત-નામન યસ્ન, રથ્વ્ય વચ યજ઼ઇતે બરે-જઑાથ્રો અષવ.**

ક્રિયાની ભેટ લઇ જનાર જે અષો (માણસ), તને પખ્યાત નામની ઇજશ્ને વડે (તથા) ઘટતા અવસ્તાના શ્લોકોથી (હે મેહર યજદ!) ઇજે છે. (મેહર યશ્ત ક૦ ૩૦.)

**અઍાખ્તો-નામન થ્વા યસ્ન રથ્વ્ય વચ, સૂર મિથ્ર, યજાઇ જઑાથ્રાબ્યો. અઍાખ્તો-નામન થ્વા યસ્ન રથ્વ્ય વચ, સૅવિશ્ત મિથ્ર, યજાઇ જઑાથ્રાબ્યો. અઍાખ્તો-નામન થ્વા યસ્ન રથ્વ્ય વચ, અત્ર ઑાયમ્ન મિથ્ર, યજાઇ જઑાથ્રાબ્યો.**

**સુરૂનુયાઍા નો મિથ્ર યસ્નહે, ક્ષ્નુયાઍા નો મિથ્ર યસ્નહે, ઉપ-નો યસ્નૅમ્ આહિષ, પઇતિ નો જઍાથ્રાઍા વીસંઘ્રઉહ, પઇતિ-હીશ યશ્તાઍા વીસંઘ્રઉહ, હાંમ્ હીશ ચિન્માને બરંઘ્રઉહ, ની હીશ દસ્વ ગરો-ન્માને.**

ક્રિયાની ભેટોની મારફતે (તારાં) પોતાનાં ખાસ નામથી આરાધના કીધેલી ઇજશ્ને વડે (તથા) ઘટતા અવસ્તાના મંત્રો વડે તને, હે

શુરા મેહર યજદ! હું ઇજું. ક્રિયાની ભેટોની મારફતે (તારાં) પોતાનાં ખાસ નામથી આરાધના કીધેલી યજશ્નેને વડે (તથા) યોગ્ય અવસ્તાના મંત્રો વડે તને, હે! ઘણાજ કલ્યાણકારી મેહર યજદ! હું ઇજું. (તારાં) પોતાનાં ખાસ નામથી આરાધના કીધેલી યજશ્નેને વડે (તથા) યોગ્ય અવસ્તાના મંત્રો વડે તને, હે! ન ઠગાએ એવા મેહર યજદ! હું ઇજું.

હે મેહર યજદ! અમારી યજશ્નેનો (અવાજ) તારે સાંભળવો જોઇએ; હે મેહર યજદ! અમારી યજશ્નેના (ગણગણાટથી) તારે ખુશી થવું જોઇએ; (તારે માટે થતી) અમારી યજશ્નેની પાસે તારે બેશવું જોઇએ. અમારી ક્રિયાની ભેટો તું કબુલ રાખ. આ (અમારી) ઇજેલી વસ્તુઓને તું સ્વિકાર; તે (વસ્તુઓ)ને પ્યારથી એકઠી કર (તથા) તેઓને ગરોથ્માન (સ્વર્ગ)માં તું મુક.[1] (મેહર યશ્ત ક૦ ૩૧-૩૨.)

દજ્દિ અહ્માકેમ તત્ આયપ્તેમ, યસે થ્વા યાસામહિ, સૂર, ઉર્વ-દાતનાંમ્ સ્રવંઘ્રહાંમ્, ઇશ્તીમ્ અએમ્ વેરેથ્રઘ્નેમચ, હ્વંઘ્રહુમ્ અષવસ્તેમચ, હુઆ઼સ્રવંઘ્રેમ્ હુરૂનામચ, મસ્તીમ્ સ્પાનો વએદ્યી-મચ. વેરેથ્રઘ્નેમચ અહુરધાતેમ, વનઇન્તીમચ ઉપરતાતેમ, યાંમ અષહે વહિશ્તહે, પઇતિ-પરૂશ્તીમચ માંથ્રહે સ્પેન્તહે.

(અમે તને) આપેલી (અર્પણ કરેલી) બંદગીઓ પ્રમાણે, અએ શુરા (મેહર યજદ!) (નીચે જણાવેલી) (ઇચ્છા) જે તારેથી અમે માંગીએ છીએ, તે મુરાદ અમને તું દે.

દોલત, હિમ્મત, શત્રુને મારવાનું જોર, કુટુંબની આબાદી, પવિત્રાઇ, સારી કીર્તી, રવાનની સુખી પરિસ્થિતી, મ્હોટાઇ, ડહાપણ, વિદ્યા, અહુરમજદની પેદા કીધેલી જય, સર્વોત્તમ અષોઇની જયકારી સચ્ચાઇ (તથા) પવિત્ર માંથ્રવાણીનુ જ્ઞાન (એ સર્વ) તારેથી અમે માંગ્યે છીએ. (મેહર યશ્ત ક૦ ૩૩.)

અઓખ્તો-નામન થ્વા યસ્ન રથ્વ્ય વચ યજાઇતે બરો-જઓથ્રો અષવ. અઓખ્તો-નામન થ્વા યસ્ન રથ્વ્ય વચ સૂર મિથ્ર યજાઇ જઓથ્રાબ્યો.

વખણાયેલી ઇજશ્નીથી (તથા) ઘટતા ભક્તિના વચનોથી ક્રિયાની ભેટ લઇ જનાર, અષો (માણસ), (અએ મેહર ઇજદ!) તને ઇજે છે.

૧. તેમની આશીષો અને પુણ્યો ગરોથ્માન સુધી પહોંચાડ.

વિખ્યાતી પામેલી ઇજશ્નીથી (તથા) યોગ્ય બંદગીના વચનોથી, અએ શુરા મેહર યજદ! ક્રિયાની ભેટો સાથે (તને) હું ઇજું. (મેહર યશ્ત ક૦ ૫૬.)

યેથ્રિ જી મા મશ્યાક અઓખ્તો—નામન યશ્ન યઝયન્ત, યથ અન્યે યજતાઓંઘ્રહો અઓખ્તો—નામન યશ્ન યજન્તિ. ફ્રા નુરૂયો અષાવઓયો, થ્વરૂશ્તહે જરૂઆયૂ ષુષુયાંમ, ખ્રહે ગયેહે ખ્નન્વંતો અમેષહે ઉપ થ્વરૂશ્તહે જઘ્નમ્યાંમ.

જેમ (માણસો) બીજા યજદોને મશ્ચાત યજશ્નેથી ઇજે છે (તેમ), જો તેઓ વખણાયેલી યજશ્નેથી મને ઇજે તો, ખચ્ચીત અષો માણસોને માટે (અશો માણસોની મદદને માટે) નિર્મિત વખતે હું જાઉં, મારી પોતાની ખુબસુરત તથા અમર જીંદગીના અમુક (વખતે) (અષો માણસોની મદદને માટે) હું જાઉં. (મહેર યશ્ત ક૦ ૫૫.)

યિમ યજત હુઓમો ફ્રાશ્મિશ, બઓષજયો, સ્રીરો, ક્ષથ્રયો, જઇરિ—દોઇથ્રો, બરેજિશ્તે પઇતિ બરેજહિ, હુરઇથ્યો પઇતિ બરેજયાઓ, યત વઓચે હુકઇરીમ નાંમ અનાહિતંમ અનાહિતો અનાહિતાત પઇતિ બરેસ્મન, અનાહિતયાત પરો જઓથ્રયાત અનાહિતએઇબ્યો પરો વઘ્જિબ્યો.

યિમ જઓતારેમ સ્તયત અહુરો મજદાઓ અષવ, આસુ—યસ્નેમ બેરેજિ—ગાથ્રેમ. યજત જઓત અહુરાઇ મજદાઇ, જઓત અમેષનાંમ સ્પેન્તનાંમ, હો વાક્ષ ઉસ્ અવ રઓચાઓ અબ્નઓત, અવ પઇરિ ઇમાંમ જાંમ જસત, વીજસાત વીસ્પાઇશ અવિ કર્ષ્વાન યાઇશ હપ્ત.

યો પઓઇરયો હાવન હુઓમાંન ઉજદસ્ત સ્તેહર્—પએસંઘ્નહ મઇન્યુતાશ્ત હુરઇથ્યો પઇતિ બરેજયાઓ બેરેજયત અહુરો મજદાઓ, બેરેજયેન અમેષાઓ સ્પેન્ત, યેંઘ્નહાઓ કેહ્પેં હુરઓધયાઓ યહ્માઇ હ્વરે અઉર્વત—અસ્પેમ દ્રૂરાત નેમો બઓઘ્યએઇતિ.

(મેહર યજદ) જે પવીત્ર, (તે)ને આબાદી કરનાર, તંદરોસ્તી આપનારા સોહમણા, સત્તા ધરાવનાર, (તથા) સોનેરી આંખવાળા પવીત્ર હોમ યજદે, અલબુર્જ પહાડની સર્વથી ઉંચ ટોચ જે હુકઇરર્ય નામથી જણાવેલી છે (તેની) ઉપર, પવીત્ર બરસમથી, પવીત્ર જોર (એટલે ક્રિયાની ભેટ)થી (તથા) પાક અવસ્તાના વચનોથી ઇજીયો.

જે (મેહર યજદ)ને અષો (દાદાર) અહુરમજદે ઝડપથી યજશ્ને ભણનાર (તથા) ઊચ સ્વરે ગાથા ગાનાર, જોતી તરીકે ઠેરવ્યો; (અને તે) ઝડપથી યજશ્ને કરનાર (તથા) ઊચ સ્વરે ગાથા ગાનાર જોતી (મેહર યજદ), (જે) (દાદાર) અહુરમજદનો જોતી (તથા જે) અમેશાસપંદોનો જોતી (તેણે), ઊચ સ્વરે (દાદાર અહુરમજદને) ભજ્યો. (વળી) (મેહર યજદનો) તે (ભણવાનો) અવાજ (આસ્માનની) રોશની (એટલે તારા) સુધી પહોંચી વળ્યો, આ પૃથ્વીની ચોમેર ફરી વળ્યો (તથા) સઘળાં સાતે કેશ્વર (વિભાગો)માં ચોતરફ ફેલાયો.

જેણે (મેહર યજદે) પ્રથમ અલબુર્ઝ (પહાડ) ઉપર સેતારાથી શૃણગારેલી (તથા) માનોની બનાવેલી હાવનીમ[1]માં હોમ ને (ક્રિયાથી) (કુટીને) તૈયાર કીધો. જેનાં સુંદર શરીરની (દાદાર) અહુરમજદે સ્તુતી કીધી (તથા) તેનું અમશાસ્પંદોએ સ્તવન કર્યું. જેને તેજ ઘોડાવાળો ખોરશેદે દુરથી (નીચે પ્રમાણે) નમસ્કાર (કરવાનું) (દરૂસ્ત) જાણે છે. (મેહર યશ્ત ક૦ ૮૮, ૮૯, ૯૦.)

નેમો મીથ્રાઇ વોઉરૂ-ગઓયઓઇતેએ હજંઘ્રરો-ગઓશાઇ બએવરે-ચશ્મનઇને. યેસ્‌ન્યો અહિ વહ્‌મ્યો; યેસ્‌ન્યો બુયાઓ વહ્‌મ્યો ન્માનાહુ મશ્યાકનાંમ ઉશ્ત બુયાત અહ્માઇ નઇરે, યસ-ઇથ્વા બાથ્ર ફ્રાયજાઇતે, અએસ્મો-જસ્તો, બરેસ્મો-જસ્તો, ગઓ-જસ્તો, હાવનો-જસ્તો, ફ્રસ્નાતએઇબ્ય જસ્તએઇબ્ય, ફ્રસ્નાતએઇબ્ય હાવનએઇબ્ય, ફ્રસ્તેરેતાત્ પઇતિ બરેસ્મન્ ઉજ્દાતાત્ પઇતિ હુઓમાત્, સ્રાવયમ્નાત્ પઇતિ અહુનાત્ વઇરયાત્.

નમન (હોજો) બહોળાં ક્ષેત્રવાળા, હજાર કાન જેટલી સાંભળવાની શક્તિ ધરાવનાર (તથા) દશ હજાર આંખ જેટલી જોવાની શક્તિ રાખનાર મેહર યજદને! (હે મેહર યજદ!) (તુ) પૂજવા લાયક (તથા) આરાધનાને લાયક થજે! જે (માણસ) હાથમાં હાવનીમ લઇને, ધોયેલા (સ્વચ્છ) બન્ને હાથોથી, ધોયેલી બે હાવનીમથી, પાંથરેલી બરસમથી, ઉંચ ધરેલા (અથવા કુટીને તૈયાર કરેલા) હોમથી (તથા) ગાઇને ભણાતા અહુનવરથી, તને નિયમીત ભજે, તે માણસને મ્હોટાઇ (અથવા સુખાકારી) હોજો! (મેહર યશ્ત ક૦ ૯૧.)

---

૧. ખાણની.

મિથ્રૅમ્ યજએષ સ્પિતમ, ફ્રશ્રવિષ અએથ્રય્યનાંમ; યજયન્ત થ્વાંમ્ મઝ્દયસ્ન, પસુબ્ય સ્તઑરએઇબ્ય વયએઇબ્ય પતરૅતએઇબ્ય, યો પૅરનીનો ફ્રવઝાઑન્તે.

મિથ્રો વીસ્પે મઝ્દયસ્નનાંમ્ યાંમ્ અપઑનાંમ્ ઑરૅધ્વાચ કૅરૅધ્વાચ, હઑમો આવિસ્તો અઇવિ-વિસ્તો, યાઑ જઑત અઇવિચ વએધયાઑન્તે, ફ્રચ યઝાઑન્તે. ના અષવ યઑઝ્દાતાંમ્ જઑથ્રાંમ્ ફ્રંઘ્રઉિહ્રાત્, યો કૅરૅનવાત્ યિમ્ યઝાઇતે મિથ્રૅમ્ યિમ્ વોઉરુ-ગઑય-ઑઇતીમ્, ક્ષ્નૂતો અતિબિશ્તો હ્યાત્.

હે સ્પોતમાન (જરથુશ્ત્ર!) મેહેર યજદને તારે ભજવો જોઇએ, (તથા યજવાને માટે) (તારા) શીષ્યો, ને તારે પ્રગટ રીતે કેહવું જોઇએ.

પશુથી, ઢોરથી (તથા) પાંખવાળા પક્ષિ જે પાંખવાળાં (હોવાથી) ઉડે (તેઓથી), માજ્દયસ્નોએ તને (મેહેર યજદ) ને યજવો જોઇએ.

મેહેર યજદ સઘળા અષો માજદયસ્નોનો સહાયક તથા (તેઓનો) કાર્ય કરનાર (છે.) હોમ યજદ જણાયલો (તથા) સારી પેઠે પ્રસિદ્ધ થયેલો (છે), જેને ક્રિયા કરનારા, (પવિત્ર ક્રિયામાં) ઉચ્ચ પદથી બોલાવે છે અને ઇજે છે. અષો માણુસ જેણે (તે જોર) (ક્રિયાથી) તૈયાર કીધેલી હોય, (તે) પવિત્ર જોર (જો) તે ખાય (અને પછી) બહોળાં ક્ષેત્રવાળા મેહેર યજદને ઇજે તો, (તે મેહેર યજદ) ખુશી (તથા) સંતોષી થાય (છે.)

(મેહેર યશ્ત ફ. ૧૧૯-૨૦)

યેજિ-પે જઑથ્રાઑ બરઇતિ અવિ-પે મએથનૅમ્.

ઉશ્ત અહ્માઇ નઇરે મઇન્યાઇ, ઉઇતિ મ્રઑત અહુરો મઝ્દાઑ, આઇ અષાઉમ્ જરથુશ્ત્ર; યહ્માઇ જઑત અષવ અંઘ્રહુઉિશ્ દમો તનુ-માંથ્રો, ફ્રસ્તૅરૅતાત્ પઇતિ બરૅસ્મન્, મિથ્રાઇ વચ યઝાઇતે, રાશ્તૅમ અહ્માઇ નઇરે મઇન્યાઇ, મિથ્રો મએથનૅમ્ આયરઇતિ; યેજિ-પે યાનાઇ બવઇતિ સંઘ્રહૅમયિત્ અનુસ્સ્રાઇ સંઘ્રહૅમયિત્ અનુ મઇન્યાઇ.

જો તેને માટે (મેહેર યજદ માટે) તેનાં રહેઠાણમાં ક્રિયાની ભેટો લઇ જાય છે. તે માણુસને સંપત્તિ (હોજો) (એમ) હું વિચારૂં (એટલે તે માણુસને હું આબાદી દઉં) હે અષો જરથુશ્ત્ર! એ પ્રમાણે (દાદાર) અહુરમજદે કહ્યું.

જે (માનવી)ને માટે અષો, ઘણો નીતિવાન, પોતાનાં તનને માંથ્ર (એટલે દીનના હુકમ)ના તાબામાં રાખનાર, દીનની ક્રિયા કરનાર,

પાંથરેલી બરસમથી (તથા) મેહર યજદના વચનથી (એટલે મેહર યજદની નૈયતે ભણવાના અવસ્તાના મંત્રોથી) (મેહર યજદને) આરાધે તો, હું ધારૂં છું કે, તે માણસને (મદદ કરવા) માટે મેહર યજદ લાગલો (તેના) રહેઠાણમાં જાય છે. (મેહર યશ્ત ક૦ ૧૩૬–૧૩૭.)

**સાદ્રેમ અહ્માઇ નઇરે મઇન્યાઇ, ઉઇતિ મ્રઓત્ અહુરો મજ્દાઓ આઇ અષાઉમ્ જરથુશ્ત્ર, યહ્માઇ જઓત્ અનષવ અદહ્મો અતનુ-માંથ્રો, પસ્ચ બરેસ્મ ફ્રહિશ્ત, પરેનમચ બરેસ્મ સ્તરાનો, દરેઘમચ યસ્નેમ યજાનો.**

જે (નર) ને સારૂં (જો) દીનની ક્રિયા કરનાર પુરતી (એટલે યોગ્ય) બરસમ પાંથરનાર તથા લાંબો યજસ્ને કરનાર (હોવા છતાં), (જો તે ક્રિયા કરનાર) અષોઇ વિનાનો, અનીતિમાન, પોતાનાં તનને માંથ્ર (એટલે દીનનાં હોકમ)ના તાબામાં ન રાખનાર (હોય), (તથા) બર-સમની પછવાડે ઉભો રહેતો (હોએ) તે માણસને સંકટ (થાય એમ) હું ધારૂં. એ પ્રમાણે હે અષો જરથુશ્ત્ર, અહુરમજદે કહ્યું.[1]

(મેહર યશ્ત ક૦ ૧૩૮.)

**રષ્ન્વો અષાઉમ . . . . જફયમહિ ફ્રીનામહિ.**

(અએ) અષો રશ્ને અમો તારાં નામનું સ્મરણ કર્યે છીએ (અથવા) તને વખાણ્યે છીએ. (રશ્ન યશ્ત ક૦ ૨૫.)

**મ્રઓત્ અહુરો મજદાઓ સ્પિતમાઇ જરથુશત્રાઇ, આઅત યસ્–થ્વા અએતહ્મિ અંઘ્રહ્વો યત્ અસ્તવઇન્તિ, સ્પિતમ જરથુશ્ત્ર, પથાંમ્ જસાઇતિ વીથ્વએસો બોઇવ્રનાંમ્ દુજિતનાંમચ થ્વયંઘ્રઉહતાંમ્ જરથુશ્ત્ર, યેજિચ થ્વએષાઓ તન્વો, અથ ઇમાં વચો દ્રેનજયોઇશ, અથ ઇમાં વચો ફ્રમ્રુયાઓ વારેથ્રઘ્નીશ જરથુશ્ત્ર.**

(દાદાર) અહુરમજદે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું કે, હે! સ્પીત-માન જરથુશ્ત્ર! જો આ જડ દુન્યામાં તારી ઉપર ધાસ્તી ભરેલા, આડાતીડા (તથા) ભયાનક રસ્તાઓનો ડર આવી પડે, તથા જો, હે

---

૧. (વિશ્વાસ,) અષોઈ, નીતિ અને નમ્રતા વિના મોબેદી કરનાર અને ક્રીયા કરનાર, કેવું ભયંકર પાપ કરે છે, તે આ સ્પષ્ટ વચનો ઉપરથી જણાય છે. ક્રીયાઓની ઠઠા કરનારે પણ આ માહા પવિત્ર શબ્દો વાંચીને, ભ્રાન્તિ અને મોહ છોડી દેવા જોઈએ.

જરથુશ્ત્ર! (તારાં) તનની ફીકર (હોય) (એટલે તને ઇજા પહોંચવાની ધાસ્તી હોય) તો, આ (અવસ્તાના) મન્ત્રો તું ભણ; હે જરથુશ્ત્ર! આ જય આપનારા (આફત દૂર કરનારા) (અવસ્તાના) મન્ત્રો તું મ્હોટે અવાજે ભણ. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૨૦.)

**યો હીશ યજાનો કુફ્નવાંનો જ્બયેઇતિ બરો-જ્ઓથ્રો અષવ.**

(વળી) જે કોઇ તેઓને (ફરોહરોને) આરાધનાર, ખુશાલ કરનાર, ભક્તિ કરીને સહાયે બોલાવનાર, ક્રિયાની ભેટ લઇ જનાર, (તથા) અષો (હોય છે તે)ને (તેઓ) ભલું ખોરેહ[1] દેનારાં (છે). (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૨૪.)

**દાથ્રોશ અહ્માઇ વોહુ ખરૅનો, યો હીશ અથ ફ્રાયજાઇતે, યથ હીશ હો-ના યજત, યો અષવ જરથુશ્ત્રો, રતુશ અસ્તવઇથ્યો ગએથયાઓ, બરૅન્નુશ બિપઇતિશ્તનયાઓ, કહ્માઇચિત યાઓંઘ્રહાંમ જસો, કહ્માઇચિત આંજંઘ્રહાંમ બિવિવાઓ.**

મહાભારત કાર્યોમાંનું કોઇ પણ (કાર્ય) માથે ઉઠાવતી (વેળાએ), (અથવા) આફતોમાંના કોઇએ (સંકટમાં) બીધેલો (તે વખતે) જે પ્રમાણે તે (મહાન) પુરૂષ (પેગમબર) અષો જરથુશ્ત્ર, (જે) (આ) જડ જગતનો સરદાર (તથા) (સકળ) માણસોનો વડો તેણે, તે (ફરોહરો) ને ઇજ્યાં, તે ધોરણે જે (માણસ) તે (ફરોહરો) ને આરાધે તો, તેને (તેઓ) સારી કીર્તિ આપનારાં (થાય છે.) (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૪૧.)

**કો નો સ્તવાત, કો યજાઇતે, કો ઉફ્યાત, કો ફ્રીનાત, કો પઇતિ-જનાત, ગઓમત જસ્ત વસ્ત્રવત અષ-નાસ નેમંઘ્રહ કહે નો ઇધ નાંમ આઘઇર્યાત, કહે વો ઉર્વ ફ્રાયેજ્યાત, કહ્માઇ નો તત દાથ્રૅમ દયાત, યત હે અંઘ્રહત ખઇર્યાંન અજયમ્નૅમ યવએચ યવએતાતએચ.**

કોણ અમને વખાણશે ? કોણ (અમને) આરાધશે ? કોણ (અમારી) કીર્તિ ગાશે ! (તથા) કોણ (અમારી ઉપર) પ્રીત રાખશે ? (વળી) ખોરાક સાથના (અને) વસ્ત્ર સાથના હાથે (તથા) અષાઇ તરફ પહોંચાડનારી ભક્તિથી કોણ (અમને) માન આપશે? અમારામાંનું કોણનું નામ અત્રે યાદ કરવામાં આવશે? તમારામાંનું કોણનું રવાન (અમને)

---

1. ઓજસ, aura.

આરાધશે? અમારાંમાનાં કોણુને તે ભેટ દેવામાં આવશે? કે જે (ભેટ) સદાકાળ સુધી તાજા, પવીત્ર ખોરાક (તરીકે તમારે સારૂં) થાય.[1]

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૫૦.)

**આઅત્ યો ના હીશ્ ફ્રાયજાઇતે, ગઍામત જસ્ત વસ્ત્રવા અષ-નાસ નૅમંઘ્રહ, અહ્માઇ આફ્રીનૅન્તિ ક્ષ્નૂતાઍા અઇનિતાઍા અતિબ્-શતાઍા ઉઘ્રાઍા અષાઉનાંમ્ ફ્રવષયો.**

વળી જે માનવ ખોરાક સાથના (અને) વસ્ત્ર સાથના હાથે (તથા) અષોઇ તરફ પહોંચાડનારી ભક્તિથી તે (ફ્રોહરો) ને આરાધે તેને અષો (લોકો) નાં આનંદ પામેલાં, દુઃખી ન થયેલાં, અપમાન ન પામેલાં (તથા) બળવંત ફ્રોહરો આશીષો દે છે. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૫૧.)

**યાઍા મધ્યૅમૅમચિત્ મ્યજદનાંમ્ બઍવનં ઉપવજૅન્તે.**

(ફ્રોહરો) જેઓ મ્યજદોની (એટલે ક્રિયાથી અર્પણ કરેલી ભેટોની) વચમાં હજારો આવે છે. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૬૪.)

**યઍષાંમ્ રઍાક્ષ્નાઍાંઘ્રહો પન્તાનો આવયતામ્ અવિ જઍાથ્રાઍા.**

(વળી) ક્રિયાની ભેટો તરફ આવવાના જેઓના (રવાનોના) માર્ગો પ્રકાશીત (હોય છે). (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૮૪.)

**ફ્રવષયો યજમઇદે...યાંમચ સઍાપહે અષ્યહે તખ્મહે, તનુ-માંથ્રહે દરૂવિદ્રઍાશ આહૂઇર્યેહે.**

અષો સરોષ (યજદ) (જે) જોરાવર, માંથ્રના તનવાળો, (દૈત્યોને મારવાને માટે) બળવાન હથ્યાર રાખનાર (તથા) અહુરમજદના પંથ પ્રમાણે ચાલનાર, (એવા સરોષ યજદ) નાં ફ્રોહરને અમે માન સાથ યાદ કર્યે છીએ (અથવા તેની સાથ એકતાન થઇએ છીએ.)

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૮૫.)

**યો પઍાઇર્યો સ્તાઇશ અસ્તવઇથ્યાઍા વીસ્પાંમ્ દઍવો-દાતૅમ્ વચ અયેસન્યાંમ અવદ્ર્યાંમ.**

જેણે (પેગમબર જરથુશ્ત્રે) પ્રથમ જડ જગતમાં દૈત્યની પેદા કરેલી દરેક (પેદાયશ) ને યજશ્ને (યજ્ઞ) ને નાલાયકની (તથા) સ્તુતીને નાલાયકની જણાવી. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૯૦.)

---

૧. પુણ્યરૂપી હોઇને, હવે પછીની હયાતીમાં મદદકર્તા થઇ પડે.

**યહ્મિ પઇતિ વીસ્પૅમ્ માંથ્રૅમ્ અષૅમ્ સ્રવો વીસ્રુયત.**

જેને (પેગમબર જરથુશ્ત્રને) સર્વ માંથ્રવાની (તથા) (દીનના) પવિત્ર શ્લોકો સંભળાવવામાં આવ્યા હતા. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૯૧.)

**ફ્રા-નો યજાઇતે જ્યૉથ્રાબ્યો સ્તરૅતો-બરૅસ્મ જરથુશ્ત્રો.**

(હવે) (ક્રિયામાં) બરસમ પાંથરનાર જરથુશ્ત્ર અમને ક્રિયાની ભેટોથી ભજશે. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૯૪.)

**યો પઍાઇરયો જરથુશ્ત્રાઇ માંથ્રૅમચ ગૂશત સાસ્નાઍાસ્ચ.**

જેણે (મેદીઓમાહે) સર્વથી પૂર્વે, (પેગમબર) જરથુશ્ત્રના માંથ્રને તથા દીનનાં હુકમોને લક્ષથી સાંભળ્યા. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૯૫.)

**કવોઇશ્ વીશ્તાસ્પહે અષઍાનો ફ્રવષીમ્ યજમઇદે, તખ્મહે તનુ-માંથ્રહે દરુષિ-દ્રઍાશ આહૂઇર્યેહે.**

જોરવાળા, માંથ્રના તનવાલા, મજબુત હથ્યારવાળા, અહુરમજદના પંથ પ્રમાણે વર્તનારા, કેયાની કુટુંબના અષો ગુશતાસ્પ (બાદશાહ)નાં ફરોહરને અમે યાદ કર્યે છીએ. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૯૯.)

**માંથ્રવાકહે સાઇમુજોઇશ્ અએથ્રપતોઇશ હમિધ્રપતોઇશ અષઍાનો ફ્રવષીમ્ યજમઇદે. યો ફ્રઍશ્તૅમ ઉસધનાંમ્ ગાઢો-સ્યન્તાંમ્ અષેમઍાઘનાંમ્ અનાષઍાનાંમ્ અનાહુનાંમ્ અરતુનાંમ સિમનાંમ્ અવસ્યસ્તો-ફ્રવાપનાંમ્ અવ-જઘ્નત્, પઇતિશ્તાતેએ અષવ-કરૅશ્તહે તબ્એષંઘ્રહો.**

સાઇમુજિના (છોકરા) દીનનું જ્ઞાન ધરાવનાર તથા પવિત્ર આતશ ઉપર કાઠી મુકનાર (બોય દેનાર) અષો માંથ્રવાકનાં ફરોહરને અમે યાદ કર્યે છીએ. જે (માંથ્રવાક) અષો માણસના (વિરૂદ્ધમાં) ઉત્પન્ન થયેલી ખરાબીના સામે જવાને સારૂં, ઘણા બુરા, ગાથાના ગાયણને અપવિત્ર કરનારા, દુષ્ટ, ધણી વગરના, ધર્મગુરૂ વિના, ભયંકર, તોડી નાખવા લાયક ફરોહરવાળા (એ સર્વ દુર્ગુણો ધરાવનારા) અશ્મોગોને ઘણોજ મારતો હતો. (ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૦૫).

**કરૅસ્નહે જબ્ઉર્વૅઇથિનહે અષઍાનો ફ્રવષીમ્ યજમઇદે, તખ્મહે તનુ-માંથ્રહે દરુષિ-દ્રઍાશ આહૂઇર્યેહે.**

જબ્ઉર્વન્તનો (છોકરો) અષો કર્સ્ન (જે) જોરવાળો, માંથ્રના તનવાળો, મજબૂત હથ્યાર રાખનાર (તથા) અહુરમજદના ધારા પ્રમાણે

ચાલનાર (તે)નાં ફરોહરને અમે માન સાથે યાદ કર્યે છીએ.
(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૦૬.)

**પઇતિશ્તાતેએ બિજગ્રો-ચિથ્રયાઓ દુજો, પઇતિશ્તાતેએ અષવ કરૂશ્તહે ત્બએષંઘ્રહો.**

દરૂજના[1] સ્વભાવના બુરા માણસની સામે થવાને માટે, (તથા) અષો માણસની વિરૂદ્ધમાં ઉત્પન્ન થયેલી ખરાબીનાં સામે થવાને માટે (દૈત્ય, દરૂજ તથા બુરા માણસોની ખરાબીને દાબી દેવાને માટે) (તે ભવિષ્યના પેગમ્બર સોશ્યોશ ગુજરેલાંઓને આ દુન્યામાં ફરીને સજીવન કરશે.)
(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૨૯.)

**થ્રએતઓનહે આથ્વ્યાનોઇશ્ અષઓનો ફ્રવષીમ્ યજમઇદે, પઇતિશ્તાતેએ ગરનાઉશ્ચ તફ્નઓશ્ચ નએજહેચ સારસ્તોઇશચ વાવરષ્યાઓસ્ચ, પઇતિશ્તાતેએ અજિ-કરૂશ્તહે ત્બએષંઘ્રહો.**

ખુજલી, તાપ, અશક્તિ, ટાઢયો તાવ તથા કામ વિકારના સામે થવાને માટે, (તથા) સાંપથી ઉત્પન્ન થયેલી ખરાબીની વિરૂદ્ધ થવાને કાજે, આથવ્યાનના (છોકરા) અષો ફરેદુનના ફરોહરને અમે યાદ કર્યે છીએ.
(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૩૧.)

**ક્ષથ્રહે પઇતિ બાનુમતો, દરેઘયાઓસ્ચ પઇતિ દરઘા-જિતોઇશ્, વીસ્પનાંમ્ચ પઇતિ આયપ્તનાંમ્, વીસ્પનાંમ્ચ પઇતિ બએષજનાંમ્, પઇતિશ્તાતેએ યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, સાથ્રાંમ્ કઓયાંમ્ કરફ્નાંમ્ચ, પઇતિશ્તાતેએ સાસ્નો-કરૂશ્તહે ત્બએષંઘ્રહો.**

પ્રકાશિત (અથવા દબદબાવાળી) બાદશાહી (મેળવવા)ને માટે, સર્વથી લાંબી જીંદગી (મેળવવા)ને સારૂ, સકળ ભેટો (મેળવવા)ને માટે, સર્વ તંદરોસ્તીના ઉપાયો (મેળવવા)ને સારૂ, (તથા) જાદુગરો, પરીઓ, જુલમગારો, કીકો તથા કરપોની સામે થવાને કાજે, (તથા) જુલમગારથી ઉત્પન્ન થયેલી ખરાબીની વિરૂદ્ધ જવાને માટે (અમે ઉપર જણાવેલાં મહાન પુરૂષનાં ફરોહરોને યાદ કર્યે છીએ).
(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૩૫.)

**સામહે કેરેસાસ્પહે ગએસઓશ્ ગથ્વરહે અષઓનો ફ્રવષીમ્ યજમઇદે; પઇતિશ્તાતેએ ઉગ્રહે બાજાઉશ્ હએનયાઓસ્ચ પેરેથુ-**

---
1. જુઠાઈના.

**આઇનિકયાઑ પૅરૅથુ-દ્રફ્શયાઑ, ઑરૅધ્વો-દ્રફ્શયાઑ, ઉજગૅરૅપ્તો-દ્રફ્શયાઑ, ખ્રૂરૅમ દ્રફ્શૅમ બરૅન્તયાઑ; પઇતિશતાતેએ ગધહે ક્રકૅરૅસ્તો-ક્રસાનહે સિમહે વીરૅનજનો અનમરૅઝ્દિકહે, પઇતિશતાતેએ ગધો-કરૂશતહે તબએષંઘ્રહો.**

જોરાવર બાજુના, પુષ્કળ પલટનવાળા, પહોળા વાવટાવાળા, ઉંચ વાવટાવાળા, ઉંચ ધરેલા વાવટાવાળા (તથા) ઘાતકી વાવટો લઇ જનારાં લશ્કરની સામે થવાને સારૂ, (તથા) નાશ ઉત્પન્ન કરનારા, ભયંકર, માણસનું ખુન કરનારા તથા નિર્દય લુટારાની સામે થવાને (તથા) લુટારાથી ઉત્પન્ન થયેલી ખરાબી સામે થવાને કાજે, (નામાંકિત), સારા ખાનદાનના, ગુચ્છા સાથના બાળવાળા (તથા) ગુરજ[1] રાખનારા અષો કેરેશાસ્પનાં ફરોહરને અમે માન સાથ યાદ કર્યે છીએ.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૩૬.)

**અઑમ્ન અહુર મઝ્દ, સ્રઑષચ અષ્ય સૂર માંથ્રચ સ્પૅન્ત વીદુષ.**

(વળી) (અષો લોકોનાં ફરોહરો) અહુરમજદની મારફતે, શૂરા અષો સરોષ યજદની સહાયતાથી, વિદ્વાન માંથ્ર સ્પેન્તની મારફતે, (અમને) સહાયક (થાય). (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૪૬.)

**ઉજગેઉર્વયેઇન્તે જસ્તે અહ્માકૅમ અવંઘ્રહે સૂરાઑ યૂષ્માકૅમ યસ્નહે સૅવિશ્તાઑ.**

હે! શૂરા (તથા) સર્વથી ઘણો લાભ કરનારાં (ફરોહરો)! તમારી મદદને કાજે (તમારી મદદ માંગવાને માટે) (તથા તમારી) આરાધના કરવા માટે, અમારા હાથો (વિનંતીથી) ઉંચે ધર્યા છે. (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૪૭.)

**પઑઇર્યાંન તકએષે યજમઇદે. ન્માનનાંમચ વીસાંમચ જન્તુનાંમચ દખ્યુનાંમચ, ન્માનંઘ્રહાનો વીષાનો જન્તુષાનો દઇંઘ્રુપાનો અષો-અંઘ્રહાનો માંથ્રો-અંઘ્રહાનો ઉર્વા-અંઘ્રહાનો વીસ્પાઇશ વંઘ્રહૂશ વંઘ્રહુષાનો.**

(આ) ઘરોના, મોહલ્લાઓના, કસ્બાઓના, દેશોના પોરીઓત્કેશા, (જેઓ) ઘરને લાયકના, મોહલ્લાને લાયકના, દેશને લાયકના, અષોઇને લાયકના (અથવા અષોઇ તરફ પ્રેમ ધરાવનારા), માંથ્રવાણી (ધર્મના શ્લોકો) તરફ પ્રીત રાખનારા, પોતાના રવાનની ઉપર પ્યાર

૧. ગદા.

કરનારા, તથા સઘળી ખુબીને સર્વ રીતે લાયક ગણાયેલા (એ સર્વ ગુણોવાળા) પોરીઓત્કેશોને અમે માન સાથ યાદ કર્યે છીએ.

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૫૧.)

**સ્તઓમાચ રાજરૅચ બરૅન્તુ દથુષો અહુરહે મજ્દાઓ અમૅષનાંમ સ્પૅન્તનાંમ; મા-યિમ ગૅરૅજાનાઓ પારયન્તુ, હચ અહ્માત્ ન્માનાત્ અહ્માકૅમચ મજ્દયસ્નનાંમ.**

અહુરમજદની (તથા) અમેષાસ્પંદોની (સમક્ષ) (અમારાં) કીર્તિના ગાયનો તથા ભક્તિ લઇ જાય: અમે માજ્દયસ્નોનાં આ ઘરમાંથી (તેઓ) પુકાર કરતાં (અસંતોષ થએલાં) ન જાય.

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૫૭.)

**તૅમ્ વએમચિત્ જ્બયમહિ, અહ્માઇચ ન્માનાઇ અહ્માઇચ ન્માનહે ન્માનો-પતેએ, અહ્માઇચ જ્ઓથ્રો-બરાઇ અરૅદ્રાઇ પઇતિ-અસ્તિ ગેઉશ વચહેહેચ હુશ્રવંતહેચ પઇતિ હુમૅરૅથનાંમ, વહિશ્તૅમ યજ્તૅમ યજમઇદે.**

આ ઘરને માટે, આ ઘરના ઘર ધણીને માટે, આ ક્રિયાની જોર લઇ જનારને સારૂ (તથા) ભેટ આપનારને માટે, તે વાય યજદને અમે મદદે બોલાવ્યે છીએ. તે સર્વોત્તમ (વાય) યજદને અમે માન સાથ યાદ કર્યે છીએ. (એવી નેમથી કે) (તે) (અમારી તરફની) જીવામ તથા ભક્તિની (ભેટ) સ્વિકારીને, તેના બદલામાં અરીઓને ઝટ દાબી નાખવાનું જોર (અમને દે). (રામ યશ્ત ફ૦ ૧.)

**તાઓસચ મે નાંમ જ્બયએષ, અહ્મિ અષાઉમ્ જરથુશ્ત્ર, યિમ્ અન્તરૅ હએનયાઓ ખ્રવીશ્યેઇતીશ, અન્તરૅ હાંમ-યન્ત રસ્મઓયો, અન્તરૅ દંઘ્રહુ-પાપૅરૅતાને.**

**તાઓસચ મે નાંમ જ્બયએષ, અહ્મિ અષાઉમ્ જરથુશ્ત્ર, યિમ્ સાસ્ત દઇંઘ્રહેઉશ હમો-ક્ષથ્રો પતૅન્તૅમ્ વા, જ્બરૅન્તૅમ્ વા, ઇરિષૅન્તૅમ્ વા, રથોઇપેમ્નૅમ્ વા, પઇતિષૅન્તૅમ્ થ્રિમહે, પઇતિષૅન્તૅમ્ બએષજ્યેહે.**

ઘાતકી સૈન્યની મધ્યે, સાથે મળેલી લશ્કરની હારની મધ્યે (તથા) દેશના યુદ્ધમાં, અએ અષો જરથુશ્ત્ર! આ (ઉપર જણાવેલાં) મારાં નામો તારે યાદ કરવાં જોઇએ, (કે) હું (હાજર) છું.

જ્યારે (કોઇ) દેશનો સ્વતંત્ર જુલમગાર (બાદશાહ), (તારી ઉપર)

ધસારો કરતો, અથવા (તારી સામે) લડાઇની ગાડી ગગડાવીને લાવતો, અથવા (તારી) સંપત્તિની અદેખાઇ કરતો, (અથવા) (તારી) તનદરોસ્તીની ઇર્ષા કરતો (આવે), (તે વખતે), હે અષો જરથુશ્ત્ર! આ મારાં નામો તારે યાદ કરવા જોઇયે, કે હું (હાજરજ) છું.

(રામ યશ્ત ફ૦ ૪૯-૫૦.)

**તાઑસચ મે નાંમ જ્બયએષ, અહ્મિ અષાઉમ્ જરથુશ્ત્ર, યિમ્ અષૅમઑઘૅમ્ અનષવનૅમ્ પતૅન્તૅમ્ વા, જ્બરૅન્તૅમ્ વા, ઇરિષૅન્તૅમ્ વા, રથોઇષૅમ્નૅમ્ વા, પઇતિષૅન્તૅમ્ અમહે, પઇતિષૅન્તૅમ્ થ્રિમહે, પઇતિષૅન્તૅમ્ બઍપજયેહે.**

**તાઑસચ મે નાંમ જ્બયએષ, અહ્મિ અષાઉમ્ જરથુશ્ત્ર, યત્ બસ્તો અંઘ્રહુત્ હિશતૅમ્નો, બસ્તો અંઘ્રહુત્ ક્રાધયમ્નો, બસ્તો અંઘ્રહુત્ વાધયમ્નો, ક્શ્નુબઑયે બાષે બુયન્તે, વિધ્નુબઑયે ગ્રાફે બુયેન્તે.**

જ્યારે (કોઇ) અપવીત્ર આશ્મોગ (તારી ઉપર) ધસારો કરતો, અથવા કાવાદાવા ચલાવતો, અથવા (તને) જખમાં કરતો અથવા (તારી સામે) યુદ્ધની ગાડી ગગડાવીને લાવતો, અથવા તારી હીમ્મતની ઇર્ષા કરતો, (તારી) આબાદીની અદેખાઇ કરતો (અથવા) (તારી) તનદરોસ્તીની અદેખાઇ કરતો (આવે), (તે વેળાએ), હે અષો જરથુશ્ત્ર! આ મારાં નામો તારે સ્મરણ કરવાં જોઇયે, કે હું (હાજર) છું.

જ્યારે બંધવા તરીકે ઉભો રેહતો હોય, બંદીવાન તરીકે હડસેલો ખાતો હોય, બંદીવાન તરીકે ઘસડાતો હોય, કોઇ તોહમત (અથવા આલ)માં ફસી પડેલો હોય, (અથવા) સંકટમાં આવી પડેલો હોય (તે વખતે), હે અષો જરથુશ્ત્ર! આ મારાં નામો તારે યાદ કરવાં જોઇએ, (કે) હું (હાજર) છું. (રામ યશ્ત ફ૦ ૫૧-૫૨.)

**કન થ્વાંમ્ યસ્ન યજાને, કન યસ્ન ફ્રાયજાને, કન થ્વા યસ્ન પઇતિ હુંકૅરૅતિશ અવ હિશ્તાત્.**

કઇ યજશ્નેથી (હે વાય યજદ) તને હું ભજું? કઇ યજશ્નેથી (તને) હું વધારે ભજું? કઇ યજશ્નેથી (હે વાય યજદ!) તારી સ્તુતી થાય?

(રામ યશ્ત ફ૦ ૫૪.)

**તૂમ્ બરૅસ્મ અયસએષ, અષાઉમ્ જરથુશ્ત્ર, ફ્રચિનથ્વરૅ વિચિનથ્વરૅ રઑચિનવન્તૅમ્ બામીમ, ફ્રતરએઇબ્યો રઑચાઑ, વીતરએ-**

ઇબ્યો ઉષાઑંઘ્રહૅમ.

યેજિ માંમ્ યશ્તો કૅર્નવાનિ, અઝૅમ્ તે વચ ફ્રસ્રવાનિ મઝ્દ-ધાત ખ્રૅનંઘ્રહ્વન્ત બએષજ્ય, યથ થ્વાંમ્ નોઇત્ તઉર્વયાત્ અંઘ્રો મઇન્યુશ્ પૉઉરૂ-મહ્ર્કો, નૉઇત્ યાતવો, નોઇત્ યાતુમાઑ નૉઇત્ દએવો, નએધ મશ્યો.

હે અષો જરથુશ્ત્ર! દીવસ (અથવા) પરભાતયાંને ટાંકણે બાંધેલી (અથવા) છોડેલી બરસમ તારે લેવી. દીવસને વખતે બાંધેલી, પરો-ઢયાંને વખતે છોડેલી (બરસમ લેવી.)

(વાચ યઝદ કહે છે) જો મને, (હે અષો જરથુશ્ત્ર!) (તુ) ઇજેલો કરે (જો તુ મારૂં સ્તવન કરે) તો, ખોરેહ આપનારા (તથા) તનદ-રોસ્તી બખશનારા અહુરમજદના બનાવેલા શ્લોકો તારે માટે હું ઊચરીશ, જેથી (જે કલામની આશીષથી) પુર્ણમરકીવાળો અંગ્રેમીનો, (અથવા) જાદુગર, (અથવા) (કોઇ બુરો) માનવી તને ઇજા ન પહોંચાડે.

(રામ યશ્ત ક૦ ૫૫-૫૬.)

કો અહિ યો માંમ્ જ્બયેહિ, યેંઘ્રહે અઝૅમ્ ફ્રાયો જ્બયન્તાંમ્ સ્રએશ્તૅમ્ સુસ્રુયે વાચિમ્.

(તું) કોણ મને યાદ કરે છે (અથવા મદદને માટે બોલાવે છે)? (મને) ઘણી યાદ કરનારાઓમાં જેનો અવાજ ઘણોજ મધુર (છે), (જેવો અવાજ) મેં કદાચજ સાંભલ્યો હોય. (અશીશવંઘ યશ્ત ક૦ ૧૭.)

અધાત્ ઉઇતિ ફ્રવચત યો સ્પિતામો જરથુશ્ત્રો, યો પઑઇર્યો મશ્યાકો, સ્તઑત અષૅમ્ યત વહિશ્તૅમ્, યઝત અહુરૅમ્ મઝ્દાંમ્, યઝત્ અમૅષે સ્પૅન્તે.

ત્યારે (અથવા તે ઉપરથી) (તેણે) એ પ્રમાણે કહ્યું કે, (તે તો) સ્પીતમાન જરથુશ્ત્ર (છે), જે સર્વથી પ્રથમ માણસ (હતો), (જેણે) સર્વોત્તમ અષોઇને વખાણી, અહુરમજદને આરાધ્યો (તથા) અમેશાસ્પંદોની સ્તુતી કરી. (અશીશવંઘ યશ્ત ક૦ ૧૮.)

આઅત્ અઑઅત અષિશ્ વંઘઉહિ યા બૅર્ઝઇતિ, મા ચિશ્ મે આઑંઘ્રહાંમ્ જઑઇથ્નાંમ્ વિન્દિત, યા માવોય નિપારયેઇન્તિ, મા નરો પઇરિશ્તા-ખ્રુધો, મા જહિક પર-દક્ત, મા અપૅર્નાયુ તઉરૂન, મા કઇનિન અનુપએત મશ્યાનાંમ્.

ત્યારે ઉંચ પદવીની અશીશવંઘે કહ્યું કે, મારે માટે (નિર્મિત કરેલી) આ ક્રિયાની ભેટોમાંની કોઇએ (ભેટ), સુકઇ ગયેલી મનીવાળો મર્દ, કવખતનું દસ્તાન[1] લાવતી દુષ્ટ સ્ત્રી, નાની વયનો છોકરો, મર્દની નજદીક ન ગયેલી કન્યા મને અર્પણ કરશે તો તે સ્વિકારવામાં આવશે નહી, (એટલે ક્રિયાથી અર્પણ કરેલી તે ભેટ હું કબુલ ન રાખીશ).

(અશીશવંઘ યશ્ત ક૦ ૫૪.)

**અહુનૅમ્ વઇરીમ્ યઝમઇદે, અૅમ વહિશ્તૅમ સ્રએશ્તમ્ અમૅષમ્ સ્પૅન્તૅમ્ યઝમઇદે, વચ અર્ષુખ્ધ વારૅથ્રઘ્નિશ્ બએષજિશ્ યઝમઇદે, બએષજિશ્ વચ અર્ષુખ્ધ વારૅથ્રઘ્નિશ્ યઝમઇદે. માંથ્ર સ્પૅન્ત દએન માઝદયેસ્ને હુઑમચિનૅમ્ યઝમઇદે અઇર્યનૅમ્ ખરૅનો યઝમઇદે.**

અહુનવરને અમે વખાણ્યે છીએ, સઘળાથી સોહામણા અરદીબહેશ્ત અમશાસ્પંદને અમે વંદયે છીએ, સત્ય બોલેલા, વીજયી (તથા) તંદરોસ્તી આપનારા (અવસ્તાના) મંત્રોને અમે વખાણ્યે છીએ. તંદરોસ્તી આપનારા, સત્ય ઊચરેલા (તથા) વીજયી (અવસ્તાના) મંત્રોને અમે વખાણ્યે છીએ. આગમાહી કરનાર (અથવા પવિત્ર) માંથ્રવાણીને (તથા) હોમ (ની ક્રિયા)ને પસંદ કરતા માજદયસ્ની દીનને અમે સ્તવ્યે છીએ. ઇરાની ખોરેહને અમે વંદયે છીએ. (આરતાદ યશ્ત ક૦ ૮.)

**બૅરૅજન્તૅમ અહુરૅમ ક્ષથ્રીમ્ ક્ષએતૅમ્ અપાંમ્ નપાતૅમ્ અઉર્વત-અસ્પૅમ્ યઝમઇદે, અર્ષાનૅમ જવનોસુમ; યો નૅરૅઉશ્ દધ, યો નૅરૅઉશ્ તતષ. યો ઉપાપો યઝતો સ્રુત-ગઑષોતૅમો અસ્તિ યેજિમ્નો.**

તેજ ઘોડાની ચાલનો અપાંમ નપાત્ (જે) રાજ્ય કરનાર, ઝળકાટવાળો, શૂરો તથા આરધનાનો લાભ આપનાર, ઊંચ પદવીનો સાહેબ (તે)ને અમે વખાણ્યે છીએ. જેણે માણસોને સરજ્યાં, જેણે માણસોને રૂપ આપ્યું, જે પાણીમાં રેહનાર યજદ (છે). (તથા) (જ્યારે) તે આરાધના પામેલા (હોય છે), (ત્યારે) સાંભળવાને ઘણાજ તીક્ષ્ણ કાન રાખનારો છે. (જમ્યાદ યશ્ત ક૦ ૫૨.)

**આઅત્ તે અએવો અહુનો વઇર્યો, યિમ્ અષવનૅમ જરથુશ્ત્રૅમ ફ્રસ્રાવયત, વી-બૅરૅથ્વન્તૅમ્ આખ્તૂઇરીમ્ અપરૅમ ખ્રઑઝદયેધ્ય ફ્રસૂઇતિ, જૅમ્નૂઝ અવઝત્ વીસ્પે દએવ અયેસન્ય અવહ્મ્ય.**

---

૧. ઋતુકાળ.

વળી ચોતરફ ફેલાયેલી માત્ર અહુનવરની ભક્તિ, જે અષો જરથુશ્ત્ર (સાહેબ) ગાઇને (ભણ્યા), તેથી (તેમણે) સકળ દેવોને, યજશ્નેને ન લાયકના (તથા) આરધનાને ન લાયકના (ગણીને), જમીનમાં દટાએલા કર્યા. (જમ્યાદ યશ્ત ફ૦ ૮૧.)

પૅરસત્ જરથુશ્ત્રો અહુરૅમ્ મજ્દાંમ, અહુર મજ્દ મઇન્યૂ સ્પૅનિશ્ત દાતરૅ ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઉમ્ કહ્મિ તે અએવહ્મિ પઇતિ વચો વીસ્પનાંમ્ વૉહુનાંમ્, વીસ્પનાંમ્ અષ-ચિથ્રનાંમ્ ફ્રવાકૅમ્.

પઇતિ-શે અઑખ્ત અહુરો મજ્દાઑ, અષૅમ્ સ્તૂતો જરથુશ્ત્ર.

(પેગમ્બર) જરથુશ્ત્રે અહુરમજદને પુછયું કે, જડ મુલકોનાં હે સર્વોત્તમ વૃદ્ધી કરનાર મીનો, અષો સૃષ્ટા અહુરમજદ! તારા કયા માત્ર એક બંદગીના મંત્રમાં (દુન્યાની) સઘળી આશીષોની (તથા) અષોઇનાં બીજવાળી સર્વ (વસ્તુઓ)ની કીર્તિ (સમાયેલી) (છે)? (એટલે તે કઇ બંદગી છે, જે ભણ્યાથી સ્પેનામીનોની સૃષ્ટિની કીર્તિ ગાવા સમાન ગણાય?)

અહુરમજદે તેને (અષો પેગમ્બરને) ઊત્તર દીધો કે, હે જરથુશ્ત્ર! અષોઇની વખાણ (એટલે અષેમ્ વોહૂનો મહામંત્ર).

(હાદોખ્ત નુસ્ક ફ૦ ૧-૨.)

અએષો જી વાક્ષ જરથુશ્ત્ર ઍરૅજીુખ્ધો ફ્રમ્રવાંનો આ વચો અહુનો વઇરયો ફ્રઑખ્તો અમહેચ વૅરથ્રઘ્નહેચ ઉરૂનચ દએનચ સ્પન્વન્તિ.

અરૅજઇતિ જી સ્પિતમ જરથુશ્ત્ર અએવ અષો-સ્તૂઇતિશ, ઓયુમ વા અષઑનો ક્ષ્નઑથ્રેમ સતૅમ્ ખફ્નનાંમ્, હજંઘ્રૅમ્ ગેઉશ ખરૅદતિનાંમ્, બએવરૅ અનુમયનાંમ્, કંઘ્રહાઑસચિત તનુનાંમ્ પરોઅસ્તિ જસોઇથ્યાઑ.

કારણ કે, હે જરથુશ્ત્ર! તે અષો બોલેલો (અષેમ વોહૂનો) શ્લોક (અથવા) સ્પષ્ટ રીતે ભણેલી અહુનવર (નામની) ભક્તિ, તે ભણનારનાં રવાનમાં તથા તેની દીનની શ્રદ્ધામાં હિમ્મતનો તથા ફત્તેહનો વધારો કરે છે.

કારણ કે, હે સ્પીતમાન જરથુશ્ત્ર! એક અષેમ્ વોહૂનું ભણવું અથવા અષો (માણસ)ની એક ખુશનુદી (એટલે તેને ખુશી કરવું)

એ, સુતી વખતની સો બંદગીની કીંમત જેટલી છે, જમવાની બાજની હજાર બંદગીની કીંમત જેટલી છે. જડ હસ્તિની છેવટની પળે ભણેલી કોઇએ બંદગીની કીંમત જેટલી છે.

(હાદોખ્ત નુસ્ક ફ૦ ૪–૫.)

**હાઉ બા......યાંમ્ બા ના ઉસ્તૅમે ઉર્વઍસે ગયેહે અષૅમ્ સ્તઑ-ઇતિ, ફ્રસ્તવનો હુમતચ હૂખ્તચ હ્વર્શ્તચ, નિઝ્બરૅમ્નો દુશ્મતચ દુઝૂખ્તચ દુઝ્વર્શ્તચ.**

કોઇ માનવી (પોતાના) જીવનના સર્વથી છેવટના અંતે, પવીત્ર વિચાર, અને વાણી તથા દુષ્ટ કાર્ય તજીને, (જો) એક અષેમ્ વોહૂ ભણે તો, તે (એક અષેમ્ વોહૂ) જરૂર સઘળા ખનિરથ કેશ્વર (જગત) સમાન છે. (હાદોખ્ત નુસ્ક ફ૦ ૧૫.)

**કા અએવ અષો–સ્તૂઇતિશ્, યા વીસ્પૅમ્ ઇમત્ યત્ અન્તરૅચ જાંમ્ અન્તરૅચ અસ્મનૅમ્ ઇમાંમ્ચ જાંમ્ અવચ રઑચાઑ, વીસ્પચ વોહૂ મઝ્દધાત અષ–ચિથ્ર, મસનચ વંઘ્હુનચ સ્રયનચ અરૅજઇતિ.**

(પેગમ્બર જરથુશ્ત્રે અહુરમજદને પુછયું કે), કઇ (તે) એક અષેમ્ વોહૂ (છે,) જે ઊંચ પદવીમાં, ખુબીમાં તથા શોભામાં, પૃથ્વિ તથા આસ્માનની મધ્યમાં આ તમામ (વસ્તુઓ)ની, આ પૃથ્વિ તથા (આસ્માનની) તે ચળકાટોની (તથા) અહુરમજદની પેદા કીધેલી અષોઇનાં બીજ ધરાવનાર સર્વ આશીષોની કીંમત જેટલી છે?

(હાદોખ્ત નુસ્ક ૫ર. ૧, ફ૦ ૧૬.)

**પઇતિ–શે અઑખ્ત અહુરો મઝ્દાઑ, હાઉ બા અષાઉમ્ જરથુશ્ત્ર, યત્ ફ્રઑઇરિશિઇતિ પઇરિ દુશ્મતએઇબ્યસ્ચ દુઝૂખ્તએઇ-બ્યસ્ચ દુઝ્વર્શ્તએઇબ્યસ્ચ.**

અહુરમજદે તેને (તે અષો પેગમ્બરને) પાછો ઊત્તર આપ્યો કે, હે અષો જરથુશ્ત્ર! (જ્યારે) (કોઇ નર) બુરા વિચારોથી, દુષ્ટ વચનોથી તથા દુષ્ટ કાર્યોથી વેગળો થઇને, (પોતાના પાપનો પસ્તાવો કરી નીતિને માર્ગે ચાલવાનો ઠરાવ કરીને) એક અષેમ વોહૂ ભણે તો, તે (એક અષેમ વોહૂ) જરૂર (અહુરમજદની સરજેલી અષોઇનાં બીજવાળી

સકળ આશીષોની કીંમત જેટલી છે).[1] (હાદોખ્ત નુસ્ક ૫ર. ૧, ફ૦ ૧૭.)

**અસ્ને વઘ્ધનાત્ નિશહિધઇતિ, ઉશતવઇતીમ ગાથાંમ્ સ્રાવયો, ઉશતતાતૅમ્ નિગ્રઍમ્નો.**

(તે અષો માણસનું રવાન) ઉશતવદ ગાથા ગાતું (તથા) સુખ ઇચ્છતું (પોતાનાં શરીર) માથાં આગળ બેસે છે.

(હાદોખ્ત નુસ્ક ૫ર. ૨, ફ૦ ૨.)

**આઅત્ તાંમ્ તુમ્ નિશહિધોઇશ ગાથાઑસચ સ્રાવયો, અપસચ વંઘુહિીશ યજૅમ્નો. આતરેમચ અહુરહે મજ્દાઑ.**

ત્યારે તું (અષો માણસ) ગાથા ગાવા બેસ્તો, ભલાં પાણી(ની ખુબ્રી) વખાણતો, અહુરમજદના આતશને વખાણતો હતો.

(હાદોખ્ત નુસ્ક ૫ર. ૨. ફ૦ ૧૩.)

**નિવએધયેમિ હંકારયેમિ માંથ્રહે સ્પૅન્તહે અષઑનો વૅરૅજયંઘ્રહે દાતહે વીદએવહે દાતહે જરથુશ્ત્રોઇશ દરૅઘયાઑ ઉપયનયાઑ દએનયાઑ વંઘ્રહુયાઑ માજ્દયસ્નોઇશ.**

અષો (તથા) અસરકારક માંથ્ર સ્પેન્તને દેવથી વિરૂદ્ધ નીયમને, જરથુશ્તિ નિયમને લાંબા કાળના, જુના રીવાજને, તથા ભલી માજદયસ્ની દીનને હું આમંત્રણ કરૂં છું, (તથા) મીજલસમાં માન આપું છું.

(હા ૧, ફ૦ ૧૩.)

**અહ્મ્ય જઑાથ્ર બૅરૅસ્મનએચ માંથ્રૅમ્ સ્પૅન્તૅમ્ અશ–ખરૅનંઘ્રહૅમ્ આયેસે યેશતિ.**

આ જોર (તથા) બરસમથી સંપુર્ણ ખોરેહવાલા માંથ્ર સ્પેન્તને યજશ્નેમાં હું યાદ કરૂં છું. (હા ૨, ફ૦ ૧૩.)

૧. આ બહુજ ભેદી ઉત્તર છે. જે માનવી અંતઃકરણપૂર્વક રીતે, હૈયામાંથી જગતને માટે મોહ અને વળગણ ત્યાગીને એક અષેમ ભણવાને પણ સમર્થવાન થાય છે, તે કૃતાર્થ થાય છે! કેવા સર્વોત્કૃષ્ટ વિચાર! છે કોઈ આળસુનો બાદશાહ, જેપણ કદી એક અષેમ ભણીને આવા મહાન આશીષો મેળવવા ના પાડે? છે કોઈ એવો ધર્મ જે આટલો સરળ અને સિધો અને ટુંક માર્ગ બતાવી રહયો છે? એકજ અષેમ આવાં સ્વચ્છ જીગરથી ભણો એટલે તેનો મહાભારત બદલો! માત્ર એટલું યાદ રાખજો કે એટલું પવીત્ર હૈયું બનાવવાને કાજે લોહિનું પાણી કરવું પડે છે, ખુરેહ નિર્મળ કરવું પડે છે, હૈયામાંથી રાગ, દ્વેષ ઉખેડી ફેંકી દેવાં પડે છે, અને અચળ શ્રદ્ધા સંપાદન કરવી પડે છે.

**આઅત્ ફ્રઑાત્ અહુરો મજ઼્દાઓ બ્ઘ અએષ આસ્ અહુનહે વઇર્યેહે સ્પિતમ જરથુશ્ત્ર. યત્ તે ફ્રાવઑચિમ. પર અસ્મૅમ પર આપૅમ પર જાંમ્ પર ગાંમ્ પર ઉર્વરાંમ્ પર આતરૅમ્ અહુરહે મજ઼્દાઑ પુથ્રૅમ પર નરૅમ્ અષવનૅમ્ પર દએવાઇશ્ચ ખ્રફ્સ્ત્રાઇશ્ મશ્યાઇશ્ચ પર વીસ્પૅમ અહૂમ અસ્તવન્તૅમ્ પર વીસ્પ વૅાહૂ મજ઼્દધાત અષ-ચિથ્ર.**

ત્યારે અહુરમજદે કહ્યું કે હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! જે (બંદગીનો મંત્ર) (મેં) તને કહ્યો હતો તે અહુનવરનો આ ભાગ હતો. (અહુનવરનો એ ભાગ) આસ્માનની પેહલાં, પાણીની પેહલાં, જમીનની પેહલાં, ગાય ઢોરની પેહલાં, વનસ્પતિની પેહલાં, અહુરમજદની તરફની (સઘળી ચીજોને) પવીત્ર કરનાર અગ્નિની પેહલાં, અષો નરની પેહલાં, દેવો તથા દુષ્ઠ માણસોની પેહલાં, સકળ જડ જગતની પેહલાં તથા અહુરમજદની પેદા કરેલી સર્વ અષોઇના બીજની વસ્તુઓની આગમજ હતો. (હા ૧૯, ફ૦ ૩-૪.)

**માંથ્રૅમ સ્પૅન્તૅમ અષ-ખરૅનંઘ્હૅમ યજમઇદે.**

પુર ખોરેહવાલા માંથ્ર સ્પેન્તને અમે આરાધ્યે છીએ.

(હા ૨૫, ફ૦ ૬.)

**યાઑ નો હૅન્તિ ગાથાઑ હુરૅથ્રવઇતીશ્ચ પાથ્રવઇતીશ્ચ મઇન્યુશ-ખરૅથાઑસ્ચ યાઑ નો હૅન્તી, ઉરૂને વઅેમ ખરૅથૅમચ વસ્ત્રૅમચ. તાઑ નો હેન્તિ ગાથાઑ હુરૅથ્રવઇતીશ્ચ પાથ્રવઇતીશ્ચ મઇન્યુશ-ખરૅથાઑસ્ચ. તાઑ નો બુયાંત્ હુમિજ઼્દાઑ અશ-મિજ઼્દાઑ અષો મિજ઼્દાઑ પરો અસનાઇ અંઘ્ઉહે પસ્ચ અસ્તસ્ચ બઑધંઘ્હસ્ચ વી-ઉર્વીશ્તીમ.**

**તા નો અમ તા વૅરૅથ્રઘ્ન તા દસ્વરૅ તા બઅેષજ઼ તા ફ્રદથ તા વરૅદથ તા અવંઘ્હ તા અઇબ્યાવંઘ્હ તા હુશ્રાઑંઘ્હ તા અષવસ્ત તા ફ્રારાઇતે તા વીદુષે.**

જે ગાથા અમને રક્ષણ કરનારા તથા બચાવ દેનાર તથા મીનોઇ અહાર[1] જેવા છે; (તથા) જે (ગાથા) અમારા રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર બન્ને છે. તે ગાથા અમને રક્ષણ કરનાર તથા બચાવ દેનાર તથા મીનોઇ ખોરાક જેવા છે; (તથા) તે (ગાથા) અમારા રવાનને

---

૧. ખોરાક.

માટે ખોરાક તથા વસ્ત્ર બન્ને છે. (અમારા) શરીરનું તથા બુદ્ધીનું (એક બીજાથી) છુટું પડવા પછી (એટલે અમારા મૃત્યુ કેડે) તે (ગાથા) અમને પેલી દુન્યામાં સારો બદલો આપનારા, પુરતો બદલો દેનારા તથા અષોઇનો બદલો દેનારા થાય!

તે (ગાથા) અમારે માટે હિંમત, જય, સુખાકારી, તન્દરેસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, કુટુંબની આબાદી તથા બચાવ તરીકે થાય. તે (ગાથા) સારાં ડહાપણવાળા અષોઇવાળા, સખાવતવાળા તથા જ્ઞાનવાળા છે.[1] (હા ૫૫, ફ૦ ૨.

**સ્તઓત યેસ્ન્ય યજમઇદે યા દાતા અંઘ્રહેઉશ પઓઉરૂયેહ્યા મરૅમન વૅરૅજિમ્ન સખ્ષૅમ્ન સાચયમ્ન દદરાન પઇતિષાન પઇતિશમરૅમન ફ્રમરૅમન ફ્રાયજૅમ્ન ફ્રષૅમ્ વસ્ન અહ્મ દથાન. બઘાંમ્ સ્તઓતનાંમ યેસ્ન્યનાંમ્ યજમઇદે સ્તઓતનાંમ્ યેસ્નયનાંમ્ યજમઇદે, ફ્રસ્રઓથ્રૅમચ ફ્રમરૅથ્રૅમચ ફ્રગાથ્રૅમચ, ફ્રાયશ્તીમચ.**

જે પેહલી દુન્યાના નિયમ, તેને અમે વખાણ્યે છીએ.

સ્મરણ કરવાને યોગ્ય, અસરકારક, શીખવાને યોગ્ય, (બીજાઓને) શીખાડવાને યોગ્ય, મનમાં ગોખવાને લાયક, પસંદ કરવા લાયક, અભ્યાસ કરવાને લાયક, આરધનાને લાયક (તથા) મરજી પ્રમાણે દુન્યાને તાજગી આપવાને લાયક (એવા ગુણોવાલી સ્તઓત યસ્નય નામની બંદગીને અમે વખાણ્યે છીએ.)

સ્તોત યસ્નયના ભાગને અમે વખાણ્યે છીએ. સ્તોત યસ્નયના ભણવાને, (તેના) સ્મરણને, (તેનાં) ગાવાને તથા તેની કીર્તીને અમે વખાણ્યે છીએ. (હા ૫૫, ફ૦ ૬-૭.)

**હઉરૂવાંમ્ હુનરાઇતીમ્ સ્તઓતનાંમ્ યેસ્નયનાંમ્ યજમઇદે...... સ્તઓત યેસ્ન યજમઇદ યા દાતા અંઘ્રહેઉશ પઓઉરૂયેહ્યા.**

સ્તોત યસ્નયનું સર્વ લખાણ જે સઉથી શ્રેષ્ઠ અર્થવાળું છે તેને અમે વખાણ્યે છીએં,......સ્તોત યસ્નય જે પ્રથમ જીવનના નીયમ (તેને) અમે વખાણ્યે છીએ. (હા ૫૮, ફ૦ ૮.)

**ફ્શૂષો માંથ્રૅમ્ હુધ્ઓખ્તૅમ યજમઇદે.**

---

૧. સરખાવો એની સાથે વેદો અને ગીતાનું મહાત્મ્ય.

ફ્રષુષો માંથ્ર હાદોખ્તને અમે વખાણ્યે છીએ. (હા ૫૯, ફ૦ ૩૨.)

**અહુનૅમ્ વઇરીમ્ યજમઇદે.**

અહુનવરને અમે વખાણ્યે છીએ. (હા ૬૦, ફ૦ ૧૩.)

**યેંઘ્હે–હાતાંમ્ચ હુક્રાયશ્તાંમ્ ફ્રઍષ્યામહી અનતરૅચ જાંમ્ અનતરૅચ અસ્મનૅમ.**

જમીન ઉપર તથા આકાશમાં, બરાબર વખણાયેલા યેંઘ્હે હાતામને અમે સારી પેઠે પ્રખ્યાત કર્યે છીએ. (હા ૬૧, ફ૦ ૧.)

**વીસ્પૅમ્ચ અફ્સ્મનૅમ્ યજમઇદે.**

(અવસ્તાની) દરેક કડીને અમે વખાણ્યે છીએ. (હા ૭૧, ફ૦ ૪.)

**વીસ્પૅમ્ચ માંથ્રૅમ્ સ્પૅન્તૅમ્ યજમઇદે. વીસ્પૅમ્ચ દાતૅમ વીદાયૂમ્ યજમઇદે.**

વીસ્પઍચ પન્ચ ગાથાઑ અષઑનીશ યજમઇદે. વીસ્પૅમ્ચ યસ્નૅમ્ ફ્રાઇતીમ્ચ પઇતિતીમ્ચ અઇબ્જિજરતીમ્ચ યજમઇદે.

**વીસ્પાચ સ્તઑત યેસ્નય યજમઇદે. વીસ્પઍચ વાચો મઝ્દાફ્રઑખ્ત યજમઇદે. યોઇ હેન્તિ દુશ્મતૅમ્ જઘ્નિશ્ત યોઇ હેન્તિ દુઝ્ઝૂખ્તૅમ જઘ્નિશ્ત. યોઇ હેન્તિ દુઝ્વર્શ્તૅમ્ જઘ્નિશ્ત યોઇ હેન્તિ અઇવિ-કરૅત દુશ્મતહે યોઇ હૅન્તિ અઇવિ-કરૅત દુઝ્ઝૂખ્તહે યોઇ હેન્તિ અઇવિ-કરૅત દુઝ્વર્શ્તહે.**

**યોઇ અઇપિ–કૅરૅનતૅન્તિ વિસ્પૅમ્ દુશ્મતૅમ્ યોઇ અઇપિ–કૅરૅનતૅન્તિ વિસ્પૅમ્ દુઝ્ઝૂખ્તૅમ્ યોઇ અઇપિ–કૅરૅનતૅન્તિ વિસ્પૅમ્ દુઝ્વર્શ્તૅમ. માનયૅન્ અહે યથ આતર્શ્ હુશ્કૅમ્ અઍસ્મૅમ યઓઝ્દાતેમ હુપઇરિશ્તૅમ્ અઇપિ–કૅરૅનતઇતિ હાવયઍઇતિ દઝઇતિ. વિસ્પનાંમ્ચ અઍતએષાંમ્ વચાંમ્ અઑજસ્ચ વૅરૅથ્રૅમ્ચ ખરૅનસ્ચ જવરૅચ યજમઇદે.**

તમામ પવિત્ર (અથવા સંપત્ત દેનાર) માંથ્રને અમે વખાણ્યે છીએ, સર્વ વંદીદાદને અમે વખાણ્યે છીએ.

સઘળા પાંચ અષો ગાથાઓને અમે વખાણ્યે છીએ, આખી યજશ્ને તથા (તેના) વધારાને, (તેના) ફેલાવાને તથા (તેમા આવેલાં) કીર્તિના ગાનને અમે વખાણ્યે છીએ.

આખી સ્તઓત યસ્નયને અમે વંદયે છીએ. અહુરમજદના કહેલા સઘળા મંત્રોને અમે સ્તવ્યે છીએ, જે દુષ્ટ વિચારનો નાશ કરનારા છે, જે દુષ્ટ વચનોને પાયમાલ કરનાર છે, જે બુરાં કાર્યને નાબુદ કરનાર છે, જે (મંત્રો) દુષ્ટ વિચારનો તદન નાશ કરનારા છે, જે ભુંડા શબ્દોનો સમૂળગો નાશ કરનારા છે, જે દુરાચારને સાફ નષ્ટ કરનારા છે.

જે પ્રમાણે પવીત્ર કીધેલાં, સુકાં તથા બરાબર તપાસ કીધેલાં અએસ્મ (બળતણ)ના આતશ કડકે કડકા કરી નાખે છે, (તેનો) ભક્ષ કરી નાખે છે, (તથા તેનો) નાશ કરી નાખે છે,[1] તે પ્રમાણે તે (અહુરમજદના કહેલા મંત્રો) સઘળા દુષ્ટ વિચારોનો જડ મુળથી નાશ કરી નાખે છે, (તથા) જે સર્વ ભુંડા વચનોનો જડ મેખથી નાશ કરી નાખે છે (તથા) જે (શ્લોકો) સર્વ બુરા કાર્યને જડ મૂળથી નાશ કરી નાખે છે. તે સર્વ વચનોની ખુબી, વિજય, ઓરેહ તથા અસરકારક શક્તિનું અમે વંદન કર્યે છીએ. (હા ૭૧, ફ૦ ૫-૮.)

ગાથાબ્યો રપૅન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો જબ્યેમિ યજમદએચ નિપાતયએચ નિશ્‌ઘ્રહરૅતયએચ હરૅથ્રાઇચ અઇવ્યાક્ષ્ત્રાઇચ. હવંઘ્રહૅમ્ મે બુયત માવોય હવાઇ ઉરૂને જબયેમિ યજમદએચ નિપાતયએચ નિશ્‌ઘ્રહરૅતયએચ હરૅથ્રાઇચ અઇવ્યાક્ષ્ત્રાઇચ.

પવિત્ર ગાથા જે સત્યતાના સરદાર તથા જે અષો (છે તેમને) (મારાં) રક્ષણને માટે, બચાવને કાજે, રક્ષણને માટે તથા સંભાળને સારૂં હું યાદ કરૂં છું તથા વખાણું છું. તે મને જોર તરીકે થાય. મારે માટે, મારા પોતાના રવાનને માટે તથા (મારી) રક્ષાને કાજે, બચાવને માટે, રક્ષણને સારૂ, સંભાળને માટે ગાથાને હું યાદ કરૂં છું તથા વખાણું છું. (હા ૭૧, ફ૦ ૧૧.)

નિવએધયેમિ હંકારયેમિ સ્તઑતનાંમ્ યસ્નયનાંમ્ હનદાતનાંમ્ હુક્રાયશ્તનાંમ્ અષઑનાંમ્ અષહે રથ્વાંમ્. નિવએધયોમ હંકારયેમિ સ્તઑતનાંમ્ યસ્નયનાંમ્ હનદાતનાંમ્ હુક્રાયશ્તનાંમ્ અષઑનાંમ્ અષઑનિનાંમચ અષહે મ્યજદનાંમ્.

સારી પેઠ ગોઠવેલી તથા સારી પેઠ વખાણેલી સ્તોત યસ્નની બંદગીઓ (જે) અષો (તથા) અષોઇના સરદાર, તેમને હું ઇજન કરૂં

[1] મંત્રો પાપને ભસ્મિભૂત કરે છે.

છું (તથા) સભામાં માન દઉં છું. બરાબર ગોઠવેલી તથા સારી પેઠ વખાણેલી સ્તઓત યસ્નની ભક્તિઓ (જે) અષો (માણસો)ની તથા અષો (બાયડીઓ)ની અષોઇની મ્યજદ (છે), (તેને) હું આમંત્રણ કરૂં છું (તથા તેનો) સભામાં સત્કાર કરૂં છું. (વીસ૦ ક૦ ૧, ફ૦ ૩.)

**નિવએધયેમિ હંકારયેમિ અહુનવઇત્યાઑ ગાથયાઑ અષઑનયાઑ અષહે રથ્વેો.**

અહુનવદ ગાથા (જે) અષો (તથા) અષોઇનો સરદાર (તે)ને હું ઇજન કરૂં છું તથા સભામાં માન આપું છું. (વીસ૦ ક૦ ૧, ફ૦ ૫.)

**અષઁમ્ વીસ્પૅમ માંથ્રૅમ યજમઇદે. જરથુશ્ત્રૅમ્ હુધ-માંથ્રૅમ્ યજમઇદે.**

સઘળી માંથ્રવાણીને પવિત્ર ગણીને અમે યાદ કર્યે છીએ. માંથ્રવાણીના બનાવનાર પયેગમ્બર જરથુશ્ત્રનું અમે સ્મરણ કર્યે છીએ.

(વીસ૦ ક૦ ૧૩, ફ૦ ૧.)

**અહુનવઇતીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે. મત-અફ્સ્મનાંમ્ મત-વચસતશિનમ્ મત-આજઇન્તીમ્ મત-પૅરૅસ્વીમ મત-પઇતિ-પૅરૅસ્વીમ્ મત વઘ્ઝૅબ્યચ પઞૅબ્યસચ હુક્રમરૅતાંમ્ ફ્રમરૅમ્નાંમ્ હુફ્રાયશ્તાંમ્ ફ્રાયઝૅન્તાંમ્.**

સારી પેઠે યાદ થયેલા (તથા) યાદ થતા, સારી પેઠે વખણાયેલા તથા વખણાતા અષો તથા અષોઇના સરદાર અહુનવદ ગાથાને (તેની) કડીઓ સાથે, (તેના) ફકરાઓ સાથે, (તેની) ટીકા સાથે, (તેમાં આવેલા) પ્રશ્નો સાથે, તેમાં આવેલા ઉલટ પાલટ પ્રશ્નો સાથે, (તેના) સૂર સાથે, (તેના) પદોના વજન સાથે, અમે યાદ કર્યે છીએ.

(વીસ૦ ક૦ ૧૪, ફ૦ ૧.)

**યસ્નહે હપ્તંઘ્રહાતોઇશ્ હનદાતા યજમઇદે. યસ્નહે હપ્તંઘ્રહાતોઇશ્ યજમઇદે. હાઇતીશ્ચ અફ્સ્મનાચ વચસ્ચ વચસતશ્તીમચ યજમઇદે.**

યસ્ન હપતંઘહાઇતી (હમન યશ્ત)ની બંદગીઓને અમે યાદ કર્યે છીએ. યસ્ન હપતંઘહાઇતીના ફકરાઓને, (તેની) કડીઓને, (તેના) વચનોને તથા (તેના) ફકરાઓને અમે યાદ કર્યે છીએ.

(વીસ૦ ક૦ ૧૬, ફ૦ ૪.)

**અઇવિ-ગૅરૅધમહી યસ્નહે હપ્તંઘ્રહાતોઇશ્ હુમતચ હૂખ્તચ હ્વર્શ્તચ અઇવિ-ગૅરૅધમહી. અષૅમ્ વોહૂ.**

યસ્ન હપતનઘાહીતીના પવીત્ર વિચારો, વચનો તથા કાર્યોને અમે મનમાં ઉતાર્યે છીએ. અષેમ વોહુ (ના ગુણો)ને અમે મનમાં ઉતાર્યે છીએ. (વીસ૦ ક૦ ૧૭, ફ૦ ૧.)

**વૉહુ ક્ષથ્રૅમ યજમઇદે....અવત્ મીજ્દૅમ યજમઇદે. અવત્ દસ્વરૅ યજમઇદે. અવત્ બએષજૅમ યજમઇદે. અવત્ ફ્રદથૅમ યજમઇદે. અવત્ વરૅદથૅમ યજમઇદે. અવત્ વૅરૅથ્રઘ્નૅમ યજમઇદે. યત્ અસ્તિ અન્તરૅચ વૉહુક્ષથ્રાંમ્ વહિશ્તોઇશ્તીમ્ ફ્રમૅરૅતિ હુમતનાંમ્ચ હૂખ્તનાંમ્ચ હ્વર્શતનાંમ્ચ પઇતિશતાતેએ દુશ્મતનાંમ્ચ દુજ્રૂખ્તનાંમ્ચ દુજ્વર્શતનાંમ્ચ ઉજ્વરૅજાઇ માવોય મિથોમતનાંમ્ચ મિથોખ્તનાંમ્ચ મિથોવર્શતનાંમ્ચ.**

વોહુ ક્ષથ્ર (ગાથા)ને અમે યાદ કર્યે છીએ. આ બદલાને અમે યાદ કર્યે છીએ, આ સુખાકારીને અમે યાદ કર્યે છીએ, આ તનદરોસ્તીને અમે યાદ કર્યે છીએ, આ સંપત્તિને અમે યાદ કર્યે છીએ, આ વૃદ્ધીને અમે યાદ કર્યે છીએ, આ જયને અમે યાદ કર્યે છીએ, કે જે (બદલો) (સુખાકારી વિગેરે) વોહુ ક્ષથ્ર તથા વહીશ્તોઇશ્ત (ગાથાના લખાણ)માં (સમાયેલી) છે.

(તે ગાથામાં જણાવેલા) પવીત્ર વિચારોના, નેક શબ્દોના તથા પવીત્ર કાર્યોના સ્મરણથી, મારા જેવાના બુરા વિચારોના, ખોટા સખુનોના તથા દુષ્ટ કાર્યોના પશ્ચાતાપને માટે તથા દુષ્ટ વિચારોની, વચનોની, તથા કાર્યોની સામે થવાને સારૂં તે ગાથાનું લખાણ આવેલું છે. (વીસ૦ ક૦ ૨૦, ફ૦ ૧-૨.)

વહિશ્તોઇશ્તીમ ગાથાંમ્ અપઑનીમ અષહે રતૂમ યજમઇદે.

ઉત્તમ અપોઇનો જે વહીશ્તોઇશ્ત ગાથા (તે)ને અમે યાદ કર્યે છીએ. (વીસ૦ ક૦ ૨૩, ફ૦ ૧.)

**યેજિ ખ્રતુ-ચિનંઘ્રહો જસાંન ઉપ વા માંથ્રૅમ સ્પૅન્તૅમ મરએત પૉઉરૂમ્ચ નઍમે અસ્ને અપરૅમ્ચ પૉઉરૂમ્ચ નઍમે ખ્ષફ્ને અપરૅમ્ચ ઉખ્ષને ખ્રથ્વે વીદ્વાનોહે અષાત્ અધિચ નૅમંઘ્રહાન ઉખ્ષને ખ્રથ્વે યઑનૅમ્ આસ્તે. મઇધ્યાઇ અસ્નાંમ્ચ ખ્ષફ્નાંમ્ચ અવંઘ્રહુબ્દએત પઇતિ અસ્ને પઇતિ ખ્ષફ્ને વીસ્પૅમ્ આ અહ્મોત્ યત્ તાઑ સ્રવાઑ દ્રૅનજયાંન યાઑ પઑઉર્વ અએથ્રપતયો દ્રૅન્જયાંન.**

અષોઇથી તથા નમ્રતાથી અક્કલની વૃદ્ધિને માટે, (તે માંથ્રને) અષોઇથી મજબુત પકડવાને માટે, (યોગ્ય રીતે શિખવાને માટે) દિવસના પેહલા અને છેવટના પહોરમાં, તથા રાતના પહેલા અને છેવટના પ્રહરમાં (માંથ્ર શિખવાની ઇચ્છા ધરાવનાર માનવી) ખંતી રેહતા બેશે, (તથા) દિવસના તથા રાતના મધ્ય ભાગમાં આરામ લે. જ્યાં સુધી (માંથ્રના) તે મંત્રો (તે નર) ભણી રહે (ત્યાં સુધી ઉપર જણાવેલે વખતે ભણવા બેશે); જે (મંત્રો) પૂર્વ કાળમાં હેરબદો[1] (પણ) શિખતા હતા. (વંદીદાદ પર. ૪, ફ૦ ૪૫.)

**દાતરે ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઉમ્ ચૂ અસ્તિ મસ્યો વંઘ્રહો સ્રયો અએતેમ્ દાતેમ્ યિમ વાદ્દાયમ્ જરથુશ્ત્રિ ઉપઇરિ અન્યાઇશ સ્રવાઇશ મસનચ વંઘ્રહનચ સ્રયનચ.**

હે દાદાર! બીજા મંત્રોના કરતાં (બીજી દીનો કરતાં) આ દૈત્યથી જુદો (તથા) જરથોસ્તી નીયમ (એટલે આ દૈત્યથી વેગળી જરથોસ્તી દીન) મહાત્મયના વીષયમાં, ગુણોના વીષયમાં તથા શોભાના વીષયમાં કેટલો વધુ ચઢતો, અધિક શ્રેષ્ટ (તથા) વધુ સોહામણો છે? (પર. ૫, ફ૦ ૨૨.)

**આઅત્ મ્રઑત અહુરો મજ્દાઑ માંનયૅન્ બા સ્પિતમ જરથુશ્ત્ર અએતેમ્ દાતેમ યિમ્ વીદ્દાયૂમ જરથુશ્ત્રિ ઉપઇરિ અન્યાઇશ સ્રવાઇશ્ મસનચ વંઘ્રહનચ સ્રયનચ યથ જ્રયો વૅાઉરૂ-કષૅમ્ ઉપઇરિ અન્યાઇશ આપો.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! જે પ્રમાણે વોઉરૂકષ (નામનો) સમૂદ્ર બીજા પાણીઓ કરતાં વધારે મ્હોટો (છે), તે પ્રમાણે બીજા મંત્રોના કરતાં (એટલે બીજા ધર્મોના કરતાં) આ દેવથી જુદો (તથા) જરથોસ્તી નીયમ, મહાત્મયના વીષયમાં, ગુણોની બાબદમાં તથા શોભાની બાબદમાં જરૂર (વધુ ચઢતો, અધિક શ્રેષ્ટ તથા વધુ સોહમણો છે). (પર. ૫, ફ૦ ૨૩.)

**માંનયૅન્ બા સ્પિતમ જરથુશ્ત્ર અએતેમ દાતેમ્ યિમ્ વીદ્દાયૂમ જરથુશ્ત્રિ ઉપઇરિ અન્યાઇશ સ્રવાઇશ મસનચ વંઘ્રહનચ સ્રયનચ યથ મસ્યાઑ આફ્શ કસયંઘ્રહાંમ્ અપાંમ્ અવિ-ક્રાદઇતિ. માંનયૅન્ બા**

---

[1] અધ્યવરૂઓ, પુરોધીઓ.

**સ્પિતમ જરથુશ્ત્ર અએતૅમ્ દાતૅમ્ યિમ્ વીદેવૂમ જરથુશ્ત્રિ ઉપઇરિ અન્યાઇશ્ સ્રવાઇશ્ મસનચ વઘ્રહુનચ સ્રયનચ યથ મસ્યયાઓ વ- કરેપંઘ્રહાંમ્ વનાંમ્ અઇવિ-વૅરૅન્વઇતિ.**

હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! જે પ્રમાણે ઘણું પાણી થોડ પાણીના કરતાં વધારે આગળ દોડે છે, તે પ્રમાણે બીજા સખુનો કરત (એટલે બીજી દીનો કરતાં), આ દૈત્યથી જુદો (તથા) જરથોસ્તી કાયદો (એટલે આ દૈત્યથી વેગળી જરથોસ્તી દીન) મ્હોટાઇની બાબ દમાં, ખુબીની બાબદમાં તથા શોભાની બાબદમાં ખચીત (વધારે ચઢતો, વધારે સારો તથા વધારે સોહામણો છે).

હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! જે પ્રમાણે એક વધારે મ્હોટું ઝા (બીજા) વધારે નાના ઝાડોને ઢાંકી નાંખે છે, તે પ્રમાણે બીજા સખુને કરતાં (એટલે બીજી દીનો કરતાં), આ દૈત્યથી જુદો (તથા) જરથોસ્તી કાયદો (એટલે આ દૈત્યથી વેગળી જરથોસ્તી દીન) મ્હોટાઇની બાબ દમાં, ખુબીની બાબદમાં તથા શોભાની બાબદમાં ખચીત (વધારે ચઢતો, વધારે સારો તથા વધારે સોહામણો છે). (પર. ૫, ફ૦ ૨૪.

**માંનયૅન્ બા સ્પિતમ જરથુશ્ત્ર અએતૅમ્ દાતૅમ્ યિમ વીદેવૂમ જરથુશ્ત્રિ ઉપઇરિ અન્યાઇશ્ સ્રવાઇશ મસનચ વંઘ્રહુનચ સ્રયનચ યથ ઇમાંમ્ જાંમ્ આચ પઇરેચ બવાવ.**

હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! જે પ્રમાણે (આકાશ) આ જમી નને આસપાસ ઘેરી લે છે, તે પ્રમાણે બીજા મન્ત્રોના કરતાં (એટલે બીજી દીનો કરતાં), આ દૈત્યથી જુદો (તથા) જરથોશ્તી કાયદો મ્હોટાઇના વિષયમાં ગુણોની બાબદમાં તથા શોભાની બાબદમાં જરૂર (વધારે ચઢતો, વધુ સારો તથા વધુ સોહામણો છે.) (પર. ૫, ફ૦ ૨૫.

**......અએષો જી અસ્તિ બએષજનાંમ્ બએષજ્યોતૅમો ય માંથ્રૅમ્ સ્પૅન્તૅમ્ બએષજયો યો નરૂશ્ અષઓનો હચ ઉરૂથ્વાં બિષજ્યાત.**

વૈદ્યોમાંનો સર્વથી ઘણો તંદરોસ્તી આપનાર વૈદ્ય ખચીત તે છે કે જે પવિત્ર માંથ્ર (ભણીને) સારૂં કરનાર વૈદ્ય (છે), કે જે (વૈદ્ય) અષો માણસના ઊરવનથી તેને તનદરોસ્તી આપે છે.

(વંદીદાદ પર. ૭, ફ૦ ૪૪

**પસચએત અવ તા આઇતિ મઘ આઇતિ જસોઇત્ અએષ યા પઇતિ-ઇરિસ્ત આઅત્ ત્રૂમ્ જરથુશ્ત્ર અવ-હિષ્તોઇશ અવ નિશ્તરૅમ્ કરૂષયાઑ અથ ઇમાં વચો દ્રૅનજયોઇશ નૅમસ્ચા યા આરમઇતિશ ઇઝાચા પઇતિશે આધયોઇત્ અએષ યા પઇતિ-ઇરિસ્ત નૅમસ્ચા યા આરૂમઇતિશ્ ઇઝાચા.**

ત્યાર પછી તે મુવેલાંને અડકેલા શખ્સે તે ખાડાઓની નજદીક જવું જોઇએ. હે જરથુશ્ત્ર! તને કશની બહાર રહેવું જોઇએ, (તથા) આ (નીચે જણાવેલા) વચન તારે ભણવા જોઇએ :-"નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇઝાચા."

(ત્યાર પછી) તે મુવેલાંને અડકેલાં માણસે (પણ) "નેમસ્ચા યા આર્મઇતિશ ઇઝાચા" કરીને ભણવું જોઇએ. (પર. ૯, ફ૦ ૧૨.)

**આઅત્ હા દ્રુખ્શ અવાસ્તરૂયત કાંમચિત્ વા વચંઘ્રહાંમ સ્નથાઇ અંઘ્રહે મન્યેઉશ દ્રવતો સ્નથાઇ અએષ્મહે ખ્રૂવીમદ્રઑશ સ્નથાઇ માજઇન્યનાંમ દએવનાંમ સ્નથાઇ વીસ્પનાંમ્ દએવનાંમ્.**

(ઉપર જણાવેલાં) પદોમાંના દરેક પદે (એટલે દરેક પદ ભણે ત્યારે) તે દરૂજ જોર વિનાનો થાય છે. (એ અવસ્તાના પદ) દુષ્ટ હારેમનને મારવાને માટે, (તથા) ભયંકર હથ્યારવાળા એષ્મ દેવને મારવાને માટે, (તથા) માજનદરાનના દેત્યોને મારવાને માટે, (તથા) તમામ દેત્યોને મારવાને માટે (છે). (પર. ૯, ફ૦ ૧૩.)

**ઇમે અએતે વચ યોઇ હૅન્તિ અંઘ્રહે મન્યેઉશ સ્નથૅમ્ ઇમે અએતે વચ યોઇ હૅન્તિ અએષ્મહે ખ્રવીમ-દ્રઑશ સ્નથૅમ. ઇમે અએતે વચ યોઇ હૅન્તિ માજઇન્યનાંમ્ દએવનાંમ્ સ્નથૅમ. ઇમે અએતે વચ યોઇ હૅન્તિ વીસ્પનાંમ્ દએવનાંમ સ્નથૅમ.**

આ વચનો (ગાથાના અમુક ફકરાઓ) જે (છે), તે અંગ્રેમઇન્યુશની (સામેનું) હથ્યાર છે; આ વચનો જે (છે) તે ભયંકર હથ્યાર રાખનાર એશમ (દેત્ય)ની (સામેનું) હથ્યાર છે; આ વચનો જે (છે) તે માજન-દરાનના દેત્યોની (સામેનું) હથ્યાર છે; આ વચનો જે (છે) તે સર્વ દેત્યોની (સામેનુ) હથ્યાર છે.[1] (પર. ૧૦, ફ૦ ૧૬.)

---

૧. મંત્રના મહાત્મ્યનો કાંઈક ઝાંખો ખ્યાલ અત્રે દીધો છે.

**ઇમે અએતે વચ યોઇ હેંન્તિ અવઇંઘ્નહાઑ દ્રુજો અવઇંઘ્નહાઑ નસાવો હમએસ્તારેંમ્ યા હચ ઇરિસ્ત ઉપ જ્વન્તંમ્ ઉપ-દ્વાંસઇતિ ઇમે અએતે વચ યોઇ હેંન્તિ અવઇંઘ્નહાઑ દ્રુજો અવઇંઘ્નહાઑ નસાવો હમએસ્તારેંમ્ યા હચ ઇરિસ્ત ઉપ જ્વન્તંમ્ ઉપ-રએથ્વઇતિ.**

આ વચનો જે (છે) તે આ દરૂજ (તથા) આ નસા (ના દૈત્ય)ની સામે થનાર છે, કે જે મુવેલાંની ઉપરથી જીવતાં ઉપર ધસારો કરે છે. આ વચનો જે (છે) તે આ દરૂજ (તથા) આ નસા (ના દૈત્ય)ની સામે થનાર છે, કે જે મુવેલાંની ઉપરથી જીવતાંને રીમન કરે છે.[1]

(પર. ૧૦, ક૦ ૧૭.)

**પઇતિ અહ્‌માઇ અવષત યો સ્પિતામો જરથુશ્ત્રો. હાવનચ તશ્તચ હઑમચ વચ મજ્દો-ફ્રઑખ્ત મન જય અસ્તિ વહિશ્તંમ્ અન વચ વનાનિ અન વચ અપ-યસાને અન જય હુકેરેંતાઑંઘ્નહે આઇ દુજ્દ અંગ્ર મઇન્યો. દથત્ સ્પેંન્તો મઇન્યુશ્ દથત્ જ્રૂને અકરને ફ્રદથેંન્ અમેંષાઑ સ્પેંન્તા હુખ્ષથ્રા હુધાઑંઘ્નહે.**

અંગ્રમઇન્યુશે જરથુશ્ત્રને પુછયું કે તુ કયાં હથ્યારથી મને મારશે? (ત્યારે) જે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર તેણે તે (અંગ્રમેન્યુશ)ને (નીચે પ્રમાણે) પાછો ઉત્તર આપયો કે, હાવનીમ, તશ્ત, હોમ તથા અહુરમજદના કહેલાં વચનોથી (હું તારી પેદાયશનો નાશ કરી નાખીશ.) (ઉપર જે કહ્યાં તે) મારાં સર્વથી શ્રેષ્ઠ હથ્યાર છે. હે ખરાબ જાણનારા અંગ્રેમઇન્યુશ આ વચનથી (તને) હું મારીશ, આ વચનથી (તારો) હું નાશ કરીશ, આ સારાં બનાવેલાં હથ્યારથી બુરૂં જાણનારા અંગ્રેમઇન્યુશ! (હું તને મારીશ). હદ વિનાના કાળમાં સ્પેન્તોમઇન્યુશે (તે મન્ત્ર) આપ્યો હતો, (અને) સારા બાદશાહ (તથા) સારાં ડહાપણવાળા અમેશાસપંદોએ તે સમજીને ફેળાવ્યો. (પર. ૧૯, ક૦ ૯.)

**...યેંઘ્નહે ઉર્વ માંથ્રૉ સ્પેંન્તો.**

......જેનું (દાદાર અહુરમજદનું) રવાન વૃદ્ધી કરનાર માંથ્ર છે.

(પર. ૧૯, ક૦ ૧૪.)

**નિજ્બ્યોમ માંથ્રૉ સ્પેંન્તો યો અશ-ખ્રેંનાઑ......**

......(અષો જરથુશ્ત્ર કહે છે):—વૃદ્ધી કરનાર માંથ્ર જે પુરતી રીતે

---

૧. અભડાવે છે,

ુર ભરેલા (છે, તેની) હું સ્તુતી કરૂં છું. (પર. ૧૯, ફ૦ ૧૬.)

**પૅરૅસત્ જરથુશ્ત્રો અહુરૅમ્ મઝ્દાંમ્ અહુર મજદ મઇન્યો સ્પૅનિશ્ત ાતરૅ ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઉમ્ કહ્‌માઇ પઐાઇરયો મષ્યાનાંમ અપૅરૅસૅ તૂમ યો અહુરો મઝ્દાઑ અન્યો મન યત્ જરથુશ્ત્રાઇ. કહ્‌માઇ ફ્રદએસયો દએનાંમ્ યાંમ્ આહૂઇરીમ જરથુશ્ત્રીમ.**

જરથુશ્ત્રે અહુરમજદને પુછ્યું (કે), જડ દેશોના હે સર્વથી વધુ ૃદ્ધી કરનાર મીનો, અશો પેદા કરનાર અહુરમજદ! હું જે જરથુશ્ત્ર તે સિવાય તું કે જે અહુરમજદ, (તેણે) માણસોમાંના કયા (માણસ સાથે) પ્રથમ, (ધર્મ વીષે) વાતચીત કીધી (તથા) દીન કે જે અહુરમજદી (તથા) જરથોશ્તી (તે) કોણને તેં શિખાડી? (પર. ૨, ફ૦ ૧.)

**આઅત્ મ્રઑાત્ અહુરો મઝ્દાઑ યિમાઇ સ્રીરાઇ હ્‌વાંથ્વાઇ અષાઉમ્ જરથુશ્ત્ર અહ્‌માઇ પઐાઇર્યો મષ્યાનાંમ્ અપૅરૅસે અઝૅમ યો અહુરો મઝ્દાઑ અન્યો થ્વત્ યત્ જરથુશ્ત્રાત્. અહ્‌માઇ ફ્રદએસએમ્ દએનાંમ્ યાંમ્ આહૂરીમ્ જરથુશ્ત્રીમ્.**

ત્યારે અહુરમજદે કહ્યું, હે અષો જરથુશ્ત્ર! સોહામણા (તથા) સારા ચાકર નોકરવાળા જમશેદને (મેં અહુરમજદી તથા જરથુશ્તિ દીન શીખાડી); તુ કે જે જરથુશ્ત્ર તે સિવાય માણસોમા પ્રથમ, હું જે અહુરમજદ (તેણે) તેની સાથે (જમશેદ સાથે) વાતચીત કીધી; અને દીન જે અહુરમજદી (તથા) જરથુશ્તિ (તે) તેને મેં શીખાડી.
(પર. ૨, ફ૦ ૨.)

**આઅત્ હે મ્રઑામ્ જરથુશ્ત્ર અઝૅમ યો અહુરો મઝ્દાઑ. વીસંઘ્રહ મે યિમ સ્રીર વીવંઘ્રહન મૅરૅતો બૅરૅતચ દએનયાઇ, આઅત્ મે અએમ્ પઇત્યઑાખ્ત યિમો સ્રીરો જરથુશ્ત્ર. નોઇત્ દાતો અહ્‌મિ નોઇત્ ાચરતો મૅરૅતો બૅરૅતચ દએનયાઇ.**

ત્યારે, હે જરથુશ્ત્ર! હું જે અહુરમજદ (તેણે) તેને (જમશેદને) કહ્યું કે, હે વીંઘામના (છોકરા) સોહામણા જમશેદ! ભણેલો થઇને મારી દીનનો ફેલાવો કરનારો તું થા. ત્યારે, હે જરથુશ્ત્ર! આ સુંદર જમશેદે મને પાછો જવાબ આપ્યો કે, ભણેલો થઇને (તારી) દીનનો ફેલાવો કરનારો (થવાને) હું ઇનસાફમાં પ્રવિણ નથી (તથા) હુશ્યાર થયેલો નથી. (પર. ૨, ફ૦ ૩.)

**આઅત્ હે ફ્રઑમ્ જરથુશ્ત્ર અજૅમ્ યો અહુરો મજ્દાઑ યેજિ મે યિમ નોઇત વીવીસે મૅરૅતો બૅરૅતચ દએનયાઇ આઅત મે ગએથાઑ ફ્રાધય આઅત મે ગએથાઑ વૅરૅધય આઅત મે વીસાઇ ગએથનાંમ્ થ્રાતાચ હરૅતાચ અઇવ્યાક્ષ્તચ.**

ત્યારે, અએ જરથુશ્ત્ર! હું જે અહુરમજદ (તેણે) તેને કહ્યું કે, હે જમશેદ! જો (તુ) ભણેલો થઇને મારી દીનનો ફેલાવે કરનારો ન થાએ ત્યારે મારા મુલકોને તું આબાદ કર, ત્યારે મારા મુલકોને તું વધાર, કે તેથી મારા મુલકોનો રક્ષણ આપનાર તથા આબાદ કરનાર તથા ચોકસી કરનાર તું થાય. (પર. ૨, ફ૦ ૪.)

---

## અન્ય ધર્મોની સરખામણીઓ.

नाम लीया उने सब किया. सब शास्त्रका भेद,

बिना नाम नर्के गयें, पढपढ चारों बेद.

કબીર

એટલે, જેણે અહુરમજદનું નામ ઉચર્યું તેણે જે જોઇતું હતું તે સઘળું આટોપ્યું, કારણ કે તેજ શાસ્ત્રોનો ભેદ પામી ગયો છે. અહુરમજદનું નામ ન લેનાર, ભલે ચારે વેદો પઢયો, પણ તે છેવટે નર્ક (દુઃખ)માંજ ગયો! (એવી નામની બલીહારી છે.)

कबीर! हरिके नामसे, कोट बिन टल जाय,

राइ समान वसुदरा. केनक काष्ट जलाय.

એટલે, જેમ એક અગ્નિની ચિંગારી લાકડાના જથ્થાને ભસ્મ કરી શકે છે, તેમ અહુરમજદનું નામ લેવે, કરોડો આફતો ટળી જશે.

सुखमें सुमरन ना करे. दुखमें करे जो याद,[1]

कहे कबीर वो दासकी. कोन सुने फर्याद?

राम नाम तो रत्न हय, जीव जतन करी राख,

जब पडेगी संकटी. तब राखे रघुनाथ.

---

૧. ખુદાનું સ્મરણ.

એટલે, રામનું નામ તો અમૂલ્ય રત્ન છે, જેને જીવની માફક જાળવજે. જ્યારે વિપત્તિ આવી પડશે, ત્યારે તને રામનું નામ બચાવી લેશે.

जप, तप, संयम, साधना, सब सुमरन के मांहि,
कबीर जाने या रामजन, सुमरन सम कछु नाहिं.

જપ, તપ, સ્વકાબુ, સાધના એ સર્વે નામ સ્મરણમાં આવી જાય છે. હું કબીર અને યજદાનનો દરેક ભકત જાણે છે કે નામ યાદ કરવા જેવું બીજું કોઇ બળવાન સાધન (આ કલ્યૂગમાં) નથી.

सुद्ध बिन सुमरन नाहि, भाव बिन भजन नहोय,
पारस बिच पडदा रहा, क्युं लोहा कंचन होय.

એટલે, શુદ્ધ હૈયાં વિના યજદાનની યાદ થાય નહિં. જીગરના હેત વિના તેની ભકિત ન બને. જેમ પારસમણી અને લોઢાંની વચ્ચે કોઇ વસ્તુ હોય ત્યારે લોઢાનું સુવર્ણ નથી થતું, તેમ નામ જે પારસમણી છે, તેની અને જીવની વચમાં દુન્યવી વીષયો આવે, ત્યારે યજદાન સાથે યોગ ન બને!

सुमरन सिद्धि युं करो, जेसे दाम कंगाल,
कहे कबीर बिसरे नांहि, पल पल लेत संभाल.

જેમ એક કંગાલ કંજુસ પૈસાની સંભાળ કરે છે તેમ પળ, પળ યજદાનની યાદ કર અને એક ક્ષણવાર તે યાદ વિસારતો મા.

होठ कंठ हाले नहि, जीभ्या न नाम उच्चार,
गुप्त सुमरन जो खेले, सोहि हंस हमार.

એટલે, હોટ અને કંઠ ન હાલે, જીભથી દાદગરના નામનો ઉચ્ચાર ન નિકળે, તો પણ ગુપ્ત (ભેદી) સ્મરણ ચાલુ રાખે, તેજ સ્મરણ કરનાર ખરો હંસ (સાધુ, ભકત) છે.

राम जपे अनुरागसे, सब दुःख डाले धोय,
विश्वासे तो हरी मीले, लुहा कंचन[1] होय.

---

૧. લોઢાનું સુવર્ણજ બની જાય.

राजा, राना ना बडा, बडा जो सुमरे राम,
ताहि ते जन बडा, जे सुमरे निज नाम.[1]

(કબીર૨૭.)

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायाऽऽत्मनः प्राणमास्थितो योगधारणाम् ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

(ગીતા, ૮, ૧૨-૧૩.)

શરીરના સર્વે દ્વારો બંધ કરીને, મનને હૈયાંની અંદર રોકીને, પ્રાણને મસ્તકમાં ચોટાંડીને, યોગ માટે તૈયારી કરીને, ૐ જે એક અક્ષરવાળો બ્રહ્મ છે તેને જપતાં, મારી (પરમેશ્વર) ઉપર ધ્યાન લગાડીને, જે શરીર છોડીને આગળ જાય છે (ખલ્લે બદન થાય છે), તે સર્વોતમ માર્ગમાં વધ્યો જાય છે.

ओं तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥

(ગીતા. ૧૭-૨૩.)

'ૐ તત સત્' એવે નામે બ્રહ્મ ઓળખાય છે. તેનેથી જુના બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો શરૂ થતા હતા.

प्रणवः (अहं) सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ।

(ગીતા. ૭-૮)

હું (પરમેશ્વર) સર્વ વેદોમાનો ૐકાર (પ્રણવ) છું, આકાશમાં શબ્દ છું અને માનવીની મરદાનગી હું છું.

हत्वा लोकानपीमांस्त्रीनश्नन्नपि यतस्ततः
ऋग्वेदं धारयन्विप्रो नैनः प्राप्नोति किञ्चन

(મનુસ્મૃતિ ૧૧-૨૬૧.)

ઋગવેદ ભણનારો દ્વિજવર્ણ ત્રણે લોકને મારી નાખે અથવા તો ગમે ત્યાં ભોજન કરે, તોપણ તને જરાય પાપ લાગતું નથી.

1. સાકાર રામને ભજનાર કરતાં તે શ્રેષ્ટ છે, જે નીરાકાર ઈશ્વરના નામને ભજે છે.

यथा महांह्रदं प्राप्य क्षिप्तं लोष्टं विनश्यति
तथा दुश्चरितं सर्वं वेदे त्रिवृत्ति मज्जति

(મનુસ્મૃતિ ૧૧-૨૬૩.)

પાણીના મોટા જરામાં નાખેલો માટીનો કકડો જેમ ગળી જાય છે, તેમ ત્રણ વેદ ભણનાર પુરૂષના પણ સર્વે પાપોનો નાશ થાય છે.

वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्र तत्राश्रमे वसन्
इहैव लोके तिष्ठन्स ब्रह्मभूयाय कल्पते

(મનુસ્મૃતિ ૧૨-૧૦૨.)

વેદ (ધર્મ) શાસ્ત્રના ખરા અર્થ જાણનારા પુરૂષ (ચારમાથી) ગમે તે આશ્રમમાં હોય તોપણ, આ લોકમાં જીવન્મુકત થઇને, અહુરમજદને પહોંચવાને (બ્રહ્મ રૂપ થવાને) સમર્થ થાય છે.

---

The word was God.[1] (*Bible.*)

Syllables govern the world. (*John Selden.*)

There is no calamity which right words will not begin to redress. (*Emerson.*)

Words are things; and a small drop of ink
Falling like dew upon a thought, produces
That which makes thousands, perhaps millions
think. (*Byron.*)

The turn of a sentence has decided the fate of many a friendship, and for aught that we know, the fate of many a kingdom. (*J. Bentham.*)

Words are the only things that last for ever.
(*W. Hazlitt.*)

All human speculations have alloy about them—that Word is perfect. All human speculations fail—that Word abideth. (*Punshon.*)

The words of his mouth were smoother than butter, but war was in his heart; his words were softer

---

૧. Logos, અહુનવર, પ્રણવ ઈત્યાદી.

than oil, yet were they drawn swords. *(Psalm, LV, 21.)*

"The word of the spirit which is the word of God." *(St. Paul.)*

Prayer is the pillar of religion and the key of paradise. *(Mahomed).*

# પ્રાર્થના-બંદગીનું બળ અને પરાક્રમ.



**યેંઘ્હે હાતાંમ આઅત યેસ્ને પઇતિ વંઘ્હો મજદાઓ અહુરો વએથા અષાત હચા, યાઓંઘ્હાંમચા તાંસચા તાંઓસ્ચા યજમઇદે.**

હસ્તી ભોગવનારાઓમાં જે કોઇ આરાધના કરવામાં વધારે ભલો (છે), (તેનો) જાણનાર અષોઇને લીધે અહુરમજદ (પોતે છે); તેમનામાંનાં નર તથા નારીઓને અમે વખાણીએ છીએ. (હાવન ગેહ ક૦ ૧૦.)

**નૅમસે-તે અહુર મજદ, નૅમસે-તે અહુર મજદ. નૅમસે-તે અહુર મજદ, થ્રીશચિત પરો અન્યાઇશ દામાંન નૅમો વો અમેષા સ્પેન્તા વીસ્પે હવરે-હજ્ઓષાઓ. અએતત જહાત અહુરેમ મજદાંમ, અએતત અમેષે-સ્પેન્તે, અએતત અષઓનાંમ ફ્રવષીશ, અએતત વયાંમ દરેઘા-ખધાતૅમ.**

હે અહુરમજદ! (તારી) બીજી સૃષ્ટિની પૂર્વે ત્રણ વેળાએ તને નમન (હોજો)! હે અમેષાસ્પંદો! તમને નમન (હોજો)! તમે (જે) સઘળા ખુરશેદ ચજદની સાથે એકજ મરજી રાખનારા[1] (છો). આ (નમસ્કાર જે હું કરૂં છું તે) અહુરમજદને પહોંચો! આ (નમસ્કાર) અમશાસ્પંદોને પહોંચો! આ (નમસ્કાર) અષો (લોકો) નાં ફ્રોહરોને પહોંચો! આ (નમસ્કાર) લાંબા કાળના પેદા કીધેલા મીનો રામને પહોંચો. (ખારશેદ નિયાયશ ક૦ ૧.)

**તૅમ અમવન્તૅમ યજતૅમ સૂરૅમ દામોહુ સેવિશ્તૅમ મિથ્રૅમ યજાઇ જઓથ્રાબ્યો, તૅમ પઇરિ-જસાઇ વન્તચ નૅમંઘ્હચ; તૅમ યજાઇ સુરૂ-**

1. એકાકાર વૃત્તિવાળા.

**ન્વત્ યસ્ન મિથ્રૅમ્ વૉઉરૂ-ગઑયઓઇતીમ્, જઑથ્રાબ્યો મિથ્રૅમ્ વૉઉરૂ-ગઑયઓઇતીમ્ યજમઇદે.**

તે હિમ્મતવાળો (તથા) શુરો મેહેર યજદ, (જે) (સર્વ) સૃષ્ટિમાં સર્વથી વધુ લાભકારક, (તેને) ક્રિયાની ભેટોથી હું ઇજું,[1] પ્યાર તથા નમનથી તેની આસપાસ હું જાવું; (પશ્ચાત); યજશ્નીથી બોહળાં ક્ષેત્રવાળા[2] મેહેર યજદને હું ઇજું, બોહળાં ક્ષેત્રવાળા મેહેર યજદને ક્રિયાની ભેટોથી અમે ઇજયે છીએ. (મેહેર નિયાયશ ફ૦ ૧૫.)

**નૅમો આઑંઘ્રહાંમ્ અસંઘ્રહાંમચ, ષોઇથ્રનાંમચ, ગઑયઑઇતિનાંમચ, મએથનનાંમચ અવો-ખ્રૅનનાંમચ, અપાંમચ, જૅમાંમચ, ઉર્વરનાંમચ, અંઘ્રહાઑસ્ચ જૅમો, અવંઘ્રહેચ અષ્નો, વાતહેચ અષઑનો, સ્ત્રાંમ્, માઑંઘ્રહો, હ્વૂરો, અનઘ્રનાંમ્ રઑચંઘ્રહાંમ્, ખધાતનાંમ્, વીસ્પનાંમચ સ્પૅન્તહે મઇન્યેઉશ દામનાંમ્, અષઑનાંમ્ અપઑનિનાંમચ અષહે રથ્વાંમ્.**

નમન (હોજો) આ જગ્યાઓને, શેહેરોને, ખેતરની જગ્યાઓને, રેહવાના ઘરોને, પાણીના અભાડાઓને, પાણીઓને, જમીનોને, ઝાડપાનોને, આ પૃથ્વિને, પેલાં આસ્માનને, પવિત્ર પવનને, તારાઓને, ચંદ્રમાને, સૂર્યને, સૃષ્ટિના અનહદ ઝમકારાઓને, સ્પેનામીનોની સર્વ પેદાયશોને, (તથા) અષોઇના સરદારો (જે) અષો નર તથા અષો નારી (એ સર્વને નમન હોજો!) (નમસ્કાર ચાર દિશાનો.)

**દસ્ત અમૅમ્ વૅરેથ્રઘ્નૅમચ, દસ્ત ગેઉશ ખાથ્રો-નહીમ્, દસ્ત નરાંમ્ પૉઉરૂતાતૅમ્, સ્તાઘ્નિનાંમ્ વ્યાખ્નનાંમ્, વનતાંમ્, અવનૅમ્નનાંમ્, હુથ્ર-વનતાંમ્ હમૅરેથે, હુથ્ર-વનતાંમ્ દુશ-મઇન્યુશ, સ્તેરપતાંમ્, ચિથ્ર-અવંઘ્રહાંમ્. યજત પૉઉરૂ ખ્રૅનંઘ્રહ, યજત પૉઉરૂ-બએષજ ચિથ્ર વો બુયારૅશ મસાંનાઑ, ચિથ્ર વો જવનો-સવો. ચિથ્રૅમ્ બોઇત વૂજૅમચિત ખ્રૅનો યજૅમ્નાઇ આપો દાયત.**

હે પુર ખોરેહવાળા યજદો! હે પુર્ણ તંદોરસ્તી આપનારા યજદો! (તમે) (મને) હિમ્મત તથા જય આપો, ગાયઢોરની વૃદ્ધિ દો; મજબુત, સભામાં બેસનારા, (દુષ્ટ સૃષ્ટિને) હણનારા, માર ન ખાય એવા હરીફોને ઝટ મારનારા, શત્રુઓને તાબડતોબ તોડનારા, સદા આનંદ

---

૧. ભજું. ૨. Lord of vast spaces.

આપનારા (તથા) જાહેર રીતે મદદ કરનારા માણસોનું ટોળું (મને) દો. તમારેથી મોટાઇ પ્રગટ થજો! ક્રિયાના લાભ (અથવા બંદગી કીધાથી હાસેલ થતા ફાએદા) તમારેથી પ્રગટ થજો! (અહો યજદો!) પાણીઓને ઇજનાર માટે જાહેર રીતે (અને) અવશ્ય, તમે ખુરેહ આપો.

(માહ નિયાયશ ક૦ ૧૦.)

**આપો ગાતવ રામોઇધ્વેંમ્, યવત જઓત યજાઇતે. કથ જઓત ખ્સાત વચ આપો વંઘુહિીશ યજાઇતે; કુથ બવાત હિતો-હિજવાઓ, યેજિ અન્-અર્થે યજાઇતે, કુથ વાચો અવિ-બ્રુત, યાં હે ચખ્સે અઓંથ્ર-પઇતિશ. કુથ તાઓ ક્યો બવાંન, કુથ તાઓ ઇધુદો બવાંન, કુથ તાઓ રાતયો બવાંન્, યાં અહુરો મજદાઓ જરથુશ્ત્રાઇ ફ્રવવચ, ફ્રા જરથુશ્ત્રો ગએથાબ્યો અસ્તવઇતિબ્યો.**

**અવજસ્તીમ્ પઉર્વાંમ્ આપો જઇધ્યોઇશ જરથુશ્ત્ર, પસ્ચએત અઇવ્યો જઓથ્રાઓ ફ્રબરોઇશ યઓજ્દાતાઓ, દક્ષ-પઇરિશ્તાઓ, ઇમાં વચો ફ્રસ્ર.**

હે પાણીઓ! જ્યાં સુધી જોતી (તમને) વંદે (ત્યાં સુધી) (તમારી) જગ્યાએ તમે ખુશી થાઓ. શીખેલી વાણીથી[1] જોતી કેવી રીતે ભલાં પાણીઓને ભજે (અથવા વખાણે)? (અગર) જો (તે જોતી) ધોરણ વિરૂદ્ધ (પાણીઓને) ઇજે તો, કેવી રીતે (તેની) જીભ બાંધેલી થાય? જે (મન્ત્રો) હેરઅદે તે (જોતી) ને શીખાડયા (તે) મન્ત્રો કેવી રીતે તે વાપરે? તે ભક્તિ કેવી રીતે થાય? તે ઉપકાર કેવી રીતે ફેરવવામાં આવે? તે (ભેટ) કેવી રીતે થાય (એટલે કરવામાં આવે), જેને વીષે અહુરમજદે (પેગમ્બર) જરથુશ્ત્રને કહ્યું હતું, (અને) (અષો) જરથુશ્ત્રે જડ દુનિયાની પ્રજાઓને જાહેર કર્યું? હે જરથુશ્ત્ર! પ્રથમ (તારે) પાણીઓને વિનંતી કરવી જોઇએ; ત્યાર પછી (તે) પાણીઓને માટે પવીત્ર (તથા) જ્ઞાની પુરૂષે તપાસેલી જોર તારે લઇ જવી જોઇએ, પછી આ મન્ત્રો તું ભણ. (આવાં અરદ્વીસુર નિયાયશ ક૦ ૯-૧૦.)

**યસ્નેંમચ વહ્મેંમચ, હુબેંરેંતીમચ ઉશ્ત-બેંરેંતીમચ, વન્ત-બેંરેંતીમચ આફ્રીનામિ, તવ આતર્શ પુથ્ર અહુરહે મજદાઓ. યેસ્ન્યો અહિ વહ્મ્યો, યેસ્ન્યો બુયાઓ વહ્મ્યો ન્માનાહુ મશ્યાકનાંમ. ઉશ્ત બુયાત્**

૧. ધર્મ ક્રિયાના નિર્મિત ધોરણ અને માંત્રથી.

**અહ્માઇ નઇરે, યસ થ્વા બાધ્ર ક્રાયજાઇતે, અએસ્મો જસ્તો, બરેસ્મો-જસ્તો, ગઓ-જસ્તો, હાવનો-જસ્તો.**

અહુરમજદના પુત્ર હે આતશ! ભલી ઇજશ્નેને, આરાધનાને, સારી ભેટને, તંદોરસ્તી આપનારી ભેટને, તથા મીત્રાચારી ભરેલી ભેટને હું વખાણું છું. (હે આતશ!) (તું) ઇજવા લાયક (તથા) આરાધનાને લાયક છે; માણસોનાં ઘરોમાં (તુ) ઇજવા લાયક (તથા) આરાધનાને લાયક થજે! જે (માણસ) હાથમાં એસમ[1] લઇને, હાથમાં બરસમ[2] લઇને, હાથમાં જીવામ[3] લઇને (તથા) હાથમાં હાવનીમ[4] લઇને તને નિત્ય ભજે, તે માણસને મોટાઇ (અથવા સુખાકારી) હોજો!

(આતશ નિયાયશ ફ૦ ૧)

**ઉજયેઇરિનેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે. જઓતારેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે, હાવનાનેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; આતરેવક્ષેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; ફ્રબરેતારેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે, આબેરેતેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે, આસ્નતારેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; રથ્વિશ્કરેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; સ્રઓષાવરેજેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે.**

અષોઇના સરદાર અષો ઉજીરનને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો જોતીને અમે વખાણીએ છીએ, અષોઇના સરદાર અષો હાવનાનને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો આતરવક્ષિને અમે વંદયે છીએ; અષોઇના સરદાર અષો ફ્રબરેતરને અમે સ્તવ્યે છીએ; અષોઇના સરદાર અષો આબેરેતરને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો આસ્નાતરને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો રથ્વિશ્કરને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો સ્રઓષાવરેજનું અમે સ્તવન કર્યે છિએ.

(ઉજીરન ગેહ ફ૦ ૫.)

**અઇવિસ્રૂથ્રેમેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; અઇબિગાઇમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે; થ્વાંમ આતરેમ અહુરહે મજદાઓ પુથ્રેમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે, અસ્મન હાવન અષહે રતવો**

૧. બળતન. ૨. ઝાડની સળી. ૩. દુધ. ૪. હોમ છુંદવાની ખાણી. ૫. અત્રે ૮ પ્રકારના ધર્મગુરૂઓના નામો આપ્યાં છે.

**યજમઇદે; અયંઘ્નહુએન હાવન અષહે રતવો યજમઇદે; હુધ-જઍાથ્રૅમ હુધ-અઇવ્યાઑંઘ્નહુનૅમ્ ઇમત્ બરૅસ્મ, અષય ફ્રસ્તરૅતૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે, આપ ઉર્વઇરે યજમઇદે; અઑઉર્વતાંમ્ ઉરૂને અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે.**

અષોઇના સરદાર અષો અઇવિસ્રૂથ્રેમને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર (તથા) જીંદગીનું રક્ષણ કરનાર અષો (અઇવિસ્રુથૅમ)ને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અહુરમજદના પુત્ર અષો આતશ તને અમે વખાણીએ છીએ, પત્થરની હાવનીમ (જે) અષોઇની ઉપયોગી વસ્તુઓ (તેમને) અમે વખાણીએ છીએ, લોહાંની હાવનીમ (જે) અષોઇની ઉપયોગી વસ્તુઓ (તેમને) અમે વખાણયે છીએ; જોર સાથની (તથા) અઇવ્યાઓંઘન્ સાથની (તથા) અષોઇથી પાંથરેલી આ બરસમ, (જે) અષો (તથા) અષોઇની ઉપયોગી વસ્તુઓ (તેને) અમે વખાણીએ છીએ; પાણી તથા વનસ્પતીને અમે વખાણીએ છીએ; રવાનને માટેની પૂર્ણતા (જે) અષો (તથા) અષોઇની સરદાર (તેને) અમે વખાણીએ છીએ. (અઇવિસ્રુથ્રેમ ગેહ ક૦ ૫.)

**ફ્રાદત્-વીસ્પાંમ્-હુજ્યાઇતીમ્ અષવનૅમ્ અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રૅમ્ અષવનૅમ અષહે રતૂમ્ યજમઇદે; માંથ્રૅમ સ્પૅન્તૅમ્ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; ગેઉશ ઉર્વાનૅમ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે, જરથુશ્ત્રોતૅમૅમચ અષવનૅમ અષહે રતૂમ યજમઇદે; જરથુશ્ત્રૅમ્ અષવનૅમ અષહે રતૂમ્ યજમઇદે.**

અષોઇના સરદાર અષો ફ્રાદત-વીસ્પામ હુજ્યાઇતિને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો જરથુશ્ત્રને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો, વૃદ્ધી કરનાર માંથ્રને અમે યાદ કરીએ છીએ; અષોઇના સરદાર ગ્રહિના જવાહીરને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો દસ્તુરાંન દસ્તુરને અમે વખાણીએ છીએ; અષોઇના સરદાર અષો જરથુશ્ત્રને અમે યાદ કર્યે છીએ.

(અઇવિસ્રુથ્રેમ ગેહ ક૦ ૬.)

**યેજિ વપિ જરથુશ્ત્ર અવાઑ ત્બએષાઑ તઉર્વયો, દએવનાંમ્ મષ્યાનાંમચ, યાથ્વાંમ પઇરિકનાંમચ, સાથ્રાંમ ક્ઓયાંમ કરફ્નાંમચ, મઅ્યનાંમચ બિજંગ્રનાંમ, અષૅમઑઘનાંમચ, બિજંગ્રનાંમ, વૅહ્ર્ક-**

**નાંમચ ચથ્વરે-જંઅનાંમ હએનયાઑસ્ચ પૅરેથુ-અઇનિકયાઓ, પૅરેથુ-દ્રફ્ષયાઓ, ઍરેધ્વો દ્રફ્ષયાઓ ઉજ્ગૅરેપ્તો દ્રફ્ષયાઓ, ખ્રૂરેમ દ્રફ્ષૅમ બરેન્તયાઓ, અથ ઇમાઓ નામૅનીશ દ્રૅનજયો, ફ્રગ્રવ વીસ્પાઇશ અયાંન્ચ ક્ષફ્નસ્ચ.**

હે જરથુશ્ત્ર! તું ચાહે કે આ ખરાબીઓ (કે જે) દેવ્યોની, (ખરાબ) માણસોની, જાદુગરોની, પરીઓની, જુલમગારોની, કીકોની, કરપોની, બે પગના સાંપોની (એટલે સાંપના ખવાસના માણસોની), બે પગવાળા આશ્મોગોની, ચાર પગવાળાં વરૂઓની, (તથા) પુષ્કળ પલટનવાળાં, પહોળા વાવટાવાળાં, ઉંચ વાવટાવાળાં, ઉંચ પકડેલા વાવટાવાળાં તથા ઘાતકી વાવટો લઇ જનારાં સૈન્યોની (એ સર્વેની ખરાબીઓને) તોડનારો (થાય), તો આ નામો મનમાં સ્મરણ કરનારો (થઇને), દરેક દિવસ તથા રાત્રીએ તુ મોટે શબ્દે ભણ.

(હોરમજદ યશ્ત ક૦ ૧૦-૧૧.)

**યસ્ચ મે અએતહ્મિ અંઘ્રહ્વો યત્ અસ્તવઇન્તિ સ્પિતમ જરથુશ્ત્ર, ઇમાઓ નામૅનીશ દ્રૅનજયો ફ્રગ્રવ, પઇતિ વા અસ્નિ પઇતિ વા ક્ષફ્ને. ફ્રગ્રવ ઉસ વા હિશ્તો, ની વા પઇધ્યમ્નો; ની વા પઇધ્યમ્નો, ઉસ વા હિશ્તો; અઇવ્યાઑંઘ્રહનૅમ વા અઇવ્યાઑંઘ્રહયમના અઇવ્યા-ઑંઘ્રહનૅમ વા બ્રજયમ્નો; ફ્રા વા પ્રસ હચ ગાતઑત, ફ્રા વા પ્રસ હચ જન્તઑત, ફ્રા વા પ્રસ હચ દંઘ્રહઑત, અવ જસ દઙ્હુમ આ. નોઇત હિમ નર, અંઘ્રહે અયાંન, નોઇત અંઘ્રહાઓ ક્ષપો, અઑબ્મો ફુતહે, દ્રૂક્ષ મનંઘ્રહો અવસ્યાત. નોઇત અકવો. નોઇત ચકવો, નોઇત ઇષવો, નોઇત કરેત નોઇત વજ્રર, નોઇત વીસૅન્તિ અસાનો અવસ્યાત.**

અહો સ્પીતમાન જરથુશ્ત્ર! જે મનુષ્ય આ જડ જગતમાં આ મારાં નામો યાદ કરનારો (થઇને) દરેક દિવસ તથા દરેક રાતે મોટે સ્વરે ભણે,—ઉઠતાં અથવા બેસતાં, બેસતાં અથવા ઉઠતાં, કુશ્તી બાંધતાં અથવા કુશ્તી છોડતાં, (પોતાની) જગ્યાથી બાહર નીસરતાં, કસ્બામાંથી બાહર જતાં (તથા) (કોઇ બીજા) દેશ તરફ જતાં, મોટેથી ભણે,—તો તે માણસને તે દિવસે (તથા) તે રાત્રે (એટલે જ્યારે પણ તે ભણે ત્યારે) ઘાતકી મનનો એશમ[2] (નામનો) દરૂજ નુકસાન ન કરે, ન

૧. ખુદાના નામ સ્મરણનો મહિમા. ૨. ક્રોધનો દેવ.

આંકડા (અથવા ભોકવાનાં હથ્યાર), કે ન ગોફણો, કે ન ભાલા, કે ન તલવારો, કે ન ગદા,[1] કે ન પથરા (તે માણસને) લાગીને ઇજા કરે.

(હોરમજદ યશ્ત ક૦ ૧૬, ૧૭.)

**અષાઅતચા હચા વંઘ્રહેઉશચા મનંઘ્રહો, વંઘ્રહેઉશચા ક્ષથ્રાત્, સ્તઑતાઇશ થ્વાત્ અહુરા સ્તઑતોઇબ્યો, અઇબી ઉખ્ધા થ્વાત્ ઉખ્ધોઇબ્યો, યસ્ના થ્વાત્ યસ્નોઇબ્યો.**

હે અહુરમજદ! તારી અષોઇ, સુમતિ તથા ઉત્તમ બાદશાહીને લીધે તારી સ્તુતિ બીજી સર્વ સ્તુતિ કરતાં વધુ ચઢતી છે, તારી કીર્તિનાં ગાનો બીજાં બધાં કીર્તિનાં ગાનો કરતાં વધુ શ્રેષ્ઠ છે, તથા તારી આરાધના બીજી સઘળી આરાધના કરતાં વધુ ઉત્તમ છે.

(મોટી હપ્તન યશ્ત ક૦ ૧, ફ૦ ૧૦.)

**અથ્રા થ્વા આથ્રો વૅરૅજૅના પઑઉરૂયે પઇરિ-જસામઇદે, મજદા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પેનિશ્તા.**

(ભણનાર કહે છે) આ આતશની મારફતે, અહો સર્વથી વૃદ્ધી કરનાર મીનો અહુરમજદ! સર્વથી પ્રથમ (અમે) તને અને તનેજ પહોંચ્યે છીએ. (મોટી હપ્તન યશ્ત ક૦ ૨, ફ૦ ૧.)

**ઉર્વાજિશ્તો હ્વો ના યાતાયા, પઇતી-જમ્યાઑ આતરે મજદાઑ અહુરહ્યા, ઉર્વાજિશ્તહ્યા ઉર્વાજયા નાંમિશ્તહ્યા નૅમંઘ્રહ્યા નાઑ, મજિશ્તાઇ યાઑંઘ્રહાંમ્ પઇતી-જમ્યાઑ.**

(તે) માણસ પોતે (આ) શક્તિથી (એટલે આતશની મારફતે અહુરમજદને ભેટયાથી) ઘણોજ આનંદમય થાય (છે). અહો અહુરમજદના આતશ! સર્વથી અધિક ખુશાલીવાળાની ખુશાલીથી (તથા) સર્વથી વધુ નામાંકિત ભક્તિથી (તુ) અમને પહોંચ, કાર્યોમાંના સર્વથી મોટાં (કાર્ય)ને[2] માટે તુ (અમને) પહોંચ. (મોટી હપ્તન યશ્ત ક૦ ૨, ફ૦ ૨.)

**વૉહૂ થ્વા મનંઘ્રા, વૉહૂ થ્વા અષા, વંઘ્રહુયાઑ થ્વા ચિસ્તોઇશ શ્યઑથ્નાઇશ્ચા, વચેબીશ્ચા પઇરિ-જસામઇદે.**

(અહો અહુરમજદ!) તને ભલાં મન વડે, તને ભલી અષોઇ વડે, તને ભલાં ડહાપણનાં કાર્યથી તથા વાણીથી અમે પહોંચ્યે છીએ.

(મોટી હપ્તન યશ્ત ક૦ ૨, ફ૦ ૪.)

---

૧. ગુરજ; ડાંગ. ૨. તારા સાક્ષાત્કાર, તારી પ્રત્યક્ષ ભેટ.

**સ્તુતો ગરે વહ્મેંગ્ અહુરાઇ મઝ્દાઇ, અષાઇચા વહિશ્તાઇ, દદેમ-હિચા, ચીષ્મહિચા, આચા આવએદયમહી. વૉહૂ ક્ષથ્રૅમ્ તોઇ મઝ્દા અહુરા અપએમા વીસ્પાઇ યવે, હુક્ષથ્રસ્ત્ ને ના વા નાઇરી વા, ક્ષએતા ઉબોયો અંઘહ્વો હાતાંમ્ હુદાસ્તૅમા.**

(દાદાર) અહુરમજદને તથા અર્દીબેહસ્તને વખાણ સાથની તથા માન સાથની આરાધના અમે અર્પણ કરીએ છીયે, અમે કબુલ રાખ્યે છીયે, તથા જાહેર કરીએ છીયે. અહો અહુરમજદ! તારી ઉત્તમ રાજ્ય સત્તાને સદા અને સદાકાળ પર્યંત અમે પહોંચ્યે. બન્ને દુનિયામાં[1] હસ્તી ભોગવનારાઓમાં, અહો સર્વથી વધુ જ્ઞાની રાજા! અમે નર તથા નારીને માટે (તુ) સારો મહીપતી[2] (છે). (મોટી હફ્તન યશ્ત ક૦ ૭, ફ૦ ૧.)

**નૅમો વૉહુ, નૅમો વહિશ્તૅમ્, જરથુશ્ત્ર ગએથાબ્યો, તત દ્રવતો દ્રવતાંમ્ ઉર્વતો પઇતિ-દારૅશ્ત; તત દ્રવતો દ્રવઇત્યાઑસ્ચ અષિ, ઉષિ, કરૅન, ગવ, ઝરૅથ, જફ્રે દૅરૅઝ્વાંન પઇરિ-ઉર્વઅરતૅમ્ યત નૅમો વૉહુ અશ્રવીમ્ અત્મએષૅમ નઇરે હાંમ-વરૅતિશ્ દ્રુજો વારૅથ્મ દારૅશ્ત.**

હે જરથુશ્ત્ર! દુનિયાની પ્રજાઓને કાજે ભક્તિ (બંદગી) સારી (છે); બંદગી સર્વથી શ્રેષ્ઠ (છે). તે દ્રવંદોમાંના જોરાવર દ્રવંદની વિરૂદ્ધ એક બચાવ (છે); તે નર દ્રવંદની તથા માદા દ્રવંદની (એટલે દુષ્ટ માણસ તથા બાઇડીની) આંખ, હુશ્યારી (તથા) કાનને આસપાસ ઢાંકી નાખનારી (છે), (તથા) તેમના હાથ, પગ (તથા) મોઢાંને સારૂં બેડી સમાન (થાય છે). જે ભક્તિ સંપૂર્ણ, ખરાં દીલથી કીધેલી (તથા) નિચ નિદ્રાથી દૂર (તે) માણસને માટે એક રક્ષણ (છે), દ્રુજની[3] (સામે) એક ઢાલ (છે), (તથા) (તે દ્રુજને) હઠાવનાર (છે).

(સરોષ યશ્ત હાદોખ્ત ક૦ ૧.)

**યસ્ચ જરથુશ્ત્ર, ઇમત ઉખ્ધેમ્ વચો ફ્રવઑચાત, ના વા નાઇરિ વા, અષ-સર મનંઘહ, અષ-સર વચંઘહ, અષ-સર શ્યઑથ્ન, મસો વા આપો, મસો વા થ્વએષો, ક્ષપો વા તાંથ્રયાઑ અઇપિ-દ્વાંનરયાઑ, અપાંમ્ વા નાવયનાંમ્ પઇતિ પૅરૅતૂથ. પથાંમ્ વા પઇતિ વીચરનાઑ. નરાંમ્ વા અષઑનાંમ્ હન્જમનાઇશ, દ્રવતાંમ્ વા દએવયસ્નનાંમ્ હનદરનાઇશ.**

---

૧. દ્રષ્ય તેમજ અદ્રષ્ય. ૨. શાહ. ૩. જુઠાઇના દૈત્ય.

**કહ્મિ કહ્મિચિત્ વા અઇપ્યનાંમ્; કહ્મિ કહ્મિચિત્ વા અરથ્યનાંમ્ થ્વએષો બ્વિવાઓ; નોઇત્ દિમ્ યવ અંઘ્રહે અયાંન્, નોઇત્ અંઘ્રહાઓ ક્ષપો, દ્રવાઓ જરૅતો જરનુમનો જજરાનો, અષિબ્ય અવ-સ્પશ્તિચિન અવિ અવ-સ્પષ્નઓત્; નોઇત્ ગધહે વજ્રો-વાંથ્વ્યેહે ત્બએષો ક્રાંશ્તિચિન ક્રાષનુયાત્.**

અહો જરથુશ્ત્ર! જે કોઇ પુરૂષ અથવા સ્ત્રી, આ બંદગીનો શબ્દ (એટલે અહુનવર) અતિશય અષોઇવાળાં મનથી, અતિશય અષોઇવાળાં વચન વડે (તથા) અતિશય અષોઇવાળાં કાર્ય સાથે ભણે.

(કયે સમયે ભણે તે વિષે નીચે જણાવે છે) ઘણાં પાણીમાં અથવા મોટી ધાસ્તીમાં અથવા ધુમસવાળી અંધારી રાત્રીએ અથવા નદીનાં પાણીના પુલ ઉપર, અથવા રસ્તાઓમાંના આડા ટીડા રસ્તાઓ ઉપર, અથવા અષો માણસોની સભાઓમાં, અથવા દ્રવંદોની અથવા હત્યોને ભજનારાઓની મંડળીઓમાં, અથવા આફતોમાંની કોઇ પણ (આફતને ટાંકણે), અથવા કવખતમાંના કોઇએ (કવેળાએ), (જો કોઇ) ભયમાં (આવી પડેલો હોય), (અથવા) ડરેલો (હોય), (અને જો અપોક અને શ્રદ્ધાથી અહુનવર ઉચરે તો), તેને તે દહાડે (અથવા) તે રાત્રીએ (જ્યારે સ્મરે, ભણે ત્યારે), કોઇએ દ્રવંદ, જુલમગાર, દુઃખ દેનાર, (અથવા) ઇજા કરનાર (પોતાની) બે આંખોથી નજરે દેખી ન શકે; (તથા) જોરાવર ટોળકીવાળા, લુટારાની ખરાબી આગળ વધીને (તે અહુનવર ભણનારને) પહોંચી ન શકે. (સરોષ યશ્ત હાદોખ્ત ક૦ ૪.)

**કેહ્રૂપૅમ્ સઓષહે અષ્યેહે યજમઇદે; કેહ્રૂપૅમ્ રષ્નઓશ રજિશ્તહે યજમઇદે; કેહ્રૂપૅમ્ મિથ્રહે વોઉરૂ-ગઓયઓઇતોઇશ યજમઇદે; કેહ્રૂપૅમ્ વાતહે અપઓનો યજમઇદે; કેહ્રૂપૅમ્ દએનયાઓ વંઘ્રહુયાઓ માજ્દયસ્નોઇશ યજમઇદે; કેહ્રૂપૅમ્ અરૂશ્તાતો ફ્રાદત્-ગએથયાઓ વરેદત્ ગએથયાઓ સંધા-ગએથયાઓ યજમઇદે; કેહ્રૂપૅમ્ અષોઇશ વંઘ્રહુયાઓ યજમઇદે; કેહ્રૂપૅમ્ ચિસ્તોઇશ વંઘ્રહુયાઓ યજમઇદે; કેહ્રૂપૅમ્ રજિશ્તયાઓ ચિસ્તયાઓ યજમઇદે; કેહ્રૂપૅમ્ વીસ્પએષાંમ્ યજતનાંમ્ યજમઇદે; કેહ્રૂપૅમ્ માંથ્રહે સ્પૅન્તહે યજમઇદે; કેહ્રૂપૅમ્ દાતહે વીદએવહે યજમઇદે; કેહ્રૂપૅમ્ દરેઘયાઓ ઉપયનયાઓ યજમઇદે; કેહ્રૂપૅમ્ અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્ યજમઇદે; કેહ્રૂપૅમ્ અહ્માકૅમ્ સઓષ્યન્તાંમ્ યત્ બ્વિપઇતિશ્તનાંમ્ અપઓનાંમ્ યજમઇદે; કેહ્રૂપૅમ્**

**વીસ્પયાઓ અષઓનો સ્તોઇશ યજમઇદે.**

અષો (સરોષ) યજદનાં શરીરને અમે વખાણીએ છીયે; સર્વથી વધુ સત્યવાદી રશ્ને (યજદ)નાં શરીરને અમે વંદયે છીયે; પોહળાં ક્ષેત્રવાળા મેહર (યજદ)ની અમે સ્તુતી કર્યે છીયે; અષો ગોવાદ (યજદ)નાં શરીરને અમે વખાણ્યે છીયે; ભલી માઝ્દયસ્નની દીનના મૂખ્ય વીષયોને અમે સ્તવ્યે છીયે; જગતની વૃદ્ધી કરનાર, દુનિયાની આબાદી કરનાર, તથા દુનિયાંને લાભકારી આસ્તાદ (યજદ) નાં શરીરને અમે વખાણીએ છીયે; અશિશવંઘના શરીરને અમે વંદયે છીયે; સારા જ્ઞાનના મૂખ્ય વીષયોનું અમે સ્તવન કર્યે છીયે; સર્વથી સત્ય જ્ઞાનના મૂખ્ય વીષયોનું અમે વંદન કર્યે છીયે. સઘળા યજદોનાં શરીરોને અમે વખાણીએ છીયે; માંથ્ર સ્પેન્તના મૂખ્ય વીષયોને અમે વખાણીએ છીયે; દેત્યથી નિરાળા ધારાના (એટલે વંદીદાદ'ના) મૂખ્ય વીષયોને અમે વખાણીએ છીયે; લાંબા કાળના જુના રેવાજના મૂખ્ય વીષયોને અમે વખાણીએ છીયે; અમેષાસ્પંદોનાં શરીરને અમે ભજ્યે છીયે; અમને કલ્યાણકારી અષો માણુસોનાં શરીરને અમે વખાણીએ છીયે; અષો (અહુરમજદ) ની સકળ ઉત્તપત્તિના મૂખ્ય વીષયોને અમે વંદયે છીયે.

(સરોષ યશ્ત હાદોખ્ત ક૦ ૨૧–૨૨)

**સ્રઓષૅમ અષીમ્ હુરઓધૅમ વૅરૅથ્રાજનૅમ ફ્રાદત–ગએથૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે. યિમ યઝત હુઓમો ફ્રાષ્મિશ્, બએષજયો, સ્રીરો, ક્ષથ્રયો, જઇરિ–દોઇથ્રો, બરૅજિશ્તે પઇતિ બરૅઝહિ હરઇત્યો પઇતિ બરૅજયાઓ.**

સુશોભિત, વિજયી, દુનિયાની વૃદ્ધી કરનાર (તથા) પવિત્ર સરોષ (યજદ) (જે) અષો (તથા) અષોઇનો મૂખી, (તેને) અમે આરાધ્યે છીયે, જેને આબાદી કરનાર, તંદોરસ્તી આપનાર, સોહામણા, હકુમત કરનાર (તથા) સોનેરી આંખવાળા હોમ યજદે અલબુર્જ પહાડની સર્વથી ઉંચ ટોંચ ઉપર ભજ્યો. (સરોષ યશ્ત રાતની વડી ક૦ ૮. ક૦ ૧.)

**વૅરૅથ્રઘ્નૅમ અહુરધાતૅમ યજમઇદે. પૅરૅસત જરથુશ્ત્રો અહુરૅમ મજદાંમ, અહુર મજદ મઇન્યો સ્પૅનિશ્ત, દાતરે ગએથનાંમ અસ્ત્વઇતિનાંમ અષાઉમ. કવ અસ્તિ વૅરૅથ્રઘ્નહે અહુરધાતહે નાંમ–અજ્બાઇતિશ્ કવ ઉપ-સ્તૂઇતિશ્, કવ નિસ્તૂઇતિશ્.**

૧. વી-દએવો-દાત્.

અહુરમજદના પેદા કીધેલા બેહરાંમ (યજદ) ને અમે યાદ કર્યે છીએ. જરથુશ્ત્રે અહુરમજદને પુછયું કે, જડ જગતના અહો સર્વથી ઉત્તમ વૃદ્ધી કરનાર મીનો, અષો સૃષ્ટા અહુરમજદ! કયે સ્થાને અહુરમજદના પેદા કીધેલા બેહરાંમ (યજદ) નાં નામની આરાધના છે? કયાં વખાણ (તથા) કયાં સ્તુતી (છે)? (બેહરાંમ યશ્ત ક૦ ૪૨.)

**આઅત્ મે અએ઼મ્ પઇતિ-અઑખ્ત હઑમો અષવ દૂરઑષો; અજ઼ેમ્ અહ્મિ જરથુશ્ત્ર હઑમો અષવ દૂરઑષો; આમાંમ યાસંઘ્ઉહ સ્પિતમ, ફ્રા માંમ્ હુન્વંઘ્ઉહ ખરૅતૅએ; અવિ માંમ્ સ્તઑમઇને સ્તૂઇધિ, યથ મા અપરચિત્ સઑષ્યન્તો સ્તવાંન્.**

ત્યારે તે અષો (તથા) દર્દને પાછળ નાખનારા હોમે મને ઉત્તર વાળ્યો કે, હે જરથુશ્ત્ર! હું અષો (તથા) દર્દને પાછળ નાખનાર હોમ છું. મને શોધ તથા અએ સ્પીતમાન (જરથુશ્ત્ર!) પીવાને માટે મને નીચવ, (તથા) જેમ બીજા (દુનિયાને) લાભ કરનારાઓએ મને વખાણ્યો હોય, (તેમ) કીર્તિનાં ગાનમાં મને તું ભજ.

(હોમ યશ્ત ક૦ ૧. ફ૦ ૨.)

**હઑમો ઉક્ષ્યેઇતિ સ્તવનો, અથ ના યો હિમ્ સ્તઑઇતિ વૅરૅથ્રજાંસ્તરો બવઇતિ.**

(હોમની) વખાણ કરવામાં આવે છે ત્યારે હોમ ઉગે છે, એટલા માટે જે માનવ તેની સ્તુતી કરે છે, (તે) સર્વથી વધુ જયને પામે છે.

(હોમ યશ્ત ક૦ ૨. ફ૦ ૬.)

**ફ્રા તે વીસાઇ ઉર્વથો સ્તઑત, ઉર્વથેમ્ સ્તઑતારૅમ્ વંઘ્હઉંઘ્હૅમ્ દધો અઑખ્ત અહુરો મજ઼્દાઑ, યથ અપૅમ્ યત્ વહિશ્તૅમ્.**

(અએ હોમ!) તારો અર્પણ થયેલો, સ્તુતિ ગાનાર હું થઇશ, (કારણ કે) અહુરમજદે અર્પણ થયેલા સ્તુતિ કરનારને, અષ વહિશ્તનાં કરતાં અધિક ભલી પેદાયશ[1] ગણી છે. (હોમ યશ્ત ક૦ ૨. ફ૦ ૯.)

**ઇમાઑસે-તે હઑમ ગાથાઑ, ઇમાઑ હૅન્તિ સ્તઑમાયો, ઇમાઑ હૅન્તિ ચીચપાનાઑ, ઇમે હૅન્તિ અર્ષુખ્ધ વાચો. દારમઇનિશ વારૅથ્રઘ્નિશ, પઇતિ-બિષ્પિશ, બઐપજય.**

---

૧. સંસર્ગ.

અએ હોમ! આ ગાથા તારે માટે છેઃ આ સ્તુતિનાં ગાનો, આ સ્વાદિષ્ટ ભોજન (તારે માટે) છે; (તથા) આ સત્ય ઉચરેલા (ભક્તિના) શબ્દો (તારે માટે) છે. (મોટી હોમ યશ્ત ક૦ ૨. ફ૦ ૧૮.)

**વઇનીત્ અહ્મિ ન્માને સ્રઓષો અસ્રુશ્તીમ્, આક્તિશ્ અનાક્તીમ્, રાઇતિશ્ અરાઇતીમ્, આર્મઇતિશ્ તરોમઇતીમ્, અર્ષુખ્ધો વાક્ષ્ મિથઓખ્તૅમ્ વાચિમ્ અષ-દ્રુજૅમ્. યથ અહ્મ્ય અમેષાઓ સ્પેન્ત સ્રઓષાધ અષ્યાધ પઇતિષાંન્ વંઘ્હુશ્ યસ્નાંસ્ચ વહ્માંસ્ચ, વંઘ્હુ યસ્નૅમ્ચ વહ્મેમ્ચ, હુબૅરૅતીમ્ચ, ઉશ્ત બૅરૅતીમ્ચ, વન્ત-બૅરૅતીમ્ચ આ-દરૅઘાત્ ખ્પાબઇસ્યાત્. મા યવે ઇમત્ ન્માનૅમ્ ખ્પાથ્રવત્ ખરૅનો ફ્રજહીત્; મા ખ્પાથ્રવઇતિ ઇશ્તિશ્, મા ખ્પાથ્રવઇતિ આસ્ન ફ્રજઇન્તિશ્; ખ્પાથ્રો-દિસ્યેહે પઇતિ અષોઇશ્ચ વંઘ્હુયાઓ દરૅઘૅમ્ હુખ્મ.**

આ ઘરમાં તાબેદારી નાફરમાનબરદારીને મારે! સલાહસંપ કજ્યા કંકાસને (મારે)! દાન કંજુસાઇને (અથવા પૈસાના લોભને) (મારે!) નમ્રતા મગરૂરીને (મારે)! સત્ય બોલેલો શબ્દ, અષોઇને તોડનાર જુઠા બોલેલા વચનને (મારે)! કે જેથી આ (મુકામ) માં અમેષાસ્પંદો અષો સરોશ (યજદ) વડે, ભલી યજશ્નીઓ તથા આરાધનાઓ, સારી યજશને તથા આરાધના, સારી ભેટ, તંદોરસ્તી આપનારી ભેટ તથા મીત્રાચારીભરી આહુતિ[1] ઇચ્છે (અથવા માંગે). (આ કુટુંબ) લાંબા કાળ સુધી પોતાનું રક્ષણ કરે. આ ઘરને સહજમાં મળે એવું ખોરેહ, સહજમાં સુખ, (તથા) આરામવાળાં (અને) જાતી અક્કલવાળા સંતાનો કદી પણ ન ત્યજે. (વળી) જે વસ્તુઓ આસાની આપનારી (છે) તેની તથા અશોશવંઘની લાંબી મીત્રતા, આ ઘરનો કદી પણ ત્યાગ ન કરે! (દુઆ તંદરોસ્તી અવરતામાં ફ૦ ૫.)

**યજદાંને મીનોઆંન્, યજદાંને ગેતીઆંન્, હફ્ત્ અમેશાસ્પંદાંન્ મ્યજદ રૅશન્ હમે બેરસાદ્.**

મીનો (એટલે પેલી જેહાંનના) યજદો (તથા) (આ) દુનિયાંના યજદો (તથા) સાત અમશાસ્પંદો (એ) બધાઓ (આ) ઉમદા મ્યજદ[2] તરફ આવે! (દુઆ તંનદરોસ્તી.)

**સ્પેન્તાંમ્ આર્મઇતીમ્ વંઘ્હુઉહીમ્ વૅરેને; હા મોઇ અસ્તૂ-ઉસ્ ગેઉશ્ સ્તુયે તાયાઅત્ચા હજંઘ્રહત્ચા, ઉસ મજ઼દયસ્નનાંમ્ વીસાંમ્,**

૧. અર્પણ કરવાની વસ્તુઓ. ૨. ફળ ઇત્યાદીની ભેટો.

**જયાનયએચા વીવાપતચા. ફ્રા-અન્યએઇબ્યો રાઁઆઘ્રહે વસે-યાઇતીમ્, વસે-ષેઇતીમ્, યાઇશ ઉપઇરી આય જૅમા ગઍાબીશ બ્યૅન્તી. નૅમં-ઘ્રહા અપાઇ ઉજ્દાતા પઇતી અવત્ સ્તુયે, નોઇત્ અહ્માત આજયા-ઍાનીમ્, નોઇત્ વીવાપૅમ. ક્ષતા માઝ્દયસ્નીશ અઓઇ વીસો; નોઇત્ અસ્તો, નોઇત્ ઉશતાનહે ચિન્માની.**

ભલી (તથા) વૃદ્ધી કરનાર આર્મઇતિને હું પસંદ કરૂં છું, તે મારી થાય[1]! ચોરથી અને લુટારાથી ગાયઢોરને, તથા ઇજાથી અને પાણીના દુષ્કાળથી માજદયસ્નોના મોહલ્લાઓને, (અહુરમજદનું) ભજન કરીને હું રક્ષા દઉં. જેઓ આ ભૂમી ઉપર ધન સંપત્તિથી રહે છે તેમને, મીનોઓની તરફથી પોતાની મુરાદ પ્રમાણે ફરવું, હરવું, (તથા) પોતાની મુરાદ પ્રમાણે રાજ્ય ચલાવવાનું (બળ) આપવાને માટે, (તથા) અપોઇને કાજે, દિલસોજ નમસ્કારથી (હું) (અહુરમજદની) સ્તુતિ કરીશ, (કે તેથી) હવે પછી મજદયસ્નોને લગતા મોહલ્લા તરફ નુકસાન (તથા) પાણીની ટીપણી[2] (લાવવાને) હું ઉભો ન રહું (કદી ન મથું); ન (મારાં) શરીરના કે ન (મારા) આત્માના પ્યારને લીધે[3].

(દીનનાં કલ્મો અવસ્તામાં ફ૦ ૨-૩.)

**કો માંમ્ સ્તવાત, કો યજાઇતે, હઑામવઇતિબ્યો ગઑામવઇ-તિબ્યો જઑાથ્રાબ્યો, યઑાઝ્દાતાબ્યો પઇરિ અંઘ્રહરૂશતાબ્યો; કહ્માઇ અજૅમ્ ઉપંઘ્રહુચયેનિ હચ-મનાઇચ અત મનાઇચ ફ્રારંઘ્રહાઇ હુઓ-મનંઘ્રહાઇચ.**

કોણ મને વખાણશે? કોણ (મને) પવિત્ર કીધેલી (તથા) બરાબર ગાળેલી હોમ સાથની (તથા) જીવામ[4] સાથની આહુતિથી ઇજશે? (મારી ઉપર) ચિત્ત ચોટાડનાર, (મને) અર્પણ થયેલા, (મને) ભેટ આપનાર તથા પવિત્ર સુમતિવાળા કયા (નર)ને હું વળગી રહીશ?

(આવાં યશ્ત ફ૦ ૧, ફ૦ ૬.)

**અરેદ્વિસૂરે અનાહિતે, મોષુ મે જવ અવંઘ્રહે, નૂરૅમ મે બર ઉપસ્તાંમ; હજંઘ્રરૅમ તે અજૅમ જઑાથ્રનાંમ હઑામવઇતિનાંમ ગઑા-મવઇતિનાંમ યઑાઝ્દાતનાંમ પઇરિ-અંઘ્રહરૂશતનાંમ બરાનિ અવિ**

૧. મારી સાથે સંબંધ નેટે. ૨. દુષ્કાળ. ૩ ગમે એવો સ્વાર્થ હોય તે ત્યજીને. ૪. દુધ.

**આપૅમ્ યાંમ્ રંઘ્રહુાંમ; યેજિ જુમ્ ક્રૃપયેમિ અવિ જાંમ્ અહુરધાતાંમ્, અવિ ન્માનૅમ્ યિમ્ ખ્અેપઇથીમ્.**

અહો નિર્મળ અરદ્વીસુર! વેગથી મારી (વિક્નવાજની) મદદને માટે તુ આવ; હવે (તુ) મને સહાય આપ. જો અહુરમજદની સરજેલી જમીન તરફ (તથા) મારા પોતાના રહેઠાણુ તરફ (હું) જીવતો (સહીસલામત) પુગીશ તો, તારે કાજે પવિત્ર કીધેલી (અને બરાબર ગાળેલી) હોમને લગતી (તથા) દુધને લગતી આહુતિમાંની હજાર (આહુતિ), રંઘહ (નામની) નદી આગળ હું લાવીશ. (આવાં યશ્ત ક૦ ૬૩.)

**યિમ દઇંઘ્રહેઉશ દઇંઘ્રહુ પઇતિશ બાધ ઉસ્તાનજસ્તો જબયેઇતિ અવંઘ્રહે; યિમ્ જન્તેઉશ જન્તુપઇતિશ બાધ ઉસ્તાનજસ્તો જબયેઇતિ અવંઘહે.**

**યિમ વીસો વીસ-પઇતિશ બાધ ઉસ્તાનજસ્તો જબયેઇતિ અવંઘ્રહે; યિમ્ ન્માનહે ન્માનો પઇતિશ બાધ ઉસ્તાનજસ્તો જબયેઇતિ અવંઘ્રહે; યિમ દ્રાચિન પિથે હુચિશ્ન બાધ ઉસ્તાંનજસ્તો જબયેઇતિ અવંઘ્રહે. યિમ્ દ્રિધુશચિત અષો-તકર્ઍષો અપયતો હુચાઇશ દાતાઇશ બાધ ઉસ્તાનજસ્તો જબયેઇતિ અવંઘહે.**

જે (મેહર યજદ)ને દેશનો દેશપતિ, (કાકલુદીથી), (આકાશ તરફ) હાથ ઉંચ કરીને સહાયતા માટે જરૂર બોલાવે છે. જે (મેહર યજદ)ને કસબાનો ધણી, હાથ ઉંચ ધરીને, મદદને માટે અવશ્ય બોલાવે છે.

જે (મેહર યજદ)ને મોહલ્લાનો ધણી હાથ ઉંચ ધરીને, મદદને માટે જરૂર બોલાવે છે. જે (મેહર યજદ)ને ઘરનો ઘરધણી, હાથ ઉંચ કરીને સહાયને માટે જરૂર બોલાવે છે. જે (મેહર યજદ)ને (મજાને) બારણે ભટકનાર (તથા) ખોરાકને માટે રડતો (માનવી), હાથ ઉંચકી મદદને સારૂં અવશ્ય બોલાવે છે. જે (મેહર યજદ)ને અષોઇના ધારા પ્રમાણે ચાલનાર, (પણ) હાડમાર થયેલો સન્ત (દરવીશ), પોતાના નીયમ મુજબ, હાથ ઉંચ ધરીને, સહાયને સારૂં જરૂર બોલાવે છે. (મેહેર યશ્ત ક૦ ૮૩-૮૪.)

**નેમંઘ્રહ અષર-દાત આજસાનિ ઉપરદાત. યથ અવત્ હ્વરૅક્ષઍતૅમ તરસચ હરાંમ્ બૅરૅજઇતીમ્ ક્રચ આઇતિ અઇવિચ વજઇતે,**

**અવથ અર્જમચિત્ સ્પિતમ નૅમંઘહ અશ્ર-દાત આજસાનિ ઉપર-દાત, તરસચ અંઘરહે મઇન્યેઉશ દ્રવતો જ્યૉષાંન્.**

આ દુન્યાને માટે મુકરર કીધેલી (તથા) પરલોકને માટે મુકરર કીધેલી ભક્તિની મારફતે, (અએ અહુરમજદ!) (તને) હું પામું.[1] જે પ્રમાણે આ સૂર્ય (નારાયણ) અલ્બુર્જ (પહાડ) ની પેલી મેરથી આવીને મોટાઇથી આગળ વધે છે તે પ્રમાણે, અહો સ્પીતમાન (જરથુશ્ત્ર!) આ ભૂમીને માટે નિર્મિત (તથા) પરલોકને માટે નિર્મિત ભક્તિથી, ભુંડા અંગ્રમીનોની મરજીની વિરૂદ્ધ હું થાઉં. (મેહર યશ્ત ફ૦ ૧૧૮.)

**દાથીશ્ અહ્માઇ વૉહૂ ખરૅનો, યો હીશ યજાનો કુશ્નવાંનો જ્બયેઇતિ બરો-જ્યૉથ્રો અષવ.**

જે કોઇ તમને ( ફરોહરોને) આરાધનાર, ખુશી કરનાર, ભક્તિ કરીને મદદે બોલાવનાર, ક્રિયાની ભેટ લઇ જનાર (તથા) અષો (હોય છે તે) ને, (તેઓ) ભલું ખુરેહ દેનારાં (છે.)

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૨૪.)

**યૂર્જ્મ યસન્યાઓ વહ્મ્યાઓ વસો-યઑનાઓ ફ્રચરથ્વે.**

તમે (ફરોહરો) (કે જેઓ) યજશ્નેને લાયક (તથા) આરાધનાને લાયક (છો, તેઓ) સ્વતંત્રપણે, ઉપર હવાની જગ્યામાં ફરોછો.

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૩૪.)

**આઅત્ દીશ આવએથયમહિ અષાઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઑઇર્યો તકએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનજ્દિશતનાંમ્ ફ્રવષિનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

**આઅત્ દીશ આવએથયમહિ વિસ્પએઇબ્યો અષહે રતુબ્યો યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅત્ દીશ આવએથયમહિ વિસ્પએઇબ્યો વંઘહુવાબ્યો યજતએઇબ્યો મઇન્યએઇબ્યસ્ચા ગએથ્યએઇબ્યસ્ચા યોઇ હૅન્તિ યેસ્નયાઇચ વહ્મયાઇચ અષાત્ હચ યત્ વહિશ્તાત્. અમેષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઑઘ્હો યજમઇદે.**

અષોના, જોરાવર, બળવાન ફરોહરોને કાજે, પોઇર્યોદકેશના ફરોહરોને માટે (તથા) નબાજ્દિશ્તના ફરોહરોને સારૂં, આ (ભેટ),

1. તારી સાથે યોગ સાધું.

(તેમની) આરાધના કરવાને, ખુબીઓ ગાવાને, (તેમને) રીઝવવાને તથા (તેમની) વખાણ કરવાને સારૂં અમે જાહેર કર્યે છીયે. સારી સત્તાવાળા (તથા) સુજ્ઞ અમેષાસ્પંદોને અમે ભજ્યે છીએ.

હસ્તી ભોગવનારાઓ મધ્યેથી જે કોઇ આરાધના કરવામાં વધુ સારા (છે), તેમનો ઓળખનાર, અષોઇને લીધે, અહુરમજદ (પોતે છે), તેમનામાંના નર તથા નારીઓની અમે સ્તુતી કર્યે છિયે.

(હા. ૪, ફ૦ ૨૪-૨૫.)

મિથ્ર અહુર બૅરૅજન્ત અઇથ્યેજંઘ્નહ અષવન યઝમઇદે.

મેહર યઝદ તથા અહુર (જેઓ) ઉંચ પંક્તિના અમર તથા અષો, (તેમ)ને અમે વંદયે છીએ. (હા ૬, ફ૦ ૧૦.)

અષય દધાંમિ વીસ્પએઇબ્યો અષહે રતુબ્યો અષયદધાંમિ વીસ્પ-એઇબ્યો વંઘ્નહુધાબ્યો યજતએઇબ્યો મઇન્યઓઇબ્યસ્ચા ગએથ્યએ-ઇબ્યસ્ચા યોઇ હૅન્તિ યસ્ન્યાઇચ વહ્મ્યાઇચ અષાત્ હચ યત્ વહિશ્તાત્.

અષોઇના સર્વ આગેવાનોને, (આ ભેટ) પવિત્રાઇથી હું અર્પું છું. સુજ્ઞ, મીનોને લગતા તથા ગેતીને લગતા સઘળા યજદો, જેઓ સર્વથી શ્રેષ્ટ અષોઇને અંગે, યજશ્નેને લાયક તથા આરધનાને લાયક, (તેમને) (આ ભેટ) પવિત્રાઇથી હું અર્પું છું. (હા ૭, ફ૦ ૨૩.)

યસ્ચ અએતઍષાંમ મઝ્દયસ્નનાંમ પૅરૅનાયુનાંમ્ અઇવિ જાજ્ઞુય-નાંમ ઇમાં વચો નોઇત્ વીસઇતિ ફ્રમ્રઇતિ. અએતાંમ્ આ યાતુમનહે જસઇતિ.

આ વયે પહોંચેલા (તથા) ક્રીયા કરનારા માજદયસ્નાનોમાંનો જે કોઇ (ભક્તિનો) આ વચન ભણે, (પણ) (તે) કબુલ ન રાખે, તો (તે માનવી) જાદુગરની (સ્થિતીએ) પહોંચેછે.[1] (હા ૮, ફ૦ ૪.)

સઑષો ઇધા અસ્તૂ અહુરહે મઝ્દાઑ યસ્નાઇ સેવિશ્તહે અષઑનો યેનાઑ ઇશ્તો હ્યત્ પઑઉર્વીમ તત્ ઉસ્તૅમૅમ્ચીત્.

આ જગ્યાએ સરોષ યજદ ઘણોજ લાભ કરનાર, અષો અહુર-મજદની યજશ્નેને માટે હાજર થાય, જે અમને આદિથી અંત[2] પર્યંત મિય થાય. (હા ૧૫, ફ૦ ૩.)

---

૧ અશ્રદ્ધાળુ, ધર્મ ધિક્કારનાર મોબેદ માટે આ બહુજ અર્થસુચક ચેતવણી છે.
૨. શરૂથી આખર.

**અહુરૅમ મઝ્દાંમ અષવનૅમ અષહે રતૂમ યઝમઈદે હુધાઑંઘ્હૅમ મઝિશ્તૅમ યઝતૅમ યિમ સૅવિશ્તૅમ ક્રાદત ગએથૅમ દાતારૅમ વૉહુનાંમ દામનાંમ આભ્યો રતાભ્યો જઓથ્રાભ્યો અર્ષુખ્ધએઇભ્યસ્ચ વાઘ્ઝીભ્યો વિસ્પૅમચ અષવનૅમ મઇન્યઑમ યઝતૅમ યઝમઇદે.**

અષોઇનો મૂળી, અષો અહુરમજદ (જે) સારાં જ્ઞાનવાલો, સર્વથી ચઢતી પંક્તિનો યજદ તથા જે સર્વથી વધુ કલ્યાણકારી, દુન્યાને સંપત્તિ દેનાર (તથા) ભલી સૃષ્ટિનો પેદા કરનાર, તેને અમે યાદ કર્યે છીએ. આ ભેટ કરેલી જોરોથી તથા સત્ય ઉચરેલી (માથ્ર) વાણીથી, હરેક મીનો યજદનું અમે પુજન કર્યે છીએ. (હા ૧૬, ફ૦ ૧.)

**કત્ હુવ્રશ્તૅમ**

**સ્તઓતાઇશ્ચ અષ-પઑઇર્યાઇશ્ચ દામેબીશ.**

સારી કુનશની (એટલે) શું?[1]

(જવાબ):—(જે) સંસર્ગ[2] અષોઇમાં સર્વથી શ્રેષ્ઠ, (તેની) કીર્તિ ગાવી. (હા ૧૯, ફ૦ ૧૯.)

**અહુરાઇ મઝ્દાઇ હુઑમાં આવઍધયમહિ ઇમાં હુઑમાંસ્ચ મ્યઝ્દાંસ્ચ જઑથ્રાઑસ્ચ બરૅસ્મચ અષય ફ્રસ્તરૅતૅમ ગાંમચ હુધાંઑંઘ્હૅમ ઇમાંમચ ગાંમ જીવ્યાંમ અષય ઉઝ્દાતાંમ ઇમાંમચ ઉર્વરાંમ હુધાનઍપતાંમ અષય ઉઝ્દાતાંમ.**

(દાદાર) અહુરમજદને (આ) હોમ અમે અર્પણ કર્યે છીએ; આ હોમ, મ્યજદ, જોર, અષોઇથી પાંથરેલી બરસમ, ગોશધો તથા આ જીવાંમ (જે) અષોઇથી ઉંચ ધરેલું, તથા આ હધાનેપાત (નામનું) લાકડું. (જે) અષોઇથી ઉંચ ધરેલું. (એ સર્વ) (અમે દાદાર અહુરમજદને અર્પણ કર્યે છીએ). (હા ૨૪, ફ૦ ૧.)

**અઇર્યમનૅમ ઇષીમ યઝમઇદે. અમવનતૅમ વૅરૅથ્રાજનૅમ વીતબએષંઘ્હૅમ મઝિશ્તૅમ અષાંઉ સવંઘ્હાંમ.**

હીંમત આપનારી, જય દેનારી, દ્વેષથી વેગળાં રાખનારી તથા અષોઇના મંત્રામાં સર્વથી શ્રેષ્ઠ, (એવી) પસંદ પડતી, અઇરયમન (નામની ભક્તિ)ને અમે વખાણ્યે છીએ. (હા ૫૪, ફ૦ ૩.)

---

1. અત્ર શાલસુદીનો ઉંડો ભેદ ખોલ્યો છે. ખજન અજ સર્વનામ કર્મ લખ્યું છે.
2. પેદાયશ.

**વીસ્પૅમ્ અત્રવનૅમ્ અય રતુક્રિતા હ્વાવયંઘ્રહ જસૅન્તૅમ પઇતિ અરાહિ હુમત ઇશ્ચ હૂખ્તાઇશ્ચ હવર્શ્તાઇશ્ચ.**

આ મદદ કરનારી વેળાસરની બંદગી (ની આશીષ)થી દરેક અષો માણસને સારી મનશની, સારી ગવશની તથા સારી કુનશનીથી (અહો અહુરમજદ!) તુ બદલો આપે છે. (હા ૫૫, ફ૦ ૫.)

**તત્ સોઇધિશ તત વૅરેથ્રૅમ્ દદૅમઇદે હ્યત નૅમે હુચિથ્રૅમ અષિશ્ હાગૅત્ આરૅમઇતિશ હાગૅત યેંઘ્રહે નૅમંઘ્રહો ચિથ્રૅમ્ હુમતેમચા હૂખ્તૅમચા હવરૅશતૅમચા તતને નૅમે નિપાત્ પઇરી દએવાઅતચા ત્બએષંઘ્રહત્ મષ્યાઅતચા.**

**અહમાઇ નૅમંઘ્રહે આવએદયામઇદે ગએથાઑસ્ચા તન્વસ્ચા. નિપાતયએચા નિશંઘ્રહરૅતયએચા હરૅથ્રાઇચા અઇવ્યાક્ત્રાઇચા. નેમહી શ્યામા અહુર મજ્દા નૅમહી ઉસેમહી નૅમંઘ્રહે વીસામઇદે નૅમંઘ્ર હેઆવએદયામઇદે ગએથાઑસ્ચા તન્વસ્ચા નિપાતયએચા નિશંઘ્રહરૅતયએચા હરૅથ્રાઇચા અઇવ્યાક્ષત્રાઇચા નૅમંઘ્રહો આ યથા નૅમે ક્ષ્માવતો.**

આ લાભ (તથા) આ જય એટલે સારાં મૂળની બંદગી (દાદાર અહુરમજ્દને) અમે અર્પયે છીએ, (જે બંદગી) અપોઇની પુઠે ચાલનારી (તથા) નમ્રતાનું અનુકરણ કરનારી (છે); (તથા) જે ભક્તિનું મૂળ સુમતિ, સદવચન, તથા સંકર્મ (છે), એવાં લક્ષણની ભક્તિ દૈત્યો તથા માણસોની ઇજાથી બચાવે.

તે (સદર) બંદગીને માટે (અમારો) માલ મીલકત તથા તન અમે (અર્પણ) કર્યે છીએ.[1] (અમારા રવાનના) બચાવને માટે, જતનને કાજે, રક્ષણને માટે તથા સંભાળને સારૂં (અમારો માલ મીલકત તથા શરીર અર્પયે છીએ).

અહો અહુરમજદ! બંદગી (કરવા)માં અમે મોજ લીયે છીએ, બંદગીમાં અમે શોખ ધરાવ્યે છીએ, ભક્તિને સારૂં અમે ઉદ્યોગી બન્યે છીએ, બંદગીને કાજે (અમારૂં) ધન દોલત તથા તન અમે અર્પણ કર્યે છીએ. (અમારા રવાનના) રક્ષણને માટે, જતનને માટે, બચાવને

૧. અત્રે વૈરાગ્યને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરવાનું મહાન શીક્ષણ છે.

સારૂં, તથા સંભાળને કાજે (એ સર્વસ્વ અર્પણ કર્યે છીએ), જેથી તમારે લાયકના માનથી હું તમને નમું (અથવા ભજું). (હા ૫૮, ફ૦ ૧-૩.)

ક્ષ્વીથ્રએચ આજાતયએચ માવયચ જઑથ્રે પઇતિ-જમ્યાઑ દસ્વર્ બએષજાઇચ ફ્રદથે વરેદથાઇચ હુવંઘ્રહે અષવસ્તાઇચ હુઑસ્રવંઘ્રહ હુરુન્યાઇચ વેરેથ્રઘ્ને ફ્રાદત્-ગએથાઇચ.

યજમઇદે થ્વા અહુરાને અહુરહે વંઘ્ંહેઉશ મનંઘ્રહે જઑથ્રાબ્યો. યજમઇદે થ્વા અહુરાને અહુરહે વંઘ્રહેઉશ્ ઉખ્ધહે જઑથ્રાબ્યો. યજમઇદે થ્વા અહુરાને અહુરહે વંઘ્ંહેઉશ્ શ્યોથ્નહે જઑથ્રાબ્યો.

(મારાં) પોષણને માટે તથા સંપત્તિને સારૂં (મારી) સુખાકારી તથા આરોગ્યતાને કાજે, મારી ચઢતી કળા તથા વૃદ્ધીને માટે કુલ વૃદ્ધિ તથા પવિત્રાઇને માટે, મારી સારી યશ તથા જીવની શક્તિને સારૂં, (મારી) જય તથા પ્રાણી માત્રની આબાદી—એ બધાંને માટે (અહો અરદિસુર) મારા જેવાની ક્રીયાની ભેટ સ્વિકારવાને આવે તો સારૂં.

અહો! અહુરમજદને લગતી અહુરમજદની (અરદીસુર) ભલા વિચારની ભેટોથી તને અમે યાદ કર્યે છીએ. અહો અહુરમજદને લગતી અહુરમજદની (અરદિસુર) ભલાં વચનની ભેટોથી તને અમે સ્તવ્યે છીએ. અહો અહુરમજદને લગતી અહુરમજદની (અરદિસુર) ભલાં કાર્યોની ભેટોથી તને અમે ભજ્યે છીએ. (હા ૬૮, ફ૦ ૨-૩.)

નૅમો અહુરાઇ મજ્દાઇ નૅમો અમેષએઇબ્યો સ્પેન્તએઇબ્યો નૅમો મિથ્રાઇ વૉઉરુ ગઑયઑઇતેએ નૅમો હ્વરેક્ષએતાઇ અઉર્વત્ અસ્પાઇ નૅમો આબ્યો દોઇથ્રાબ્યો યાઓ અહુરહે મજ્દાઑ નૅમો ગેઉશ્ નૅમો ગયેહે નૅમો જરથુશ્ત્રહે સ્પિતામહે અષઑનો ફ્રવષેએ નૅમ્ વીસ્પયાઑ અષઑનો સ્તોઇશ્ હઇથ્યાઇચ બવાંઇથ્યાઇચ બૂશ્યાંઇથ્યાઇચ.

(અધર્મોદ્ધાર) અહુરમજદને નમન (હોજો)! અમેષાસ્પંદોને નમસ્કાર (હોજો)! વિશાળ ક્ષેત્રવાલા મહેર યઝદને નમન (હોજો)! તેજ ઘોડાવાલા ખુરશેદ (યજદ) ને નમસ્કાર (હોજો)! આ (સૂર્ય, ચંદ્ર જે બે) અહુરમજદની આંખો (તેને) નમન! (સર્વથી પ્રથમ સરજેલા ગોધાના એટલે) ગાવ્યોદાદના ફ્રેરોહરને નમન! ગયોમરદ[1]ના ફ્રેરોહરને નેમાજ (તથા) અષો સ્પીતમાનના ફ્રેરોહરને નમન (હોજો)! અષો (મહેશ્વર) ની સકળ

---

૧. આદિ પુરૂષ, Adam

સૃષ્ટિ (કે જે) હમણા છે, જે થઇ ગઇ તથા હવે પછી થશે (તેને) નમન (હોજો)! (હા ૧૮, ફ० ૨૨.)

**યે વાઓ અષા ઉફ્યાની મનસ્ચા વૉહૂ અપઑઉર્વીમ મઝ્દાં-મ્ચા અહુરૅમ.**

જેની પૂર્વે બીજો કોઇ નહીં એવા અહુરમજદને તથા, અહો! અષ તથા વોહુમનો તમારૂં યશોગાન[1] હું ગાઉં છું. (હા ૨૮, ફ० ૩.)

**માંથ્રા મઝિશ્તૅમ્ વાઉરોઇમઇદી ખ્રફ્સ્ત્રા હિઝ્વા.**

આ (તારા) માંથ્રથી (અમારી) જીભ (ની વાકચાતુરી) થી મોટા દુષ્ટ માણસોને અમે શ્રદ્ધા દઇ શકયે. (હા ૨૮. ફ० ૫.)

**વે માંથ્રા સ્રૅવીમા રાદાઑ.**

તારા કીંમતિ (અથવા સુખદાઇ) માંથ્ર અમે સાંભળ્યે. (હા ૨૮, ફ० ૭.)

**યોઇ વે યોઇથૅમા દસૅમે સ્તૂતાંમ્.**

(અમે કે) જેમણે તમારી સ્તુતિના અભ્યાસમાં કોશેષ કરી છે. (હા ૨૮, ફ० ૯.)

**વે ફ્મઇબ્યા અસૂના વએદા ખ્વરઇથ્યા વઇનત્યા સ્રવાઑ**

મેં જાણ્યું છે કે તારા પસંદ પડતા (અથવા વિજયી) મંત્રો ખુબીથી ભરપુર (છે). (હા ૨૮, ફ० ૧૦.)

**યે આઇશ્ અષૅમ્ નિપાઑઙ્હે મનસ્ચા વૉહૂ યવએતાઇતે.**

એ (વાણીની મદદ)થી અષોઇને તથા નેક વિચારને મારાં જીવનના છેડા પર્યંત હું લક્ષમાં રાખીશ. (હા ૨૮, ફ० ૧૧.)

**અહ્યા યાસા નૅમંઙ્હા.**

અહ્યાસા હાને (એટલે અહ્યા યાસા નામના હાને) અમે માન સાથે યાદ કર્યે છીએ. (હા ૨૮, ફ० ૧૧.)

**ઉસ્તાનાઇશ...જસ્તાઇશ...અહુરાઇ આ.**

ઉચ હાથોથી મજદને માટે અમે સ્તુતી કર્યે છીએ. (હા ૨૯, ફ० ૫.)

**તૅમ્ અઝ્રૂતોઇશ્ અહુરો માંથ્રૅમ્ તષત્.**

---

1. જશના ગાન.

સંપત્તિના ચાહનાર અહુરમજદે, અષોઇની મારફતે આ માંથ્રવાણી ઉપજાવી. (હા ૨૯, ફ૦ ૭.)

**વક્ષ્યા......સ્તઓતાચા અહુરાઇ યેસ્ન્યાચા વંઘ્રહેઉશ મનંઘ્રહો હુમાંજદ્રા અષા.**

અહુરમજદને માટે સ્તવન, ભલાં મનની આરાધના તથા અષોઇથી (મળેલા) ખૂબીવાળા માંથ્ર (એ બાબદો વિષે) (તમને) હું ઉપદેશ દઇશ. (હા ૩૦, ફ૦ ૧.)

**તા વે ઉર્વાતા મરૅન્તો અગુશ્તા વચાઓ સેંગ્રહામહી. અએઇબ્યો યોઇ ઉર્વાતાઇશ દ્રુજો અષહ્યા ગએથાઓ વીમરૅનચઇતે; અતચીત અએઇબ્યો વહિશ્તા યોઇ જરજ્દાઓ અંઘ્રહેન મજદાઇ.**

અહો ઉત્સુકો[1]! આ શીખામણો (જે) કદી ન સાભળેલા મંત્રો (તે) તમને અમે જાહેર કર્યે છીએ. જેઓ દ્રુજની શીખામણોથી અષોઇના સંસ્થાનોને ખરાબ કરે છે, તેમને માટે (આ મંત્રો છે); પણ જેઓ અહુરમજદને માટે અર્પણ થયેલા છે તેને માટે (એ મંત્રો વધુ) ઉત્તમ (છે). (હા ૩૧, ફ૦ ૧.)

**અહ્માઇ અંઘ્રહુત વહિશ્તૅમ યે મોઇ વીદ્વાઓ વઓચાત હઇથીમ, માંથ્રૅમ યિમ હઉર્વતાતો અષહ્યા અમૅરૅતાતસ્ચા.**

જે વિદ્વાન મને સ્પષ્ટ રીતે આનંદ, અષોઇ તથા અમરપણાના માંથ્ર કહે તેનું સર્વથી (વધુ) કલ્યાણ થજો.[2] (હા ૩૧, ફ૦ ૬.)

**અપા મા ઇશ્તીમ અપયન્તા બૅરૅખ્ધાંમ હાઇતીમ વંઘ્રહેઉશ મનંઘ્રહો તા ઉખ્ધા મન્યેઉશ મહ્યા મજદા અષાઇચા યૂષ્મઇબ્યા ગૅરૅજે.**

(એવા માનવીઓ) મારી પવિત્ર દાનતની ઇચ્છા તથા ખરી અપેક્ષા મારેથી છીનવી લે છે; એટલા માટે મારી ભીત્તરની ભક્તિથી તને, હે અહુરમજદ! તથા અષને હું કરગરીને અરજ કરૂં છું (કે તેમને તું હણજે!) (હા ૩૨, ફ૦ ૯.)

**યે થ્વત મજદા અસ્રુશ્તીમ અકેમ્ચા મનો યજાઇ અપા, ખએતેઉશ્ચા તરેમઇતીમ વૅરૅજૅનખ્યાચા નજદિશ્તાંમ દ્રુજૅમ, અઇર્યમનસ્ચા નદૅન્તો, ગેઉશ્ચા વાસ્રાત અચિશ્તૅમ મન્તૂમ.**

---

૧. ચેલાઓ. ૨. ભકતે, ગુરૂમંત્ર અને શ્રવણની અત્રે આકાંક્ષા દેખાડી છે.

ના-તાબેદારી તથા દુષ્ટમતિને તારી આગળથી, અહો મજદ! બંદગીથી હું વેગળાં કરૂં. (વળી) મારાં સગાં સાથની (મારી) ઉન્દી, ભેગા કાર્ય કરનારા (મારા મળત્યાઓ) ની સાથની (મારી) ઠગાઇ, તથા તાબેદાર (માણસો) તરફનો (મારો) તિરસ્કાર, તથા ગાય ઢોરના ઘાસ-ચારા સંબંધી (મારી) અતિશય બેદરકારી (એ બધી જાતના મારા દુરાચારને), અહો અહુરમજદ! બંદગીની મારફતે હું મારામાંથી દૂર કરૂં.[1] (હા ૩૩, ફ૦ ૪.)

યે જ્ઓના અષા ઍરેઝ્રૂશ્ હ્વો મન્યેઉશ આ વહિશ્તાન્ કયા, અહ્માત અવા મનંઘ્રહા યા વૅરૅજયેઇધાઇ મન્તા વાસ્તસ્યા.

ખાલેસ ભજન કરનાર પ્રમાણે, અષોઇની મારફતે તથા સર્વથી પવિત્ર ધ્યાનતથી (અહો અહુરમજદ!) તને હું પોતે અહરનિશ[2] યાદ કરૂં છું કે તેથી (મારી) ઇચ્છાનુસાર ધારેલું કાર્ય હું પાર પાડું.

(હા ૩૩, ફ૦ ૬.)

આવિશ-નાઓ અન્તરે હૅન્તૃ નૅમખ્યતીશ ચિથ્રાઓ રાતયો.

અમારી બંદગીને લગતી ભેટો (તારી સમક્ષમાં) જાહેર (તથા) પ્રગટ થાય (એવી અમે અમારી આકાંક્ષા છે.) (હા ૩૩, ફ૦ ૭.)

ફ્રો-મોઇ ફ્રવોઇજદૂમ્ અરૅથા, તા યા વૉહૂ ષવાઇ મનંઘ્રહા યસ્નૅમ્ મઝ્દા ક્ષ્માવતો અત વા અષા સ્તઓમ્યા વચાઓ.

(દીન ઉપર જે અમારો વિશ્વાસ તેની) મૂળ નેમ (શું તે) મને તું જણાવ, જેથી નેક ધ્યાનતથી, હે અહુરમજદ! તારા જેવાની આરાધના તેમજ તારી કીર્તિના વચનો અંતઃકરણથી હું જારી રાખું.

(હા ૩૩, ફ૦ ૮.)

યે સૅવિશ્તો અહુરો મઝ્દાઓસ્ચા આર્મઇતિશ્ચા, અષૅમ્ચા ફ્રાદત્-ગએથૅમ્ મનસ્ચા વૉહૂ ક્ષથ્રૅમ્ચા, સ્રઓતા-મોઇ.

અહો (તું) જે સર્વથી વધુ કલ્યાણકારી અહુરમજદ! તથા હે! (તું) આર્મેતિ! તથા અહો (તું) જગતને મંગળકારી અષ! હે (તું) વોહુમનો તથા ક્ષથ્ર (તમે સર્વ) મારી (વિનંતિ અથવા ભક્તિ) સાંભળો.

(હા ૩૩, ફ૦ ૧૧.)

૧. માર્ગદર્શક આ શ્લોક પ્રમાણે વીર પુરૂષજ દ્રઢતાથી વર્તન કરશે. ૨ રાત દીવસ.

**યા શ્યઑથના યા વચંઘ્રહુ યા યસ્ના અમૅરેતતાતૅમ અષૅમચા તએઇબ્યો દાઑંઘ્રહુા મઝ્દા ક્ષથ્રૅમચા હુઉર્વતાતો અએષાંમ્ તોઇ અહુરા એહ્યા પૅાઉરૂતૅમાઇશ્ દસ્તે.**

જે કાર્ય, જે વચન, તથા જે ભક્તિને લીધે અમને અમરપણું, અષોઇ, સત્તા તથા આનંદ મળે છે તે, અહો અહુરમજદ! સર્વથી આદિ તને હું અર્પણ કરૂં છું. (હા ૩૪, ફ૦ ૧.)

**પઇરિગએથે ક્ષ્માવતો વહ્મે મઝ્દા ગરોબીશ્ સ્તૂતાંમ્.**

તારે લાયકની બંદગીથી તથા તારી કીર્તિ ગાનારાઓમાં ઇશ્વરી ગાનો વડે હે અહુરમજદ! હું તારી નજદીક પહોંચું. (હા ૩૪ ફ૦ ૨.)

**અરોઇ જી હુદાઑંઘ્રહો વીસ્પાઇશ્ મઝ્દા ક્ષ્માવસૂ સવો.**

પુરો જ્ઞાની પુરૂષ તે છે, જે દરેક વીષયમાં તારી તથા તારા લાગતાઓ (યઝદો) નો ભક્તિ કરે છે. (હા ૩૪ ફ૦ ૩.)

**દક્ષ્તૅમ્ દાતા અહ્યા અંઘ્રહેઉશ્ વીસ્પા મએથા, યથા વાઑ યઝૅમ્નસ્ચા ઉર્વાઇધાઑ સ્તવસ્ અયેની પઇતી.**

આ દુન્યામાં (મારૂં) આખું જીવન ગાળવા વીષે એવી પ્રેરણા કર, જેથી વધારે ભક્તિ ભાવથી તારી પુજા કરનાર તથા તારાં યશો ગાન કરનાર સમાન (હું) તારી સમીપ[1] પહોંચું. (હા ૩૪, ફ૦ ૬.)

**કુથ્રા મોઇ અરૅદ્રા મઝ્દા.**

અહો અહુરમજદ! તારા ભજન કરનારા કયાં છે? (હા ૩૪, ફ૦ ૭.)

**તૂ વૅાહૂ મનંઘ્રહુા અષાચા ઇષુદૅમ સ્તૂતો.**

ખરેખર પવિત્ર મતિ (મનશ્ની) તથા અષોઇથી તારી કીર્તિનાં ગાનનું કરજ (હું ફેરૂં.) (હા. ૩૪, ફ૦ ૧૫.)

**અરૅદ્રો થ્વાવાંસ્ હુજૅન્તુશે સ્પૅન્તો મઝ્દા.**

અહો મજદ! (તે માનવી) (તારી) આરાધના કરનાર (અથવા ભેટ આપનારો), તારી પક્ષનો, સારાં ડહાપણવાળો (તથા) (દુન્યાંની) આબાદી કરનારો (છે અથવા ગણાય.) (હા ૪૩, ફ૦ ૩.)

૧. નઝદીક.

**હ્વત આ બૂશ્તીશ્ વસસે ક્ષથ્રહ્યા દ્યા, યવત્ આ થ્વા મજ઼્દા સ્તઑઉમી ઉફ્યાચા.**

અહો અહુરમજદ! જ્યાં સુધી (હું) તને વખાણું છું, તથા તારા યશોગાન ગાવું છું (ત્યાં સુધી), (તારી) વિશ્વસત્તાની શોભામાં તથા (તેને માટેની) ઇચ્છામાં હું જારી રહું. (હા ૪૩. ફ઼૦ ૮.)

**નૅમંઘ્રહો આ યથા નૅમે ક્ષ્માવતો, મજ઼્દા ફ્યાઇ થ્વાવાંસ્ સખ્યાત્ મવઇતે અત્ ને અષા ફ્યા દજ઼્દયાઇ હ્વાકુરૅના, યથા-ને આ વૉહૂ જિમત્ મનંઘ્રહ્વા.**

જ્યારે તારા જેવાની ભક્તિની (જરૂર છે) ત્યારે અહો અહુરમજદ! તારા જેવા એક મીત્ર મારા જેવા એક મીત્રને (હરેક સમયે) મદદ આપવાને માટે તે નમન વીષે શિખવે તો સારૂં! કે જેથી ભલાં મનથી અમારી નજદીક આવે. (હા ૪૪, ફ઼૦ ૧.)

**તત્ થ્વા પૅરૅસા ઍરૅશ્-મોઇ વઑચા અહુરા, ઍૅદંઇદ્યાઈ યા-તોઇ મજ઼્દા આદિશ્તિશ્ યાચા વૉહૂ ઉખ્ધા ફ્ષી મનંઘ્રહા, કા-મે ઉર્વા-બોહૂ ઉર્વાષત આગૅમત્ તા.**

તારાં જે પાંચ ફ઼રમાન (એટલે દીવસની તારી પાંચ વેળાની) બંદગી જે ભલી મનશ્નીથી પુછાએલી છે, તથા જે (બંદગી) આ ભૂમીનું સુખ, અષોઇથી મેળવવાને માટે (જરૂર છે), તે વિષે, હે અહુર-મજદ! તને હું પુછું છું તે (તુ) મને સત્ય કેહજે. (હા ૪૪, ફ઼૦ ૮.)

**કથા અષાઇ દ્રુજૅમ્ દ્યાંમ્ જસ્તયો,......થ્વહ્યા માંથ્રાઇશ સૅંગ-હુહ્યા .... મજ઼્દા.**

તારી વાણીનાં મંત્રોથી, અહો અહુરમજદ!...........કેવી રીતે અષોઇના હાથમાં ઠગાઇને હું સોપું? (હા ૪૪, ફ઼૦ ૧૦.)

**કે વૅરૅથ્રૅમ-જા થ્વા પોઇ સૅંગહા યોઇ હૅન્તી.**

તારા (અવસ્તાના) કલામ કે જે (ભણ્યાથી આફ઼તની અવસરે) રક્ષણ કરનારા છે, (તે) કલામ (ની આશીષ)થી કયો માનવી દુશ્મનને ઠાર કરશે? (હા ૪૪, ફ઼૦ ૧૬.)

**સરોઇ બૂજ઼્દ્યાઇ હઉર્વાતા અમૅરૅતાતા, અવા માંથ્રા યે રાથૅમો અષાત્ હચા.**

આ માંથ્ર કે જે (તેની) અષોઇને અંગે એક ઉત્તમ (મંત્રછે), તેની મારફતે હઉર્વતાત્ (એટલે આ દુન્યાનું સુખ) તથા અમેરેતાત્ (એટલે પરલોકમાં અમરપણું) (મારી) સરદારીમાં હું મેળવું. (હા ૪૪, ફ૦ ૧૭.)

યોઇ ઇમ્ વે નોઇત્ ઇથા માંથ્રેમ્ વરેષેન્તી, યથા ઇમ મેનાઇચા વઓચચા અએઇબ્યો અંઘ્રહેઉશ અવોઇ અંઘ્રહુલ અપેમેમ.

આ માંથ્રવાણીને જેમ હું લેખું છું તથા જાહેર કરૂં છું, તે પ્રમાણે તમારામાંના જેઓ અનુકરણ ન કરશે તો, તેમની જીંદગીનો અંત નુકસાનમાં આવશે. (હા ૪૫, ફ૦ ૩.)

તેમ્ ને સ્તઓતાઇશ્ નેમંઘ્રહો આ વીવરેષો...અત્ હોઇ વહ્મેંગ્ દેમાને ગરો નિદામા.

ભક્તિના ગાયનોથી તેને (અહુરમજદને) અમે વંદવાને ઇચ્છીએ છીએ.......તેના કીર્તનો (માત્ર દુન્યામાજ નહી, પણ) ગરોથ્માન (સ્વર્ગ)માં અમે મેળીશું. (હા ૪૫, ફ૦ ૮.)

તેમ્ ને યસ્નાઇશ આર્મઇતોઇશ મિમઘ્ઝો.

નમ્રતાની (નમ્ર) આરાધ્નાથી તેની ભક્તિ કરવાને અમે ઇચ્છીએ છીએ. (હા ૪૫, ફ૦ ૧૦.)

તોઇ સવાઇશ વહ્મેમ્ વક્ષત અહુરા.

અહો અહુરમજદ! તારી ભક્તિ (તેનેથી ઉપજતા) ફાયદાઓ સાથે ફેલાવો પામશે. (હા ૪૮, ફ૦ ૧.)

કા-તોઇ અષોઇશ ર્થ્વખ્યાઓ મઇબ્યો અહુરા.

મારા (રવાન)ને તારો પવિત્ર બદલો તથા આશીર્વાદ મળે તેને સારૂં અસરકારક બંદગી કઇ (છે)? (હા ૪૮, ફ૦ ૮.)

યે-વે સ્તઓતાઇશ મજ્દા ફ્રોનાઇ અહુરા અવત્ યાસાંસ્ હ્યત્ વે ઇશ્તા વહિશ્તેમ્.

તારી ઇચ્છાનુસાર (ચાલીને) જે કાંઇ સર્વથી શ્રેષ્ટ (છે), તેનો શોધનારો (થઇને) કીર્તીનાં ગાનોથી, અહો અહુરમજદ! તારી હું સ્તુતી કરીશ. (હા ૪૯, ફ૦ ૧૨.)

માંથ્રા વાચેમ મજ્દા બરઇતી...અષા નેમંઘ્રહા.

**અહો અહુરમજદ! (પવિત્ર) માંથ્રવાણીને ખાલેસ દીલથી તથા નમનથી ઉચરે છે.** (હા ૫૦, ફ૦ ૯.)

**રઑચાઓ ખ્વેંગ્ અસ્નાંમ્ ઉક્ષા અએઉરૂશ, ક્ષ્માકાઇ અષા વહ્માઇ મજ્દા અહુરા.**

અએ અષો અહુરમજદ! તારા, સૂર્ય, દિવસ (થવા) ની ખબર આપનાર (પ્રભાતનું ઝઝકળું) (એ સઘલાં) તારી કીર્તિ (ગાવા) ને માટે ચક્રમાં ફરે છે. (હા ૫૦, ફ૦ ૧૦.)

**વે સ્તઑતા અઑઞાઇશ્.**

તારી કીર્તિ ગાનાર સમાન જાણીતો થઇશ. (હા ૫૦, ફ૦ ૧૧.)

**ક્ષ્માકેંમ્ વૉહૂ મનંઘ્રહા વહ્માઇ દાઇદી સવંઘ્રહો.**

નેક મનશ્નીથી (કરેલી) (તારે માટેની) અમારી આરાધના (અથવા ભક્તિને) માટે, (તેના) લાભની પ્રાપ્તિ તું દે. (હા ૫૧, ફ૦ ૨.)

વે...સારેન્તે, અહુરે......ઉખ્ધાઇશ વંઘ્રહેઉશ મનંઘ્રહો.

નેક મનશ્નીની (ખરાં અંતકરણથી કીધેલી) બંદગીથી, અહો અહુરમજદ! તને સરદાર સમાન ગણે છે. (હા ૫૧, ફ૦ ૩.)

**યે વહ્યો વંઘ્રહેઉશ દજ્દે યસ્ચા હોઇ વારાઇ રાદત્ અહુરો ક્ષથ્રા મજ્દાઓ અત્ અહ્માઇ અકાત્ અષ્યો, યે હોઇ નોઇત વીદાઇતી અપેમે અંઘ્રહેઉશ ઉર્વએસે.**

જે કોઇ (અહુરમજદને) ખુશી કરવાને કાજે તે ભેટ સાથે વંદે છે, તે (મનુષ્ય) ને અહુરમજદ પોતાની સર્વ શક્તિથી સારાંના કરતાં વધારે ઉત્તમ દે છે; વળી જે કોઇ તેની ભક્તિ કરતો નથી તે (માણસ) ને દુન્યાંના છેક છેવટમાં ખરાબનાં કરતાં વધારે દુષ્ટ ખર્ચીત (થશે), (એટલે તેને છેવટે ઘણું સંકટ વેઠવુ પડશે.)

(હા ૫૧, ફ૦ ૬.)

**તત્ વે-ને હજઑષાઑંઘ્રહો વીસ્પાઑંઘ્રહો દઇદ્યાઇ સવો, અષેમ વૉહૂ મનંઘ્રહા ઉખ્ધા યાઇશ આર્મઇતિશ, યાજ્મ્નાઑંઘ્રહો નેમંઘ્રહા મજ્દાઓ રફેંદ્રેમ ચગેદો.**

તમે સર્વ એક મરજી રાખનારા (એટલે દુન્યાની આબાદીને માટે એક દીલથી સહકાર કરનારા) (અમેષાસ્પંદો) (અમારી) અષોઇ,

પવિત્ર ધાનત તથા બંદગી—જેથી સંપૂર્ણ મનશ્ની (મળે છે), તેને લીધે અમને સુખ (અથવા આબાદી) દો. અહુરમજદની ખુશાલીને આતુરતાથી શોધનારા (તથા) નમ્રતાથી (તેને) યાદ કરનારા (અમે બન્યે)! (હા ૫૧, ફ૦ ૨૦.)

**અતૂચા હોઇ સ્ચન્તૂ મનંઘ્રહા ઉખ્ધાઇશ્ વ્યઍાથનાઇશ્ચા, ક્ષ્નૂમ મજ્દાઓ વહ્માઇ આ ફ્રઍારૅત્ યસ્નાંસ્ચા.**

હવે જ્યારે (પવિત્ર) મનશ્નીથી, ગવશ્નીથી તથા કુનશ્નીથી દીનના જ્ઞાન તથા ક્રિયા સાથની આરાધનાઓ ઉપર વિશ્વાસ રાખીને અહુરમજદની કીર્તિ (ગાવા)ને માટે (તેઓ તત્પર છે). (હા ૫૩, ફ૦ ૨.)

**ફ્રા ગવે વૅરૅન્દાઇ મજ્દયસ્ન જરથુશ્ત્રયો યા દીમ્ વએધયમહિ રથ્વએચ મ્યજ્દએચ રથ્વએચ રતુફ્રિતયએચ વીસ્પયાઓ-સાંચતૂચ અષઓનો સ્તોઇશ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

અહો જરથુશ્તિ માજ્દયસ્નો જગતની સંપત્તિ માટે અષો (અહુરમજદ) ની સઘળી પેદાયશની આરાધના કરવાને, (તેની) ખુબીઓ ગાવાને, (તેને) રીઝવવાને તથા (તેની) વખાણ કરવાને કાજે વેળાસરની આહુતિ (મ્યજ્દ) માં તથા વેળાસરની યોગ્ય ભક્તિમાં, તે (ડહાપણ, અષોઇ ઇત્યાદી) ને અમે જાહેર કર્યે છીએ.

(વીસ. ક૦ ૪, ફ૦ ૨.)

**માજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર-તકએષો હધ-જઓથ્રૅમ્ હધ-અઇવયાઁઘ્રહનૅમ્ ઇમત્ બરૅસમ અષય ફ્રસ્તરૅતૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ આયેસે.**

(દાદાર) અહુરમજદની પૂંજા કરનાર, (અષો) જરથુશ્ત્રે ઉપદેષ કરેલી દીન પ્રમાણે ચાલનાર, દૈત્ય (ના ધારા) ને ત્યજનાર, (તથા) અહુરમજદના નીયમાનુસાર વર્તનાર પ્રમાણે, બળીદાન (જોર) સાથની તથા અઇવ્યાંઘન (કાઠી) સાથની અષોઇથી પાંથરેલી આ પવિત્ર બરસમ, (જે) અષોઇનો સરદાર તે (ને) યજશ્નેમાં હું (અર્પવાને) ઇચ્છું છું.

(વીસ. ક૦ ૫, ફ૦ ૩.)

**સ્તઓતચ યસ્નાઇચ વહ્માઇચ ફ્રસસ્તયએચ. યત્ અએષ અહુરહે મજ્દાઓ યત્ અએષ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ સ્તેઉશ્ચ અષ-**

ઑનો બૅરેજતો યસ્નાઇચ વહ્માઇચ યત્ અપનોતૅમહે રથ્વો. યત્ જધ્રમૂષ્યાઑ અષોઇશ યત્ જધ્રમૂષ્યાઑ રતુક્રિતોઇશ.

યત્ માંથ્રહે સ્પૅન્તહે યત્ દએનયાઑ માજદયસ્નોઇશ યત્ સ્તઑતનાંમ્ યેસ્નયનાંમ્ યત્ વીસ્પએષાંમચ રથ્વાંમ્ વીસ્પનાંમ્ચ રતુક્રિતિનાંમ્ વીસ્પયાઑ સાંચત્ચ અષઑનો સ્તોઇશ યસ્નાઇચ વહ્માઇચ ફ્રસસ્તયએચ.

(મહા મંગળકારી) અહુરમજદની, અમેષાસ્પંદોની, અષો ઉંચ આગેવાનની, (તથા) સર્વથી ચઢતે દરજ્જેના મૂખીની વખાણ કરવાને (તેમની) ખૂબીઓ કથવાને તથા કીર્તી વર્ણવાને, (અને) સહાયક અષોઇની (તથા) મદદે પહોંચનારી વેળાસરની ભક્તિનું સ્તવન કરવાને (તથા) તેની ખૂબીઓનું કથન કરવાને, (હે માજદયસ્નો) તમે એ બધાંની સ્તુતી કરો.

માંથ્ર સ્પેન્તની, માજદયસ્ની દીનની, સ્તઓત યસ્નયની, સઘળા સરદારોની, સર્વ વેળાસરની ભક્તિની, તથા અષો (અહુરમજદ) ની સકળ સૃષ્ટિ (એ બધાંઓની) વખાણ કરવાને, ખુબીઓ વર્ણવાને, ખુશી કરવાને તથા યશોગાન કરવાને (અહો માજદયસ્નો) તમે તેમની સ્તુતી કરો. (વીસ. ક૦ ૯, ફ૦ ૬–૭.)

તિમનાંમ્ હઉરૂવ પઑઇરૂયનાંમ યજમઇદે અનપ્રૂખ્ધનાંમ્ અનપિષ્તનાંમ્ હાઇતીશચ અફ્સ્મનાચ વચસ્ચ વચસ્તશ્તિમ્ચ ફ્રસ્રઑથ્રેમ્ચ ફ્રમરેથ્રેમ્ચ ફ્રગાથ્રેમ્ચ ફ્રાયસ્તીમ્ચ.

બીજું કાંઇ મધ્યમાં બોલ્યા વિના, (અથવા) વચમાંથી કાંઇ છોડી દીધા વિના (ભણાતી), પહેલે દરજ્જેની સંપુર્ણ ત્રણ[1] (બંદગીઓ) ના વિભાગોને, તેમના શ્લોકોને, મંત્રોને, ફકરાઓને, તથા (તે બંદગીઓના) ભણવાને, (તેમની) યાદ કરવાને, (તેમનું) ગાન કરવાને તથા (તેમની) કીર્તિને અમે વખાણ્યે છીએ. (વીસ૦ ક૦ ૧૩, ફ૦ ૨.)

---

૧. આ ઈશારો અહૂનવર, અષેમ અને યેંઘહે હાતામના સંબંધમાં દીસે છે.

# અન્ય ધર્મોની સરખામણીઓ.



वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥

(ગીતા. ૪-૧૦)

આસક્તિ (વળગણ) થી મુક્ત, ભય અને ક્રોધ વિનાના ભક્તો, મનેજ મનમાં વસાવીને, મારો આશ્રય લઇને, જ્ઞાનના અગ્નિથી પવીત્ર થયેલા, ઘણાકો મને પહોંચ્યા છે (મારી અંદર સમાયા છે.)

योगीनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

(ગીતા. ૬-૪૭)

સર્વે યોગીઓમાં જે શ્રદ્ધાળુ હોઇને, આત્મા મારામાં લગાડીને, મને ભજે છે, તે સર્વેથી મોટો યોગી છે.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥

(ગીતા. ૮-૧૪)

જે હમેશ મારો વિચાર કરેછે અને બીજો કશો વિચાર રાખતો નથી, તેવા યોગીને હે પાર્થ ! હું સહેલથી પ્રાપ્ત થાઉંછું.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

(ગીતા. ૯-૨૨)

જેઓ મારા શીવાય કોઇને યાદ ન કરતાં, મારી ભક્તિ કરે છે, તે યુક્ત (એકતાન) માનવીઓનો યોગ હું આગળ વધારૂં છું.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

(ગીતા. ૯-૩૪)

મારી ઉપર તારૂં મન ચોંટાડ, મારી ભક્તિ કર, મારી આગળ નમન કર, અને આત્મામાં યુક્ત (એકતાન) બનીને, મને તું પહોંચશે, અને હું તારો સર્વોત્તમ આદર્શ બનીશ.

> मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
> निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥

(ગીતા. ૧૧ ૬૫)

જે મારે કાજે કર્મમાં પ્રવૃત્તે છે, જેને માટે હુંજ શ્રેષ્ઠ આદર્શ છું, તે ભક્ત, આસક્તિથી નીરાળો, કોઇપણ પ્રાણી સામે વેર ન રાખતો, હે પાંડવ, મને પ્રાપ્ત કરે છે.

> मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
> निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

(ગીતા. ૧૨-૮)

મારામાં મન મુક, તારી બુદ્ધિને મારામાં પ્રવેશ કરાવ, તો નક્કીજ તું હવે પછી મારામાંજ રહેશે.

> सत्त्वानुरुपा सर्वस्य श्रद्धा भवति भारत ।
> श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥

(ગીતા ૧૭-૩)

દરેકના સ્વભાવ પ્રમાણે તેની શ્રદ્ધા હોય છે, હે ભારત! માનવી શ્રદ્ધાનું બનેલું છે; જેવી તેની શ્રદ્ધા તેવોજ તે બની જાય છે!

> यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
> स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

(ગીતા. ૧૮-૪૬)

જેમાથી સર્વે પ્રાણીઓ ઉત્તપન્ન થયા, જે આ જગતમાં પ્રવેશ થઇ રહ્યો છે, તેને પોતાનો ધર્મ (કર્તવ્ય, ફરજ) બજાવવે જે પુંજે છે, તે જરૂર સિદ્ધિ (સંપુર્ણતા) મેળવે છે.

> सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
> अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

(ગીતા. ૧૮-૬૬)

સર્વે ધર્મો (ફરજો) છોડી દઇને, માત્ર મારે એકલાને શરણે આ
અને ચિંતા મા કર; હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ !

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टु च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥

(ગીતા ૧૧-

માત્ર મારી ભક્તિથીજ હે અરજુન! હું (ઇશ્વર) એવી રીતે પોછા
શકાવુંછું અને જાણી, તત્વમાં ઓળખી અને પ્રવેશ કરી શકાવું
હે પરન્તપ !

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

(ગીતા. ૮-

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

(ગીતા. ૮-

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगीनः ॥

(ગીતા. ૮-

અન્ત સમયે મારૂંજ સ્મરણ કરતો જે દેહને છોડે છે,
મારા ભાવને પામે છે, એમા (કશો) સંશય નથી.

ઓમ (ॐ) જે એકક્ષરવાળો બ્રહ્મ છે તેને જપતો અને
સંભારતો, સંભારતો, જે (માનવી) શરીર છોડે છે, તે પરમ ગતિ
પામે છે.

જે બીજા કશામાં ચિત્ત પુરાવ્યા વિનાનો હોઇને મને નિરં
સંભારે છે, તેવો નિત્યયુક્ત યોગી હે પાર્થ ! મને સહેલાઇથી મેળવે

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्पर भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥

यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात ॥

(ગીતા. ૩-૧૦ થી ૧૩)

પૂર્વે યજ્ઞના અધિકારવાળી પ્રજા સરજીને પ્રજાપતિ (બ્રહ્મા) એ કહ્યું, આ (યજ્ઞ-વર્ણાશ્રમ ધર્મ)થી તમે વૃદ્ધિ પામો. એ તમને ઇચ્છિત ભોગ આપનાર કામધેનૂ[1] થાઓ. આ (યજ્ઞ) થી દેવ (યજદો) ને પ્રસન્ન કરો, તે દેવો પણ તમને આનંદ આપો. એકમેકને સંતોષતાં તમે પરમ શ્રેય (મોક્ષ) ને પામશો. યજ્ઞથી પ્રસન્ન થયેલા દેવ, તમને ઇષ્ટ ભોગ[2] માટે, તેમણે (દેવોએ) આપેલું, તે તેઓને ધર્યા વિના જે ભોગવે, તે ચોરજ છે. યજ્ઞથી બચેલા (પ્રસાદી, અન્ન-ચાશિન) નો ભોગ કરનાર સત્પુરૂષો સઘળાં પાપોથી મુક્ત થાય છે. (વળી) જેઓ પોતાને માટેજ (અન્ન) પકાવે છે, તે પાપીઓ પાપનેજ ભોગવે છે.

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्याययज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥

(ગીતા. ૪-૨૮, ૩૦ થી ૩૨)

કોઇ દ્રવ્યયજ્ઞ[3] કરનારા હોય છે, કોઇ તપશ્ચર્યારૂપ[4] યજ્ઞ કરનારા હોય છે, કોઇ યોગયજ્ઞ[5] કરનારા હોય છે, કોઇ સ્વાધ્યાય[6] (વેદ પઠન)

૧. સર્વ ઈચ્છા પુરી પાડનાર સ્વર્ગની ગાય, જે વસિષ્ટ ઋષી પાસે હતી
૨. ઇચ્છેલી મોજો. ૩. ગૃહસ્થિઓ. ૪. વાનપ્રસ્થો. ૫. સન્યાસીઓ. ૬. બ્રહ્મચારીઓ.

રૂપ યજ્ઞ કરનારા હોય છે, અને કોઇ જ્ઞાનયજ્ઞ[1] કરનારા હોય છે. વળી (બીજા કેટલાક કરડાં મહાવ્રત કરનારા યતિયો (પણ જગતમાં) હોય છે.) કોઇ અપાનમાં પ્રાણને હોમે છે, કોઇ પ્રાણમાં અપાનને હોમે છે, કોઇ પ્રાણ અને અપાનની ગતિ રોકીને પ્રાણાયામ પરાયણ હોય છે. કોઇ નિયમિત ખોરાક ખાઇને પ્રાણને પ્રાણમાં હોમે છે. આ સર્વે યજ્ઞને કરનારા પુરૂષો (તે તે) યજ્ઞોથી પાપ મુક્ત થાય છે. હે કુરૂઓમાં શ્રેષ્ઠ! યજ્ઞ કર્યા પછી (પોતાના) યજ્ઞમાંથી બાકી રહેલું અમૃત, ભોજન (ચાશ્નિ) કરનાર, સનાતન બ્રહ્મ પ્રાપ્ત કરે છે. અયજ્ઞ[2]ને આ લોક (સિદ્ધ) નથી, તો પરલોકની શી આશા ? આ પ્રકારે વેદમાં ઘણી જાતના યજ્ઞો વિસ્તાર્યા છે. એ સર્વને કર્મથી[3] થયેલા જાણ. એમ જાણીને તું મોક્ષ પામીશ.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

(ગીતા. ૯-૨૪ અને ૨૭)

કેમકે સર્વ યજ્ઞનો ભોકતા અને સ્વતંત્ર ધણી હુંજ છું. તે (સકામ) લોકો મારાં ખરાં સ્વરૂપથી મને યથાર્થ જાણતાં નથી, માટે તેઓ હેઠળ પડે છે. હે કૌંતય! તું જે કાંઇ (કર્મ) કરે છે, ભોગવે છે, હોમે છે, દાન દે છે, તપ કરે છે, તે સર્વ મનેજ અર્પણ કરજે.

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥

(ગીત. ૧૭-૨૩)

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

(ગીતા ૧૮-૫)

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥

(ગીતા. ૧૮-૭૦)

૧. પરમહંસ. ૨. યજ્ઞને, વર્ણાશ્રમધર્મ ન કરનાર, પાળનાર. ૩. એટલે આત્માથી થયેલા નાહિં એવા.

ઓમ્, તત્, સત્ એવું ત્રણ પ્રકારનું બ્રહ્મનું નામ કહેવાય છે અને તે વડે પૂર્વે (પ્રજાપતિયે) બ્રાહ્મણોને, વેદોને અને યજ્ઞોને ઉત્પન્ન કર્યાં છે.

યજ્ઞ, દાન અને તપ એ કર્મો છોડવાં યોગ્ય નથી. તે તો કરવાંજ જોઇએ. યજ્ઞ, દાન તથા તપ એ સઘળાં બુદ્ધિમાનોને પાવન કરનારાં છે.

જે આ આપણા (ભગવદ ગીતાવાળા) ધાર્મિક સંવાદને ભણશે, તેણે જ્ઞાન યજ્ઞ વડે મને પૂજ્યા, એમ મારો મત છે.

---

હે હૈયાં ! જીવન ભક્તિમાં ગાળ; કારણ ભક્તિ વિના બીજું કાંઇ ઉપયોગમાં આવનાર નથી. કાળાં હૈયાંને અર્પણતાના પાણીથી ધોઇ નાખ. અરે વિનય રહિત! શા માટે તું આધિનતાથી વિમૂખ બને છે ? જગતના સરજનહારની ભક્તિ કર. કારણકે તે ભક્તજનોનો માર્ગદર્શક છે. તેના ન્યાય અને પુણ્યની બરાબર, હાથ બહાર કાઢ; આખું વર્ષ ઇશ્વરની પૂજા કર. જીવન ખાસ કરીને ભક્તિ કાજે છે; ભક્તિ રહિત જીંદગી શરમાવનાર થઇ પડે છે.

---

राम नाम सब कोइ कहे, ठग ठाकोर ओर चोर,
ध्रुव प्रल्हाद सब तर गये, ऐहि नाम कछु ओर.

(કબીર)

સર્વે ઠગ, રાજા અને ચોર ઇશ્વરનું નામ લે છે, પણ ધ્રુવ અને પ્રહ્લાદ જેવા તેજ નામ બીજીજ રીતે (ખરાં અંતઃકરણથી) લઇને મૃત્યુસાગર તરી ગયા.

सुद्ध बिन सुमरन नहिं. भाव बिन भजन होय,
पारस बिच पडदा रहा, क्युं लुहा कंचन होय.

(કબીર)

મન નિર્મળ થયા વિના ખુદાનું સ્મરણ થતું નથી. હૈયાનાં પ્રેમ વિના ભક્તિ થાય નહિં. જ્યારે લોઢાં અને પારસમણીની વચમા બીજી કોઇ પણ વસ્તુ આડે આવી હોય ત્યારે લોઢાનું સોનું થતું નથી. તેમજ ઇશ્વરની પ્રાર્થના કરતાં, દુન્યવી વસ્તુઓની વાસનાનો પડદો પડે, ત્યારે તે દયા સીંધુની ભેટ કેમ થઇ શકે ?

जैसी नैयत हराममें, वैसी हरसें होय,
चला जावे वैकुन्ठमें. पला न पकडे कोय.

(કબીર)

હરામ વસ્તુ (પાપ કરવામાં) મન જેમ તત્પર થઇ જાય છે, તેટલીજ દ્રઢતાથી મન ઇશ્વર ઉપર ચોંટે, તો ભક્ત પાધરો સ્વર્ગમાં પહોંચી જાય અને કોઇની મજાલ નહિં, કે તેનો હાથ ધરી તેમાં દાખલ થતો અટકાવે.

अंतर जपीये रामजी, रोम रोम रन्कार.
सहेजे धुंन लागी रहे. ओहि सुमरन तत्सार.

(કબીર)

મનમાં યઝદાનની જપ કરતાં કરતાં ભક્તનું રૂવે રૂવું ઉભું થશે. અને પછી સહેલાઇથી ખુદામાં ધ્યાન વળગશે. તેનું સ્મરણ કરવાની એજ સત્ય વિધી છે.

---

# عبادت

بندگی کار جوانیست به پیری مگذار در شب تار بره رو که بیاسائی بصبح

જુવાની ભક્તિનો સમય છે, તે બુઢાપા સુધી તે મુળતવી રાખીશ મા. રાત્રીએ સફર કર કે સહવારમાં આરામ મળે.

به نو بهار جوانی بسر اطاعت کن که چوب خشك چو گردید خم نمی گردد

જ્યારે જવાની ખીલે ત્યારે ભક્તિ કર, કારણ કે જે લાકડી સુકી થઇ જાય તે વાળવી મુશ્કેલ છે.

جوانا ره طاعت امروز گیر که فردا نیابد جوانی ز پیر

હે જવાન ! ભક્તિનો માર્ગ આજેજ ધર, કારણ કે ભવિષ્યમાં બુઢાપામાંથી જુવાની પાછી આવનાર નથી.

شب گور خواهي منوّر چو روز ازین جا چراغ عمل بر فروز

ઘોરનાં અંધારાંને દીવસ જેવું પ્રકાશીત બનાવવા ઇચ્છતા હોવ, તો અત્રેજ કર્મનો દીવો સલગાવો.

ما خلقت الجن و الانس این بخوان جز عبادت نیست مقصود جهان

હે જગતના તત્વેતાઓ અને માનવીઓ આ વાંચો "ભક્તિ વિના દુન્યાનો કોઇ ઉદ્દેશ નથી."

زنانیکه طاعت برغبت کنند ز مردان ناپارسا بگذرند

સ્ત્રીઓ જેઓ અંતઃકરણ પૂર્વક ભક્તિ કરે છે, તેઓ સહલાઇથી અપવીત્ર મર્દોને પાછળ મુકી દેછે.

صبح خیزی وسلامت طلبی چون حافظ آنچه کردم همه از دولت قرآن کردم

જલદી ઉઠવું અને તનદુરસ્તી ભોગવવું એ હે હાફ઼ેઝ ! મને કુરાન પઢવાની આશીષથી મળ્યું.

فرض ایزد بگذاریم وبکس بد نکنیم وانچه گویند روا نیست نگوئیم رواست

પરમેશ્વર તરફનું કર્તવ્ય બજાવ્યે અને કોઇને નુકસાન ન પહોંચાડયે; જે અયોગ્ય છે, તે આપણે યોગ્ય છે એમ ન જણાવીશું.

دفع شد وسواس خاطر ازنماز با حضور ما بدست بسته وا کردیم قفل بسته را

મનની લાલચો ઇશ્વરના હાજરીમાં કરેલા બંદગીથી દુર થશે. આપણે બાંધેલા હાથ છતાં, બંધવાઓના હાથની બેડી છોડવી છે.

گر درنماز دیدهٔ دل نیست درحضور مقبول نیست این یمین این نمازها

હે! ઇબને હર્માન! જો હૈયાનાં ચક્ષુઓ (આંખો) ઇશ્વરની બંદગીમાં ખુલ્લાં નથી હોતાં, તો તે બંદગીઓ સ્વિકારવામાં આવતી નથી.

او سجده پیش آدم واین پیش حق نکرد شیطان هزار مرتبه بهتر ز بی نماز

પેલો માનવીની આગળ ન નમ્યો, બીજાએ ઇશ્વરને નમન ન કર્યું; શેતાન પોતે, બંદગી વિનાના માનવી કરતાં, હજાર ઘણો સારો છે.

قامت هرکه شود خم زعبادت صائب      خاتم دست سلیمان جهان میگردد

હે સાયબ! જેનું પણ શરીર બંદગીમાં વાંકુ વળશે, તે જગતના સુલેમાન (ઇશ્વર)ના હાથની વીંટીનો નંગ બનશે.

بهر روی خلق تاکی آرزو کردن نماز      چند دریك قبله خواهی با دورو کردن نماز

જન સમાજને દેખાડવાને માટે ક્યાં સુધી તું બંદગી અને ભક્તિ કરશે? લોક અને ઇશ્વર બે તરફ (બે મોઢેથી) બંદગી કરીને, એક શક્તિ (ખુદાવંદ) ની ભક્તિ કરવાની ક્યાં સુધી ઇચ્છા કરશે?

صلاح خاص از ان کس طلب که طاعت را      کند ز دیدهٔ خلق از گناه پنهان تر

તેજ માનવીની સલાહ જરૂર લેજે, જે પોતાની બંદગી, જન સમાજથી પોતાના પાપ કરતાં પણ વધુ છુપાવવા ઇચ્છે છે.

خوردن برای زیستن و ذکر کردنست      تو معتقد که زیستن از بهر خوردنست

જમવાનું જીવન ગાળવા અને ભક્તિ કરવા કાજે છે. શું તારૂં એવું મત છે કે માત્ર જમવાને સારૂં જીવન મળ્યું છે?

زندگی کردن برای بندگی      زندگی بی بندگي شرمندگي

જીવવું ભક્તિ માટે છે. ભક્તિ વિનાની જીંદગી શરમભરી છે.

---

## POWER OF PRAYER.

In prosperous days go seek out the distressed
The poor man's prayer can change misfortune's course;
Give when the beggar humbly makes request,
Lest the oppressor take from thee by force.

(*Gulistan, Chap. 2.*)

God cannot be reached by speech nor by knowledge nor by hearing. He who prayeth, findeth Him; to the suppliant the Lord revealeth Himself. (*Upanishad.*)

Oh! not a joy or blessing
With this can we compare,
The power that He hath given us
To pour our souls in prayer. (*Mary Carpenter.*)

God looks not at the oratory of our prayers, how eloquent they are, nor at their geometry, how long they are, nor at their arithmetic how many they are, nor at their logic how methodical they are, but He looks at their sincerity, how spirited they are.

God answers our prayers not according to our wishes, but our wants, not as in our ignorance we may have asked but as an enlightened regard to our best interest would have us to ask. (*Colton.*)

In desert wilds, in midnight gloom.
In grateful joy, in trying pain,
In laughing youth or nigh the tomb,
O! when is prayer unheard or vain?
The Infinite, the king of kings
Will never heed the when or where,
He'll ne'er reject the heart that brings
The offering of fervent prayer. (*Eliza Cook.*)

He prayeth best who loveth best
All things both great and small
For the dear God who loveth us
He made and loveth all. (*Coleridge.*)

And Satan trembles when he sees
The weakest saint upon his knees. (*Cowper.*)

More things are wrought by prayer
Than this world dreams of. (*Tennyson.*)

Bless'd is the tranquil hour of morn
And bless'd that hour of solemn eve,
When on the wings of prayer upborne
The world I leave.
Then is my strength renewed
Then are my sins by Thee forgiven,
Then dost Thou cheer my solitude
With hope of heaven.

Prayer moves the Hand which moves the world.
(*J. A. Wallace.*)

I was not born for courts or great affairs;
I pay my debts, believe and say my prayers.
(*Pope.*)

Heaven is never deaf but when man's heart is dumb. (*Quarles.*)

'Tis heaven alone that is given away;
'Tis only God may be had for the asking.
(*Lowell.*)

He that loveth little, prayeth little, he that loveth much, prayeth much. (*St. Augustine.*)

Prayer is so mighty an instrument that no one ever thoroughly mastered all its keys. They sweep along the infinite scale of man's wants and God's goodness. (*Hugh Miller.*)

The prayer thou prayest to be seen of men
Is but the key to unlock the Devil's den. (*Saadi.*)

During thirty years I sought for God, and when at the end of that time I opened my eyes, I found that He was seeking me. (*Bayazide-Rustami.*)

Prayer carries us half way to God, fasting brings us to the door of His palace, and alms procure us admission. (*Caliph Omar Ibn Abdul Aziz.*)

A wooden rosary he never needs,
Who tells in love and thought the spirit's beads.

One hour's meditation is preferable to seventy years of exterior worship. (*Dabistan.*)

Prayer is not perfect without the presence of the heart. (*Saying of Mahomed.*)

Be steadfast in prayer and give alms; and what of good ye send before your souls, ye shall find it with God. Surely God sees what ye do. (*Koran II, 104.*)

And be steadfast in prayer and fear Him; and He it is to whom ye shall be gathered. (*Koran VI, 71.*)

And meditate on thy Lord in this thine own soul, with humility and fear, and without loud speaking evening and morning; and be not of the negligent. (*Koran VII, 204.*)

Hast thou not seen how all in the heavens and in the earth uttered the praise of God? And the very birds as they spread their wings! Every creature knoweth its prayer and its praise and God knoweth what they do. (*Koran, Chap. 24.*)

Prayer is a key which being turned with the hand of faith, unlocks all God's treasures. Prayer is the pillar of religion and the key of Paradise. (*Mahomed.*)

# આનંદ



**અષૅમ્ વોહૂ વહિશ્તૅમ અસ્તી, ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઇ હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષૅમ્.**

અષોઇ સર્વથી શ્રેષ્ટ આશીષ છે (તથા) સુખ છે; સુખ તે (માનવી) ને (છે) કે જે સર્વથી શ્રેષ્ટ અષોઇને કાજે અષો (છે).[1]

(અષૅમ વોહુ.)

**અહ્માઇ તન્વો વજ્દ્વરે......અહ્માઇ દંશ્તીમ પઍાઉરૂશ-ખ્આથ્રાંમ......અહ્માઇ વહિશ્તૅમ્ અહૂમ્ અષઍાનાંમ્ રઍાચંઘ્રહૅમ્ વીસ્પો-ખ્આથ્રૅમ.**

(જે ભક્ત અહુરમજદને આરાધે) તેને (અએ અહુરમજદ!) તનનું સુખ, તેને પુરતાં સુખવાળી સંપત્તિ, તેને અષો (લોકો)નું પ્રકાશીત (તથા) સઘળાં સુખવાળું બહેશ્ત (તુ આપ). (અફ્રાઈ રઍશ્ચ.)

**યથનૅા મજીશ્તાઍાસ્ચ વહિશ્તાઍાસ્ચ સ્રએશ્તાઍાસ્ચ અષયો ઍરૅન્વન્તો......ફ્રદથાઇ અહે ન્માનહે, ફ્રદથાઇ વીસ્પયાઍા અષઍાનો સ્તોઇશ્.**

આ ઘરની સંપત્તિને માટે, (તથા) અષો અહુરમજદની સર્વ સૃષ્ટિની સંપત્તિને કાજે સર્વથી મોટી, સર્વથી શ્રેષ્ટ અને વરિષ્ઠ અષોઇ અમને મળે. (હોશબાંમ.)

**હક્ષય અજૅમ્ ચિત્ યો જરથુશ્ત્રો ફ્રતૅમાં ન્માનનાંમ્ચ, વીસાંમ્ચ જન્તુનાંમ્ચ દખ્યુનાંમ્ચ, અંઘ્રહાઍા દએનયાઍા અનુમતયએચ, અનૂખ્તયએચ અનવર્સ્તયએચ, યા આહૂઇરિશ જરથુશત્રિશ. યથનો આઍાંઘ્રહાંમ્ પાતો મનાઍા, વહિશ્તો, ઉર્‌વાનો, ખ્આથ્રવઇતીશ્ તન્વો હૅન્તી વહિશ્તો અંઘ્રહુશ્.**

આ દીન કે જે અહુરમજદી જરથોશ્તી (છે), તેના મત પ્રમાણે, તથા (તેનાં) વચન પ્રમાણે, તથા (તેનાં) કાર્ય પ્રમાણે ઘરોના, મોહલ્લાઓના, કસબાઓના, તથા દેશોના આગેવાનોને હું જે જરથુશ્ત્ર, (તે) માર્ગ દર્શાવનાર બનીશ, જેથી અમારાં મન આનંદી (તથા) (અમારાં)

---

1. This is ideal unselfish righteousness.

રવાન સર્વથી શ્રેષ્ઠ (થાય), (તથા) (અમારાં) તન ચલકાટવાળાં હોવાથી, સર્વથી સરસ જગતને યોગ્ય (બહેશ્તને લાયક થાય). (હોશબામ.)

**આય નો જમ્યાત્ રવંઘ્રહે, આયનો જમ્યાત્ રફ્નંઘ્રહે...આય નો જમ્યાત્ હુવંઘ્રહાઇ.**

(મેહર યજદ) અમારી ફરાખીને માટે આવે! અમારી ખુશાલીને માટે આવે! અમારા કુટુંબની વૃદ્ધીને અર્થે આવે! (મેહર નિયાયશ ક૦ ૧૪.)

**દસ્ત ગેઉશ્ ખાથ્રો-નહીમ્.**

(હે યજદો!) (તમો) (મને) ગાય ઢોરની વૃદ્ધી દો!

(માહ નિયાયશ ક૦ ૧૦.)

**યા વીસ્પનાંમ્ અર્ષ્નાંમ્ ક્ષુદ્રાઓ યઓઝ્દધાઇતિ, યા વીસ્પનાંમ્ હાઇરિષિનાંમ્ જાંથાઇ ગર્વેવાંન્ યઓઝ્દધાઇતિ; યા વીસ્પાઓ હાઇરિષીશ્ હુઝામિતો દધાઇતિ. યા વીસ્પનાંમ્ હાઇરિષિનાંમ્ દાઇતીમ રથ્વીમ્ પઓમ અવ-બરઇતિ.**

જે (અરેદ્વિસૂર) સઘળા મરદોની મનીને સ્વચ્છ કરે છે; જે (અરેદ્વિસૂર) સર્વ જનનારી માતાઓનાં જન્મ આપવા માટેનાં ગર્ભ-સ્થાનને પવિત્ર કરે છે; જે (અરેદ્વિસૂર) સઘળી જનનારીઓને સેહ-લાઇથી જન્મ આપવાનું દે છે; (તથા) જે (અરેદ્વિસૂર) તમામ જન-નારીઓને ઘટતું (તથા) વખતસરનું દુધ આપે છે.

(આવાં અરદ્વીસુર નિયાયશ ક૦ ૩.)

**આપો યાનૅમ્ વો યાસામિ મઝાઓન્તૅમ્ તૅમ્ મે દાયત્, યેંઘ્રહે દાઇતી પઇતિ વંઘ્રહો નિસ્રીત અન્-અઇવિદ્રુખ્તિ. આપો ઇશ્તીમ્ વો જઇધ્યામિ પૅાઉરૂ-સરેધાંમ્ અમવઇતીમ્, ફ્રજન્તીમચ, ખાપરાંમ્, યેંઘ્રહાઓ પઓઉરૂશ્ચ બૅરૅજયાંન્. નએચિશ્ચ અંઘ્રહાઓ યાસાઇતિ જયાનાઇ, નોઇત્ સ્નથાઇ, નોઇત્ મહ્કાઇ, નોઇત્ અએનંઘ્રહે, નોઇત્ અપયતેએ.**

હે પાણીઓ! તમારી પાસેથી મોટી બક્ષેસ હું માંગુ છું તે મને તમે આપો; જેના આપવાથી ખાલેસીથી કલ્યાણ થાય. હે પાણીઓ! તમારી પાસેથી પુષ્કળ જાતની (અને) મોટી સંપત્તિ તથા પોતાની મેળે બરદાસ્ત કરનારી સંતતિ હું માંગુ છું, જેમાંનાં પુષ્કળ (છોકરાં) આશીર્વાદ પાંથરે. તે (વંશ)માંનો કોઇબી (બીજાઓને) નુકસાન કર-

વાને, (તેઓની સામે) હથ્યાર ઉંચકવાને, (તેઓને) પીડા કરવાને, કીનો લેવાને, (તથા) નાશ કરવાને ન ઇચ્છે.

(આવાં અરદ્વિસુર નિયાયશ ફ૦ ૧૧.)

ઉસ્-મોઇ ઉજારૅષ્વા અહુરા
આર્મઇતી તૅવીષીમ્ દસ્વા,
સ્પેનિશ્તા મઇન્યૂ મઝ્દા,
વંઘ્રહુયા જવો-આદા,
અષા હજો એમવત્ વૉહૂ
મનંઘ્રહા ફ્સૅરતૂમ.
રફૅદ્રાઇ વૉઉરૂચષાને, દોઇષી-
મોઇ યા વે અબિફ્રા,
તા ક્ષથ્રહ્યા અહુરા યા
વંઘ્રહેઉશ અષિશ મનંઘ્રહો;
ફ્રો સ્પૅન્તા આર્મઇતે અષા
દએનાઑ ફ્રદક્ષયા.

અએ ઘણાજ વૃદ્ધી કરનાર તથા ભક્તિનો બદલો ભલી આશીષોમાં આપનાર મીનો અહુરમજદ! મને તું પવિત્ર કર (દુષ્ટ કાર્યોથી દૂર રાખ), મારી નમ્રતાને કારણે (તું) મને શક્તિ દે, (મારી) અષોઇને લીધે (મને) હિમ્મતવાળું જોર આપ, (તથા) (મારી) પવીત્ર મનશ્નીને જોઇને મને સરદારી આપ. ઓ અહુરમજદ! (મારાં) આનંદને માટે (તથા) પુરતી રીતે દીનનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે, શેહરેવરની તથા બેહમનની જે આશીર્વાદ પામેલી બક્ષેશો તે અમુક રીતે (તું) મને આપ. ઓ! સ્પેન્ત આર્મઇતિ અષોઇની મારફતે (તુ મને) દીનની આજ્ઞાઓ શીખાડ. (આતશ નિયાયશ.)

દાયાઑ મે આતર્શ પુથ્ર અહુરહે મઝ્દાઑ, આસુ ખાથ્રૅમ, આસુ-થ્રાઇતીમ, આસુ જીતીમ, પૅઉરૂ ખાથ્રૅમ, પૅઉરૂ થ્રાઇતીમ, પૅઉરૂ જીતીમ.

હે અહુરમજદના પુત્ર આતસ! તુ મને ઝટ આસાની,[1] ઝટ પોષણ, ઝટ (લાંબી) આયુષ્ય, સંપૂર્ણ સુખ, સંપૂર્ણ પોષણ, (અને) પુરતી આયુષ્ય દે. (આતશ નિયાયશ ફ૦ ૪.)

૧. આરામ.

ઉર્વાક્ષ્‌-અંઘ્રઉહ ગય જિઘએષ, તાઓ ક્ષપનો યાઓ જવાહી.

(આતશ આશીષ દે છે કે) જેટલી રાત્રી તું જીવે તેટલી (રાત્રી), આનંદી આયુષ્યના જીવ સાથે તું (તારી) જીંદગી ભોગવજે!

(આતશ નિયાયશ ક૦ ૧૦.)

અત્‌ તોઇ આતરૅમ્‌ અહુરા અઓજોંઘ્રહ્‌વન્તૅમ્‌ અષા ઉસૅમહી ......સ્તોઇ-રપૅન્તૅમ્‌.

હે અહુરમજદ! તારા બળવાન, નિત્ય ખુશી કરનાર આતશને અષ (અરદીબેહેશ્ત અમેશાસ્પંદ)ની મારફતે પસંદ કરીએ છીએ.

(આતશ નિયાયશ.)

અઇવિસ્રૂથ્રૅમાઇ અઇબિગયાઇ અષઓને અષહે રથ્વે......ફ્રાદત્‌-વીસ્પાંમ્‌ હુજ્યાઇતેએ જરથુશ્ત્રોતેમાઇચ અષઓને અષહે રથ્વે...... ક્ષ્નઓથ્ર........યથા અહૂ વઇરયો જઓતા ફ્રા મે મ્રૂતે.

જીવનની રક્ષા કરનાર અષો (અને) ખાલેસીના વખત અઇવિસ્રૂથ્રૅમ, જે વખતે તમામ જીવજંતુઓને આરામ આપવાનું કાર્ય તથા વડાધર્મ ગુરૂના અધિકારને લગતું (કાર્ય ચાલે છે, તે) સમયમાં (દાદાર અહુરમજદને) ખુશાલ કરવાને કાજે, જોતી મારી સમક્ષ યથા અહૂ વઇરયો (ના શ્લોકના ગુણો) ઉચરે. (અઇવિસ્રૂથ્રૅમ ગેહ.)

અશાહી વેહ્‌ રવાને દુશારમરા આવાએશ્નીતર્‌ વેહેશ્ની હોમ.

(મારાં પોતાનાં) રવાનના આનંદ માટે, ભલી અષોઇને વધારે યોગ્ય કરીને હું સ્વિકારૂં છું. (પતેત પશેમાની ક૦ ૧૨.)

ઉશ્તવઇતીમ્‌ ગાથાંમ્‌ સ્રાવયો ઉશ્તતાતૅમ્‌ નિમ્રઓમ્નો. ઉશ્તા અહ્‌માઇ યહ્‌માઇ ઉશ્તા કહ્‌માઇચીત્‌ વસે-ક્ષયાંસ મજ્‌દાઓ દાયાત્‌ અહુરો.

(પુણ્ય લોકને લાયકનું રવાન) (પોતાને માટે) સુખ માગતું ઉશ્તવદ ગાથા ગાય છે, (અને કહે છે કે) સુખાકારી તેને (હોજો), જેનેથી બીજાઓનું કલ્યાણ (થાય છે)! પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર અહુરમજદ (તે પરોપકારી માણસને સુખાકારી) દે!

યજએષ માંમ્‌ જરથુશ્ત્ર, પઇતિ અસ્નિ પઇતિ ક્ષફ્‌ને. યસો-બૅરૅતાબ્યો જઓથ્રાબ્યો. જસાનિ તે અવંઘ્રહએચ રફ્‌નંઘ્રહએચ અજૅમ્‌ યો અહુરો મજ્‌દાઓ; જસાઇતિ તે અવંઘ્રહએચ રફ્‌નંઘ્રહએચ

**ચો વંઘ્રહુશ્ સ્રઑષો અષ્યો; જસાઑન્તિ તે અવંઘ્રહએચ રફ્નંઘ્રહ-એચ યાઓ આપો, યાઑસ્ચ ઉર્વરાઓ, યાઑસ્ચ અષાઉનાંમ્ ફ્રવષયો.**

અએ જરથુશ્ત્ર! યજશ્ને (યજ્ઞ) કરવાને માટે લઇ ગએલી ભેટોથી, દહાડો અને રાત (નિશદીન તારે) મને ભજવો જોઇએ; (ત્યારે) હું જે અહુરમજદ (તે) તારી મદદને માટે તથા આનંદને સારૂં આવીશ; જે ભલો (તથા) અષો સરોશ (યજદ) (તે) તારી સહાયને કાજે તથા આનંદને સારૂં આવશે, પાણીઓ તથા ઝાડપાનો તથા અષો (લોકો)નાં જે ફરો-હરો, (તે) તારી સહાયને સારૂં તથા ખુશીને માટે આવશે.

(હોરમજદ યશ્ત ફ૦ ૯.)

**અષહ્યા આઅત્ સઇરી, અષહ્યા વૅરૅજેને, કહ્માઇચીત્ હાતાંમ્ જીજિષાંમ્ વહિશ્તાંમ્ આદ્દ ઉબોઇબ્યા અહુબ્યા.**

અષોઇના ઉપરીપણામાં (તથા) અષોઇના અધિકારમાં (રહીને), હસ્તિ ભોગવનારાઓમાંનો કોઇ માનવી બન્ને દુનિયામાં સર્વથી ઉત્તમ જીવન ગાળવા ચહાતો (હોય, તો) (તેને) સખી (થવું).

(મ્હોટી હપ્તન યશ્ત ફ૦ ૮.)

**ઉર્વાજિશ્તો હ્વો ના યાતાયા; પઇતીજમ્યાઓ આતરે મજ્દાઑ અહુરહ્યા, ઉર્વાજિશ્તહ્યા ઉર્વાજિયા નાંમિશ્તહ્યા નેમંઘ્રહા નાઓ.**

(તે) માણસ પોતે (આ) શક્તિથી (આતશની મારફતે અહુરમજદને પહોંચ્યાથી) ઘણાજ આનંદમાં (છે). હે અહુરમજદના આતશ! ઘણીજ ખુશાલીવાળાના આનંદથી (તથા) સર્વથી નામાંકિત ભક્તિથી (તુ) અમને પહોંચ. (મ્હોટી હપ્તન યશ્ત ક૦ ૨, ફ૦ ૨.)

**ઇજ્જાઑ......યજમઇદે.**

સુખાકારીને અમે વંદયે છીએ. (મ્હોટી હપ્તન યશ્ત ક૦ ૪, ફ૦ ૨.)

**હનએમાચા જએમાચા મજ્દા અહુરા, થ્વહ્મી રફ્નહી દરેગાયૂ અએષાચા થ્વા એમવન્તસ્ચા બુયમા; રપોઇશ્ચા તૂને દરૅગૅમ્યા ઉશ્તાચા, હાતાંમ્ હુદાસ્તૅમા.**

અએ અહુરમજદ! તારી (યાદની) અંદર ખુશાલી મેળવવામાં, લાંબા આયુષ્યને અમે લાયક થઇએ, તથા (અમારી એ પવીત્ર ઇચ્છામાં) જય મેળવ્યે. તારી ઉપર પ્રીતિ રાખનારા તથા (તારી ઉપર) હિંમત

રાખનારા અમે થઇએ. હસ્તિ ભોગવનારાઓમાં હે સર્વથી વધુ જ્ઞાની! લાંબી મુદ્દત સુધી તારે અમને સંપત્તિથી ખુશી કરવા જોઇએ.

(મોટી હપ્તન યશ્ત ક૦ ૭ ફ૦ ૪.)

**મ્રઑત્ અહુરે મજ્દાઑ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, અર્જમ્ દધાંમ્ હઉર્વતાતો નરાંમ્ અષઑનાંમ્ અવાઑસ્ચ, રફ્નાઑસ્ચ, બઑપ્નાઑસ્ચ, ખ્શીતાઑસ્ચ.**

(દાદાર) અહુરમજદે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું કે, અષો માણુસો માટેની મદદ, આનંદ, સુખ તથા આરામ, ખોરદાદ (અમેશાસ્પંદ)માંથી મેં સરજ્યાં.

(ખોરદાદ યશ્ત ફ૦ ૧.)

**જઑથ્રાબ્યો તિશ્ત્રીમ્ સ્તારેમ્ રએવન્તેમ્ ખરેનંઘ્વહુન્તેમ્ યજમઇદે, રામ-શ્ચયનેમ્......રવો ફ્રઑથ્મનેમ્.**

ખુશાલીની બેઠક રાખનાર તથા બહોળી રીતે આગલ વધનાર તેશ્તર, તારાનું ક્રિયાની ભેટો વડે, અમે સ્મરણ કર્યે છીએ.

(તીર યશ્ત ક૦ ૧. ફ૦ ૨.)

**આઅત્ તાઑ આપો ફ્રષાવયેઇતિ સતવએસો અવિ હપ્તો-કર્ષ્વઇરીશ્. વી આહ્વ યત્ જસઇતિ, સ્રીરો હિશ્તઇતિ રામઇનિવાઑ હુયાઇરયાઑ અવિ દંઘ્વહુશ્.**

ત્યારે સ્તવએસ (નામનો તારો) તે પાણીઓને સાત કેશ્વર (જમીન) તરફ વેહતાં કરે છે. (પછી તેશ્તર) તે (સાતે ભાગો)માં ફરી વળે છે, (તથા) ફળદ્રુપ દેશોને સંપત્તિ દેતો (તથા) આનંદ પાંથરતો ઉભો રહે છે.

(તીર યશ્ત ફ૦ ૯.)

**તાઑ તિશ્ર્યો તઉર્વયેઇતિ, વીવાઇતિ હીશ જરયંઘ્વહત્ હચ વૉઉરૂ-કષાત્. આઅત્ મએઘ ઉસ્-ફ્રવાઑન્તે, હુયાઇરયાઑ આપો બરેન્તીશ્, યાહ્વ ઉર્વાઇતીશ્ અવ્રાઑ, પૅરેથુ અઇપિ વીજસાઇતીશ્, અવો-ઉર્વઇતીશ્ હપ્ત કર્ષ્વાંન્.**

તેશ્તર તે (પરી)ઓને તોડે છે, (તથા) વોરૂ-કશ દર્યામાંથી તેઓને પવન ફુંકીને ઉડાડે છે. ત્યાર પછી સુકાળના વર્ષનાં (તથા) (ફળ, અનાજ) ઉત્પન્ન કરનારાં પાણીનાં વાદળાંઓ ઉંચે એકઠાં થાય છે, જેમાંથી સંપત્તિ ફેલાવનારાં (તથા) સુખાકારી દેનારાં પુષ્કળ વરસાદનાં ઝાપટાં સાત કેશ્વરમાં (સકળ પૃથ્વી ઉપર) ચોતરફ ફેલાય છે.

(તીર યશ્ત ફ૦ ૪૦.)

**યત્ જી સ્પિતમ જરથુશ્ત્ર, અઇર્‌યાઓ દંઘ્‌હાઓ તિશ્ત્રયેહે રએવતો ખરૅનંઘ્‌ઉહતો અઇવિ-સચ્યારૅશ્ દાઇતીમ્ યસ્નૅમચ વહ્‌મૅમચ......નોઇત્ ઇથ્ર અઇર્‌યાઓ દંઘ્‌હાવો ફ્રાંશ્ હાત્ હએન, નોઇત્ વોઇધ્ન, નોઇત્ પામ્, નોઇત્ કપસ્તિશ્, નોઇત્ હએન્યો રથ્વો, નોઇત્ ઉજ્‌ગૅરૅપ્તો દ્રફ્‌ષો.**

હે સ્પીતમાન જરથુશ્ત્ર! ઇરાની (આર્યન) દેશો ચળકાટવાળા (તથા) ખોરેહવાળા તેશ્તરની યોગ્ય યજશ્ને (યજ્ઞ, યાગ) તથા આરાધના જરૂર કરે તો, એ તરફ-ઇરાની દેશો તરફ, ન લશ્કર, ન સંકટ, ન દર્દ, ન કપટ, ન (વેરીનાં) સૈન્યને લગતા લડાઇના રથો, (અથવા) ન (શત્રુનો) ઉચ પકડેલો વાવટો ધસારો કરી શકે. (તીર યશ્ત ફ૦ ૫૬.)

**દ્રવાસ્પાંમ્ સૂરાંમ્ મજ્‌દધાતાંમ્ અષઑનીમ્ યજમઇદે; દ્રવો-પસ્વાંમ્, દ્રવો-સ્તઑરાંમ્, દ્રવો-ઉર્વથાંમ્, દ્રવો-અપૅરૅનાયુકાંમ્, પૅઉરૂ-સ્પક્ષ્તીમ્ દૂરાત્, પથન ખાથ્રવન દરૅઘો-હ્‌ખૅધ્રયન.**

પશુઓને આરોગ્યતા દેનાર, ઢોરો (અથવા ભારબરદાર પ્રાણીઓને), તંદોરસ્તી આપનાર, મીત્રોને તંદોરસ્તી આપનાર, બચ્ચાંઓને આરોગ્યતા દેનાર, દુર વેરથી પુરતી રીતે રક્ષણ કરનાર, બોહળી રીતે સુખાકારી દેનાર, (તથા) લાંબા કાળ પર્યંત મીત્રતા રાખનાર અહુરમજદની સરજેલી શુરી (તથા) અષો દ્રવાસ્પનું, અમે સ્તવન કર્યે છીએ. (ગોશ યશ્ત ફ૦ ૧.)

**સ્રઑષૅમ્ અષીમ યજમઇદે યિમ્ યજત હ્‌ઓમો ફ્રાષ્મિશ.**

અષો સરોષ (યજદ) જેને હોમ (યજદે) આરાધ્યો, તેને અમે વંદયે છીએ. (સરોશ યશ્ત વડી ફ૦ ૧૯.)

**અહ્‌માઇ દથત વૅરૅથ્રઘ્નો અહુરધાતો...તન્વો વીસ્પયાઓ વજ્‌દ્‌વરે.**

અહુરમજદના સરજેલા બેહરાંમ (યજદે) તે (અશો જરથુશ્ત્ર)ને તનનું સઘળું સુખ આપ્યું. (બેહરામ યશ્ત ફ૦ ૨૯.)

**ઇમૅમ થ્વાંમ પઓઇરીમ યાનૅમ હ્‌ઓમ જઇધ્યેમિ દૂરઓષ, વહિશ્તૅમ અહૂમ્ અષઓનાંમ્ રઓચંઘ્‌હૅમ્ વીસ્પો-ખ્વાથ્રૅમ.**

હે દર્દને પાછળ નાખનાર હોમ! તારી પાસેથી પેહલો વર[1] (હું)

1. વરદાન, boon.

આ માંગું છું (તે એ કે) અષો (લોકો)નું પ્રકાશીત (તથા) સર્વ સુખવાળું બેહશ્ત. (મોટી હોમ યશ્ત ફ૦ ૧૯.)

**વીસ્પે જી અન્યે મધાઑંઘ્રહો અએષ્મ હચિન્તે ખ્રવી-દ્રૂવો, આઅત્ હો યો હઑમહે મધો, અષ હચઇતે ઉર્વાસ્મન.**

કારણ કે બીજી સર્વ (જાતની) કેફ, ઘાતકી હથ્યારવાળા એશમ (દૈત્ય) ને માર્ગે ચલાવે છે, પણ હોમની જે કેફ તે આનંદ (તથા) પવિત્રાઇને માર્ગે ચલાવે છે. (મોટી હોમ યશ્ત ક૦ ૨. ફ૦ ૮.)

**તાઑ અહ્મિ ન્માને જમ્યારેશ, યાઑ અષઑનાંમ્ ક્ષ્નુતસ્ચ, અષયસ્ચ, વ્યાદઇબિશ્ચ, પઇતિ-જન્તયસ્ચ ઉસ્ નુ અંઘ્રહાઇ વીસે જમ્યાત અર્ષમચ, ક્ષથ્રેમચ, સવસ્ચ, ખરેનસ્ચ, ખાથ્રેમચ.**

આ ઘરમાં આ (નીચે જણાવેલા સદગુણો) કે જે અષો (લોકો) ની ખુશ્નુદી, (તેઓના) આશીર્વાદ, (તેઓનાં જેવું) નિષ્કપટપણું તથા શુક્રગુજારી[1] આવે! હવે આ કુટુંબને સારૂં અષોઇ, સત્તા, સંપત્તિ, કીર્તિ તથા સુખાકારી ઉત્પન્ન થાઓ!

(દોઆ તનદરોસ્તી અવસ્તામાં ફ૦ ૨.)

**જમ્યાત્ ઇથ અષાઉનાંમ વંઘ્રઉહીશ સૂરાઑ સ્પેન્તાઑ ફ્રવ-ષયો......ફ્ષ-વક્ષ્યાઇ રયાંમચ ખરેનંઘ્રહાંમચ.**

અષો લોકોનાં ભલાં, શૂરાં તથા જગતના કલ્યાણકારી ફરોહરો, અત્રે સંપત્તિ તથા કીર્તિની વૃદ્ધિને કાજે આવે.

(દોઆ તંદરોસ્તી અવસ્તામાં ફ૦ ૪.)

**મા યવે ઇમત્ ન્માનેમ્ ખાથ્રવત્ ખરેનો ફ્રજહીત; મા ખાથ્રવઇતિ ઇશતિશ મા ખાથ્રવઇતિ આસ્ન ફ્રજઇન્તિશ; ખાથ્રો દિસ્યેહે પઇતિ અષોઇશ્ચ વંઘ્રહુયાઑ દર્ઘેમ્ હખ્મ.**

આ ઘરને સુલભ ખોરેહ, સુલભ આનંદ, (તથા) સુલભ (અને) જાતિ અક્કલનાં સંતાનો કદીપણ ન છોડે! (વળી) જે વસ્તુઓ સુલભતા દેનારી (છે) તે, તથા અશીશવંઘની લાંબી મોત્રતા (આ ઘરને કદીપણ ન ત્યજે.) (દોઆ તંદોરસ્તી અવસ્તામાં ફ૦ ૭.)

**યા બારી ખોદા! ખોદાવંદે આલમરા, હમે અંજુમનરા બા ફરઝન્દાન્ હજાર્ સાલ્ દેર્ બેદાર્, શાદ્ બેદાર્, તંદોરસ્ત્ બેદાર્, અએ-**

[1] ભકિત.

**દુન ઐદાર્......હજારાન્ હજાર્ આફ્રીન્ બાદ્. સાલ્ ખૉજસ્તેહ્ બાદ્, રોજ્ ફરૂ્રોખ્ બાદ્, માહ્ મુબારક્ બાદ્.**

ઓ સૃજનાર ઇશ્વર! જગતના પતિને, સર્વ અંજુમનને, બાળ, ગોપાળ સાથે હજાર વર્ષ સુધી જીવંત રાખ, ખુશાલ રાખ, તંદોરસ્ત રાખ. એ પ્રમાણે રાખ. હજાર ઘણી હજાર સ્તુતી હોજો! (આ) દિન શુભ હોજો! મહિનો આશીર્વાદદાયક હોજો! (તથા) વર્ષ ભાગ્યશાળી થજો!

(દોઆ તંનદરોસ્તી)

**જઇતે તે પુથ્ર ઉસ્-જયાઑન્તે તનુ કૅરૅત. અએવ તે બવાહિ યથ જામાસ્પો, ઉત આફ્રીનૅમ્ કૅરૅન્વાત્ યથ દંઘ્રહેઉશ વીશ્તાસ્પાઇ.**

(અષો જરથુશ્ત્ર ગુશ્તાસ્પ રાજાને આશીષ દે છે કે) (હે દેશપતિ) તારા છોકરા (જે) તારે પેટે જન્મ પામે, (તેમને) (લાંબી) આયુષ્ય (હોજો)! તારો એક (છોકરો) જામાસ્પ (હકીમ) જેવો થાય અને(તે) રાજા ગુસ્તાસ્પને (એટલે તને), (જામાસ્પની માફક) આશીષ દે!

(આફ્રીને પયગમ્બર જરથુશ્ત્ર ફ૦ ૧-૨.)

**પૅાઉરૂ-ખ્રાથ્રૅમ બવાહિ યથ રામનો ખ્રાસ્ત્રહે.**

રામ ખ્રાસ્તર (મીનો રામ)ના જેવો (તું) પુર્ણ સુખી થજે!

(આફ્રીને પયગમ્બર જરથુશ્ત્ર ફ૦ ૭.)

**પસ્ચ આફ્રીનૅમ્ અઇપિ-જસઇતિ વહિશ્તૅમ્ અહૂમ્ અષઑનાંમ્ રઑચંઘ્રહૅમ્ વીસ્પો-ખ્રાથ્રૅમ.**

(સર્વ) આશીષ (ફળ્યા) પછી, અષો (લોકો)નું ઝળકાટવાળું (તથા) સઘળાં સુખવાળું બેહશ્ત (તને) મળે!

(આફ્રીને પયગમ્બર જરથુશ્ત્ર ફ૦ ૮.)

**મોષુ પસ્ચએત હ્વોવો ઇશ્તીમ બઑન્ સૅવિશ્ત.**

ત્યાર પછી (આશીષ માંગવાથી), જલદીથી હ્વોવ ખાનદાનવાળાઓ ધન (તથા) સુખ પામ્યા. (અવાં યશ્ત ફ૦ ૯૮.)

**વીસ્પાંમ્ હુજ્યાઇતીમ ઇરિથ્યૅન્તૅમ...જ્જાઇતિ.**

સર્વ સુખી જીવનને (અથવા જીંદગીનાં સુખને) ઉત્પન્ન કરીને (તેમાં) વૃદ્ધિ કરે. (આવાં યશ્ત ફ૦ ૧૩૦.)

**થ્વા યસામહિ......ઇશ્તીમ અમૅમ વૅરૅથ્રઘ્નૅમચ, હુવંઘ્રહુમ્ અષવ-**

તૅમચ, હુઓસ્રવંઘ્નહૅમ્ હુરૂનીમચ, મસ્તીમ્ સ્પાનો વએધીમચ, રૅથ્રૅમચ અહુરધાતૅમ્.

સંપતિ, હિમ્મત, વેરીને મારવાનું જોર, કુટુંબની આબાદી, પવિત્રાઇ, સારી કીર્તિ, રવાનની સુખી સ્થિતી, મ્હોટાઇ, ડહાપણ, મેધા, અહુરમજદની સરજેલી જય-(એ સર્વ) તારેથી અમે માંગ્યે છીએ.

(મેહર યશ્ત ક૦ ૩૩.)

કહ્માઇ ઇશ્તીમ્ પૅઉરૂશ્-ખાથ્રાંમ્ અજૅમ્ બક્ષાનિ ક્ષયમ્નો.

હું (જે) નિયંતા[1] (તે) કોણને પુરતાં સુખવાળી દોલત (અથવા ઇચ્છા) સમર્પણ કરૂં? (મેહર યશ્ત ક૦ ૧૦૮.)

કત અસ્તિ માંથ્રહે સ્પૅન્તહે અશ્ર્-દાતૅમ્, કત ફ્રજ્દાતૅમ્.

પવિત્ર માંથ્રવાણીનો કયો (ભાગ) અષો બનાવેલો, આબાદી કરનારો (તથા) અધિક પદવીનો સરજેલો છે? (રશ્ને યશ્ત ક૦ ૧.)

અતિઅશ્ત હાઇધિશ્ત જધ્નિશ્ત, નસિશ્ત તાયૂમચ હજંઘ્નઉહુરૅમચ.

હે દુ:ખી ન થયેલા, (ખરાબી તથા અનીતિનો) સર્વથી વધુ ઠાર કરનાર, (અરીને) સર્વથી અધિક મારનાર, ચોર તથા લુટારાને સર્વથી વધુ નાશ કરનાર (રશ્ને યજદ!) (રશ્ને યશ્ત ક૦ ૮.)

યાઓ અફ્રઑઉર્વિસ્વત્ કૅરૅનવઇન્તિ યરૅમ્ યહ્મ્ય જસૅન્તિ.

(વળી) જે (જગ્યા)માં તેઓ (ફરોહરો) જાય છે, (તે જગ્યાએથી) સુખાકારીને તેઓ લોપ ન થતી કરે છે, (એટલે જારી રાખે છે).

(ફરવર્દીન યશ્ત ક૦ ૨૬.)

દસથવઇતીશ ફ્રશ્રૂતાઓ ઉપ-દારયૅન્ અસ્મનૅમ્.

(ફરોહરો) સુખાકારી આપનારાં (તથા) યશસ્વી (છે), તેઓ આકાશને ટકાવી રાખવામાં મદદ કરે છે. (ફરવર્દીન યશ્ત ક૦ ૨૯.)

ઉગ્ર જઑષાઓ તિબ્ઘ્યંબ્યો, ઉપઇરિ-કઇર્યાઓ સેવિશ્તાઓ, યાઓ ઉપઇરિ હમૅરૅનાધ અઉર્વથનાંમ્ તિબ્ઘ્યંતાંમ્ ઉગ્રાઓ બાજૂશ સ્ચિન્દયેઇન્તિ.

(જે ફરોહરો) દુ:ખ દેનારાઓની સામે દ્રઢ મરજીવાળાં, વધારે કાર્ય કરનારાં (કામ કરવાને સારૂં ઘણી શક્તિ ધરાવનારા), (તથા)

---

૧. સત્તા ચલાવનાર.

સર્વથી અધિક કલ્યાણ કરનારાં (હોય છે). (વળી) જેઓ લડાઇની અંદર દુઃખ દેનારા વેરીઓની બળવાન બાજુઓને ભાંગી નાંખે છે.

(ફરવર્દીન યશ્ત. ક૦ ૩૧.)

**યાઓ અપાંમ્ મજ્દધાતનાંમ્ સ્રીરાઓ પથો દએસયેઇન્તિ, યાઓ પર અહ્માત્ હિશતન્ત ક્ષ્વાતો અક્રતત્-કુષીશ્, હમય ગાત્વો દરેંમચિત્ પઇરિ જરેંવાનેંમ.**

જે (ફરોહરો) અહુરમજદનાં સરજેલાં પાણીઓને, સારા માર્ગો બતાવે છે; જે (પાણીઓને) (ફરોહરોએ માર્ગો બતાવ્યા) તેની પહેલાં લાંબી મુદત સુધી એક જગ્યાએ થમ (તથા) ઝરામાંથી નીકળી બહાર વેહવા વિના રહેલાં હતાં.[1]

(ફરવર્દીન યશ્ત ક૦ ૫૩.)

**યો પાઓઇરયો વાસ્તરયો ફ્સુયાંસ્.**

(અષો જરથુશ્ત્ર) જે પ્રથમ દુન્યાની આબાદી કરનાર ખેડુત હતો.

(ફરવર્દીન યશ્ત ક૦ ૮૯.)

**યો સૂરો વીસ્પો-હુજ્યાઇતિશ્ પઓઇરયો-તકએષો દખ્યુનાંમ.**

(અષો જરથુશ્ત્ર) જે (સઘળા) દેશોમાં જીંદગીનું તમામ સુખ આપનારો શરો પોરયોદકેશ (છે).

(ફરવર્દીન યશ્ત ક૦ ૯૦.)

**યેહે જાંથએચ વક્ષએચ, ઉર્વાસેંન્ આપો ઉર્વરાઓસ્ચ.**

જેના (પેગમ્બર જરથુશ્ત્રના) જન્મવા તથા વધવાથી પાણી તથા વનસ્પતી, ખુશાલ થયાં.

(ફરવર્દીન યશ્ત ક૦ ૯૩.)

**ક્ષથ્રહે પઇતિ બાનુમતો, દરેંઘયાઓસ્ચ પઇતિ દરેંઘો-જિતોઇશ, વીસ્પનાંમ્ચ પઇતિ અયપ્તનાંમ, વીસ્પનાંમ્ચ પઇતિ બએષજનાંમ, પઇતિશ્તાતેએ યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, સાથ્રાંમ્ કઓયાંમ કરફ્નાંમ્ચ, પઇતિશ્તાતેએ સાસ્તો-કરેંતહે તબએષંઘ્રહો.**

પ્રકાશિત (અથવા દબદબાવાળી) પાદશાહી (મેળવવા)ને માટે, લાંબામાં લાંબી જીંદગી (મેળવવા)ને માટે, તમામ બક્ષેશો (મેળવવા)ને માટે, સર્વ તંદરોસ્તીના ઉપાયો (મેળવવા)ને માટે, (તથા) જાદુગરો, પરીઓ, જુલમગારો, કીકો તથા કરપોની વીરૂદ્ધ થવાને માટે

---

1. પ્રલયકાળ પછી, સૃષ્ટિને ફરી ગતિ આપવામાં, આગલા ઝમાના (મનવંત્ર)ના ફરોહરોએ મહામારત ભાગ આ રીતે ભજવ્યો છે.

(તથા) જુલમગારથી ઉત્પન્ન થયેલી ખરાબીની સામે થવાને કાજે (અમે મહાન પુરૂષોનાં ફરોહરોનું સ્મરણ કર્યે છીએ).

(ફ્રવર્દીન યશ્ત ફ૦ ૧૩૫.)

**સામહે કૅરેસાસ્પહે ગએસઑશ્ ગધવરહે અષઑનો ફ્રવષીમ્ યજમઇદે; પઇતિશ્તાતેએ ઉગ્રહે બાજાઉશ હએનયાઑસચ પૅરથુઅઇનિ-કયાઑ પૅરથુ-દ્રફ્ષયાઑ, ઑરેદવો-દ્રફ્ષાઑ, ઉજગૅરપ્તો-દ્રફ્ષયાઑ બ્રૂરૅમ દ્રફ્ષૅમ બરૅન્તયાઑ; પઇતિશ્તાતેએ ગધહે ફ્રકૅરેસ્તો-ફ્રસાનહે સિમહે વીરૅનજનો અનમરૅજ્દિકહે, પઇતિશ્તાતેએ ગધો-કરૅશતહે ત્બએષંઘ્રહે.**

જોરાવર બાજુનાં, પુષ્કળ પલટનવાળાં, પોહળા વાવટાવાળાં, ઉચ વાવટાવાળાં, ઉચ પકડેલા વાવટાવાળાં (તથા) ઘાતકી વાવટો લઇ જનારાં લશ્કરની સામે થવાને માટે, (તથા) નાશ ઉત્પન્ન કરનારા, ભયંકર, માણસનું ખુન કરનારા તથા નિર્દય લુટારાની વિરૂદ્ધ થવાને, (તથા) લુટારાથી ઉત્પન્ન થયેલી ખરાબીની આડે થવાને માટે, (મખ્યાત) સામ ખાનદાનના ગુચ્છા સાથના બાલવાળા (તથા) ગુરૂજ રાખનારા, અષો કેરશાસ્પનાં ફરોહરને અમે આરાધ્યે છીએ. (ફરવર્દીન યશ્ત ફ૦ ૧૩૬.)

**અપાઉનાંમ્ ફ્રવષિનાંમ્ ઉઘ્રનાંમ્ અઇવિથૂરનાંમ્, ઉઘ્રનાંમ્ વાૅરથ્ર-ઘ્નિનાંમ્, પઑઇરયો-તકએષનાંમ્ ફ્રવષિનાંમ્, નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્, ફ્રવષયો ક્ષ્નૂતાઑ અયન્તુ અહ્મ્ય ન્માને, ક્ષ્નૂતાઑ વીચરૅન્તુ અહ્મ્ય ન્માને, ક્ષ્નૂતાઑ આક્રૉનન્તુ અહ્મ્ય ન્માને વંઘ્રઉહીમ અષીમ્ ખાપરાંમ્, ક્ષ્નૂતાઑ પારયન્તુ હચ અહ્માત ન્માનાત.**

પોરયોદકેશોમાંના (તથા) નબાનજ્દિશ્તોમાંના અષો (માનવીઓ)નાં જોરવર (તથા) પરાક્રમી, બળવંત (તથા) ફત્તેહમંદ ફરોહરો આ મુકામમાં સંતોષ થયેલાં આવે! (તથા) આ મુકામમાં સંતોષથી ફરેહરે! (ઉપર જણાવેલાં તે ફરોહરો) સંતોષ પામીને આ મુકામમાં સંભાળ કરનારી અશીષવંઘને માટે દુઆ માંગે! (વળી) (તે ફરોહરો) આ મુકામમાંથી ખુશાલી સાથે વીદાય થાય! (ફરવર્દીન યશ્ત ૧૫૬-૧૫૭.)

**યજાઇ આક્ષ્તીમ્ હાંમ્-વઇન્તીમચ સુયાંમચ કતરૅમચિત.**

પ્રેમપૂર્વક સુલેહ તથા સુખાકારી (એ) બન્નેને હું વખાણું છું.

(રામ યશ્ત ફ૦ ૧.)

**દથત્ રજિશ્ત ચિસ્ત મજ્દધાત અષઑનિ,...તન્વો વીસ્પયાઑ વજ્દ્રે.**

અહુરમજદની પેદા કીધેલી સર્વથી સાચી અષો ચિસ્ત (પેગમબર જરથુશ્ત્રને) તમામ તનનું સુખ આપે. (દીન યશ્ત ફ૦ ૭.)

**અષીમ્ વંઘુઉહીમ્ યજમઇદે, શ્રાઇથ્નીમ્ બૅરૅજઇતીમ્ હુરઑથ્રાંમ્, હુયજતાંમ્ ખનત્‌-ચખ્રાંમ્ અમવઇતીમ, દાતો-સઑકાંમ્ બએષજ્યાંમ્ પૅરૅથ્વીરાંમ્ સૂરાંમ્.**

ઝળકાટવાળી, ઉચ પદવીની, સુશોભીત, ઘણી આરાધનાને લાયક, ખનખન કરતાં (અથવા ચળકતાં) પૈડાંવાળી, શૂર આપનારી, સુખાકારી દેનાર (અથવા ઇનસાફનો લાભ આપનાર), તંદરોસ્તી આપનાર, પેહલવાંનના જેવું પુરતું જોર આપનાર (તથા) હિમ્મતવાલી, અશીશવંઘ (ફરેસ્તા)ને અમે યાદ કર્યે છીએ. (અશીશવંઘ યશ્ત ફ૦ ૧.)

**અષિશ્ વંઘ્રુહિ, અષિ સ્રીરે, અષિ બાનુમઇતિ ષાઇતિ વ્યાવઇતિ બાનુબ્યો; અષિ દાથ્રે વોહૂમ્ ખરૅનો, અએષાંમ્ નરાંમ્ યોઇ હચહિ. હુબઑઇધિશ્ બઑધઇતે ન્માનૅમ્, યેંઘ્રહે ન્માને અષિશ્ વંઘ્રુહિ સૂર પાધ નિદથઇતે આથ્રેમઇતિશ દરૅઘાઇ હખૅધ્રાઇ.**

અશી (અશીશવંઘ) ભલી (છે), અશી સોહામણી (છે), અશી ખુશાલીને લીધે (નિત્ય ખુશાલ છે તેને લીધે), ચળકાટવાળી (છે); (વળી) (તેણી) ઝળકાટના કીરણોને લીધે (મુશ્કેલ બાબદો) બારીકીથી સમજનાર (છે.) હે અશી! જેઓને તું ચલાવે છે[1] તે માણસોને ભલી કીર્તિ તું બક્ષનારી (છે). જે (નર) નાં ઘરમાં સલાહ સપંજ ભરેલા વિચાર રાખનાર અશીષવંઘ, લાંબી મીત્રતાને માટે, (પોતાના) બળવાન પગ મુકે છે, તે ઘરને સુગંધીથી ખુશબોવાળું કરે છે.

(અશીષવંઘ યશ્ત ફ૦ ૬.)

**ઉશ્ત બા યિમ્ હચહિ, ઉત માંમ્ ઉપંઘ્રહચહિ વૉઉરૂ-સરેધ અમવઇતિ.**

જે (માનવી)ની સાથે (હે અશીષવંઘ!) તું ચાલે છે (તેને) જરૂર સુખાકારી (હોય છે). એટલા માટે, હે ભાતભાત (ની આશીષ)

---

૧ જેમને તું દોરવે છે.

વાળી (તથા) હિમ્મતવાળી (અશીષવંઘ)! મારી સાથે તું ચાલ (મારી સંગત કર કે જેથી હું ભાગ્યશાલી થાઉં.) (અશીષવંઘ યશ્ત. ક૦ ૮.)

**સ્રીરો અહિ જરથુશ્ત્ર, હુકૅરેતો અહિ સ્પિતમ, હુવસ્વો દરૅઘો-બાજાઉશ્ દાતૅમ્ તે તનુયે ખરૅનો, ઉરૂનએચ દરૅઘૅમ્ હુવંઘ્રહૅમ્, યથ ઇમત્ યત્ તે ફ્રાવઑચિમ.**

અએ જરથુશ્ત્ર! (તું) સોહમણો છે, હે સ્પીતમાનના ખાંનદાનના! (તું) સારાં રૂપનો, (પગનાં) મજબૂત ટેટાંવાળો (તથા) લાંબી બાજુવાળો છે. જે પ્રમાણે આ (ઉપલા શબ્દો) (મેં) તને કહ્યા (તે પ્રમાણે) તારાં તનને માટે (ઇશ્વરી) ખોરેહ તથા (તારાં) રવાનને માટે લાંબા વખત સુધીની સુખાકારી (બહેશ્તનું સુખ) નિર્મિત (છે). (અશીષવંઘ યશ્ત ક૦ ૨૨.)

**મ્રઑત્ અહુરો મજ઼દાઓ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ, અજ઼ૅમ દધાંમ્ અઇરયનૅમ્ ખરૅનો ગઑમવઇતીમ પૅાઉરૂ-વાંથ્વૅમ પૅા[illegible]-ઇશ્તીમ પૅાઉરૂ-ખરૅનંઘ્રહૅમ હુશ-હાંમ-બૅરૅતૅમ્ ખ્રથ્વૅમ, હુશ-હાંમ-બૅરૅતૅમ પઍતૅમ્ આજ઼ીમ્ હમઍસ્તારૅમ્, દુશ્મઇન્યૂમ્ હમઍસ્તારૅમ્.**

(દાદાર) અહુરમજદે સ્પીતમાન જરથુશ્ત્રને કહ્યું કે, લોભના હરીફ તરીકે (તથા) વેરીના હરીફ તરીકે, મેં ઇરાની ખોરેહને ગાય ઢોરથી ભરપુર, માણસોથી ભરપુર, દોલત (અથવા ઇચ્છા)થી ભરપુર, ખોરેહથી ભરપુર, અક્કલથી પુરતી રીતે ભરપુર (તથા) સંપત્તિથી પુરતી રીતે ભરપુર પેદા કીધું. (આસ્તાદ યશ્ત ક૦ ૧.)

**યત્ અસ્તિ અહુરહે મજ઼દાઓ યથ દામાંન્ દથત્ અહુરો મજ઼-દાઑ......પૅાઉરૂચ ક્રપચ.**

જે (ખોરેહ) (દાદાર) અહુરમજદનું છે, જેથી (જે ખોરેહની ખુબીને લીધે) (દાદાર) અહુરમજદે પુષ્કળ અને આબાદીનો વધારો કરનારી ભૂતસૃષ્ટિ બનાવી. (જમ્યાદ યશ્ત ક૦ ૧૦.)

**થ્વાંમ્ જસાઇતિ અહુરો મજ઼દાઑ પઇતિષાઍ[illegible] માંન્ [illegible]ાનો.**

અહુરમજદ, કે જે ભૂતોનો[1] પેદા કરનારો (તથા તે [illegible]નાવવાને માટે) ઘણો ખુશાલ (છે) તે, તારી સામે જશે. ([illegible] ૫૮.)

**ઉપ અએતાંમ્ ક્ષપનૅમ્ અવવત્ પાતોઇશ્ [illegible] યથ વીસ્પૅમ ઇમત્ યત્ જુયો અંઘ્રહુશ.**

---

૧. પ્રાણી માત્રનો.

**જેટલું (સુખ) તમામ દુન્યાનાં લોકો મેળવે છે, તેટલું સુખ** (તે અષો માણસનું) રવાન તે સારૂં મેળવે છે. (હાદોખ્ત નુસ્ક ૫ર. ૨, ફ૦ ૨.)

**અસ્ને વઘધનાત્ નિશહિધઇતિ, ઉશ્તવઇતીમ્ ગાથાંમ્ સ્રાવયો, ઉશ્તતાતॅમ્ નિમ્રઑગ્નો.**

(તે અષો માણસનું રવાન) ઉશ્તવદ ગાથા ગાતું (તથા) સુખ માંગતું, (પોતાનાં જુના શબનાં) માથાં આગળ બેસે છે.

(હાદોખ્ત નુસ્ક ૫ર. ૨, ફ૦ ૪.)

**ઉશ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇ ચીત્.**

સુખાકારી તે (નર)ને (હોય છે) જેનેથી બીજાઓનું કલ્યાણ (થાય છે). (હાદોખ્ત નુસ્ક ૫ર, ૨. ફ૦ ૪.)

**પઇરિ–તે હઑમ અષાઉમ અષવાજ્ઞે દધાંમિ ઇમાંમ્ તનૂમ્ યા મે વઐનઇતે હુરઑધ. ખ્વઋષાઇ હઑમાઇ મધાઇ હવંઘ્રહાઇ અષવસ્તાઇ પઇરિ–મે તૂમચિત્ દ્દયાઑ હઑમ અષવ દૂરઑષ વહિશ્તॅમ્ અહ્વૂમ અષઑનાંમ્ રઑચંઘ્રહૅમ વીસ્પો–ખાથ્રॅમ્.**

(જોતી બોલે છે) હે! અષોઇનું જોર આપનારા અષો હોમ! ડહાપણ, કુલની આબાદી (તથા) પવિત્રાઇ (મેળવવા)ને માટે, આ તન જે મને ખુબસુરત દેખાય છે, (તે) તું તેજી દેનાર હોમને હું અર્પણ કરૂં છું. ઓ દર્દને મુશ્કેલી આપનાર અષો હોમ! અષો (લોકો) નું તેજસ્વી તથા સર્વ આરામવાળું સ્વર્ગ તું મને દેજે. (યજશ્ને હા. ૧૧ ફ૦ ૧૦.)

**યસચ મે અએતહ્મિ અંઘ્રહ્વો યત્ અસત્વઇતિ સ્પિતમ જરથુશ્ત્ર બઘાંમ્ અહુનહે વઇર્યેહે મરાત્ ફ્રા વા મરો દ્રॅનજયાત્ ફ્રા વા દ્રॅનજયો સ્રાવયાત્ ફ્રા વા સ્રાવયો યજાઇતે. થ્રિશ્ચિત્ તરો પॅરॅતૂમ-ચિત્ હે ઉર્વાનॅમ્ વહિશ્તॅમ્ અહૂમ્ ફ્રપારયેનિ અજॅમ્ યો અહુરો મજ્દાઑ. આ વહિશ્તાત્ અંઘ્રહઑત્ આ વહિશ્તાત્ અષાત્ આ વહિશ્તએઇબ્યો રઑચેબ્યો.**

જે કોઇ આ દુન્યામાં હે સર્વથી પવિત્ર જરથુશ્ત્ર! મારા અહુનવરના ભાગને મનમાં યાદ કરે, અથવા મનમાં યાદ કરીને આસ્તેથી ભણે, અથવા આસ્તેથી ભણીને ગાય અથવા ગાઇને તેની વખાણ કરે તો, હું જે અહુરમજદ (તે) તેના રવાંનને (ચીનવત) પુલ ઉપરથી (લઇને) ત્રણ વખત પુણ્યલોક પાર કરાવુંછું. બહેશ્ત તરફ, સર્વથી

શ્રેષ્ઠ અષોઇ તરફ તથા સર્વથી સરસ તેજો તરફ(તેને હું લઇ જાવું છું.)
(યજશ્ને હા. ૧૯ ફ૦ ૬.)

**ઉશ્તા અસ્તિ ઉશ્તા અહ્માઇ. ઉશતતાઇત્ય વીસ્પૅમ્ અષવનૅમ્ વીસ્પાઇ અષઑને. પર–ચિનસ્તિ યથના સ્તાઇત્ય વીસ્પૅમ્ અષવનૅમ્ વીસ્પાઇ અષઑને પર–ચિનસ્તિ.**

ઉશ્તા અસ્તિ ઉશ્તા અહમાઇ (એ શ્લોક બોલતાં) (ભણનાર) જેમ દરેક અષો (માણસ)ને, દરેક અષો (માણસ) તરફ સુખમાં કબુલ રાખે છે, (તેમ) દરેક અષો (માણસ)ને દરેક અષો (માણસ) તરફ દ્રઢતાથી એકત્ર કરે છે. (યજશ્ને હા. ૨૦ ફ૦ ૨.)

**આઅત્ ઍ્રઑત્ અહુરો મજ્દાઓ ઉશ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇચીત્. વસે-ખ્શયાંસ્ મજ્દાઓ દાયાત્ અહુરો.**

**ચિમ્ અએતય પઇતિ–વચ પઇત્યાઍ્રઑત્. ઉશ્તતાતૅમ્ પઇત્યાઍ્રઑત્ ઉશ્તતાઇત્યચ વીસ્પૅમ અષવનૅમ્ હેનતૅમચ બવનતૅમચ બૂષ્યનતૅમચ.**

ત્યારે દાદાર અહુરમજ્દે કહ્યું કે આબાદી (અથવા સુખાકારી) તેને (હોય છે) જેનેથી બીજાઓને સુખ (પહોંચે છે).

પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર અહુરમજ્દ (ઉપર જણાવેલા પરોપકારી નરને) (સુખાકારી) આપે!

આ શ્લોકથી (દાદાર અહુરમજ્દે) શું જાહેર કીધું ?

(જવાબ):-સુખ જાહેર કીધું, (તે એવી રીતે કે) દરેક અષો (માણસ) જે જીવીત છે, જે હૈયાત હતો, તથા જે હવે પછી હૈયાત થશે તેને સુખ (પ્રાપ્ત થાય).[1] (યજશ્ને હા. ૨૧. ફ૦ ૩-૪)

**તા દસ્વર તા બએષજ તા ફ્રદથ તા વરૅદથ તા હુવંઘ્રહ તા અઇવ્યાવંઘ્રહ.**

તે (ગાથા) અમારે માટે સુખાકારી, તનદરોસ્તી, ચઢતી કલા, વૃદ્ધી, કુલની સંપત્તિ (તથા) રક્ષણ તરીકે (થાય)! (યજશ્ને હા. ૫૫. ફ૦ ૩.)

**જમ્યાત્ વો વંઘ્રઑત્ વંઘ્રહો મા વો જમ્યાત્ અકાત્ અષો મા મે જમ્યાત્ અકાત્ અષો.**

---

૧. એટલે આ આનંદનો માર્ગ ભુત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં, એકજ રીતે પ્રાપ્ય છે.

(જોતી રાસ્પીને કહે છે કે) તમને ભલાઇના કરતાં વધારે ભલાઇ પહોંચે! તમને ખરાબીથી વધારે ખરાબી ન પહોંચે, મને ખરાબીથી વધારે ખરાબી ન મળે! (યજશ્ને હા. ૫૯. ફ૦ ૩૧)

**ક્ષ્વીધ્રએચ આઝૂતયએચ માવયચ જઍાથ્રે પઇતિ-જમ્યાઍ દસ્વર્રે બઍષજાઇચ ફ્રદથે વર્રેદથાઇચ હુવંઘ્નહે અષવસ્તાઇચ હુઍાસ્ર-વંઘ્નહે હુરૂન્યાઇચ વૅરેથ્રઘ્ને ક્રાદત્-ગએથાઇચ.**

(મારાં) પોષણને માટે તથા આબાદીને માટે, (મારી) સુખાકારી તથા તનદરોસ્તી માટે, (મારી) ચઢતી કલા, તથા વૃદ્ધીને માટે, કુલની વૃદ્ધિ તથા પવિત્રાઇને માટે, સારી કીર્તી તથા જીવની શાંતીને માટે, વીજય તથા પ્રાણીમાત્રની આબાદી-(એ બધાંને માટે), (હે અરદવીસુર) મારા જેવાની ક્રીયાની ભેટમાં તુ આપે તો સારૂં. (યજશ્ને હા. ૬૮ ફ૦ ૨.)

**તૅમ્ રતૂમ્ યજમઇદે યિમ અહુરૅમ મઝદાંમ દધ્વાઍંઘ્નહુૅમ્ રપૅન્તૅમ તરશવાઍંઘ્નહુૅમ્ વીસ્પ વૅાહુ.**

તે સર્વથી વડો અહુરમજ્દ જે સૃષ્ટા, ખુશાલી આપનાર તથા સકળ જગતનો બનાવનાર, તેને અમે વખાણ્યે છીએ. (યજશ્ને હા. ૭૦ ફ૦ ૧.)

**યથા-ને આ વોહૂ જિમત્ મનંઘ્નહા આ વૅાહૂ ઉરવાષત્ આગેમત્ તા.**

વળી (અમારી) નેક મનશનીને લીધે અમને (સુખ) મળે, તે (સુખ) (અમને) પ્રાપ્ત થાય, (તથા) અમને આનંદ દે. (યજશ્ને હા. ૭૦ ફ૦ ૫.)

**યથ વષિ અષાઉમ્ ઇધ અંઘ્નહો અષવ ફ્રપારયાઍંઘ્નહે ઉરવાનૅમ્ તરો ચિન્વતો પૅરેતૂમ્ વહિશતહે અંઘ્નહેઉશ્ અષવ-જસો ઉશ્તવઇ-તીમ્ ગાથાંમ્ સ્રાવયો.**

અએ અષો (જરથુશ્ત્ર) (તુ કે જે) અત્રે (આ) જગતમાં અષો (છે), જો તુ ઇચ્છે કે (તારાં) રવાનને ચીનવત પુલની પેલીપાર સ્વર્ગનો, અષો (લોક)નો માર્ગ કપાવે, તો (તારે અને પ્રાણી માત્રને માટે) સુખ માંગીને, ઉશ્તવદ ગાથા ગાનારો (તુ થા). (યજશ્ને હા. ૭૧. ફ૦ ૧૬.)

**દસવરૅચ બઍષજૅમચ યઝમઇદે ફ્રદથૅમચ વર્રેદથૅમચ યઝમઇદે પઇતિશતાતૅએ અખતિનાંમચ અસ્તરૅમનાંમચ.**

બીમારી તથા મરકીની સામે થવાને માટે સુખાકારી, તથા તનદ-રોસ્તીને અમે વખાણ્યે છીએ; ચઢતી કલા તથા વૃદ્ધીને અમે વખાણ્યે છીએ. (યજશ્ને હા. ૭૧. ફ૦ ૧૭.)

**વીસ્પાયૂમચ ઉશતતાતૅમ્ યજમઇદે યા નરશ્ સાદ્રા દ્રૈગ્વતે.**

સપુર્ણ આનંદ જે દુષ્ટ માણસની પીડા છે, તેને અમે યાદ કર્યે છીએ. (વીસ્પરદ ક. ૧૮ ફ૦ ૨)

**અહ્યા યાસા નૅમંઘ્રહ્યા ઉસ્તાનજસ્તો રફ્રૅધ્રહ્યા મન્યેઉશ્ મજ્દાઓ પૉઉર્વીમ્ સ્પૅન્તહ્યા અષા વીસ્પૅંગ્ શ્યઓથના વંઘ્રહેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્રહો યા ક્ષ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ્.**

નમ્રતાથી હાથ ઉંચ કરીને, સર્વથી પેહલે અદ્રષ્ય તથા આબાદી કરનાર અહુરમજદના સર્વ અષો કાર્યોને, (તથા) ભલાં મનની અક્કલને, આ ખુશાલીમાં હું માગું છું, કે જેથી જગતના આત્માને હું ખુશ કરૂં. (યજશ્ને હા ૨૮, ફ૦ ૧.)

**મઇબ્યો દાવોઇ અહ્વાઓ અસ્તવતસ્ચા હ્યત્ચા મનંઘ્રહો આયપ્તા અષાત્ હચા યાઇશ્ રપૅન્તો દઇદીત્ ખાથ્રે.**

(આ) (જે) જડ તથા (પેલી) જે મીનો (એ) બે દુન્યાના લાભો (જે) અષોઇથી (મેળવી શકાય) છે, (તે) મને તું આપ, જે (લાભો)ની મારફતે આનંદમય સુખ મળે. (યજશ્ને હા ૨૮, ફ૦ ૨.)

**યએઇબ્યો ક્ષથ્રૅમચા અઘજ્યૅાન્વમ્નૅમ્ વર્દઇતી આર્મઇતિશ્.**

જેઓથી સંપત્તિ આપનારી જે નિત્ય દોલત (સુખ), (તે મળે છે). (યજશ્ને હા ૨૮, ફ૦ ૩.)

**યે ઉર્વાનૅમ્ મેન્ ગઇરે વોહૂ દદે હથ્રા મનંઘ્રહા.**

અહુરમજદનાં કાર્યોને આશીર્વાદ જાણીને, (એટલે અહુરમજદને પસંદ પડતાં કાર્યો કીધાથી જે ઉત્તમ લાભો પામ્યે છીએ તે જાણીને), ભલાં મનથી મારાં રવાનને ગરોથ્માન (સ્વર્ગ) તરફ હું લઇ જાવું. (યજશ્ને હા ૨૮, ફ૦ ૪.)

**દાઇદી અષા તાંમ્ અષીમ્ વંઘ્રહેઉશ્ આયપ્તા મનંઘ્રહો; દાઇદી ત્ નૂ આર્મઇતે વીશતાસ્પાઇ ઇષૅમ્ મઇબ્યાચા.**

ઓ અષ! તે આશીર્વાદ (કે જે) ભલાં મનનું ફળ (છે, તે) તું (મને) આપ. હે આર્મઇતિ! ગુશતાસ્પને તથા મને (મનની) ઇચ્છા અચીત પૂર્ણ કર. (યજશ્ને હા ૨૮, ફ૦ ૭.)

**યૂજૅમ્ અએઇબ્યો અહુરા અઓગો દાતા અષા ક્ષથ્રૅમચા, અવત્

**વૉહૂ મનંઘ્હા યા હુષેઇતીશ રામાંમ્ચા દાત; અજૅમ્ચીત અહ્યા મઝ્દા થ્વાંમ્ મેંઘ્હી પએઑઉર્વીમ્ વએદેંમ.**

(જરથુશ્ત્ર કહે છે) ઓ મઝદ (તથા) અષ! તમે તેઓને (મારા મદદગારોને) જોર તથા સત્તા આપો, કે જેથી નેક વિચારથી (તેઓ) (દુન્યાનાં માનવીઓને) સુખ આપે. ઓ મઝદ તે (ખુશાલી તથા સુખ) નો પેહલો રાખનાર તને હું ગણું છું. (યજશ્ને હા ૨૯, ફ૦ ૧૦.)

**અદા-જી અવા દ્રૂજો અવો બવઇતી સ્કૅન્દો સ્પયથ્રહ્યા, અત અસિશ્તા યઑજન્તે આ-હુષિતોઇશ વંઘ્હેઉશ મનંઘ્હો મઝ્દાઑ અષખ્યાચા, યોઇ જઝૅન્તી વંઘ્હાઉ સ્રવહી.**

જેઓ ભલી કીર્તીમાં જન્મેલા છે, (તેઓ) જ્યારે અહુરમજદનાં, બહમનનાં તથા અષનાં સારાં સ્થાનમાં શામેલ થાય છે ત્યારે, તાબડ-તોબ નાશ કરનાર દરૂજનો ટેકો જરૂર તુટેલો થાય છે.

(યજશ્ને હા. ૩૦, ફ૦ ૧૦.)

**યાંમ્ દાઑ મઇન્યૂ આથ્રાચા અષાચા ચોઇશ રનોઇબ્યા ક્ષ્નૂતૅમ હ્યત ઉર્વતૅમ ચઝ્દાનંઘ્હવદેબ્યો તત.**

(દીનને ખાતર) લડનારાઓને તથા દીન ચાશીદારોને જે સંપૂર્ણ ખુશાલી તેં દીધી છે, તે (ખુશાલી), અએ મીનો (અહુરમજદ!) હમારી તેજી તથા અષોઇને લીધે તું અમને આપ.

(યજશ્ને હા. ૩૧, ફ૦ ૩.)

**અષા દાતા ..વીદુયે વૉહૂ મનંઘ્હા મેન્યા, દઇઘાઇ યેહ્યામા ઍરેષિશ.**

અષોઇ (તથા) (દીનના) નીયમો વીષે (જાણવાનું) (હોય, તે) મારી નેક મનશ્નીથી[1] હું જાણું, જેનો લાભ મને હાથ આવે.

(યજશ્ને હા ૩૧, ફ૦ ૫.)

**મઝ્દાઑ દદાત અહુરો હઉર્વતો અમૅરેતાતસ્ચા, બૂરોઇશ આ અષખ્યાચ ખાપઇથ્યાત ક્ષથ્રહ્યા સરો, વંઘ્હેઉશ વઝ્દ્વરે મનંઘ્હો, યે હ્વોઇ મઇન્યૂ શ્યઑથનાઇશ્ચા ઉર્વથો.**

જે નર (પોતાના) વિચારોથી તથા કાર્યોથી તેનો (એટલે અહુર-મજદનો) મીત્ર (થાય છે), (તેને) અહુરમજદ પોતાની સ્વતંત્રતાથી

1. ચિત્ત શુદ્ધિથી.

તંદરોસ્તી, અમરત્વ દેશે, (તથા) આબાદીની, અષોઇની (તથા) સત્તાની સરદારી (તથા) ભલાં મનનું સુખ આપશે. (યજશ્ને હા ૩૧, ફ૦ ૨૧.)

**યાસત્......દએવા; મહિ મનોઇ અહુરહ્યા, ઉર્વાજેમા મજ્દાઓ.**

બુરાં માણસોએ (મારી પેગમબરીનાં કાર્યમાં નડતલ કરવાને) (અહુરમજદને) વિનંતી કરી, (પણ) મારાં મનમાં અહુરમજદનો પૂર્ણાનંદ છે. (યજશ્ને હા. ૩૨, ફ૦ ૧.)

**તા દબેનઓતા મષીમ્ હુજ્યાતોઇશ્ અમેરેતાતસ્ચા.**

(ઓ દૈત્યો!) જીવનનાં સુખ તથા અમરત્વ વીષે માણસોને તમે ભૂલથાપ આપો છો (ખોટું સમજાવો છો.)[1] (યજશ્ને હા. ૩૨, ફ૦ ૫.)

**વીસ્પાઓ-સ્તોઇ હુજીતયો યાઓ-જી આઓંહરે, યાઓસ્ચા હેન્તી, યાઓસ્ચા મજ્દા બવઇન્તી, થ્વાહ્મી હીશ્ જઓષે આબક્ષોહ્વા વોહૂ ઉક્ષ્યા મનંઘ્હા ક્ષથ્રા અષાચા ઉશ્તા તનૂમ્.**

જીંદગીની તમામ સુખી સ્થિતી, જે (માણસોથી) આગળ ભોગવવામાં આવતી હતી, તથા જે હાલમાં ભોગવવામાં આવે છે, તથા જે હવે પછી ભોગવવામાં આવશે તે, હે અહુરમજદ! (મારી તરફની) તારી પ્રીતમાં ખચીત તુ (મને) દે. (વળી) નેક મનશ્ની, અષોઇ, જોર, (અથવા સત્તા) તથા આબાદીથી, (મારાં) તનને તુ બળવાન કર. (યજશ્ને હા ૩૩, ફ૦ ૧૦.)

**રફેધ્રાઇ વૉઉરૂચષાને, દોઇષી મોઇ યા-વે અભિક્રા તા ક્ષથ્રહ્યા અહુરા યા વંઘ્હેઉશ્ અષિશ્ મનંઘ્હો.**

ઓ અહુરમજદ! (મારી) ખુશાલીને માટે (તથા) પુરતી રીતે દીનનું જ્ઞાન સંપાદન કરવાને માટે, શેહરેવરની તથા બહમનની જે આશીર્વાદ પામેલી બક્ષેસો, તે અમુક રીતે (તુ) મને આપ. (યજશ્ને હા ૩૩, ફ૦ ૧૩.)

---

૧. દૈત્યોની લાલચને શરણ થનારાઓ વીષયોમાં ફસીને તેમના ચલિત ભોગોમાં સુખ માને છે, જ્યારે ખરેજ તે દુઃખો અને દર્દોના સાધનો 'અષ'ના નીયમાનુસાર નિર્મિત છે. ખરૂં સુખ સદાકાલ સુધીનુંજ છે, જે માનવી પ્રાપ્ત કરી શકે છે, એ શીક્ષણ દૈત્યો આપતા નથી, પણ ક્ષણભંગુર લાલસાઓ તરફ માનવીને દોરવીને, તેનાં ખરાં સુખથી તેને વેગળે લઈ જાય છે.

**યા શ્યઑથના યા વચંઘ્રહ્રુ યા યસ્ના અમૅરતતાતૅમ્ અષૅમ્ચા તએઇબ્યો દાઑઘ્રહા મજ઼્દા ક્ષથ્રૅમ્ચા હુઉર્વતાતો અએષાંમ્ તોઇ અહુરા એહ્મા પૉઉરૂતૅમાઇશ દસ્તે.**

જે કાર્ય, જે શબ્દ, તથા જે ભક્તિને લીધે અમને અમરત્વ, અષોઇ, સત્તા તથા સુખાકારી મળે છે તે, ઓ અહુરમજદ! સહુથી પ્રથમ તને હું અર્પણ કરૂં છું. (યજશ્ને હા. ૩૪, ફ૦ ૧.)

**તૅમ્ અદ્વાનૅમ અહુરા યેમ્ મોઇ ભ્રઑાશ વંઘ્રહેઉશ મનંઘ્રહો, દએનાઑ સઑશ્યન્તાંમ્ યા હ્રકૅરેત અષાચીત્ ઉર્વાક્ષત્, હાત્ ચિંઆવશ્તા હુદાબ્યો મીજ઼્દૅમ્ મજ઼્દા, યેહ્યા તૂ દથ્રૅમ્.**

વોહુ (નેક) મનવાળાનો તે માર્ગ જે વિષે, ઓ અહુરમજદ! મને તેં કહ્યું હતું તે સંબંધમાં, સઓશ્યન્તોના હુકમો જે (પ્રમાણે ચાલ્યા) થી પવીત્ર કાર્ય કરનાર માનવી, પોતાની અષોઇ ઇત્યાદીને લીધે સુખ ભોગવે છે, તે વિષે, તથા સારાં ડહાપણવાળાઓને જે બદલો (આપવાને), ઓ અહુરમજદ! તેં કબુલાત આપી છે, જે (કબુલાત) નો આપનાર તું પોતે (છે), (એ બધા વિષે) (તું મને સમજાતી દે.)

(યજશ્ને હા ૩૪, ફ૦ ૧૩.)

**વસે-ક્ષયાંસ્ મજ઼્દાઑ દાયાત્ અહુરો ઉતયૂઇતી તવીષી ગત્ તોઇ વસૅમી અષૅમ્ દૅરૅદ્વયાઇ તત્ મોઇ દાઑ આર્મઇતી રાયો અષીશ વંઘ્રહેઉશ ગએમ્ મનંઘ્રહો.**

પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર અહુરમજદ, (સદરહુ પરમાર્થી માણસોને) તંદરોસ્તી તથા જોર દે. અષોઇ પકડી રાખવાને કાજે (ઓ અહુરમજદ!) તારી પાસેથી (હું) તે (તંદરોસ્તી તથા બળ) ખચીત માંગું છું. આર્મઇતી (નમ્રતા) ને લીધે (ઓ અહુરમજદ!) (તું) મને સંપત્તિ, ભલા આશીર્વાદ (તથા) ભલાં મનનું જીવન દે.

(યજશ્ને હા. ૪૩, ફ૦ ૧.)

**મજ઼્દા, યા દાઑ અષા વંઘ્રહેઉશ માયાઓ મનંઘ્રહો, વીસ્પા અયારે દરૅગો-જ્યાતોઇશ ઉર્વાદંઘ્રહા.**

**હે મજદ! લાંબા જીવનના બધા દહાડા નેક મનશ્નીની દોલત, અષોઇની મારફતે (અમને) દ્યુ દે.** (યજશ્ને હા ૪૩, ફ૦ ૨)

**હઇથ્યો દ્રએષાઑ હાત ઇસોયા દૅગ્વાઇતે અત્ અષાઉને રફ઼ેનો**

**ઞ્યેમ્ અઍાજોંગ્હુવત્; હાત્ આ બૂશ્તીશ્ વસસે ક્ષથ્રહ્યા દ્યા; યવત્ આ થ્વા મજ્દા સ્તાઓમી ઉક્ષ્યાચા.**

જાહેર રીતે દુષ્ટ (માણસ)ને માટે એક શત્રુ (તથા) અષો (માણસ)ને માટે એક જબરો ખુશાલી ચાહનાર, હું થાઉં![1]

ઓ અહુરમજદ! જ્યાં સુધી (હું) તને વખાણું છું, તથા તારી કીર્તીના ગાયન ગાઉ છું (ત્યાં સુધી) (તારી) બાદશાહીની શોભામાં તથા (તેને માટેની) ઇચ્છામાં હું ઉમંગી થાઉં! (યજશ્ને હા ૪૩, ફ૦ ૮.)

**હાત્ ના ફ્રયાઇ વએદ્દેમ્નો ઇસ્વા દઇદીત્ મઇબ્યો મજ્દા તવા રફ્નો ફ્રાક્શ્નેનેમ્ હાત્ થ્વા ક્ષથ્રા અષાત્ હચા ફ્રાંક્તા.**

તે જ્ઞાની (તથા) બળવાન માનવી[2] મને મીત્રને, ઓ અહુરમજદ! પુરતી રીતે ખુશાલી આપી શકશે, કે જે તારી સર્વ શક્તિ તથા અષોઇને લીધે તેં નિર્મિત કરી (છે). (યજશ્ને હા ૪૩, ફ૦ ૧૪.)

**અષેમ્ શ્યૌથનાઇશ દેબાંજઇતી આર્મઇતિશ તઇબ્યો ક્ષથ્રેમ્ વોહૂ ચિનસ મનંઘ્હા, કએઇબ્યો અજીમ્ રાન્યો-સ્કેરેતીમ્ ગાંમ તષો.**

(શું) આર્મઇતિ (એટલે નમ્રતા) (તેનાં) કાર્યોને લીધે અષોઇને વધારે છે? (શું તેં) તારૂં રાજ્ય નેક મનશ્ની ઉપર સ્થાપ્યું છે? કોણને માટે (આ) આનંદ દેનારી ફરતી જગત તેં સારજી?

(યજશ્ને હા. ૪૪, ફ૦ ૬.)

**તત્ થ્વા પેરેસા એરેશ-મોઇ વઓચા અહુરા,.....યાચા અષા અંઘ્હેઉશ્ અરેમ્ વએદ્યાઇ; કા-મે ઉર્વા વોહૂ ઉર્વાષત્ આગેમત્ તા.**

જે (ભક્તિ) આ દુન્યાનું સુખ અષોઇની મારફતે સંપાદન કરવાને માટે (જરૂર છે), તે વીષે ઓ અહુરમજદ! તને હું પુછું છું, તે (તું) મને સત્ય કહેજે. મારૂં રવાન કઇ ભલાઇ (અથવા નેકી)થી ખુશાલી પામશે કે જેથી (તે) કૃતકૃતાર્થ[3] થાય. (યજશ્ને હા. ૪૪, ફ૦ ૮.)

**મજ્દાઓ ક્ષથ્રા વરેજી નાઓ દ્યાત્ અહુરો; પસૂશ્ વીરેંગ્ અહ્મા-કેંગ્ ફ્રદથાઇ આ, વંઘ્હેઉશ્ અષા હુઓજાંથ્વાત્ આ મનંઘ્હો.**

**અમારાં માણસો તથા ગાય ઢોરોને આબાદ કરવા સારૂ,[4] (અમારાં)**

૧. અત્રે વીરપણું દેખાડીને, ડર્યા વિના અષોઈનો માર્ગ કેમ પકડવો જોઈએ, તે જણાવ્યું છે. ૨. અત્રે ઈશારો શીક્ષક-ગુરૂને લગતો હોય એમ ભાસે છે. ૩. સફળ. ૪. Give us our daily bread!

ભલાં મનનાં સારાં ડહાપણને લીધે (તથા) અષોઇને લીધે, અહુરમજદ (પોતાની) સત્તાથી, (જોઇતું) બળ અર્પે. (યજશ્ને હા ૪૫, ફ૦ ૯.)

**યે આંન્મેની મજ્દાઑ સ્રાવી અહુરો; હ્યત હોઇ અષા વૉહુચા ચોઇશત્ મનંધ્રહા ક્ષથ્રોઇ હોઇ હઉર્વાતા અમૅરૅતાતા અહ્માઇ સ્તોઇ દાંન્ તેવીષી ઉતયૂઇતી.**

જે પોતાનાં અખુટ બળમાં, મહાજ્ઞાની તથા જીવન દેનાર સમાન જણાયલો છે, (તથા) જેણે અષોઇ અને નેક મનશ્નીથી પોતાનાં રાજ્યમાં તે (સદગુણીને માટે) સુખાકારી તથા અમરત્વ મુકરર કીધું છે; (વળી) (અહુરમજદ) તે સદગુણીને સર્વ કાળમાં શક્તિ તથા જોર આપે છે. (યજશ્ને હા ૪૫, ફ૦ ૧૦.)

**અષા...આર્મતોઇશ ગએથાઑ ફ્રાદો થ્વક્ષંધ્રહા; અત ઇશ વૉહૂ હેમ્ અઇબી–મોઇસ્ત્ મનંઘ્રહા, અએઇબ્યો રફેધ્રાઇ મજદાઑ સસ્તે અહુરો.**

(જેઓ) અષોઇને લીધે આર્મઇતિ (નમ્રતા)ના મુલકોને પોતાની ચંચલાઇથી ચઢતી પાયરી ઉપર લઇ જાય છે, તેઓને (દાદાર) અહુર-મજદ ભલાં મનને કારણે સાથે મળેલા છે, (તથા તેઓનાં) સુખને કાજે (દાદાર) અહુરમજદ તેમને સન્માર્ગ દેખાડે છે. (યજશ્ને હા ૪૬, ફ૦ ૧૨.)

**યે સ્પિતામૅમ્ જરથુશ્ત્રૅમ્ રાદંઘ્રહા મરૅતએપૂ ક્ષ્નાઉશ હ્વો–ના ફ્રસ્રવંદ્યાઇ ઍરૅદ્વો અત્ હોઇ મજ્દાઑ અહૂમ્ દદાત્ અહુરો અહ્માઇ ગએથાઑ વૉહૂ ફ્રાદત મનંઘ્રહા.**

માણસોમાંથી જે કોઇ સ્પીતમાન જરથુશ્ત્રને મેહેરબાની (અથવા સુખ)થી ખુશી કરશે, તે માણસ પોતે (દીનનાં આદેશો) જાહેર કર-વાને યોગ્ય (છે), તે માણસને અહુરમજદ પુણ્યલોક આપશે (તથા) નેક મનશ્નીને લીધે તેના બચ્ચાં છોકરાં, પશુ, ઢોરોને આબાદ કરશે. (યજશ્ને હા ૪૬, ફ૦ ૧૩.)

**સ્પૅન્તા મઇંન્યૂ વહિશ્તાચા મનંઘ્રહા હચા અષાત્ શ્યઑથનાચા વચંઘ્રહાચા, અહ્માઇ દાંન્ હઉર્વાતા અમૅરૅતાતા મજ્દાઑ ક્ષથ્રા આર્મઇતી અહુરો.**

**અષોઇથી (ઉત્પન્ન થતા) સર્વથી નેક વિચાર, વાણી તથા કાર્યને**

**વંઘ્નહેઉશ્ મન્યેઉશ્ શ્યઑથનાઇશ્ મજ્દાઑ અહુરો.**

પવીત્ર મનશ્નીનાં કાર્યોને લીધે (તેઓને) દાદાર અહુરમજદ (નો સાક્ષાત્કાર થશે.) (ગાથા ઉશતવદ યજશ્ને હા ૪૫, ફ૦ ૫.)

**તૅમ્ ને વૉહૂ મન્ મનંઘ્હા ચિક્ષ્નુષો,**
**યે-ને ઉસેન્ ચોર્‌ત્ સ્પેન્ચા અસ્પેન્ચા.**

પવીત્ર મનશ્ની સાથે તેને અમે રાજી રાખવા ઇચ્છીએ છીએ, જેણે અમારૂં કલ્યાણ ઇચ્છિને, સુખ તથા દુઃખ[1] પેદા કીધું છે.

(ગાથા ઉશતવદ, હા ૪૫, ફ૦ ૯.)

**આખ્સો વંઘ્હેઉશ્ અષા ઇશ્તીમ્ મનંઘ્હો.**

અષોઇની મારફતે ભલાં મનની દોલત (મને) તું શીખાડ.

(ગાથા ઉશતવદ, યજશ્ને હા ૪૬, ફ૦ ૨ )

**કએઇબ્યો ઉથાઇ વૉહૂ જિમત્ મનંઘ્હા.**

ભલી મનશ્નીને લીધે, મદદને માટે કોણને તે પહોંચશે ?

(ગાથા ઉશાતવદ, યજશ્ને હા ૪૬, ફ૦ ૩.)

**યેંગ્સ્તૂ મજ્દા હૅર્મોઇ મિનશ્ અહુરા**
**તેંગ્ જ્બ્યા વંઘ્હેઉશ્ ઉખ્ધાઇશ્ મનંઘ્હો.**

જેમને તેં, ઓ અહુરમજદ! તારા મીત્રતામાં લાયક ગણ્યા છે, તેમને (મારી) પવીત્ર મનશ્નીના વચનોથી હું યાદ કરૂં છું.

(ગાથા ઉશતવદ, યજશ્ને હા ૪૬, ફ૦ ૧૪.)

**અત્ ઇશ્ વૉહૂ હૅમ્ અઇબી-મોઇસ્ત્ મનંઘ્હા,**
**અએઇબ્યો રફ્રૅધ્રાઇ મજ્દાઑ સસ્તે અહુરો.**

તેમને (એટલે તુરાની ફ્રયાનની ઓલાદમાંથી જન્મ પામેલાઓને) અહુરમજદ ભલાં મનની મારફતે સાથે મળેલા છે (તથા તેમના) સુખને માટે અહુરમજદ, તેમને સારો માર્ગ દેખાડે છે.

(ગાથા ઉશતવદ, યજશ્ને હા ૪૬, ફ૦ ૧૨.)

---

૧. दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

(ગીતા ૨-૫૬.)

દુઃખે મન કષ્ટાય નહિં, સુખમાં સ્પૃહા અને વલગણુ વિના રહે, ખેંચાણુ, ભય અને ક્રોધ રહિત, સ્થીર બુદ્ધિવાળો, મુની લેખાય છે.

ફ્રેરષઓશ્ત્રા અથ્રા-તૂ અરૅદ્રાઇશ ઇદી.....
યથ્રા વંઘ્હેઉશ મનંઘ્હો ઇશ્તા ક્ષથ્રૅમ.

ઓ ફ્રરશોશ્ત્ર! તું તે મદદગારો સાથે તે તરફ જા, કે જ્યાં ભલી મનશ્નીની પસંદ પડતી સત્તા હોય છે.

(ગાથા ઉશતવદ, યજશ્ને હા ૪૬, ફ૦ ૧૬.)

યે મઇબ્યા યઓશ અહ્માઇ......
મઝ્યાઓ ઇશ્તોઇશ વાહૂ ચોઇષૅમ મનંઘ્હા.

જે કોઇ મને આનંદ આપશે, તેને ભલી મનશ્નીથી મારી આશીષોનો (હીસ્સો) હું આપું. (ગાથા ઉશતવદ, યજશ્ને હા ૪૬, ફ૦ ૧૮)

તા દાઓ સ્પેન્તા મઇન્યૂ મઝ્દા અહુરા
આથ્રા વંઘ્હાઉ વીદાઇતે રાનોઇબ્યા
આર્મતોઇશ દેબાંજંઘ્હા અષઝ્યાચા
હા-જી પોઉરૂશ ઇષૅન્તો વાઉરાઇતે.

હે આબાદી કરનાર, અદ્રષ્ય અહુરમજદ! (તારા) આતશની મારફતે, તે બે હરીફોને તેમની સંપૂર્ણ મનશ્ની તથા અષોઇની વૃદ્ધિ પ્રમાણે ભલા ચુકાદામાં (એટલે વાજબી ઇનસાફ કરીને), તે (બદલો) તું આપે છે અને (તારો) તે (વાજબી ચુકાદો) ઉમેદવારોને પસંદ પડે છે. (ગાથા સ્પેન્તોમદ યજશ્ને હા ૪૭, ફ૦ ૬.)

થ્વાવાંસ મઝ્દા વંઘ્હેઉશ ખ્રથ્વા મનંઘ્હો.

હે અહુરમજદ! ભલાં મનની અક્કલથી (કોઇ પણ માનવી) તારી હારમાં (આવી શકે.) (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૮, ફ૦ ૩.)

ની-અએષૅમો ની-દ્યાતાંમ, પઇતિ રૅમૅમ પઇતિ-સ્યોદૂમ
યોઇ આ વંઘ્હેઉશ મનંઘ્હો દીદ્રઘ્ઝોદુયે
અષા વ્યાંમ.

(તમે) જેઓ પવીત્ર વીચારનાં માર્ગને અષોઇની મારફતે દ્રઢતાર્થી પકડવાને ઇચ્છો છો, (તેઓ) ક્રોધના દૈત્યને દાબેલો રાખો, તથા મારામારી (અથવા દ્વેષભાવ)ને કાપી નાંખો.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૮, ફ૦ ૭.)

કેંગ આ વંઘ્હેઉશ જિમત મનંઘ્હો ચિસતિશ.

કોણની તરફ ભલાં મનનું ડહાપણ આવશે ?

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૮, ફ૦ ૧૧.)

દઇબિતા ..રારેષો...

નએદા વૉહૂ મઝ્દા ફ્રશ્તા મનંઘ્રહા.

તે દુઃખ દેનારો ઠગારો પવીત્ર મનશ્નીથી, ઓ અહુરમજદ! (ધર્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન વીષે) જાણીતો થયલો નથી.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૯, ફ૦ ૨.)

તા વંઘ્હેઉશ્ સરે ઇજયા મનંઘ્હો.

ભલાં મનની સરદારીને હું પસંદ કરૂં છું.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૯, ફ૦ ૩.)

અત હ્વો મઝ્દા ઇઝ્ાચા આઝ્ઇતિશ્ચા,

યે દએનાંમ વૉહૂ સારશ્તા મનંઘ્રહા.

જે કોઇ (આ માજદયસ્ની) દીનને પવીત્ર મનશ્નીથી શ્રેષ્ટ ગણે છે, તે પોતે, હે અહુરમજદ! પુષ્કળપણાં તથા સંપત્તિનું મૂળ છે.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૯, ફ૦ ૫.)

તત્ચા વૉહૂ મઝ્દા સ્રઑતૂ મનંઘ્રહા.

હે અહુરમજદ! (દરેક માનવી) (પોતાની) પવીત્ર મનશ્નીથી આ (ધર્મનો વીષય) સાંભળશે. (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૯, ફ૦ ૭.)

તએચા મઝ્દા થ્વહ્મી આદાંમ્ નિપાઑંઘ્હે

મનો વૉહૂ......યા આરૂમઇતિશ્ ઇઝ્ાચા.

પવીત્ર મનશ્ની જેને લીધે નમ્રતા તથા સંપત્તિ (હોય છે), (તે) હે અહુરમજદ! તારા આશ્રયમાં હું સોંપું છું (તને અર્પણ કરૂં છું.)

(ગાથા સ્પેન્તોમદ યજશ્ને હા ૪૯, ફ૦ ૧૦.)

કત્ તોઇ અષા જ્બ્યેન્તે અવંઘ્હો

જરથુશ્ત્રાઇ, કત્ તોઇ વૉહૂ મનંઘ્હા.

તારા નમ્ર જરથુશ્ત્રને[1] માટે (હે અહુરમજદ), (તેની) રાસ્તીને લીધે તથા (તેની) નેક મનશ્નીને લીધે (તારી) મેહરબાનીનો કેટલો (ભાગ) તું આપવાનો છે? (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૪૯, ફ૦ ૧૨.)

---

૧. જરથુશ્ત્ર પોતાને નમ્ર તરીકે ઓળખાવે છે, તેમ ક્રાઈસ્ટને ઘેટાં (Lamb) ની ઉપમા આપી છે. અહંકારને તોડવા સારૂ આ ગુણ અનિવાર્ય છે.

કે–મોઇ પસેઉશ્ ... ... થ્રાતા વિસ્તો,
અન્યો... થ્વત્ચા મઝ્દા અહુરા
અઝ્દા જ્ઞાતા વહિશ્તાઅત્ચા મનંઘ્હો.

હે આરાધના પામેલા અહુરમજદ! તુ મને કહે, કે તું સીવાય તથા સર્વથી પવીત્ર મનશ્ની સિવાય, મારાં પશુનો[1] બચાવનાર તરીકે કોણ જણાયલો છે. (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૧.)

અત્ વાઓ યજાઇ સતવસ્ મઝ્દા અહુરા
હદા અષા વહિશ્તાચા મનંઘ્હા
ક્ષથ્રાચા યા ઇષો સ્તાઓઁઘ્હત્ આ–પઇથી
આકાઓ અરેદ્રૈંગ્ દેમાને ગરો સેરઓષાને.

હે અહુરમજદ! (હું જે તારી) કીર્તિ ગાનારો, (તે) અષોઇથી સૌથી નેક મનશ્નીથી તથા દ્રઢતાથી, તને નિત્ય આરાધું, જેથી (કોઇ પણ માણસ) પોતાની ઇચ્છાના માર્ગમાં ઉભો રહે, તથા ગરોથ્માન (સ્વર્ગ)માં (મારી) ભક્તિ (નાં ગાનો) સ્પષ્ટ રીતે હું સાંભળું.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૪.)

મહ્યા રાજૈંગ્ વોહૂ સાહીત્ મનંઘ્હા.

(કોઇ પણ માનવી) પવીત્ર મનશ્નીથી મારા ભેદો શીખાડી શકે છે.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૬.)

અત્ વે યઓજા જેવીશ્તૈંગ્ ઉર્વતો
જયાઇશ્ પરેથૂશ્ વહ્મહ્યા યૂષ્માકહ્યા
મઝ્દા અષા ઉગ્રેંગ્ વોહૂ મનંઘ્હા;
યાઇશ્ અજાથા મહ્માઇ ખ્યાતા અવંઘ્હે.

હે અહુરમજદ! અષોઇ તથા પવીત્ર મનશ્નીની મારફતે, તારી ભક્તિના લાભકારક, મજબુત તથા દ્રઢ માર્ગો તરફ પહોંચીને, હું તારી ઉપરજ મારૂં ચિત્ત ચોટાડું છું, જેને લીધે (મને) તું દોરવ, (તથા) મારી મદદે તું થા.[2] (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૭.)

---

૧. પશુ એટલે શરીર અને તેના વિકારો.

૨. એનો વળતો જવાબ શ્રી કૃષ્ણ આ પ્રમાણે વાળે છે.

अनन्यश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम ॥ (ગીતા, ૯–૨૨.)

અનન્ય ચિત્તથી જેઓ મારી ઉપાસના કરે છે, તેવા નિત્ય યોગીઓના, યોગનું બળ હું વધારૂં છું.

**પઇરિ જસાઇ મજદા......અત્ વાઓ વંઘુહેઉશ્ મનંઘ્હો હુન-ર્‌ંતાતા.**

એ અહુરમજદ! પવીત્ર મનશ્નીની ખુબીની મારફતે તને અને તને ખચીત હું પહોંચું. (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૮.)

**વાઓ...સ્તવસ્ અયેની,**
**મજ્દા...વંઘ્હેઉશ્ ષ્યઑથનાઇશ્ મનંઘ્હો.**

(હું જે તારી) સ્તુતિ ગાનાર (તે) હે અહુરમજદ! પવીત્ર મન-શ્નીનાં કાર્યોની મારફતે, તને પહોંચું.

(ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૯.)

**અત્ યા વરેષા યાચા પઇરિ આઇશ્ શ્યઑથના**
**યાચ્યા વૉહૂ ચષ્માંમ્ અરેજત્ મનંઘ્હુ.**

એ (ભક્તિ તથા અષોઇ)ની મારફતે જે જે સારાં કાર્યો એકેક પછી હું કરીશ, તે પવીત્ર મનશ્નીને લીધે (માણસોની) નજરમાં માનને લાયક ગણાશે. (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૧૦.)

**દાતા અંઘ્હેઉશ્ અરેદત્ વૉહૂ મનંઘ્હા**
**હઇથ્યાવર્‌ંશ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રંષોતંમંમ્.**

અષોઇના કાર્ય કરનારાઓની ઇચ્છા, જે સૌથી ચઢતી પદવીની (છે, તેને) જગતનો સ્રષ્ટા (અહુરમજદ) (તે કાર્ય કરનારાઓની) પવીત્ર મનશ્નીને લીધે, પાર પાડે છે. (ગાથા સ્પેન્તોમદ, યજશ્ને હા ૫૦, ફ૦ ૧૧.)

**ક્ષ્માકંમ્ વૉહૂ મનંઘ્હા વહ્માઇ દાઇદી સવંઘ્હો.**

પવીત્ર મનશ્નીથી (કીધેલી) (તારે માટેની) અમારી ભક્તિ માટે (તેના) લાભોની પ્રાપ્તિ તું આપ. (ગાથા વોહૂક્ષથ્ર, યજશ્ને હા ૫૧, ફ૦ ૨.)

**આ-વે ગેઉષા હેમ્યન્તૂ, યોઇ**
**વે.....સારેન્તે,**
**અહુરો .....**
**ઉખ્ધાઇશ્ વંઘ્હેઉશ્ મનંઘ્હો.**

જેઓ (પોતાની) પવીત્ર મનશ્નીની (એટલે ખરાં અંતઃકરણથી કીધેલી) ભક્તિથી, એ અહુરમજદ! તને સરદાર તરીકે લેખે છે, તેઓ પોતાની કીર્તિને લીધે (છેવટે) તારામાં સાથે મળી જાય.

(ગાથા વોહૂક્ષથ્ર યજશ્ને હા ૫૧, ફ૦ ૩.)

કુથા મનો વહિશ્તૅમ્.

સૌથી શ્રેષ્ઠ મનશ્નની શામાં છે? (જવાબ–કોઇનું પણ બુરૂં ન ઇચ્છવામાં–અહિંસામાં.)[1] (ગાથા વોહૂક્ષથ્ર, યજશ્ને હા ૫૧, ફ૦ ૪.)

હ્યત્ મીઝ્દૅમ્ જરથુશ્ત્રો
મગવબ્યો ચોઇશત્ પરા
ગરો દ્માને અહુરો
મઝ્દાઓ જસત્ પૉઉરૂયો
તા વે વૉહૂ મનંঘ્હા
અષાઇચા સવાઃશ્ચિવીષી.

જે બદલો (પેગંબર) જરથુશ્ત્રે મગવ (એટલે પવીત્ર ભકતો)ને માટે પ્રથમથી નિર્માણ કર્યો છે, તે (ઓ માજદયસ્નની જરથુશ્તીઓ!) તમને પણ (તમારી) પવીત્ર મનશ્નીને લીધે તથા અષોઇને માટે આર્શીર્વાદો સાથે આપવામાં આવશે. (તે બદલો ગરોથમાન સ્વર્ગ,) (કે જે) ગરોથમાનમાં અહુરમજદ સર્વથી પેહલાં દાખલ થયો.

(ગાથા વોહૂ ક્ષથ્ર, યજશ્ને હા ૫૧. ફ૦ ૧૫.)

તત્–વે ને હુઝ્ઓષાઓંઘ્હો
વીસ્પાઓંઘ્હો દઇદ્યાઇ સવો,
......વૉહૂ મનંঘ্હુ........

તમો સર્વે એક મરજી રાખનારા (જગતના કલ્યાણાર્થે એક દીલથી સહકાર કરનારા) (અમેશાસ્પંદો) (અમારી) પવીત્ર મનશ્નીને લીધે (તમો) અમને સુખ (અથવા સંપત્તિ) દો.

(ગાથા વોહૂ ક્ષથ્ર યજશ્ને હા ૫૧, ફ૦ ૨૦.)

વૉહૂ ક્ષથ્રૅમ્ મનંઘ્હા;
મઝ્દા દદાત્ અહુરો.

તેને (સંપૂર્ણ મનશ્નીવાળા માણસને), અહુરમજદ (તેની) પવીત્ર વાનતને લીધે સત્તા દે છે. (ગાથા વોહૂ ક્ષથ્ર, યજશ્ને હા ૫૧, ફ૦ ૨૧.)

---

૧. अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम्
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रिरचापलम् ॥

(ગીતા, ૧૬–૨.)

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, ચુગલીનો ત્યાગ, અલોભ અને સર્વ ભૂતો (પ્રાણીઓ) માટે દયા, લજ્જા, સાદાઈ, દ્રઢતા (એ દૈવી સ્વભાવવાળાઓ દેખાડે છે.)

યા ફ્‌દ્રોઇ વીદાત્
પઇથ્યએચા વાસ્ત્રયએઇબ્યો અત્ચા ખએતએવે
અષાઉની અષવબ્યો, મનંઘ્રહે વંઘ્રહેઉશ્,
ખેનવત્ હંઘ્રહુશ્ મે બેએત્ ઉશ્.

(પોઉરૂચીસ્તી પોતાની બેહનપણીઓને નીચે પ્રમાણે સલાહ દે છે) જે (છોકરી) અષો (રહીને) પોતાના બાપને, પોતાનાં ધણીને, પોતાનાં માણસોને તેમજ પોતાનાં સગાંઓને (તથા) અષો માણસોને વફાદાર રહેશે, (તેણીની) પવીત્ર ધાનતની ઇચ્છા પુરતી રીતે પાર પડશે, અને અહુરમજદ (તેણીની) સારી ધાનતને માટે સદાકાળ સારૂં, (તેણીને) ગરોથમાન સ્વર્ગ અર્પશે.

(ગાથા વહિશ્તોઈશ્ત, યજશ્ને હા ૫૩, ફ૦ ૪.)

વએદેમ્ દએનાબીશ્ અબ્યસ્તા
અહૂમ્ યે વંઘ્રહેઉશ્ મનંઘ્રહે.

(અષો જરથુશ્ત્ર બોધ દે છે કે) ધાર્મિક માણસોની મારફતે જ્ઞાન સંપાદન કરીને, પવીત્ર મનશ્નીનું જીવન મેળવજો.

(ગાથા વહિશ્તોઈશ્ત, યજશ્ને હા ૫૩. ફ૦ ૫.)

---

## અન્ય ધર્મોની સરખામણીઓ.



मनेव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।

મનજ માનવીના બંધ અને મોક્ષનું કારણ છે.

बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतातात्मैव शत्रुवत् ॥

(ગીતા ૬-૬.)

પોતેજ પોતાનો બંધુ (સગો) છે જેણે પોતાનું મન જીત્યું જેણે મનનો ક્લેશ અને વેગ ન જીત્યો, તેનું મન શત્રુ સમાન વર્તે છે.

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचरित्रते स्थितः ।
मनः संयम्य मच्चितो युक्त आसीत मत्परः ॥

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥

(ગીતા ६, १४-१५)

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥

(ગીતા ६-१८)

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥

(ગીતા ६-२७)

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन च कौंतेय वैराग्येण च गृह्यते ॥

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥

(ગીતા ६, ३५-३६)

શાન્ત આત્મા, નીડર, બ્રહ્મચારી, જે મનને રોકીને મારામાં ચિત્ત પુરોવીને, મારી સાથે યુક્ત બની (યોગ કરી)ને, મારે શરણે રહે; એમ સદા શ્રમ લેતો, કોશેષ કરતો, જે યોગી મનને વશ રાખે છે, તે નિર્વાણની શાન્તિ જે મારા પોતામાં હોય છે, તેને પામે છે. યોગી તેજ છે જેણે ચિત્ત (મન) રોકીને, આત્મામાં ચોટાડી રાખ્યું છે અને જે સર્વ ઇચ્છાઓથી મુક્ત બન્યો છે

જે યોગીનું મન શાન્ત બન્યું, તેનો રજસ (હવસ) શાન્ત થયો, જે પાપ રહિત બનીને બ્રહ્મ થયો, તેને સર્વોત્તમ સુખ (ઉશ્તા) મળે છે.

હે મોટી બાજુવાળા ! ખરેજ મન ચંચળ છે, પણ અભ્યાસ વડે અને વૈરાગ્યે તે ઝલાય છે. મારા મત પ્રમાણે જે માનવીનું મન આત્માને વશ નથી, તેને યોગ કરવો બહુજ કઠણ છે. જે પોતાના મનને વશ કરે છે, તે યોગ કરવાનો ઉપાય મેળવે છે.

मन राजा मन रंक हय, मन कायर मन सूर,
सुन्य शीखर पर मन रहे, मस्तक आवे नूर.

મનમાં માની લ્યો તેથી રાજા, રંક, હિચકારા અને શૂરવીર બનો છો. એ સર્વે મનથીજ બને છે. પણ જ્યારે મનમાં શૂન્યતા આવે છે એટલે સંસાર અને સંકલ્પ, વિકલ્પ અને મનની વૃત્તિઓનું ભાન બંધ થાય છે, ત્યારે મસ્તકમાં જ્યોતિનો વીકાશ થાય છે (અને ઇશ્વર સાક્ષાત થાય છે).

जबतक आश शरीरकी, निर्भय भया न जाय,
काया, माया, मन तजे. चौपट रहा बजाय.

જ્યાં સુધી શરીરના ભોગોની આશા છે, ત્યાં સુધી નીડર થવાય નહિં (ચિંતા અને સંકલ્પ રહે છે). શરીર, મન અને માયા એ ત્રણે ત્યજવા કેડે ઉચ્ચ દરવાજો ખુલે છે.

ये मन थाकी थीर भया, पग बीन चले न पंथ,
एकच अक्षर अलेखका, थाके कोटी ग्रंथ.

વિષય ભોગો પાછળ ભટકતાં, હવે મન થાકયું, પગ થાકયા, એટલે હવે ભોગ વિલાસનો માર્ગ મન કાપતું નથી. હવે મન એક અક્ષર (ૐ અથવા અહૂનવર) જપ્યાજ કરે છે, જેનો મહિમા સમજાવવા કરોડ ગ્રંથ પણ પુરતા નથી.

ये मन हरि चरणे चला, माया मोहसे छुट,
बेहद मांहि घर किया, काल रहा शिर कुट.

મારૂં મન માયા અને મોહથી છુટીને, હરીના ચરણે લાગ્યું છે, અને બેહદ (ઇશ્વર)માં વાસો કરી ચુકયું છે, તેથી કાલ માથું કુટે છે, કે તેના સપાટામાંથી હું મુક્ત બન્યો.

नाये धोये कहा भया, मनका मैल न जाय,
नींम न कडु आपन तजे, जलमे सदा रहाय.

કબીરજી કહે છે કે નહાયા ધોયાથી (તીર્થ જાત્રાથી) મનનો મેલ કયાં જાય છે? લીમડો જો કે આખો વખત પાણીમાં ભીંજવી રાખો, તોપણ પોતાનો કડવાસ છોડી મીઠો નથી થતો.

माला मुजसे लढ पडी, काहे फिरावे मोहे,
जो दिल फेरे आपना, तो राम मिलावुं तोहे.

મારી સાથે માળા લઢી પડી કે મને તું શા માટે ફેરવે છે. તારૂં હૈયું એજ મીસાલ યજદાન તરફ ફેરવ, તો તે પોતે મળી જશે.

तनको जोगी सब करे, मनको करे न कोय,
मनको जोगी जो करे, सो गुरु बाळक होय.

શરીરથી જોગીનો વેશ ધારણ કરનાર અનેક જનો છે, પણ મનને જોગી (પવીત્ર અને અસંગિ) કોઇ બનાવતું નથી. જ્યારે મન જોગી થાય, ત્યારે બાળકની નિર્દોષિતા સાથે ગુરૂનું મહાત્મ્ય પ્રાપ્ત થાય.

माला तो मनकी भली. ओर संसारी भेख,
माला पहेरे मन सुखी, तो बहोरा के घर देख.

માળા ફેરવીને જપ કરવી હોય તો હાથની માળા નહિં પણ મનની માળા ફેરવ; તેજ ખરી છે. બીજી માળાઓ, સંસારમા લપટાયલા સાધૂનો વેશ માત્ર છે. જો માળા પહરેવાથી મન સૂખી થતું હોય, તો વોહરાઓની દુકાનમાં જઇ તપાસો કે ત્યાં સુખ કેમ નથી (અને બ્રહ્માનંદ કેમ સંપાદન થતો નથી).

मनका मस्तक मुंड ले. काम क्रोधका केश,
जो ये पांचो घर मोघ ले, तो चेला सबहि देश.

શરીરના કેસ મુંડાવવાને બદલે મનને મુંડો અને કામ ક્રોધના નકામા કેસ બોડી નાખો. જો પાંચ ઇન્દ્રિ વશ કરો, તો આખા દેશની પ્રજા તમારા ચેલા બનવા તત્પર થઇ જશે.

माला तिलक बनायके, धरम बिचारा नाहिं,
माला बिचारी क्या करे, मेल रहा मन माहि.

ગળે માળા ટાંગવે અને મસ્તકે તિલક લગાવવે, કાંઇ ધર્મ પળાતો નથી. માલા બાપડી શું કરી શકે, જ્યારે મનમાં મેલ, વિષય વાસના અને હવસો રહિ ગયા હોય અને તે, માનવીને દુષ્ટ માર્ગે દોરવતાજ જતા હોય!

मुंड मुंडावत दिनहि गया, अजुन न मिला राम,
राम बिचारा क्या करे, मनके ओर ही काम.

માથું મુંડાવતાં અને સન્યાસનો બહારનો વેશ ધારણ કર્તાં જન્મ પુરો થયો, છતાં રામની ભેટ ન થઇ. રામ બાપડો હૈયામાં કેમ પેશે, જ્યારે મનનો વ્યહવાર ઇન્દ્રિયો સાથેજ ચાલે છે?

मन पंखी बिन पंखका. लख जोजन उड जाय,
मन भावे ताको मिले. घटमे आंन समाय.

મન પાંખ વિનાનું પંખી છે, જે પલકમાં લાખો માઇલ ઉડી જાય છે; મન જેની ઉપર પ્રેમ રાખે તેને મળી શકે છે, અને ઇચ્છે તો સકળ સૃષ્ટિને પોતે સર્વ વ્યાપક બનીને, પોતાના હૃદયમાં સમાવી શકે છે.

सात समुद्रकी एक लहेर, ओर मनकी लहेर अनेक,
कोइ एक हरीजन उबरा. डुबि नाव अनेक.

મનના પવનો આગળ સાત સમુદ્રોના પવનની બીસાદ નથી. તેની એ હવાથી કાંઇક નાવડીઓ ડુબી ગઇ, જ્યારે એકાદ હરિભક્ત પોતાનો મછવો સલામત લઇને પાર તરી ગયો.

मन ठहेरा तब जानिये, अनसुज सबे सुजाय,
ज्युं अंधियारे भवनमे, दिपक बार देखाय.

મન ભ્રમન કરતું શાન્ત પડયું એમ ત્યારેજ જાણવું, કે જ્યારે મુશ્કેલ બાબદો જેમ અંધારા ઘરમાં દીવાથી સર્વ સ્પષ્ટ દેખાઇ જાય છે, તેમ ચટ સમજી જવાય.

कबू मन गगन चढे, कबू जाय पाताल,
कबू मन वरकता दिसे, कबू पडे जंजाल.

મન કોઇ વેળા આસમાને ચઢે છે, કદી પાતાળમાં પડે છે; કદી વિરક્ત બને છે અને કદી જંજાળમાં ફસી પડે છે.

Great men are they who see that spiritual is stronger than material force, that thoughts rule the world. (*Emerson.*)

We love and live in power; it is the spirit's end. Mind must subdue; to conquer is its life. (*Bailey.*)

Systems exercise the mind, but faith enlightens and guides it. (*Voltaire.*)

Mind moves matter. (*Virgil.*)

The diseases of the mind are more and more destructive than those of the body. (*Cicero.*)

How many minds—almost all the great ones—were formed in secrecy and solitude! (*Matthew Arnold.*)

The mind is its own place, and in itself
Can make a heaven of hell, a hell of heaven.
(*Milton.*)

Guard well thy thoughts; our thoughts are heard in heaven. (*Young.*)

The brain is the citadel of the senses; this guides the principle of thought. (*Pliny the Elder.*)

We measure minds by their stature; it would be better to esteem them by their beauty. (*Joubert.*)

It is ordained in the eternal constitution of things, that men of intemperate minds cannot be free; their passions forge their fetters. (*Burke.*)

A weak mind is like a microscope, which magnifies trifling things, but cannot receive great ones. (*Chesterfield.*)

Our minds are like certain vehicles,—when they have little to carry, they make much noise about it,

but when heavily loaded, they run quietly.

(*Elihu Burritt.*)

My mind to me a kingdom is;
  Such perfect joy therein I find,
That it excels all other bliss
  That God or Nature hath assign'd;
Though much I want that most would have,
  Yet still my mind forbids to crave.

(*Wm. Byrd.*)

The power of thought—the magic of the mind.

(*Byron.*)

I thank God through Jesus Christ our Lord. So then with the mind I myself serve the law of God; but with the flesh the law of sin. (*Romans, VII—25.*)

If ye then be risen with Christ seek those things which are above, where Christ sitteth on the right hand of God. Set your mind on things above, not on things on the earth. (*Colossians, III–1, 2.*)

They who restrain the soul from sensual pleasures
Surpass in heroism both Rustam and Zal.

(*Sadi.*)

To break the ranks of lions is but an easy thing,
But reckon *him* a lion, who over mind is king;
He becomes God's lion—that and nothing less
Who by God's help conquers his own selfishness.

(*Jalaludin Rumi.*)

O Brother ! you are essentially thought,
And all the rest of you is bone and sinew;
If your thoughts are rose-like, you are a rose-garden;

If your thoughts are thorn-like, you are fuel for the flame. (*Jalaludin Rumi.*)

The self-controlled is one who has freed himself from the bondage of mind and self. The seven hells and the eight heavens are too narrow to hold him—only the vast expanse of God is wide enough to receive him. (*Sufi Teacher.*)

---

# પવિત્ર યુધ્ધ.[1]



**મઝિશતાઑસ્ચ વહિશતાઑસ્ચ સ્રએશતાઑસ્ચ અપયો ઍરૅ્ંવન્તે ........હમિસ્તેએ વીસ્પયાઑ દ્રવતો સ્તોઇશ.**

દરવંદની[2] સઘળી સૃષ્ટિની સામે થવાને માટે, સર્વથી મોટી અષોઇ તથા સર્વથી શ્રેષ્ટ તથા ઉત્તમ અષોઇ અમને પ્રાપ્ત થાય! (હોશબામ.)

**યો યઝઇતે હ્વરે યત્ અમેષૅમ્ રએૅમ્ અઉર્વંત્-અસ્પૅમ, પઇતિ-શતાતેએ તૅમંઘ્રહાંમ, પઇતિશતાતેએ તૅમસચિથ્રનાંમ્ દએવનાંમ, પઇતિશતાતેએ તાયુનાંમચ હઝસ્નાંમચ, પઇતિશતાતેએ યાતુનાંમચ પઇરિકનાંમચ, પઇતિશતાતેએ ઇથ્યેજંઘ્રહો મર્શ્ઑનહે. યઝઇતે અહુરૅમ મઝદાંમ.**

અંધકાર (તમસ)ની સામે થવાને માટે, અંધકારના બીજના (અથવા શિકલના) દૈત્યોની સામે થવાને માટે, ચોરો તથા લુટારાઓની સામે થવાને માટે, જાદુગરો તથા પરીઓની સામે થવાને માટે, (તથા) મોતકારક નાશની સામે થવાને માટે, જે શખ્સ અમર, નુરી (તથા) તેજ ઘોડાવાળા ખુરશેદને ઇજે છે, (તે) અહુરમજદને ઇજે છે.

(ખોરશેદ નિયાયશ, ફ० ૧૪)

---

૧. સ્પેના અને અંગ્રેમીનો વચ્ચેનું, ઉચ અને નિચ સ્વભાવ વચ્ચેનું, ભલાં અને બુંટાં વચ્ચેનું. જુઓ દાદેસ્તાને દીની, પુર્સેશ બીજી ૧૪-૧૭ ઈ. ૨. આડે માર્ગે ગયેલા, અધર્મી.

**યજશ્રને ઓ નીઆએશ્રને અજ઼ ઓએ ખોદાએ કેરૂફેહ્ગર્, કે મેહ્ કર્દ અજ઼ હ્ર્ ગેતીહા દેહેશ્નાન્ મરૂદૂમ પ ગવાએશ્, માદાન્ દાદ્ ઓ શેહેરીઆરેશ હુંગામ્, રાએનીદારેશ્ દામાંન્, પ રઅમ અંગેજશ્ને પરહેજ઼ દેવાન્.**

તે સવાબકાર સાહેબની (હું) આરાધના તથા બંદગી (કરૂં છું), કે જેણે દુનિયાની સઘળી પેદાયશોમાં માણુસજાતને વિચાર શક્તિથી (એટલે વિચાર શક્તિ આપીને) ઉચ્ચ દરજ્જેનું બનાવ્યું; (તથા) દેત્યો (અથવા દુષ્ટ હવસો)ની સામે લઢવા, (તેમની) સામે થવા, (તથા) (તેમનેથી) દૂર રેહવા સારૂ, (તથા) દુનિયાનાં લોકોને (ઇશ્વરનો માર્ગ દેખાડવા) ચલાવવાને સારૂ અકલ આપી અને વખત (અને નસીબ)ની ઉપર રાજ્ય આપ્યું. (દુઆ નામ સેતાયશ્ને.)

**દસ્ત નરાંમ્ પૉઉરૂતાતૅમ્ સ્તાહ્યનાંમ્, વ્યાખનનાંમ્, વનતાંમ્, અવનૅમ્નાંમ્, હુથ્રવનતાંમ્ હમૅરેથૈ, હુથ્રવનતાંમ્ દુશ્-મઇન્યુશ્, સ્તેરપતાંમ્ ચિથ્ર અવંઘ્રહાંમ્.**

(હે યજદો!) તમે (મને) મજબુત, અંજુમનમાં બેસનારા, (બુરી સૃષ્ટિને) મારનારા, માર ન ખાનાર, હરીફોને ઝટ મારનારા, દુશ્મનોને તાબડતોબ મારનારા, સદા આનંદ આપનારા (તથા) જાહેર રીતે મદદ કરનારા (વીર) પૂરૂષોનું ટોળું આપો.

(માહ બોખ્તાર નિયાયશ ફ૦ ૧૦.)

**આતરૅમ્ સ્પૅન્તૅમ્ યજમઇદે તખ્મૅમ્ હન્તૅમ્ રથએશ્તારૅમ્.**

વૃદ્ધિ કરનાર, જોરાવર, ઝલકાટવાળા (અથવા હૈયાતીવાળા) (તથા) (દેત્યોની) સામે થનારા આતશને અમે વખાણીએ છીએ.

(આતશ નિયાયશ ફ૦ ૮.)

**અઇર્યમનૅમ્ ઇષીમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે, અમવન્તૅમ્, વૅરૅથ્રાજનૅમ્, વિત્બએષંઘ્રહૅમ્, વીસ્પ ત્બએષાઓ તઉર્વયન્તૅમ્, વીસ્પ ત્બએષાઓ તિતરૅન્તૅમ્.**

અષોઇના સરદાર અષો (તથા) પસંદ પડતી અઇરયમન (નામની બંદગી)ને અમે વખાણીએ છીએ, (જે બંદગી) હિંમત આપનારી, ફતેહ આપનારી, દ્વેષને દૂર કરનારી, (તથા) સર્વ ખરાબીઓને તોડ-નાર, (તથા) સર્વ ખરાબીઓને ટાળનાર (છે). (હાવન ગેહ, ફ૦ ૬.)

**ગુનાહ્ અજ઼ ગુનાહ્, અવરે આઓ ગુનાહ્ કુ મરદુમ્ ઓ બુન્ શાયદ્ બુદન્, ગજસ્તેહ્ ઘનામીનો દરવંદ્ પ પેતીઆરે દામાંને અહુર-મજ઼દ ફેરાજ઼ કરનીદ્......પ પતેત્ હોમ.**

એક ગુનાહ[1]થી ઉત્પન્ન થતો બીજો ગુનાહ તથા બીજા વધારે ખરાબ ગુનાહ, જે માણસોથી શરૂઆત (એટલે જન્મ)થી થઇ શકે છે, (તથા જે ગુનાહ) બેઆનત ભરેલા (તથા) દુષ્ટ અહરેમને[2] દાદાર અહુરમજ઼દની સૃષ્ટિની સામે (એટલે તે પેદાયશને ખરાબ કરવાને માટે) ઉભા કર્યા (તે સઘળા ગુનાહથી) હું પશ્ચાતાપ કરી પશેમાન થાઉં છું.

(પતેત પશેમાની ક૦ ૩.)

**આઅત્ મ્રઑત્ અહુરો મજ઼્દાઓ અષ્ઠાઉંમ્ નાંમ, સ્પિતમ જ઼રથુશ્ત્ર, યત્ અમેષનાંમ્ સ્પૅન્તનાંમ્.........તત્ હ્બએષો-તઉર્વયાંસ્તૅ-મૅમ્ દએવનાંમ્ મષ્યાનાંમ્ચ.**

ત્યારે દાદાર અહુરમજ઼દે જવાબ આપ્યો કે, હે સ્પીતમાન જરથોશ્ત! અમે અમશાસ્પંદોનાં નામો માંથ્ર સ્પેન્તનો તે (ભાગ) છે (જે) દેત્યોની અને (ખરાબ) માણસોની બુરાઇને સર્વથી વધુ તોડનાર છે.

(હોરમજ઼દ યશ્ત, ક૦ ૩-૪.)

**આઅત્ અઑખ્ત જ઼રથુશ્ત્રો ફ્રાઇત્ મે તત્ નાંમ ફ્રમ્રઇધિ અષા-ઉમ્ અહુર મજ઼્દ, યત્ તે અસ્તિ મજિશ્તૅમ્ચ, વહિશ્તૅમ્ચ સ્રએશ્તૅમ્ચ, યાસ્કૅરૅસ્તૅમૅમ્ચ; વારૅથ્રઘ્નયોતૅમૅમ્ચ, બઍષજયોતૅમૅમ્ચ, હ્બએષો-તઉર્વયાંસ્તૅમૅમ્ચ દએવનાંમ્ મષ્યાનાંમ્ચ. યથ અજ઼ૅમ્ તઉર્વયેનિ વીસ્પે દએવ મષ્યાંસ્ચ; યથ અજ઼ૅમ તઉર્વયેનિ વીસ્પે યાતવો પઇરિ-કાઓસ્ચ; યત્ માંમ્ નએચિશ તઉર્વયાત્, નોઇત્ દએવો, નએધ મષ્યો, નોઇત્ યાતવો, નએધ પઇરિકાઓ.**

ત્યારે જરથોશ્તે કહ્યું કે, અએ અશો હોરમજ઼દ! તારૂં તે નામ કે જે સૌથી મોટું, સૌથી સરસ, સૌથી શ્રેષ્ઠ, સર્વથી અધિક અસરકારક, સર્વથી શ્રેષ્ઠ ફતેહથી મારનાર, સર્વથી શ્રેષ્ઠ તંદોરસ્તી આપનાર, (તથા) દેત્યોની તથા માણસોની ખરાબીને સર્વથી વધુ તોડનાર છે તે નામ (તું) મને જરૂર કહે; જેથી (એટલે જે નામની મદદથી) હું સર્વે દેત્યોને તથા (દુષ્ટ) માણસોને પકડું, જેથી હું સર્વ જાદુગરોને તથા પરીઓને

---

૧. પાપ. ૨. દેત્યોનો વડો.

ારૂં, કે મને કોઇએ શખ્સ દુઃખ ન દે, ન દેવ્ય કે ન માણસ, ન ાદુગરો કે ન પરીઓ. (હોરમજદ યશ્ત ફ૦ ૫-૬.)

**ચથ્રુદસો ઇમત્ વીદ્વએશતવો; પન્ચદસ અવનૅમ્ન.**

(મારૂં) ચૌદમું (નામ) દુશ્મન વિનાનો; (મારૂં) પંદરમું (નામ) પજિત (એટલે માર ન ખાતો) (છે.). (હોરમજદ યશ્ત ફ૦ ૮.)

**ત્બએષો-તઉર્વાઓ નાંમ અહ્મિ, હથવન નાંમ અહ્મિ, વીસ્પવન ાંમ અહ્મિ.**

ખરાબીને તોડનાર નામવાળો હું છું, એકદમ મારનાર નામવાળો ં છું, સર્વને મારનાર નામવાળો હું છું. (હોરમજદ યશ્ત, ફ૦ ૧૪.)

**યાતુ જી જરથુશ્ત્ર, વનત્ દએવો મય્યો. કો ન્માન્હે બાધ સ્પિતમ રથુશ્ત્ર, વીસ્પ દ્રુક્ષ્ જનાઇતિ, વીસ્પ દ્રુક્ષ નાષાઇતિ, યથ હ્યાંનઓઇતિ ાએષાંમ્ વચાંમ્. અઓઇ તે અઓઇ તન્વો દધાઇતિ, અઓઇ તે અથઉ-નૅમ્ જનાઇતિ, અથઉરૂનૅમ યથ રથએશ્તારૅમ, વીસ્પનો અસ્રુશ્તએ ાષાતનાંમ્ અઓજંઘ્રહ. યો હીમ્ દસ્તે દારનૅમ્, યોઇ હમ અમેષાઓ પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો હમરેથનાંમચિત્.**

હે જરથુશ્ત્ર! જાદુગર તથા દેવ્યની (આસુરી) ચાલચલણનાં માણસ રૂર મારેલાં તુટેલાં થાય તો સારૂં! હે સ્પીતમાન જરથોશ્ત! તે કયો નર છે) કે જે, જ્યારે આ (અવસ્તાના) ભણતરો ભણે છે ત્યારે, તેના ઘરમાંથી રેક દરૂજ[1] જરૂર મારેલો થાય છે, (તથા) દરેક દરૂજ નાશ પામેલો થાય ? દરૂજ (જે) તારાં શરીરની ઉપર હુમલો કરે છે, તથા તારા આથ્રવનને રે છે-આથ્રવનને તથા રથએશ્તારને. જે નર સારાં ડહાપણવાળા તથા રાં રાજ્યવાળા અમેશાસ્પંદોને (પોતાના) દુશ્મનોની (સામે) બચાવ રીકે રાખે છે, તે નર (પોતાનાં) જોરથી દરૂજોની સામે થવાને માટે રતી રીતે શક્તિવાન છે). (હપ્તન યશ્ત, ફ૦ ૧૧)

**દએવ અપ-દ્રુસ્ત; પઇત્યાર અપ-દ્રુસ્ત.**

હે દેવ્યો! તમે નષ્ટ થાઓ! હે સામે થનારાં તમે નાશ પામો.

(અરદીબહેશ્ત યશ્ત, ફ૦ ૭.)

**યસ્ચ મે અએતએષાંમ્ યત્ બિજનથ્રો-ચિથ્રનાંમ્ યો જનત એષાંમ્ દએવનાંમ્, હજંઘ્રરાઇ હજંઘ્રરે પઇરિ, બએવરાઇ બએવનો**

---

૧. જુઠાઇનો દેવ્ય.

પઇતિ. પઉર્વ-નએમાત્ પતન્ દ્રુચઑશ્ દએવનાંમ્ દ્રઑજીશ્તો અંઘ્રૉ મઇન્યુશ્ પૉઉરૂ-મહ્રકો.

જે (અષ વહિશ્ત) મારે માટે તે બે પગવાળા (ખરાબ માણસો)ની તોખમનાઓમાંના (તથા) તે દૈત્યોમાંના હજાર ઘણા હજાર (તથા) દશ હજાર ઘણા દશ હજાર મારે છે. (અરદીબહેશ્ત યશ્ત, ફ૦ ૧૩.)

અદવત અંઘ્રૉ મઇન્યુશ્ પૉઉરૂ-મહ્રકો, આવોય મે બઘ અષ વહિશ્ત યસ્કનાંમ્ યસ્કોતૅમ્ જનાત્.

પુર મરકીવાળો અંગ્રેમઇન્યુશ[1] ચીરડાઇને (નીચે પ્રમાણે) બોલ્યો:-અફસોસ! મારા દર્દ લાવનારાઓમાંનાં સર્વથી વધુ દર્દ લાવનારાઓને (પણ) અષ વહિશ્ત (નામના ભણતર)નો ભાગ મારી નાખશે. (અરદીબેહશ્ત યશ્ત, ફ૦ ૧૪.)

યો અએષાંમ્ દએવનાંમ્ હજંઘ્રાઈ હજઘ્રૉ પઇતિશ્, બએવરાઇ બએવનો, અહાંક્તાઇ અહાંક્તયો પઇતિશ્, નામેનિ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ હઉર્વતાતો જબયોઇત્ નસૂમ્ જનત્, હષિ જનત્, ઘષિ જનત્, સએને જનત્, બૂજિ જનત્.

જે કોઇ આ હજાર ઘણા હજાર, દશ હજાર ઘણા દશ હજાર, તથા અનહદ ઘણા અનહદ દૈત્યોના (હુમલાની સામે થવાને માટે) અમેશાસ્પંદોમાંથી ખોરદાદનાં નામને યાદ કરે તો, (તે નર) નસુશ (દૈત્ય)ને મારે, હષિ (દૈત્ય)ને મારે, ઘષિ (દૈત્ય)ને મારે, સએની (દૈત્ય)ને મારે તથા બૂજિ (દૈત્ય) ને મારે. (ખોરદાદ યશ્ત, ફ૦ ૨.)

આઅત્ મ્રઑત્ અહુરો મજદાઓ, યેજ્રિ મે માંથ્રૅમ્ ફ્રમ્રવ, મરાઑ વા, દ્રૅન્જયાઓ વા, ફ્રા વા મ્રવ કર્ષાઇમ્ કારયેઇતિ, હુઑમ્ તનૂમ્ ગઑજઇતિ. કાંમચિત્ થ્વાંમ્ચ દ્રુજૅમ્ચ હઇથ્યો-અયનાંમ્ હૅન્તૂમ્, કાંમચિત્ વા અઇપ્યએનાંમ્ હૅન્તૂમ્, કાંમચિત્ વા રએથ્વનાંમ્. કાંમચિત્ થ્વાંમ્ચ દ્રુજૅમ્ચ અઇસ્યાબ્યો પાધ્રએઇબ્યો જનાનિ, થ્વાંમ્ચ દ્રુજૅમ્ચ બન્દામિ, થ્વાંમ્ચ દ્રુજૅમ્ચ નિમ્રે, થ્વાંમ્ચ દ્રુજૅમ્ચ નિજબરૅમ્ દ્રુજૅમ્ચ.

ત્યારે અહુરમજદે કહ્યું કે જો (કોઇ માણસ) મારાં માંથ્ર મોટે અવાજે બોલે, (તથા તે માંથ્રને) યાદ કરનારો અથવા ભણનારો

[1] દૈત્યોનો વડો સરદાર.

(થાય), અથવા ભણતાં ભણતાં લીટી (કશ) ખેંચે તો, (તે નર) પોતાનાં તનને (દરૂજના હુમલાથી તથા બદીના માર્ગથી) બચાવે છે.

(માણસોને છેતરવાને) જાહેર રીતે આવનારા (દરૂજો)માના તુ કોઇ પણ દરૂજને, છુપી રીતે આવનારા (દરૂજો)માના તું કોઇ પણ દરૂજને, રીમન કરનારા (દરૂજો)માના તુ કોઇ પણ દરૂજને, એરીઅન[1] (લોકોની) જગાઓમાંથી હું મારી કાઢીશ; તુ દરૂજને હું સાંકળથી બાંધીશ, તુ દરૂજને હું મારીશ, (તુ) દરૂજને હું બહાર કાઢીશ.

(ખોરદાદ યશ્ત, ફ૦ ૪-૫.)

**યજાઇ અવે સ્ત્રેઉશ્ યાં હપ્તોઇરિંગ, પઇતિશ્તાતેએ યાથ્વાંમ્ પઇરિકનાંમચ.**

જાદુગરો તથા પરીઓની સામે થવાને માટે, આ તારા જે હપ્તોઇરીંગ (તેમ)ને હું યાદ કરૂં છું. (તીર યશ્ત, ફ૦ ૧૨.)

**હાંમ્-તાચિત્-બાજુશ્ બરતો, સ્પિતમ જરથુશ્ત્ર, તિશ્ત્રયસ્ચ રએવાઑ ખરૅનંઘ્રઉહાઑ દએવસ્ચ યો અપઑષો. તાઑ યૂઇધ્યથો, સ્પિતમ જરથુશ્ત્ર, થ્રિ-અયરૅમ્ થ્રિ-ક્ષપરૅમ. આદિમ્ બવઇતિ અઇવિ-અઑજાઑ, આદિમ્ બવઇતિ અઇવિ-વન્યાઑ દએવો યો અપઑષો તિશ્ત્રીમ્ રએવન્તૅમ્ ખરૅનંઘ્રઉહન્તૅમ. અપ દિમ્ અધાત્ વ્યેઇતિ જ઼રયંઘ્રહત્ હચ વૉઉરૂકષાત્, હાથ્રો-મસંઘ્રહૅમ્ અધ્વનૅમ.**

(પછી) હે સ્પીત્માન જરથુશ્ત્ર! ચળકતો (અને) ખોરેહવાળો તેશ્તર તથા અપઓશ (નામનો) દેત્ય પોતાની બાજુ એક બીજાને અથડાવીને વળગી પડે છે. હે સ્પીતમાન જરથુશ્ત્ર! તે બન્ને ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી લઢે છે; અપઓશ (નામનો) જે દેત્ય (તે) ચળકાટવાળા (તથા) ખોરેહવાળા તેશ્તર ઉપર ફાવીને જીતે છે, (અને) ત્યાંથી (એટલે) વોઉરૂ-કશ દરીઆમાંથી એક ફરસંગ[2] જેટલાં લાંબા રસ્તા સુધી તેને હાંકી કાઢે છે. (તીર યશ્ત, ફ૦ ૨૨.)

**હાંમ્-તાચિત્-બાજુશ્ બરતો, સ્પિતમ જરથુશ્ત્ર, તિશ્ત્રયસ્ચ રએવાઑ ખરૅનંઘ્રઉહાઑ દએવસ્ચ યો અપઑષો. તાઑ યૂઇધ્યથો, જરથુશ્ત્ર, આ રપિથ્વનૅમ્ જ઼રૂવાનૅમ. આદિમ્ બવઇતિ અઇવિ અઑ-**

---

૧. આર્ય અથવા ઈરાની એટલે અસલ સુધરેલા અને અમીરી સ્વભાવના.

૨. છેટાઈ ભરવાનું માપ.

**જાઓ, આદિમ બવઇતિ અઇવિ-વન્યાઓ તિશ્ત્ર્યો રએવાઓ ખરેનંઘ્ઉહાઓ દએઉમ યિમ અપઓષેમ અપ દિમ અધાલ વયેઇતિ જરયંઘ્હલ હચ વૉઉરૂ-કષાલ, હાથ્રો-મસંઘ્હેમ અધ્વનેમ.**

હે સ્પેતમાન જરથોશ્ત! ચળકતો (તથા) ખોરેહવાળો તેશ્તર (તથા) અપઓશ (નામનો) દૈત્ય પોતાની બાજુ એક બીજાને અથડાવીને વળગી પડે છે. હે જરથોશ્ત! તે બન્ને બપોરના વખત સુધી લઢે છે. ચળકાટવાળો (તથા) ખોરેહવાળો તેશ્તર અપઓશ (નામના) દૈત્યની ઉપર ફાવીને જીત મેળવે છે (અને) ત્યાંથી (એટલે) વોઉરૂ-કશ દરીઆમાંથી એક ફરસંગ જેટલા લાંબા રસ્તા સુધી તેને હાંકી કાઢે છે. (તીર યશ્ત, ફ૦ ૨૮.)

**તિશ્ત્રીમ સ્તારેમ રએવન્તેમ ખરેનંઘ્ઉહન્તેમ યજમઇદ; યો પઇરિકાઓ તઉર્વયેઇતિ, યો પઇરિકાઓ તિતારયેઇતિ, યાઓ ઉજાઓંઘ્હલ અંઘ્રો મઇન્યુશ મમનુશ, સ્તારાંમ અફ્શ-ચિથ્રનાંમ વીસ્પનાંમ પઇતિ-એરેતેએ.**

ચળકાટવાળા (તથા) ખોરેહવાળા તેશ્તર તારાને અમે યાદ કર્યે છીએ, જે (તેશ્તર) પરીઓને તોડે છે (તથા) જે પરીઓને ટાળે છે, કે જે (પરી)ઓને અહરેમને જાણી જોઇને પાણીનું બીજ રાખનારા સર્વ તારાઓની સામે થવાને માટે ઉભી કીધી. (તીર યશ્ત, ફ૦ ૩૯.)

**અવંઘ્હાઓ પઇરિકયાઓ પઇતિશ્તાતયએચ, પઇતિસ્ચપ્તયએચ, પઇતિતરેતયએચ, પઇત્યઓગેત ત્બએષઘ્હાઇચ, યા દુજ્યાઇર્ય, યાંમ મશ્યાક અવિ દુજ્વચંઘ્હો હુયાઇર્યાંમ નાંમ અઓજઇતે.**

આ દુજયાઇરય નામની (પરી), જેને દુષ્ટ માણસો હુયાઇરયને નામે ઓળખે છે (તે) પરીની સામે થવાને માટે, (તેનો) નાશ કરવાને માટે, (તેને) હાંકી કાઢવાને માટે, (તથા) (તેની) ખરાબીને અટકાવવાને માટે (મેં તેશ્તરને મારા જેવોજ ઇજશ્ને (યજ્ઞ) તથા આરાધનાને લાયક સરજ્યો). (તીર યશ્ત, ફ૦ ૫૧.)

**તિશ્ત્રયો જી રએવાઓ ખરેનંઘ્ઉહાઓ અવાંમ પઇરિકાંમ આદરેજયેઇતિ, બિબ્દાઇશ્ચ, થ્રિબ્દાઇશ્ચ, અવનેમ્નાઇશ્ચ, વીસ્પબ્દાઇશ્ચ.**

પણ ચળકાટવાળો (તથા) ખોરેહવાળો તેશ્તર તે (દુજયાઇરય) (નામની) પરીને બે બેડીથી, ત્રણ બેડીથી તથા (તે) (કોઇની ઉપર) ફાવી ન શકે એવી સઘળી બેડીઓથી બાંધે છે. (તીર યશ્ત, ફ૦ ૫૫.)

**દજદિ મે, વંઘ્રઉહિ સૅવિશ્તે દ્રવાસ્પે, તત્ આયપ્તૅમ, યત્ બવાનિ અઇવિ-વન્યાઑ વીસ્પે દએવ માઝઇન્ય, યથ અઝૅમ નોઇત્ તર્શ્તો ફ્રાનૅમાને થ્વએષાત્ પરો દએવએઇબ્યો, ફ્રા અહ્માત્ પરો, વીસ્પે દએવ અનુસો તર્શ્ત નૅમાઑન્તે, તર્શ્ત તૅમંઘ્રહો દ્રૂઑન્તે.**

(હોશંગ પાદશાહે વર માંગ્યો કે) હે ભલી (તથા) ઘણોજ ફાયદો કરનારી દ્રવાસ્પ! (તુ) મને આ મુરાદ આપ, તે એકે માજનદરાનના સર્વ દૈત્યોનો (હું) પરાજય કરનાર થાવું, વળી દૈત્યોની આગળથી ધાસ્તીથી ડરીને (તેમને) હું ન નમું, (પણ) એથી ઉલટું, સઘળા દૈત્યો પોતાની મરજી ઉપરાંત ડરીને (મને) નમે (તથા) ડરીને અંધારામાં દોડી જાય. (ગોશ યશ્ત, ફ૦ ૪.)

**દજદિ મે વંઘ્રઉહિ સૅવિશ્તે દ્રવાસ્પે તત્ આયપ્તૅમ, યત બવાનિ અઇવિ-વન્યાઑ અઝીમ દહાકૅમ થ્રિજફ્નૅમ, થ્રિકમૅરૅધૅમ, ક્ષ્વશ-અષીમ, હજંઘ્ર-યઑક્તીમ, અષ્-અઑજંઘ્રહૅમ, દએવીમ દ્રુજૅમ, અઘૅમ ગએથાવ્યો દ્રવન્તૅમ, યાંમ અષ્-અઑજસ્તૅમાંમ દ્રુજૅમ ફ્રચ કૅરૅન્તત્ અંઘ્રો મઇન્યુશ.**

(ફરેદુને વર માંગ્યો કે) હે ભલી (તથા) ઘણોજ લાભ કરનારી દ્રવાસ્પ! (તુ) મને આ વર આપ, કે જેથી કરીને ત્રણ મોઢાંના, ત્રણ માંથાના, છ આંખના, હજાર યુક્તિવાળા, પુષ્કળ બળવાન, દૈત્યને લગતો દરૂજ (તથા) (જે) (આ) દેશોને માટે નુકશાન પહોંચાડનાર દરવંદ (જે) ઝુહાક (તે)ને હરાવનાર હું થાવું, જે (ને ઝુહાક)ને દરૂજ તરીકે અંગ્રેમઇન્યુશે સરજ્યો. (ગોશ યશ્ત. ફ૦ ૧૪.)

**દજદિ મે વંઘ્રઉહિ સૅવિશ્તે દ્રવાસ્પે તત્ આયપ્તૅમ, યથ અઝૅમ બન્દયેનિ મઇરીમ તૂઇરીમ ફ્રંઘ્રસ્યાનૅમ, ઉત બસ્તૅમ વાથ્રયેનિ, ઉત બસ્તૅમ ઉપનયેનિ બસ્તૅમ કવોઇશ હુઑસ્રવંઘ્રહે, જનાત્ તૅમ કવ હુઑસ્રવ, પસ્ને વરોઇશ ચએચિસ્તહે જફ્રહે ઉર્વ્યાપહે, પુથ્રો કએન સ્યાવર્ષાનાઇ જુરો-જતહે, નરહે અધ્રએરથહેચ નરવહે.**

(હોમે વર માંગ્યો કે) હે ભલી (તથા) ઘણીજ લાભ કરનારી દ્રવાસ્પ! તુ મને આ વર દે, તે એ કે ખુની (અથવા ઘાતકી) તુરાની અફ્રાસીઆબને હું બાંધુ, તથા બાંધીને ચલાવું, તથા બાંધીને કેખશરૂ (પાદશાહ) આગળ લઇ જાવું, (જેથી) કેખશરૂ (પાદશાહ) ઉંડા

(તથા) બોહળા પાણીવાળા ચએચસ્ત નામના સરોવરની પેલી પાર, તેને જુલમથી માર્યા ગયેલા (પોતાના બાપ) સ્યાવક્ષના વેરમાં તથા નરૂ ખાનદાનના શૂરા અગ્રેરસના વેરમાં મારે. (ગોશ યશ્ત, ક૦ ૧૮.)

**દજદિ મે વંઘ્રઉહિ સૅવિશ્તે દ્રુવાસ્પે તત્ આયપ્તૅમ્, યથ અજાનિ પેષને અશત અઉર્વન્તો, વીસ્પ-થઉર્વો-અસ્તોઇશ્, પુથ્રો વીસ્પ-થઉર્વો, ઉર્વિ-ખઓધો, ઉર્વિ-વૅરૅથ્રો, સ્ત્વી-મનોથ્રીશ, યેંઘ્રહે હપ્તસત ઉશ્ત્રનાંમ્ જઇન્યાવરત્, પસ્ચ ખ્રીવ્રહે યથ અજાનિ પેષને મઇર્યેહે ખ્યઓનહે અરેજત્-અસ્પહે, યથ યજાનિ પેષને દરૂપિનિકહે દએવયસ્નહે.**

**ઉત અજૅમ્ નિજનાનિ તાંથ્રવન્તૅમ્ દુઝ્દએનૅમ્, ઉત અજૅમ્ નિજનાનિ સ્પિન્જઉરૂશ્કૅમ્ દએવયસ્નૅમ્, ઉત અજૅમ્ ફ્રઑઉર્વએસયેનિ હુમય વરેધકનાંમચ, ખ્યઑન્યેહેચ દંઘ્રહાઑ, ઉત અજૅમ્ નિજનાનિ ખ્યઑનિનાંમ્ દખ્યુનાંમ્, પન્ચસઘ્નાઇ સતઘ્નાઇશ્ચ, સતઘ્નાઇ હજંઘ્રઘ્નાઇશ્ચ, હજંઘ્રઘ્નાઇ બએવરૅઘ્નાઇશ્ચ, બએવરૅઘ્નાઇ અહાંક્ષ્તઘ્નાઇશ્ચ.**

(કએ વીશતાસ્પે મુરાદ માંગી કે) હે ભલી (તથા) ઘણીજ લાભ કરનારી દ્રવાસ્પ! (તુ) મને આ મુરાદ આપ, તે એ કે લડાઇમાં (નીચે જણાવેલા) આઠ પેહલવાનોને હું નહસાડું:—(૧) વીસ્પ-થઉર્વો-અસ્તિ, (૨) વીસ્પ થઉર્વનો છોકરો, (૩) ઉર્વિ-ખઓધ, (૪) ઉર્વિ-વૅરૅથ્ર, (૫) સ્ત્વી-મનોથ્રી, જેના સાતસો ઉંઠ તેની પુઠે ચાલે છે, ત્યાર પછી, (૬) ઉશ્કેરાયલા (તથા) ખુની ખ્યઑન (તથા) (૭) અરજાસ્પને હું નહસાડું, તેમજ લડાઇમાં, (૮) મુર્તિ પૂજક દરૂપિનિકને (પણ) હું નહસાડું.

વળી ખરાબ દીનવાળા તાંથ્રવન્તને હું મારૂં, (તથા) મુર્તિ પૂજક સ્પિન્જઉરૂશ્કને હું મારૂં, તથા વૅરેધક તથા ખ્યઑનના દેશોમાં સારા નીયમો (અથવા સારી દાનાઇભરેલી રીતો) હું દાખલ કરૂં. વળી ખ્યઓનિ દેશોના (માણસોને) પચાસથી સો ઘણા, સોથી હજાર ઘણા, હજારથી દશ હજાર ઘણા, દશ હજારથી અગણિત ઘણા હું મારૂં.

(ગોશ યશ્ત, ક૦ ૩૦-૩૧.)

**ઇમતચ, જરથુશ્ત્ર, ઇમિત્ ઉખ્ધૅમ્ વચો ફ્રશ્રયાઓ, યત્ આજસાત્, કૅરૅસસ્ચ, ગધોતૂશ્ચ, દએવેશ્ચ હુનદૂવરેમન; આઅત્ દ્રુવતાંમ્ દએવયસ્નનાંમ્, યાતૂશ્ચ યાતુમતાંમ્, પઇરિકાઑસ્ચ પઇરિકવતાંમ્**

**ત્બએષો ક્રતૅરૅસાંન્ ક્રદ્દવરાંન્, ન્યઍાન્ચો દએવ, ન્યાઍાન્ચો દએવ-યાજ઼ો, જફરે અવ-ગેઉર્વયાંન્ અથ શરેબ્યન્તો.**

આજ (મન્ત્ર), હે જરથોશ્ત! ભણતરનો એજ મન્ત્ર (એટલે અહુનવર) તારે ભણવો જોઇએ, (કે જેથી) જ્યારે ધર્મના શત્રુઓ તથા ચોરોનું ટોળું, તથા દૈત્યો ભેગા દોડીને આવી પહોંચે, (તથા) જ્યારે દરવંદોની તથા દૈત્યને પૂંજનારાઓની ખરાબી, (તથા) જાદુગરો, (અને) જાદુગરને લગતાઓમાંનો (કોઇ પણ), તથા પરીઓ (અને) પરીને લગતાઓમાનો (કોઇ પણ) (તને, હે જરથોશ્ત!) બીહવડાવે (તથા) (તારી) આગળ દોડી આવે (ત્યારે), (તે મન્ત્ર ભણવાથી) દૈત્યો નાશ પામનારા (થાય છે), દૈત્યને પુજનારા નાશ પામનારા (થાય છે), (તથા) એ પ્રમાણે જખમ કરનારાઓનાં મોઢાં બંધ થઇ જાય છે.

(સરોશ હાદોખ્ત, ફ૦ ૯.)

**યો વનનો કયધહે, યો વનનો કાઇધ્યેહે, યો જન્ત દએવયાઍા દ્રુજો, અશ-અઍાજંઘ્રહો અહ્રૂમ-મૅરૅન્ચો.**

જે (એટલે સરોશ યજદ) દુષ્ટ માણસને મારનારો (છે), જે દુષ્ટ માણસને લગતાને મારનારો (છે), જે (સરોષ યજદ) ઘણીજ જોરાવર (તથા) દુનિયાને ખરાબ કરનાર (એવી) દૈત્ય (રાક્ષસીની) દરૂજને મારનાર (છે).

(સરોશ હાદોખ્ત, ફ૦ ૧૦.)

**યો વીસ્પાઇશ્ અયાંન્ચ ક્ષફ્નસ્ચ યૂઇધ્યેઇતિ માજન્યએઇબ્યો હધ દએવએઇબ્યો. હો નોઇત્ તરૅશ્તો ક્રાનામઇતે થ્વએષાત પરો દએવએઇબ્યો; ક્રા અહ્માત પરો વીસ્પે દએવ અનુસો તરૅશ્ત નૅમૅન્તે, તરૅશ્ત તૅમંઘ્રહો દ્વરૅન્તે.**

જે (એટલે સરોષ યજદ) દર દિવસ તથા રાતે માજનદરાનના દૈત્યોની સાથે લઢે છે. તે (સરોષ યજદ) દૈત્યોના ભયથી ડરીને (તેમને) નમતો નથી; (પણ) એથી ઉલટું સઘળા દૈત્યો પોતાની મરજી ઉપરાંત ડરીને (તેને) નમે છે, તથા ડરીને અંધારામાં ધસી જાય છે.

(સરોશ હાદોખ્ત, ફ૦ ૧૨-૧૩.)

**વીસ્પાઍા સઓષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે, તખ્મહે હાંમ-વરેતિવતો, બાજુશ્-અઍાજંઘ્રહો, રથએશ્તાઍા કમરૅધો-જનો દએવ-નાંમ્, વનતો વનઇતીશ્ વનઇતિવતો, અષઍાનો વનતો વનઇતીશ્**

**વનઇન્તીમચ ઉપરતાતૅમ્ યજમઇદે, યાંમચ સ્રઑષહે અષ્યેહે, યાંમચ અરૂશ્તોઇશ યજતહે.**

બળવાન, માંથ્રનાં તનવાળા,[1] જોરવાળા, રક્ષા કરનાર, જોરાવર બાજુવાળા, લડવૈયા (તથા) દૈત્યોનાં માથાં ઉપર મારનારા અષો સરોષ યજદની સર્વે (જીતો)ને (અમે વખાણયે છીએ); ફટકો મારનારા (તથા) જીતીને મારનાર અશો (સરોષ યજદ)ની જીતોને (અમે વખાણયે છીએ); સર્વથી મોટી જીત જે અશો સરોશ (યજદ)ની તથા જે આશ્તાદ યજદની (તેની) અમે સ્તુતી કર્યે છીએ.

(સરોશ હાદોખ્ત, ક૦ ૧૯.)

**પસ્ચ હૂ-ફ્રાબ્મો-દાઇતીમ્, યો અએષેમેમ્ સ્તૅરેથ્વત સ્નઇથિષ વીખ્રૂમન્તૅમ્ ખ્રૅમ્ જઇન્તિ; અતચ હે બાધ કમૅરેધેમ્ જઘ્નવાઑ પઇતિ ખ્રંઘ્નહયેઇતિ, યથ અઑજાઑ નાઇધ્યાઁઘ્નહૅમ્.**

(વળી) જે (સરોશ યજદ) બામદાદનાં ઝઝકળાંના સમયથી પોહળાં હથીઆરથી એશમ (દૈત્ય)ને સખત જખમ કરે છે, (તથા) (જે માણસ) એ પ્રમાણે (તેનાં) જોરને તુચ્છકારી કાઢે છે, તેના માથાં ઉપર મારીને (તે માંથાને) જરૂર ભાજી નાંખે છે.

(સરોશ યશ્ત વડી, ક૦ ૪, ફ૦ ૧૦.)

**દૂરાત હચ અહ્માત્ ન્માનાત, દૂરાત હચ અંઘ્રહાત વીસત, દૂરાત હચ અહ્માત જન્તઑત, દૂરાત હચ અંઘ્રહાત દંઘ્રહુઑત, અઘાઓ ઇથ્યેજાઑ વોઇધ્નાઑ યેઇન્તિ; યેંઘ્રહે ન્માનય સ્રઑષો અષ્યો વૅરેથ્રજાઑ, થ્રાંફ્રૂધો અરિત પઇતિ-જન્તો; નાચ અષવ, ફ્રાયો હુમતો, ફ્રાયો હૂખ્તો, ફ્રાયો હ્વરૂશ્તો.**

જે (નર)નાં ઘરમાં અશો, ફ્રત્તેહમંદ તથા તૃપ્ત થયેલો સરોશ (યજદ) સત્કાર પામેલો હોય છે, તથા (જે નરના ઘરમાં) વધારે નેક મનશ્નીવાળો, વધારે નેક સખુનવાળો, (તથા) વધારે નેક કાર્ય કરનારો અશો માણસ હોય છે તે ઘરમાંથી, તે મોહલ્લામાંથી, તે કસ્બામાંથી, (તથા) (તે) દેશમાંથી દુષ્ટ (તથા) નાશકારક અડચણો વેગળી જાય છે.

(સરોશ યશ્ત વડી, ક૦ ૬, ફ૦ ૧૪.)

**યેંઘ્રહે અહુનો વઇર્યો સ્નઇથિશ વીસત વૅરેથ્રજાઑ, યસ્નસચ**

[1] એટલે જેનું તન માથ્રવાણી (મન્ત્રો)નું જ બન્યું છે.

**હુપ્તંઘ્નહાઇતિશ, ફ્રષુસચ માંથ્રો યો વારેથ્રઘ્નિશ વીસ્પાઓસ્ચ યસ્નો-કેરેતયો.**

જેનું (સરોશ યજદનું) જીતનાર હથીઆર (થઇ રેહવાને) અહુન-વરે તથા હપ્તન યશ્તે તથા જીતનાર ફ્રષુષ માંથ્રવાણીએ, તથા યજશ્નેના સર્વે ફકરાઓએ સ્વિકાર્યું હતું. (સરોશ યશ્ત, ક૦.૯, ફ૦ ૨૨.)

**પઇરિ દ્રવતત્ મહ્ર્કાત્, પઇરિ દ્રવતત્ અએષ્માત્, પઇરિ દ્રવઇતિબ્યો હએનેબ્યો. યાઓ ઉસ્ ખ્રૂરેમ, દફ્ષેમ ગેરેવનાંન, અએષ્મહે પરો દ્રઓમેબ્યો, યાઓ અએષ્મો દુજ્દાઓ દ્રાવયાત્ મત્ વીદાતઓત્ દએવો-દાતાત્. અધ નો તૂમ, સ્રઓષ અષ્ય હુરઓધ, જાવરે દયાઓ હિતએઇબ્યો, દ્રવતાતેમ તનુબ્યો, પોઉરૂ-સ્પક્તીમ ત્બિષયન્તાંમ, પઇતિ-જદ્નીમ દુશમઇન્યુનાંમ, હથ્રા-નિવાઇતીમ હમેરેથનાંમ અઉ-ર્વથનાંમ ત્બિષ્યન્તાંમ.**

ધસી આવનારાં મોતથી, ધસી આવનારાં એશમ[1] (દૈત્ય)થી, ધસી આવનારા સૈન્યો[2]થી, (હે અષો સરોશ યજદ! તુ અમારી રક્ષા કરજે), જે (લશ્કરોએ) ઘાતકી વાવટો ઉંચે પકડયો. એશમ (દૈત્ય)ના હુમલાથી (તુ અમારી રક્ષા કરજે); જે (લશ્કરો)ને ખરાબ જાણનારા એશમે (દૈત્યે) આપેલાં મોત સાથે દોડાવ્યાં. હે ખુબસુરત અષો સરોશ (યજદ)! અત્રે તુ અમારા ઘોડાઓને સારૂં જોર આપ, તનને માટે મજબુતી, અદેખાઓનો પુરતી રીતે પરાજય કરવો, વેરીઓની સામે મારવું, અદેખા (તથા) સાથે લડનારા વેરીઓને નીચે તોડી પાડવા માટે જોર (એ સઘળું) (હે સરોશ યજદ! તુ અમને આપ.)

(સરોશ યશ્ત વડી, ક૦ ૧૦, ફ૦ ૨૫-૨૬.)

**યો આશ્રિતીમ, હુમહે અયાંન, હુમયાઓ વા ક્ષપો, ઇમત્ કર્ષ્વરે અવજાઇતિ, યત્ ખ્નિરથેમ બામીમ, સ્નઇથિશ્ જસ્તય દ્રજેમ્નો, બરોઇથ્રો-તએજેમ, હુવાવએઘેમ કમેરધે પઇતિ દએવનાંમ. સ્નથાઇ અંઘ્રહે મઇન્યેઉશ્ દ્રવતો, સ્નથાઇ અએષ્મહે ખ્રૂવી-દ્રઓશ, સ્નથાઇ માજઇન્યનાંમ દએવનાંમ, સ્નથાઇ વીસ્પનાંમ દએવનાંમ.**

જે (સરોશ યજદ) દૈત્યોનાં માથાં ઉપર, (મારવાનુ) તીક્ષણ, કાપી નાખે એવું (તથા) જોરથી ફટકો વાગે તેવું હથીઆર પોતાના હાથમાં પકડીને, આ ભુમી જે ચળકતું ખનિરથ[3] (તે) તરફ દુષ્ટ

1. ક્રોધના. 2. લશ્કરો. 3. પૃથ્વિ.

અંગ્રેમઇન્યુશને મારવાને માટે, ભયંકર હથીઆરવાળા એશમને મારવાને માટે, માજનદરાનના દેત્યોને મારવાને કાજે (તથા) સર્વે દેત્યોને મારવાને સારૂં દર દિવસના તથા દર રાતે ત્રણ વખત આવે છે.

(સરોશ યશ્ત વડી, ક૦ ૧૨, ફ૦ ૩૧.)

**આઅત્ ત્અએષાઑ તઉર્વયોનિ વીસ્પનાંમ્ ત્અએષવતાંમ્ ત્અએષાઑ દએવનાંમ્ મશ્યાનાંમ્ચ, યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, સાથ્રાંમ્ કઓયાંમ્ કરફ્નાંમ્ચ.**

(બેહરામ યજદ કહે છે કે) ત્યારે સર્વે દુઃખ દેનારાઓની ખરાબીઓને, (તથા) દેત્યોની, માણસોની, જાદુગરોની, પરીઓની, જુલમગારોની, કીકોની તથા કરપોની ખરાબીઓને હું તોડીશ.

(બેહરામ યશ્ત, ફ૦ ૪.)

**અહ્માઇ પુઋધો આજસત્ વર્જ્રનો વૅરેથ્રઘ્નો અહુરધાતો, હુકેહર્પ વરાઝહે, પઇતિ ઍરેનો, તિઘ્રિ-દાંસ્ત્રહે, અર્શ્નો, તિઘ્રિ-અસુરહે. હુકૅરેત્-જનો વરાઝહે, અનુ-પોઇથ્વહે, ગ્રન્તહે, પરૂષ્વનિકહે, તખ્મહે. યૂખ્ત્રહે, પાઇરિ-વાઝહે.**

(જે માનવી બેહરામ યજદને પુજીને તેની સહાયતા માગે) તેને માટે, પાંચમી વખતે (તે) અહુરમજદનો સરજેલો બેહરામ (યજદ) સાંમે થનારા (અથવા હુમલો કરનારા), તીક્ષ્ણ દાંતવાળા, બહાદુર, તીક્ષ્ણ ખરીવાળા, ઝટ મારનાર, મધ્યમ ચરબીવાળા, ગુસ્સે થએલા, લશ્કરને મારનાર, બળવાન, મજબુત બાંધાના, આસપાસ જનારાં ભુંડનાં સારાં શરીરમાં ચાલીને જાય છે. (બહેરામ યશ્ત, ફ૦ ૧૫)

**અહ્માઇ દસૅમો આજસત્ વર્જ્રનો વૅરેથ્રઘ્નો અહુરધાતો, વીરહે કેહ્ર્પ રએવતો, શ્રીરહે, મજ્દધાતહે અરત કરેતમ, જરન્યો-સઑરૅમ. ફ્રપિક્તૅમ, વીસ્પો-પઅસંઘ્ઠૅમ.**

(જે નર બેહરામ યજદને પૂજીને તેની મદદ માગે) તેને માટે, દશમાં વખતે (તે) અહુરમજદનો પેદા કરેલો બેહરામ (યજદ) પ્રકાશીત (અથવા ધનાઢય), સોહામણા, (તથા) સોનાની મૂઠ સાથની, પેચવાળી, (અને) તમામ સઘળા શૃણગાર સાથની તલવાર રાખનાર અહુરમજદના સરજેલા, વીર પુરૂષના શરીરમાં[1] ચાલીને જાય છે.

(બહેરામ યશ્ત, ફ૦ ૨૭.)

૧. વીરાનું શરીર ધારણ કરીને.

**આઅત્ ગ્રૅાત્ અહુરો મજ્દાઑ, મૅરૅઘહે પેષો-પરેનહે વારે-ન્જનહે પૅરૅનમ્ અયસએષ, સ્પિતમ જરથુશ્ત્ર.....ઉપસ્તાંમ્ મૅરૅઘહે પર્ૅનો મૅરૅઘનાંમ્. તાઑ અહુરો સાસ્ત્રનાંમ્ દંઘ્હુ-પઇતિશ, નોઇત્ સતૅમ જઇન્તિ વીરજ, નોઇત્ હુકૅરૅત્ જઇન્તિ, વએસએપ ઓઇમ્ જઇન્તિ, ફ્રષ અએઇતિ. વીસ્પે તૅરૅસૅન્તિ પૅરૅનિને, અવથ માવયચિત્ તનુયે, વીસ્પે તૅરૅસૅન્તિ અઉર્વંથ, વીસ્પે તૅરૅસૅન્તિ દુશ્મઇન્યુશ, અમૅમચ વૅરૅથ્રઘ્નૅમચ, નિધાતૅમચ તનુયે મનો. યિમ્ વષાઑન્તે અહુરાઑંઘ્હો, વષાઑન્તે આહૂઇરયાઑંઘ્હો, વષાઑન્તે હુઑસ્રવંઘ્હનો; તૅમ્ વષત કવ ઉસ.**

ત્યારે અહુરમજદે કહ્યું કે, હે સ્પેતમાન જરથોશ્ત! પાંખ ફફડા-વતાં પેષો-પરેન (નામના) પક્ષીનાં પીછાં તારે શોધવાં જોઇએ......... પક્ષીઓમાંના (તે) પક્ષીનું પીછ (તે રાખનારને) મદદ (કરે છે). રાજ્યકર્ત્તાઓનો વડો, (અથવા) દેશનો ધણી (અથવા) સો યોદ્ધાઓને મારનાર (પણ), તેમને (એટલે ઉપર જણાવેલાં પક્ષીને) ઝટ મારી શકતો નથી; તે (પક્ષી) એકલું તે બધાઓને મારે છે (તથા) (તેઓની ઉપર) સરસાઇ ભોગવે છે. જેમ મારેથી (ડરે છે) (તેમ) સઘળાઓ (તે) પીછ રાખનારથી બીહે છે; (તે પીછની બલીહારીથી) (તેનામાં જે) હિમ્મત, જીત, (તથા તેનાં) તનમાં (જે) મન શક્તિ મુકવામાં આવેલી (છે, તેથી) તેના સર્વે વેરીઓ તેનેથી બીહે છે, (તથા) તેના સઘળા શત્રુઓ તેનેથી બીહે છે. જેને (એટલે તે પ્રભાવવાળાં પક્ષીને અથવા તે પક્ષીનું પીછ રાખનારને) સરદારો મદદે બોલાવે છે. સરદા-રને લગતા મદદે બોલાવે છે, (તથા જેને) કેખશરૂ (શાહ)ના કુળવાળા-ઓએ મદદે બોલાવ્યું. તે (પક્ષી)ને કેકાઉસ (શાહે) મદદે બોલાવ્યું.

(બહેરામ યશ્ત, ફ૦ ૩૫, ૩૬, ૩૭, ૩૮.)

**આઅત્ ગ્રૅાત્ અહુરો મજ્દાઑ, યત્ સ્પાધ હનજસાઑન્તે, સ્પિતમ જરથુશ્ત્ર, રશ્તૅમ્ રસ્મ. કતરસચિત્ વિશ્તાઑંઘ્હો અહ્મ્ય નોઇત વન્યાઑન્તે, જતાઑંઘ્હો અહ્મ્ય નોઇત્ જન્યાઓન્તે. યતંઘ્રો પૅરૅનાઑ વીધારયોઇશ અવિ પથાંમ્ કતરસચિત્ યતારો પૅાઉર્વો ફ્રાયજાઇતે, અમો હુતશ્તો હુરઑધો, વૅરૅથ્રઘ્નો અહુરધાતો, અતારો વૅરૅથ્ર હુચઇતે. અમૅમચ વૅરૅથ્રઘ્નૅમચ આફ્રીનામિ, દ્વ પાતાર, દ્વ નિપાતાર, દ્વ નિશ્હરેતાર, દ્વ અઇવ્રઑજૅન, દ્વ વિદ્વઓજૅન, દ્વ ફ્રવ્વઑ-જૅન, દ્વ અમરૅજૅન, દ્વ વીમરૅજૅન, દ્વ ફ્રમરેજૅન.**

ત્યારે અહુરમજદે જવાબ વાળ્યો કે, હે સ્પીતમાન જરથુશ્ત્ર! જે જગ્યાએ બરાબર ખેંચેલી હારો સાથે લશ્કરો એક બીજા સામે મળે, (તે જગ્યાએ બેહરામ યજદનું સ્મરણ કરવામાં આવે છે તથા તેની સ્તુતિ કરવામાં આવે છે.) કોઇ પણ લડાયક એ (લડાઇ) માં માર ખાતા નથી, (તથા) મારનારાઓ (પણ) એ (લડાઇ) માં માર ખાતા નથી. રસ્તામાં (તે પ્રભાવવાળું) પીછ તારે હાથમાં ધરવું જોઇએ. એ (લશ્કર) માંથી જે પ્રથમ (બેહરામ યજદને) પૂંજે છે તેની તરફ, સુંદર બનાવેલો (તથા) ખુબસુરત અમ (હિમ્મત આપનાર ફરેશ્તો) (તથા) અહુરમજદનો સરજેલો બેહરામ જીતીને પુઠે ચાલે છે. અમ (ફરેશ્તો) તથા બેહરામ (જે) બે બચાવનાર, બે રક્ષણ કરનાર, (તથા) બે રક્ષા આપનાર (તેમ) ને હું વખાણું છું. (તે) બે (અમ ફરેશ્તો તથા બેહરામ યજદ) (દુશ્મનોને) આગળથી હઠાવી કાઢે છે; (તે) બે (દુશ્મનોને) બાજુએથી હઠાવી કાઢે છે; (તે) બે (દુશ્મનોને) પછવાડેથી હઠાવી કાઢે છે; (તે) બે (ફરેશ્તા) (દુશ્મનોને) આગળથી સાફ કરી નાખે છે; (તે) બે (દુશ્મનોને) બાજુએથી સાફ કરી નાખે છે; (તે), બે (દુશ્મનોને) પાછળથી સાફ કરી નાખે છે. (એટલે અમ ફરેશ્તો તથા બેહરામ યજદ સઘળી દીશાથી આવતા દુશ્મનોનો તદન નાશ કરી નાખે છે.) (બહેરામ યશ્ત, ક૦ ૪૩-૪૪-૪૫.)

અએતએચ તે વાચો યોઇ ઉગ્ર આસ, દૅરૅજ઼ર આસ, ઉગ્ર આસ, વ્યાખ્યને આસ, ઉગ્ર આસ, વૅરૅથ્રઘ્ને આસ, ઉગ્ર આસ, બએષજય આસ, અએતએચ તે વાચો યોઇ પૅષૅમચિત્ સારૅમ બુન્-જ્યન્તિ, ઉજ઼્ગૅરૅપ્તૅમચિત્ સ્નથૅમ્ અપષ અપ-ખ્નન્વયન્તિ.

(હે જરથુશ્ત્ર!)[1] તે વચનો તારે માટે (છે). જે (વચનો) પ્રભાવ-વાળા છે (તથા) હિમ્મત આપનારા છે; (તે મન્ત્રો) સભામાં બેસનારને માટે પ્રભાવવાળા છે, (તે મન્ત્રો) જીતને માટે પ્રભાવવાળા છે; જોર આપનારા (તથા) તંદોરસ્તી આપનારા છે. (હે જરથુશ્ત્ર!) તે વચનો તારે માટે (છે), કે જે પાપી માથાંને પવીત્ર કરે છે (તથા) મારવાને માટે ઉંચે ધરેલાં હથીઆરને પાછું હઠાવીને અસર વિનાનું કરે છે. (બહેરામ યશ્ત, ક૦ ૪૬.)

આઅત્ અઓાવ્ અહુરો મજ઼્દાઓ, યિમ્ મ્બ્યાક ક્રાયજાઓન્તે

---

૧. અથવા ખરા દીનદાર, ભણનાર ભક્ત.

**વૅરૅથ્રઘ્નો અહુરધાતો, દાત-હે યિમ્ ષ્યેઇતિ દાઇત્યોતૅમો યસ્નસ્ચ વહ્મસ્ચ, અષાત્ હચ યત્ વહિશ્તાત્. નોઇત્ ઇથ્ર અઇર્યાઓ દંઘુ-હાવો ફ્રાંશ્ હાત્ હએન, નોઇત્ વોઇઘ્ન, નોઇત્ પામ, નોઇત્ કપસ્તિશ, નોઇત્ હએન્યો રથો, નોઇત્ ઉઝ્ગૅરૅપ્તો દ્રફ્ષો.**

ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે, જો માણસો અહુરમજદના સરજેલા બેહરામ (યજદ) ને ઇજે, (તથા) જો સર્વથી શ્રેષ્ટ સત્યતાથી (થયેલી) સર્વથી લાયક યજશ્ને તથા આરાધના, લાયક રીતે તેને માટે જારી રહે (તો), એ ઇરાન દેશો તરફ, ન લશ્કર, ન સંકટ (અથવા બલા), નં દર્દ, ન કપટ, ન (વેરીનાં) લશ્કરને લગતા લડાઇના રથો, (અથવા) ન (શત્રુઓનો) ઉંચો પકડેલો વાવટો આવી શકે.

(બહેરામ યશ્ત, ફ૦ ૪૮.)

**યેજિ-ષે મશ્યો ગેઉર્વયાત્, જહિક વા, અષાવો વા અસ્રાવયત્-ગાથો, અહુમૅરૅક્ષ, પઇત્યારૅનો ઇમાંમ દએનાંમ યાંમ્ આહૂઇરીમ જરથુશ્ત્રીમ, પર બએષજ હચઇતે વૅરૅથ્રઘ્નો અહુરધાતો. હમથ અઇર્યાબ્યો દંઘ્રુબ્યો વોઇઘ્નાઓ જસાઓન્તિ; હમથ અઇર્યાબ્યો દંઘ્રુબ્યો હએન ફ્રપતાઓન્તિ, હમથ અઇર્યાબ્યો દંઘ્રુબ્યો જન્યાઓન્તે પન્ચસઘ્નાઇ સતઘ્નાઇશ્ચ. સતઘ્નાઇ હજંઘ્રઘ્નાઇશ્ચ, હજંઘ્રઘ્નાઇ બએવરૅ-ઘ્નાઇશ્ચ, બએવરૅઘ્નાઇ અહ્ક્તઘ્નાઇશ્ચ.**

(પણ) જો તેને[1] પાપી માણસ, અથવા બુરી સ્ત્રી, અથવા તો અશોઇને તોડનાર, ગાથા ગાઇને ન ભણનાર, જગતને ખરાબ કરનાર, (અથવા) આ દીન જે અહુરમજદી જરથોશ્તી તેની સામે થનાર (તે વસ્તુને) હાથમાં પકડે, તો અહુરમજદનો સરજેલો બેહરામ યજદ તંદોરસ્તીના ઉપાય છીનવી લે છે. (તેથી) એકસરખી રીતે ઇરાન દેશો ઉપર (શત્રુઓનાં) લશ્કરો ધસારો કરે, ઇરાનના દેશો ઉપર સંકટ આવી પડે, એકસરખી રીતે ઇરાન દેશોનાં (લોકો) પચાસથી સો ઘણો, સોથી હજાર ઘણો, હજારથી દશ હજાર ઘણો, દશ હજારથી અગણિત ઘણો માર ખાય. (બહેરામ યશ્ત, ફ૦ ૫૨-૫૩.)

**યત્ નૂરૅમ વ્યામબુર દએવ, મશ્યાક દએવયાજો, ફ્રા પરૅશ્તીમ નામયેઇન્તિ, વી મશ્યાંનૅમ ફ્રષાનયેઇન્તિ, વીસ્પે હન્દાંમ રાજયેઇન્તિ, જન હો સઇધિન્ નોઇત્ જનૅન, હધ હો સઇધિન્ નોઇત્ હધૅન.**

---

૧. અર્પણ કરેલી વસ્તુ, જેની ઉપર બેહરામને લગતું ભણતર થયું હોય.

હમણાં વ્યામણુર (નામના) હેત્યો (તથા) હેત્યની આરાધના કરનારાં માણુસો (પોતાની) પીઠ વાંકી કરે છે, કમ્મર ખેંચે છે, (તથા) (પોતાનાં શરીરના) તમામ સાંધાઓને સીધા કરે છે. અત્રે (તે) મારનારા (હેત્યો) તુટી પડે છે, (પણ) મારી શકતા નથી; અત્રે (તે) ઠાર કરનારા તુટી પડે છે, (પણ) ઠાર કરી શકતા નથી (એટલે પોતાની દુષ્ટ નિષ્ટા પાર પાડી શકતા નથી). (બહેરામ યશ્ત, ફ૦ ૫૬.)

વૅરૅથ્રઘ્નૅમ્ અહુરધાતૅમ્ યજમઇદે. હઓમૅમ્ બઇરે સાઇરિ-બઓઘૅમ્, હઓમૅમ્ વૅરૅથ્રાજનૅમ્ બઇરે, નિપાતારૅમ્ વૉહુ બઇરે પાતારૅમ્ તનુયે બઇરે; હઓમૅમ્ યિમ્ નિવજઇતિ નિવન્દાત્ અપયેઇતિ દુશ્મઇન્યઓત્ આ પેષન હચ. યથ અજૅમ્ અઓમ્ સ્પાધૅમ્ વનાનિ, યથ અજૅમ્ અઓમ્ સ્પાધૅમ્ નિજનાનિ, યથ અજૅમ્ અઓમ્ સ્પાધૅમ્ નિજનાનિ, યો મે પસ્કાત્ વજઇતિ.

અહુરમજદના પેદા કરેલા (બહેરામ) યજદને અમે વખાણયે છીએ. હોમ (જે) ગલીચી સાફ કરનાર (તેને) હું મારી પાસે રાખું, હોમ (જે) જીત આપનાર (તેને) હું મારી પાસે રાખું; હોમ (જે) સારી (વસ્તુ) ને બચાવનાર (તેને) હું મારી પાસે રાખું, (તથા) (હોમ) (જે) તનને બચાવનાર (તેને) હું મારી પાસે રાખું; જેથી હું (વેરીનાં) આ લશ્કરને મારૂં, જેથી હું (દુશ્મનનાં) આ લશ્કરને મારીને નીચે નાંખું, જેથી હું (દુશ્મનનાં) આ લશ્કરને નીચે તોડી પાડું, કે જે (લશ્કર) મારી પુઠે આવે છે. (બહેરામ યશ્ત, ફ૦ ૫૭–૫૮.)

વૅરૅથ્રઘ્નૅમ્ અહુરધાતૅમ્ યજમઇદે. યો રસ્મનો સ્ચિન્દયેઇતિ, યો રસ્મનો કૅરૅન્તયેઇતિ, યો રસ્મનો ખંઘ્રહયેઇતિ, યો રસ્મનો યઓજયેઇતિ. અવિ રસ્મનો સ્ચિન્દયેઇતિ, અવિ રસ્મનો કૅરૅન્તયેઇતિ, અવિ રસ્મનો ખંઘ્રહયેઇતિ, અવિ રસ્મનો યઓજયેઇતિ વૅરૅથ્રઘ્નો અહુરધાતો દએવનાંમ્ મશ્યાનાંમ્ચ, યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, સાથ્રાંમ્ કઓયાંમ્ કરફ્નાંમ્ચ.

અહુરમજદના પેદા કરેલા બહેરામ (યજદ) ને અમે વખાણયે છીએ; જે (બહેરામ યજદ) (દુશ્મનનાં) (લશ્કરની) હારને તોડી નાખે છે, જે હારને કાપી નાખે છે, જે હારને જખમી કરે છે, જે હારને સાથે ભેળી નાખે છે (અથવા એક બીજા સાથે અથડાવે છે,)

(તથા) (તે) અહુરમજદનો સરજેલો બહેરામ દેત્યોની તથા (દુષ્ટ) માણસોની જાદુગરોની તથા પરીઓની, જોલમગારોની, કીકોની તથા કરપોની (લશ્કરની) હારને તોડી નાખે છે, (તે) હારને કાપી નાખે છે, (તે) હારને જખમી કરે છે, (તથા) (તે) હારને સાથે ભેળી નાખે છે.

(બહેરામ યશ્ત, ફ૦ ૬૨.)

વૅરેથ્રઘ્નૅમ અહુરધાતૅમ્ યજમઇદે. આઅત્ યત્ વૅરેથ્રઘ્નો અહુરધાતો, થખ્તનાંમ્ રસ્મનાંમ્ યૂખ્તનાંમ્ ષોઇથ્રનાંમ્ મિથ્રો-દ્રુજાંમ્ મશ્યાનાંમ્, અપાંશ્ ગવો દરૅજયેઇતિ, પઇરિ દએમ વારયેઇતિ અપ ગઓષ ગઓષયેઇતિ. નોઇત્ પાધ્ર વિધારયેઇતિ, નોઇત્ પઇતિતવાઑ બવઇતિ.

અહુરમજદના પેદા કીધેલા બેહરામ (યજદ)ને અમે વખાણ્યે છીએ. જ્યારે અહુરમજદનો પેદા કીધેલો બેહરામ (યજદ) શેહરોની લંબાવેલી (તથા) સાથે જોડાયલી (લશ્કરની) હારોના કોલ તોડનારાં માણસોના હાથ પછવાડેથી બાંધે છે, (તેઓની) આંખ આસપાસ ઢાંકી નાખે છે (એટલે તેમને) આંધળા કરે છે, (તેમના) કાન સાંભળવાથી દૂર કરે છે (એટલે તેમને બેહરા કરે છે), (તથા તેમના) પગને ટેકો આપતો નથી, (ત્યારે તેઓ સદંતર) શક્તિહિણ થાય છે.

(બહેરામ યશ્ત, ફ૦ ૬૩.)

આઅત્ મે અએમ્ પઇતિ-અઑખ્ત હુઑમો અષવ દૂરઑષો, આથ્વ્યો માંમ્ બિત્યો મશ્યો અસ્તવઇથ્યાઇ હુનૂત ગએથયાઇ; હા અહ્માઇ અષિશ્ ઑરનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તૅમ; યત્ હે પુથ્રો ઉસ્-જયત, વીસો સૂરયાઑ થ્રએતઑનો. યો જનત્ અજીમ્ દહાકૅમ્ થ્રિજફનૅમ્, થ્રિકમૅરૅધૅમ્, ક્ષ્વશ્-અષીમ્, હજંઘ્રર-યઑક્ષ્તીમ્, અશ-અઑજંઘ્રહૅમ્, દએવીમ્ દ્રુજૅમ્, અઘૅમ્ ગએથાવ્યો દ્રવન્તૅમ્; યાંમ્ અશ્-અઑજસ્તૅમાંમ્ દ્રજૅમ્ ફ્રચ કૅરન્તત્ અંઘ્રરો મઇન્યુશ્ અવિ યાંમ્ અસ્તવઇતીમ્ ગએથાંમ્ મહ્ર્કાઇ અષહે ગએથનાંમ્.

ત્યારે તે અશો (તથા) દર્દને પાછળ નાખનાર હોમે મને વળતો જવાબ દીધો કે, આથવ્યાન બીજો માણસ (હતો), (જેણે) (આ) હાડમંદ દુનિયાંમાં મને (ક્રિયાના કાર્યમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો, તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ ફાયદો હાસેલ થયો, તે એ કે તેને માટે (એટલે તેને ત્યાંહાં) પેહલવાંની ખાનદાનનો ફરેદુન (નામનો) એક છોકરો બુલંદીથી જન્મ પામ્યો, જેણે ત્રણ મોંહડાંના,

ત્રણ માંથાના, છ આંખના, હજાર યુક્તિવાળા, પુષ્કળ બળવાન, દેત્યને લગતો દરૂજ (તથા) (જે) (આ) મુલકોને માટે નુકશાન પહોંચાડનાર દરવંદ (જે) ઝુહાક (તે)ને માર્યો; જે ઘણાજ બળવંત દરૂજને (ઝુહાકને) (આ) હાડમંદ દુનિયાં ઉપર અશોઇનાં મુલુકોના નાશને માટે અંગ્રેમઇન્યુશે સરજ્યો. (મોટી હોમ યશ્ત, ક૦ ૧ ફ૦ ૭-૮.)

આઅત્ મે અએમ્ પઇતિ અઑખ્ત હઑમો અષવ દૂરઑષો, થ્રિતો સામનાંમ્ સૅવિશ્તો થ્રિત્યો માંમ્ મષ્યો અસ્તવઇથ્યાઇ હુનૂત ગએથયાઇ; હા અહ્માઇ અષિશ્ ઍરનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તૅમ્; યત્ હે પુથ્ર ઉસ્જયોઇથે ઉર્વાક્ષયો કૅરૅસાસ્પસચ. ત્કએષો અન્યો દાતો-રાજો, આઅત્ અન્યો ઉપરો-કઇરયો યવ ગએસુશ્ ગધવરો. યો જનત્ અઝીમ્ સ્રવરૅમ્, યિમ અસ્પો-ગરૅમ્ નરે-ગરૅમ્, યિમ્ વીષવન્તૅમ્ જઇરિતૅમ્; યિમ્ ઉપઇરિ વીશ્ અરઑધત્ આરૅશ્ત્યો-બરૅજ જઇરિતૅમ્.

ત્યારે તે અશો (તથા) દર્દને પાછળ નાખનાર હોમે મને પાછો જવાબ આપ્યો કે, સામના ખાનદાનનો ઘણોજ ફાયદો કરનારો થ્રિત ત્રીજો માણસ (હતો), (જેણે) (આ) હાડમંદ જગતમાં મને (ક્રિયાનાં કાર્યમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો, તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ લાભ મળ્યો, તે એ કે તેને માટે ઉર્વાક્ષ તથા કેરશાસ્પ (નામના) છોકરાઓ શ્રેષ્ટતાથી જન્મ્યા. (તેઓમાંનો) એક (ઉર્વાક્ષ) દીનદાર (તથા) ઇન્સાફનો માર્ગ દેખાડનાર (હતો), ત્યારે બીજો (કેરશાસ્પ) બળ્યો, જવાન (એટલે જવાનીનાં કૌવતવાળો), ગુચ્છાવાળા બાલ સાથનો (તથા) ગુરૂજ રાખનાર (હતો). જેણે (કેરશાસ્પે) સરવર (નામના) સાંપને મારી નાખ્યો, જે (સાંપ) ઘોડાને ગળનારો, માણસને ગળનારો (તથા) લીલાં ઝેહેરવાળો (હતો), જેનાં (શરીર) ઉપર હાથના અંગોઠા જેટલું ઉંડું લીલું ઝેહેર વધેલું હતું.

(મોટી હોમ યશ્ત, ક૦ ૧, ફ૦ ૧૦-૧૧.)

આઅત્ મે અએમ્ પઇતિ-અઑખ્ત હઑમો અષવ દૂરઑષો, પૉઉરૂષસ્યો માંમ તૂઇર્યો મષ્યો અસ્તવઇથ્યાઇ હુનૂત ગએથયાઇ; હા અહ્માઇ અષિશ્ ઍરનાવિ, તત્ અહ્માઇ જસત્ આયપ્તૅમ્; યત્ હે તૂમ્ ઉસ્-જયંઘ્રહ, તૂમ્ ઍરૅજવો જરથુશ્ત્ર, ન્માનહે પૉઉરૂષસ્પહે વીદએવો અહુર-ત્કએષો. ખ્રુતો અઇર્યેને વએજહિ તૂમ્ પર્ઑઇર્યો જરથુશ્ત્ર

**અહુનૅમ વઇરીમ્ ફ્રસાવયો, વી-બૅરૅથ્વન્તૅમ્ આખ્તુઇરીમ્, અપરૅમ્ ખ્રઑજ્દ્યેહ્યા ફ્રસ્રઇતિ. તૂમ્ જૅમરગૂજો આકૅરૅનવો વીસ્પે દઍવ જરથુશ્ત્ર, યોઇ પર અહ્માત્ વીરો-રઑધ અપતયેન્, પઇતિ આય જૅમા; યો અઑજિશ્તો, યો તન્જિશ્તો, યો થ્વક્ષિશ્તો, યો આસિશ્તો, યો અશ્-વૅરૅથ્રજાંસ્તૅમો અબવત્ મઇન્યિવાઑ દામાંન્.**

ત્યારે તે અશો (તથા) દર્દને પાછળ નાખનાર હોમે મને પાછો જવાબ દીધો કે, પૌરૂશસ્પ ચોથો માણસ (હતો), (જેણે) (આ) હાડ-મંદ દુનિયામાં મને (ક્રિયાના કાર્યમાં અર્પણ કરવાને માટે) નીચવ્યો, તેને આ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આ ફાયદો હાંસેલ થયો, તે એ કે તેને માટે (તેને ત્યાં) તુ બુલંદીથી જન્મ પામ્યો, હે ખાલેસ જરથોશ્ત! તું પૌરૂશસ્પનાં ઘરનો, દૈત્ય (ના તરીકાથી) દૂર રેહનાર, (તથા) અહુરમજદના તરીકા મુજબ ચાલનાર (છે).

હે જરથોશ્ત! ચોતરફ ફેલાયલી અહુનવર પેહલવેહલાં ઇરાનવેજમાં તું (જે) પ્રખ્યાત (તે) ગાઇને ભણ્યો, (અને) ત્યાર પછી વધારે મોટે સાદે (ગાઇને ભણ્યો). હે જરથોશ્ત! તુ બે મીનોની સૃષ્ટિમાં જે સર્વથી વધુ જોરાવર, જે સર્વથી વધુ દ્રઢ, જે સર્વથી વધુ ચાલાક, જે સર્વથી વધુ ઝહડપવાળો, (તથા) જે સર્વથી અધિક ફત્તેહમંદ (અથવા વેરીને મારનાર) પેદા થયો, (તેણે) સઘળા દૈત્યો જેઓ હમણાં સુધી આ જમીન ઉપર માનવીના રૂપમાં દોડતા હતા (તેમને) તેં જમીનમાં ઢંકાયલા કીધા.

(મોટી હોમ યશ્ત, કo ૧, ફo ૧૩-૧૪-૧૫.)

**ની તે જાઇરે મૅરૅમ્ મ્રૂયે, ની અમૅમ્, ની વૅરૅથ્રઘ્નૅમ્, ની દસ્વરે, ની બએષજૅમ્, ની ફ્રદથૅમ્, ની વરૅદથૅમ્, ની અઑજો વીસ્પો-તનૂમ્, ની મસ્તીમ્ વીસ્પો-પએસંઘ્રહૅમ્, ની તત્ યથ ગએથાહ્વ વસો-ક્ષથ્રો ફ્રચરાને, ત્બએષો-તઉર્વાઑ દ્રુજૅમ્-વનો. ની તત્, યથ તઉર્વયેનિ વીસ્પનાંમ્ ત્બએષવતાંમ્ ત્બએષાઑ, દએવનાંમ્ મશ્યાનાંમ્ચ યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, સાથ્રાંમ્ કઑયાંમ્ કરફ્નાંમ્ચ. મઇર્યનાંમ્ચ બિજંગ્રનાંમ્, અર્ષમઑઘનાંમ્ચ બિજંગ્રનાંમ્, વેહ્ર્કનાંમ્ચ ચથ્વરે જંગ્રનાંમ્, હએનયાઑસ્ચ, પૅરૅથુ-અઇનિકયાઑ, દવાંઇથ્યાઑ પતાંઇ-ત્યાઑ.**

(અશો જરથોશ્તે કહ્યું), હે લીલા (હોમ), તારૂં ડહાપણ, (તારી) હીમ્મત, ફત્તેહ, તંદુરસ્તી, તંદુરસ્તીના ઉપાય, આબાદી, વૃદ્ધિ, તમામ

તઉર્વયેઇતિ અંગ્રરૅમ મઇન્યૂમ પૅઉરૂ-મહ્રકૅમ, તઉર્વયેઇતિ અએષ્મૅમ ખ્રૂવી-દ્રૂમ, તઉર્વયેઇતિ બૂષ્યાંસ્તૅમ જઇરિનૅમ, તઉર્વયેઇતિ હાંમસ્તૅરૅતૅમ અએખૅમ, તઉર્વયેઇતિ દએઉમ અપઓષૅમ, તઉર્વયેઇતિ અનઇર્યાઓ દઇંઘ્રહ્વાવો.

(તે ઇરાની ઓરેહ પુર મરકીવાળા અંગ્રમીનોને તોડે છે, ઘાતકી હથીઆરવાળા એશમ દૈત્યને તોડે છે, મંદ બુધ્ધિના બૂષ્યાંસ્ત (આળસના દૈત્ય) ને તોડે છે. પંથરઇ ગએલી મરકી (અથવા બીમારી) ને તોડે છે. અપઓશ (વરસાદને કમિ કરનાર) દૈત્યને તોડે છે, (તથા) ઇરાનની સામે થનારાં દેશોને તોડે છે. (આરતાદ યશ્ત, ક૦ ૨)

યો જનત્ ગન્દરૅવૅમ યિમ જઇરિ-પાષ્નૅમ, યો અપતયત વીજફ્રારો મૅરૅક્ષાનો ગએથાઓ અસ્તવઇતીશ અષહે. યો જનત્ હુનવો યત પથનય નવ, હુનવસ્ચ નિવિકહે, હુનવસ્ચ દાશ્તયાનોઇશ. યો જનત્ જરન્યો-પુસૅમ હિતાસ્પૅમ, વરૅષઓમ્ચ દાનયનૅમ, પિતઓનૅમ્ચ અશ્ર-પઇરિકૅમ.

યો જનત્ અરૅજા-ષમનૅમ નઇર્યાંમ-હાંમ-વરૅતિવન્તૅમ, તખ્મૅમ ફ્રાજુશ્તૅમ ઉશ્તૅમ, જિરૅમ, જૂબરૅન્નૅમ જઘાઉરૂમ અફ્રકતચિમ, બરેજુષૅમ અપદ્દિસૅમ ન્યાઇદાઉરૂ, અપસ્તનંઘ્રહો ગતો-અરૅજહે.

યો જનત્ સ્નાવિધ્કૅમ યિમ સ્રૂવો-જનૅમ અસૅંગો-ગાઉમ.

જેણે (કેરશાસ્પ પેહલવાને) સોનેરી એડીવાળા ગન્દરેવ (નામના નાશકારક દૈત્ય) ને મારી નાખ્યો; જે અશોઇના સ્થૂળ મુલકોને નાશ કરવાને ઉંઘાડાં મોઢાં સાથ (સર્વ દીશાએ) ધસારો કરતો હતો. (વળી) જેણે (કેરશાસ્પે) પથન (નામના બળવાન ધાડપાડુ)ની નવ પેઢીને, નિવિકના વંશને (તથા) દાશ્તયનના વંશને મારી નાંખ્યો. જેણે (કેરશાસ્પ પહેલવાને) સોનેરી તાજવાળા હીતાસ્પને, દાનયનાં ખાનદાનનાં વરેષવને (તથા) પુષ્કળ પરીવાળા પિતઓનને મારી નાખ્યા.

જેણે (કેરશાસ્પ પેહલવાને) પુરૂષની હિમ્મતવાળા, બળવાન, બુરાઓને) પસંદ પડેલા, તંદરોસ્ત, ચાલાક, ઠગાઇ કરનારા, જાગૃત, પાછો ન હઠનારા, પોંચી રાખનાર, ઉંધી સમજના, વિશ્વાસ રાખીને લડાઇમાં જનારા (એ સર્વ ગુણો ધરાવનારો) અરેજો-ષમન (નામના રાક્ષસ) ને મારી નાંખ્યો.

જેણે (કેરસાસ્પ પહેલવાને) નખથી મારી નાખનાર, પત્થરના જેવા સખત હાથવાળા, સ્નાવિધક (નામના રાક્ષસ) ને મારી નાખ્યો.
(જમ્યાદ યશ્ત, ફ૦ ૪૧-૪૨-૪૩.)

**તૅમ્ હચાત્ વૅરૅથ્રૅમ્ વીસ્પો—અયાર્ૅમ્, અમએનિનૅમ્ તરો—યાર્ૅમ્. આઅત્ અન વૅરૅથ્ર હચિમ્નો, વનાત્ હએનયાઑ ખ્રવિષ્યેઈતિશ; આઅત્ અન વૅરૅથ્ર હચિમ્નો, વનાત્ વીસ્પે દ્બિષ્યન્તો.**

તે (માનવી) (અખુટ ખોરેહ મેળવવાની કોશેશ કરનાર) ને દરરોજની વિજય તથા આખાં વર્ષ સુધી હિમ્મતથી મારવાનું જોર (દુષ્ટતાને તોડવાનું જોર) પ્રાપ્ત થાય. વળી તે (ઉપર જણાવેલી) જયની પુઠે ચાલીને, (તે માનવી) (શત્રુનાં) ઘાતકી લશ્કરનો પરાજય કરશે; વળી તે જયની પુઠે ચાલીને, (તે માણસ) સર્વ દુષ્ટ (માણસો) ને તોડશે. (જમ્યાદ યશ્ત ફ૦ ૫૪)

**અમહેચ પઇતિ હુતાશ્તહે, વૅરૅથ્રઘ્નહેચ પઇતિ અહુરધાતહે, વનઈન્ત્યાઑસ્ચ પઇતિ ઉપરતાતો, સંઘ્રઉહસ્ચ પઇતિ હુસસ્તયાઑ, સંઘ્રઉહસ્ચ પઇતિ અમુયમ્નયાઑ, સંઘ્રઉહસ્ચ પઇતિ અવનેમ્નયાઑ, હથ્રવતહેચ પઇતિ હમૅરૅથનાંમ્.**

સારી બનાવેલી હીંમત, અહુરમજદની સરજેલી જય, ફત્તેહમંદ સરસાઇ, પવીત્ર શીક્ષણુ આપનારી શિખ, દ્રઢ શિખામણ (તથા) વેરીઓને ઝટ તોડી પાડવાનું જોર (આપવા) સારૂં (તે ઇશ્વરી ખોરેહ કએખોસરૂ પાદશાહ સાથે જોડાયું હતું.) (જમ્યાદ યશ્ત, ફ૦ ૭૪.)

**યત્ ઉપંઘ્રહચત્ કવઍમ્ વીશ્તાસ્પૅમ્.....દુશ્મઇન્યૂમ્ સિજ્ઞ્દો દએવાંન્ અપ અષવાંન્.**

જે (ઇશ્વરી ખોરેહ) કએ ગુસ્તાસ્પ (પાદશાહ) સાથે જોડાયું હતું (જેની સહાયતાથી)........તેણે દુશ્મનો (અને નાપાક દેત્યો)નો નાશ કીધો. (જમ્યાદ યશ્ત, ફ૦ ૮૪.)

**અએષુ પરો ફ્રાનામાઇતે અએષ્મો ખ્રૂવી—દ્રુક્ષ્ દુશખ્વર્ૅનાઑ. વનાત્ અષ અકાંમ્ દ્રુજિમ્ યાંમ્ દુશચિથ્રૅમ્ તૅમંઘ્રહએનીમ્.**

તેમની આગળ (એટલે સોશ્યસોના તે મીત્રોની સમક્ષમાં) ભયંકર હથ્યારવાળો તથા બુરાં ખોરેહવાળો એશમ (દેત્ય) નમે છે. (વળી)

(રસ્તાએજને વખતે) અષોઇ દુષ્ટ બીજનાના (તથા) અંધારાને લગતા (દોજખમાં રહેનારા) બુરા દરૂજને મારશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૯૫.)

વનઇતિ અકેમચ મનો, વોહુ મનો તત્ વનઇતિ.

અકોમનો (નામનો દરૂજ) મારશે, (પણ) (છેવટે) વોહુમનો તેને (અકમનોને) મારશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૯૬.)

વનઇતિ મિથઓખ્તો વાક્ષ્, અરેજ્વખ્ધો વાક્ષ્ તેમ વનઇતિ; વનાત્ હઉર્વાઓસ્ચ અમેરેતાઓસ્ચ વ ષુધેમચ તર્ષ્નેમચ, વનાત્ હઉર્વાઓસ્ચ અમેરેતાઓસ્ચ અઘેમ ષુધેમચ તર્ષ્નેમચ ક્રાનામાઇતિ દુજ્વરશ્તાવર્શ અંઘ્રો મઇન્યુશ અક્ષયમ્નો.

જુઠો શબ્દ મારશે (અનષોઇ જગતમાં ખરાબી કરશે), (પણ) સાચો શબ્દ (છેવટે) તેને હરાવશે. ખોરદાદ તથા અમરદાદ ભૂખ તથા તૃષા બન્નેને મારશે. ખોરદાદ તથા અમરદાદ ખરાબી કરનાર ભૂખ તથા તૃષાને (ભૂખમરાને તથા પાણીની ટાપણીને), મારશે, દુષ્કર અહરેમન, બળહીન થઇને નમશે (એટલે તાબે થશે.)

(જમ્યાદ યશ્ત, ફ૦ ૯૬.)

હઓમનાંમ ઉજ્દાતનાંમ જઓથ્રનાંમ ઉજ્દાતનાંમ. ઉજ્દાતનાંમ ઉજ્દાહ્યમ્નનાંમ વારેથ્રગ્નિનાંમ પઇતિ બિષિનાંમ.

ઉભાંન થએલા હોમની, ઉભાંન થયેલા જોરની, હવે પછી ઉભાંન થયલા, હવે પછી ઉભાંન થવાના, વેરીને મારનારૂં બળ આપનાર, વેરીને મારનાર, (એવા સ્વભાવવાળા હોમના તથા ક્રીયાની જોરની વખાણ હોજો)! (વીસ. કર્દ ૯, ફ૦ ૧.)

યા દઇબિષ્વતો દબએષાઓ તઉર્વયામા.

જેથી દુષ્ટ માણસની ખરાબીને અમે તોડીએ.

(યજશ્ને હા. ૨૮, ફ૦ ૭.)

કેમ હોઇ ઉશ્તા—અહુરેમ યે દ્રેગ્વોદેબીશ અએષેમેમ વાદાયોઇત્.

કોણને તેનો (જગતનો) વૃદ્ધી કરનાર માલીક (ગણીએ)? કે જે બુરાં માણસોથી (ઉત્પન્ન થતા) ગુસ્સાને પાછો હટાડી શકે?

(યજશ્ને હા. ૨૯, ફ૦ ૨.)

અત્ચા યદા અએષાંમ્ કએના જમઇતી અએનંઘ્હાંમ્,
અત્ મજ્દા તઇબ્યો ક્ષથ્રેમ વોહૂ મનંઘ્હા વોઇવીદાઇતી.

અને જ્યારે આ પાપી માણસોની ઉપર શીક્ષા આવી પહોંચશે ત્યારે, હે હોરમજદ! તારે લગતાઓને ભલાં મનથી રાજા તરીકે જાણશે (અથવા ગણશે.) (યજશ્ને હા. ૩૦, ફ૦ ૮.)

અદા-ચી અએથા કએના અએવો બવઇતી સ્રઐન્હો સ્પયથ્રહ્યા,
અત્ અસિશ્તા યઑજન્તે આ-હુષિતોઇશ્ વંઘ્હેઉશ્ મનંઘ્હો
મજ્દાઓ અષખ્યાચા.

જ્યારે અહુરમજદના, બહમનના તથા અષના સારાં રહેઠાણમાં ભેગા થાય છે ત્યારે, તાબડતોબ નાશ કરનાર દરૂજનો ટેકો જરૂર તુટેલો થાય છે. (યજશ્ને હા. ૩૦, ફ૦ ૧૦.)

યેહ્યા વરૅદા વનએમા દ્રુજેંમ.

જેની (સદ વિચારની) કુમકથી દરૂજ (અનપોઇ, દુષ્ટતા) ને અમે તોડી શકયે. (યજશ્ને હા. ૩૧, ફ૦ ૪.)

નોઇત્, મજ્દા, અવાસ્તરયો દવાંસચિના હુમૅરેતોઇશ્ બક્તા.

ઓ અહુરમજદ! ઠગાઇ કરનાર આલસુ માણસ, દીનના સારા નીયમોનો લાભ મેળવનાર (હોતો) નથી. (યજશ્ને હા. ૩૧, ફ૦ ૧૦.)

તા થ્વા પૅરૅસા અહુરા.....

યાઓસ્ચા મજ્દા દ્રૅગ્વોદૅબ્યો.

પાપી (માણસો) ને માટે જે (બદલો) (છે), તે વીષે અએ અહુરમજદ! તને હું પુછું છું. (યજશ્ને હા. ૩૧, ફ૦ ૧૪.)

અથા ઈશ્ સાજ્દૂમ્ સ્નઇથિષા.

એટલા માટે તેઓને (દુષ્ટ માણસોના માંથ્ર અને શીખામણોને) હથીઆરથી તોડી પાડો. (યજશ્ને હા. ૩૧, ફ૦ ૧૮.)

તૅમ વાઓ અહૂમ દ્રૅગ્વન્તો બ્યઓથનાઇશ્ ખાઈશ્ દએના નએષત્.

ઓ પાપી માણસો! (તમારો દુષ્ટ) નીયમ (અંતઃકરણ) તમારાં પોતાનાં કાર્યને લીધે તે (અંધકારવાળી) જગતમાં તમને લઇ જશે. (યજશ્ને હા. ૩૧, ફ૦ ૨૦.)

અએઇબ્યો મજ્દાઓ અહુરો સારૅમ્નો વોહૂ મનંઘ્હા.
ક્ષથ્રાત્ હચા પઇતી-ઓઑત્ અષા હુશ્-હખા ખ્વેન્વાતો.
સ્પૅન્તાંમ્ વે આર્મઇ તીમ્ વંઘ્ઉહીમ્ વરૅમઇદી, હા-ને અંઘ્હત્ .

(અશો જરથોશ્તનાં પેગમબરીનાં કાર્યને ઉંચુ વાળવાને ખુરા એનદ્‌વ તથા તેવા મળત્યાઓએ અહુરમજદને વિનંતી કરી ત્યારે), (જરથોશ્તનો) એક શુભેચ્છક મીત્ર અહુરમજદ, (જે) પોતાની ક્ષથ્ર (રાજ્યસત્તા) થી (સર્વ સૃષ્ટિ ઉપર) માલેકી ભોગવનારો (છે તેણે), (પોતાના) વોહુ તથા કીર્તિ ભરેલા અષ મારફતે, તેમને પાછો જવાબ આપ્યો કે, "ભલી તથા આબાદી કરનાર નમ્રતાને[1] અમે સ્વિકારી હતી તે અમારી થાય". (યજશ્ને હા. ૩૨, ફ૦ ૨.)

પૉઉરૂ-અએનાઑ એનાક્ષ્તા યાઇશ્ સ્રાવયેઇતે યેજી તાઇશ્ અથા.

જે હથ્યારો વિષે જણાયલું છે તે વડે થોડા સમયમાં પાપીઓ શિક્ષા પામશે. (યજશ્ને હા. ૩૨, ફ૦ ૬.)

અનાઇશ્ આ વી-નેનાસા યા કરપૉતાઑસ્ચા કૅવીતાઑસ્ચા અવાઇશ્ અઇબી યેંગ્ દઇન્તી નોઇત્ જ્યાતેઉશ્ ક્ષ્યસ્રૅંગ્ વસો.

(દાદાર અહુરમજદ કહે છે :-કરપોને (જરથોશ્તી દીન કબૂલ ન કરનારાઓને) તથા કવીઓને (દીનના નીયમોની ઉપર ધ્યાંન ન આપનારાઓને), તેમજ વળી પોતાની મરજી મુજબ જીંદગીની શક્તિ ધરાવનારા (ને શક્તિવાળા) જેઓ (મદદ) નથી આપતા, તેમને હું (ઉંચ હસ્તીમાંથી) નાબુદ કરીશ. (યજશ્ને હા. ૩૨, ફ૦ ૧૫.)

અયાઑ નોઇત્ ઍરૅશ્ વીશ્યાતા દએવાચિના હ્યત્ ઇશ્ આ-દેબઓમા.

પૅરૅસ્મનેંગ્ ઉપા-જસત્.

દૈત્યની તરફેણવાળાઓ આ બે (મીનો) નો સારી પેઠે તફાવત સમજી ન શકયા, જો કે જ્યારે તેઓ (ધર્મના વીષયના) જવાબ સવાલ કરવાને આવ્યા, ત્યારે તેમનો આપણે પરાજય કર્યો હતો.

(યજશ્ને હા. ૩૦, ફ૦ ૬.)

અત્ યે અકૅમ્ દ્રૅગ્વાઇતે વચંઘહા વા અત્ વા મનંઘહા.

જસ્તોઇબ્યા વા વરૅષઇતી .... ...

---

૧. 'Humility is the first of Christian virtues, the second of Christian virtues and the third of Christian virtues!' Faith and many resplendent virtues illude the man without humility, who thinks high of himself and thus leaves his own worst enemy, "Egoism" unconquerred.

**તોઇ વાસઇ શર્હેન્તી અહુરહ્યા જ્અૉષે મજ્દાઅૉ.**

જે કોઇ પોતાની વાણીથી, વિચારથી અથવા બે હાથોથી (મહેનતથી) દુષ્ટ (માણસ) ને બુરૂં કરે છે,......તે અહુરમજ્દની ભક્તિમાં પોતાની ધર્મ સંબંધી શ્રદ્ધાને માટે ભેટ આપે છે.

(યજશ્ને હા. ૩૩, ફ૦ ૨)

**યે થ્વત્ મજ્દા અસ્રુશ્તીમ્ અકૅમ્ચા મનો યજાઇ અપા.**
**ખ્એતેઉશ્ચા તરેમઇતીમ્, વૅરૅજેનખ્યાચા નજ્દિશ્તાંમ્ દ્રુજૅમ્.**
**અઇરયમનસ્ચા નર્હેન્તો, ગેઉશ્ચા વાસ્રાત્ અચિશ્તૅમ્ મન્તૂમ્.**

આજ્ઞાનો ભંગ તથા દુષ્ટ વિચારને તારી આગળથી, અય અહુરમજ્દ! ભક્તિથી હું દુર કરૂં. (વળી) મારાં સગાંઓ સાથનો અવિનય, સાથે કાર્ય કરનારા મારા (મળત્યાઓ સાથની) (મારી) ઠગાઇ, તથા હાથ હેઠળનાઓ પ્રત્યે તિરસ્કાર તથા ગાય ઢોરના ઘાસચારા વીષેની સર્વથી વધુ બેપરવા, એ બધી જાતની મારી દુષ્ટાચારને, હે અહુરમજ્દ! ભક્તિથી હું મારાંમાંથી વેગળાં કરૂં. (યજશ્ને હા. ૩૩, ફ૦ ૪.)

**અત્ મજ્દા દઇબિશ્યન્તે જસ્તાઇશ્તાઇશ્ દૅરૅશ્તા અએનંઘ્રહૅમ્.**

ઓ અહુરમજ્દ! આતશ પોતાનાં પુરતાં જોરથી તેની તરફ દ્વેષ રાખનાર તથા કીનો રાખનાર માણસને દ્રઢતાથી પકડનારો (શિક્ષા કરનાર) છે. (યજશ્ને હા. ૩૪, ફ૦ ૪.)

**તાઇશ જી-નાઅૉ શ્યઅૉથનાઇશ્ બયેન્તે.**
**યએપ્ અસ્ પઇરી પૅાઉરૂબ્યો ઇથ્યેજો.**
**હાત્ અસ્-અઓજ્યાઅૉ નાઇધ્યાઅૉંઘ્રહૅમ્.**
**થ્વહ્યા મજ્દા આંરતા ઉર્વાતહ્યા.**

કારણકે આશ્મોગો પોતાનાં તે કાર્યોથી આપણને બીહીવડાવે છે, જે કાર્યોમાં ઘણાઓને માટે નાશ સમાએલો છે. હે અહુરમજ્દ! તારી દીનના નીયમોનો અસ્વિકાર કરનાર માનવી, વધારે નબળા અથવા કંગાલ ઉપર ફાવી શકે છે. (યજશ્ને હા. ૩૪, ફ૦ ૮.)

**દુશ્-શ્યઅૉથના અવજજત્ વંઘ્રહેઉશ્ એવિસ્તી મનંઘ્રહો.**
**અએઇબ્યો મશ્ અષા સ્યજ્દત્ યવંત્ અહ્માત્ અઉરૂના ખ્રફ્સ્ત્રા.**

નેક મનશ્નીથી બેપરવા રહીને, દુષ્ટ કાર્ય કરનારા તરીકે જીવન ગાળે છે, તેવા માનવીઓ આગળથી અષોઇ સમૂળગી નહાસી જાય

છે; જેમ જંગલી ઇજા કરનાર પ્રાણીઓ આપણી આગળથી ભાગી જાય છે તેમ. (યજશ્ને હા. ૩૪, ફ૦ ૯)

**તાચા વીસ્પા અહુરા થ્વહ્મો મઝ્દા ક્ષથ્રોઈ આ વૅાયથ્રા.**

એ સર્વે (નીતિના ગુણો) તારાં રાજ્યમાં, હે અહુરમજદ! (આપણી વૃદ્ધિ કરે છે,) કારણ કે એ ગુણો[1] ધાસ્તીથી આપણને વેગળા લઇ જાય છે. (યજશ્ને હા. ૩૪, ફ૦ ૧૦.)

**હ્વો જી અષા સ્પૅન્તો ઇરિખ્તૅમ્ વીસ્પોઇબ્યો.**
**હાશે મઈન્યૂ અહૂબીશ્ ઉર્વથો મઝ્દા.**

હે મીનો અહુરમજદ! અવશ્ય કરીને તુ પોતે અષોઇથી સંપત્તિ અર્પનાર તથા અમે સઘળાઓથી દુષ્ટતા વેગળી કરનાર તથા બન્ને જગતોમાં[2] મીત્ર છે. (યજશ્ને હા. ૪૪, ફ૦ ૨.)

**વીસ્પૅંગ્ અન્યૅંગ્ મન્યેઉશ સ્પસ્યા દ્વએષંઘહા.**

બાકીના બીજા સઘળાઓને મારા ભીત્તરના અથવા જાનના ધીક્કારથી હું જોઉં છું. (યજશ્ને હા, ૪૪, ફ૦ ૧૧.)

**તત્ થ્વા પૅરેસા અૅરેશ્-મોઇ વઓચા અહુરા.**
**કથા દ્રુજેમ્ નીશ્ અહ્મત્ આ નીશ્-નાષામા.**
**તૅંગ્-આ અવા યોઇ અસ્રુશ્તોઇશ્ પૅરેનાઅૅંઘહો.**
**નોઇત્ અષહ્યા આદીવ્યેઇન્તી હચૅમ્ના,**
**નોઇત્ ફ્રસયા વંઘહેઉશ્ ચાખ્નરે મનંઘહો.**

અએ હોરમજદ, તને હું પુછું છું, તે (તુ) મને ખરૂં કેહજે. જુઠાઇ (અથવા ઠગાઇ)ને (તથા) જેઓ ધર્મનાં નીયમો ઉપર જરાએ ધ્યાન ન આપનારા (છે) તેમને, (તથા) જેઓ અષોઇની પુઠે ચાલનારા (થવાને) રાજી નથી, (તથા) જેઓ નીતિની વૃદ્ધિમાં ખુશી થતા નથી તેમને, કેવી રીતે અમારી આગળથી અમે હઠાવી શકયે[3]? (યજશ્ને હા. ૪૪, ફ૦ ૧૩.)

---

૧. સરખાવો ઈસુ ક્રિસ્ટની વાણી Perfect love casteth out fear. ૨. દ્રષ્ય અને અદ્રષ્ય. ૩. હાલના કલીયુગના જમાનામાં આવા દુષ્ટાચારીઓને દુર રાખવું, બહુજ કઠીણુ છે. તેઓ વેશધારી સુધરેલાઓમાં ખપીને અથવા સફેદ ચામડી ધરીને, માનવીઓના ધાર્મિક વિશ્વાસનું નખોદ વાળે છે, જોકે તેમનામા ઉપલા દુર્ગુણો હોય છે. નાસ્તિક-પણાના તેઓ વખાણનારા હોય છે અને આસ્તિકયનો તીરસ્કાર કરે છે.

**કે વૅર્થ્રૅમ્‌-જા થ્વા પોઇ સઁગ્હા યોઇ હૅન્તી.**

તારા અવસ્તાના શ્લોકો કે જે ભણ્યાથી વિપત્તિના કાળે રક્ષા દેનાર છે, (તે) વાણી (ની સહાયતા)થી કયો માનવી શત્રુને મારનાર[1] (છે)?

(યજશ્ને હા. ૪૪, ફ૦ ૧૬.)

**કા-તૅમ્‌ અહ્યા મઇનિશ્‌ અંઘ્હત્‌ પૉઉરૂયે;**
**વીદ્વાઑ અવાંમ્‌ યા-ઇમ્‌ અંઘ્હત્‌ અપેમા.**

તેનો શીક્ષા પ્રથમ (આ દુન્યામાં) શું થશે? (કારણ) જે (શિક્ષા) ખચીત છેવટે[2] થશે તે વિષે (તુ) જાણીતો થયલો છે.

(યજશ્ને હા. ૪૪, ફ૦ ૧૯.)

**યયાઑ સ્પન્યાઑ ઊઇતી મ્રવત્‌ યેમ્‌ અંગ્રૅમ્‌,**
**નોઇત્‌ ના મનાઑ, નોઇત્‌ સઁગ્હા, નોઈત્‌ ખ્રતવો,**
**નએદા વરના, નોઇત્‌ ઉખ્ધા, નએદા શ્યઑથના,**
**નોઇત્‌ દએના, નોઇત્‌ ઉર્વાનો હચઇન્તે.**

જેમાંના વધુ વૃદ્ધિ કરનાર (મીનો) એ નાશ કરનાર (મીનો) ને આ પ્રમાણે કહ્યું—નથી આપણા વિચારો, નથી આપણી શિખો, નથી આપણી અક્કલ (અથવા) સમજ, નથી આપણી રીતભાત (અથવા માર્ગો), નથી આપણી વાણી, નથી આપણાં કાર્યો, નથી આપણાં અંતઃકરણો, નથી આપણાં રવાંન એક બીજાને મળતાં (અથવા અનુસરતાં) આવતાં.

(યજશ્ને હા. ૪૫, ફ૦ ૨.)

**યસ્તા દએવઁગ્‌ અપરો મશ્યાંસ્યા**
**તરે-માંસ્તા યોઇ ઇમ્‌ તરે મઇન્યન્તા,**
**અન્યઁગ્‌ અહ્માત્‌ યે હોઇ અરૅમ્‌ મન્યાતા**
**સઑશ્યન્તો દઁગ્‌ પતોઇશ્‌ સ્પૅન્તા દએના,**
**ઉર્વથો બરાતા પતા વા મઝ્દા અહુરા.**

દૈત્યો તથા નીચ માણસો જેઓ પ્રાણીઓ અને માનવીઓને ધિક્કારે છે (અથવા હલકા ગણે છે) તેઓને જે કોઇ ધિક્કારે, તથા જે કોઇ તેને (પવિત્ર માણસને) (તથા) પારાંગત થયેલા સોશ્યન્તોને, (તે) માલીકની પવિત્ર (અથવા જગતનું કલ્યાણ કરનારી) દીનની મારફતે

---

૧. માથ્રવાણીનો આટલો પ્રભાવ છે. સરખાવો બેહરામ યશ્ત કરદો ૧૬, ફકરો ૪૬ મો. ૨. મરણ પછી.

માનની નજરે જુવે, તે (માનવી)નો મીત્ર, મદદગાર અથવા પિતા અહુરમજદ (છે). તેવા (માણસ)થી (દૈત્યો તથા નીચ માણસો) તદન જુદાજ, તદન ઉલટા માર્ગના હોય છે. (યજશ્ને હા. ૪૫, ફ૦ ૧૧.)

કાંમ્ નેમોઇ જાંમ્, કુથ્રા નેમોઇ અયેની,
પઇરી ખ્એતેઉશ્ અઇર્યમનસ્ચા દદઇતી;
નોઇત્ મા ક્ષ્નાઉશ્ યા વેરેઝેના હેચા,
નએદા દખ્યેઉશ્ યોઇ સાસ્તારો દ્રેગ્વન્તો.

(પેગમબર જરથોશ્ત કહે છે કે) મારાં સગાંઓના તથા નોકરોના (ધર્મ) ત્યજી દેવાથી, (હવે) કઇ જગ્યાએ હું વલાણ લઉં? કઇ દીશાએ વલણ લઇને હું જાઉં? ન ધંધાદારીઓ કે ન દેશના પાપી (અથવા ઘાતકી) જુલમ કરનારાઓ,-કોઇએ મને રાજી રાખતા નથી.

(યજશ્ને હા. ૪૬, ફ૦ ૧.)

યસ્તેમ્ ક્ષથ્રાત્ મઝ્દા મોઇથત્ જ્યાતેઉશ્ વા,
હ્વો તેંગ્ ફ્રોતાઓ પથ્મેંગ્ હુચિસ્તોઇશ્ ચરાત્.

અએ અહુરમજદ! જે કોઇ (દુષ્ટ માણસ)ને (તેની) સત્તાથી અથવા જીંદગીથી ગગડાવી નાખે છે, તે માનવી તેઓને (એટલે) ગાય-ઢોરને તથા સારાં ડહાપણના માર્ગોને મોકળા કરે છે.

(યજશ્ને હા. ૪૬, ફ૦ ૪.)

યેજી અદાઇશ્ અષા દ્રુજેમ વેંઘ્હઇતી,
હત્ આંસષુતા યા દઇબિતાના ફ્રઓખ્તા
અમેરેતાઇતી દએવાઇશ્ચા મશ્યાઇશ્ચા
અત્ તોઇ સવાઇશ્ વહ્મેમ્ વક્ષત્ અહુરા.

જ્યારે (અશો-સદ્ગુણી માણસ) (પોતાનાં) પરોપકારી કાર્યોથી (તથા) અષોઇથી દરૂજ (ઠગાઇ-જુઠાઇ)ને મારશે, (તથા) જે ચીજો દૈત્યોથી તથા (બુરા) માણસોથી ઠગાઇ તરીકે જાહેર થયેલી (હતી), તે જ્યારે તેનાં ખરાં રૂપમાં બાહાર આવશે ત્યારે, હે અહુરમજદ! તારી ભક્તિ (તેથી ઉપજતા) લાભો સાથે (ચોમેર) ફેલાવો પામશે.

(યજશ્ને હા. ૪૮. ફ૦ ૧.)

વંઘ્હઉહી આદા ગઇદી મોઇ આ-મોઇ અરપા.

(હે અહુરમજદ!) (આ) મારાં સંકટમાં મને (મદદ કરવાને માટે), (તારી) ભલી બક્ષીસ સાથે તું આવ. (યજશ્ને હા. ૪૯, ફ૦ ૧.)

**અન્તર્ વીસ્પઁગ્ દ્રૅગ્વતો હુખ્મેંગ્ અન્તર્-શ્રુયે.**

બુરા માણસના સર્વ સોબતીઓને હું ધિક્કારી રદ કરૂં છું.
(યજશ્ને હા. ૪૯. ફ૦ ૩,)

**નોઇત્ ઍરૅશ-વચાઓ સરૅમ્ દદાંસ્ દ્રૅગ્વાતા.**

સત્ય બોલનારે દુષ્ટ માણસની મારફતે (અથવા દુષ્ટ માણસની સાથે) સરદારી ન લેવી. (યજશ્ને હા. ૪૯. ફ૦ ૯.)

**માંઝા ક્ષથ્રા વઝ્દંઘ્હા અવેમીશ.**

પણ દુષ્ટતામાં ફસેલી સત્તાનો નાશ થશે.
(યજશ્ને હા. ૪૯ ફ૦ ૧૦.)

**અત્ દુશ્-ક્ષથ્રઁગ્ દુશ્-શ્યઑથનઁગ દુઝ્વચંઘ્હો,**
**દુઝ્દએનઁગ્ દુશ્-મનંઘ્હો દ્રૅગ્વતો,**
**અકાઇશ્ ખ્વરૅથાઇશ્ પઇતી ઉર્વાનો પઇત્યેઇન્તી;**
**દ્રુજો દેમાને હઇથ્યા અંઘ્હેન્ અસ્તયો.**

ખરાબ સત્તાવાળાં, અનીતિનાં કાર્ય કરનારાં, અનીતિના શબ્દ ઉચરનારાં, બુરી દયાનતવાળાં તથા દુશ્મતવાળાં પાપી રવાનોને (હૈત્યો) ખરાબ ખોરાક સાથે જેહરી તથા ગંધ મારતો ખોરાક (લઇને) સામેથી લેવા જાય છે; (અને તે રવાંનોની) હયાતી[1] દરૂજનાં મુકામમાં (દોજખમાં) ખરેખર હોય છે. (યજશ્ને હા. ૪૯. ફ૦ ૧૧)

**તા દ્રૅગવતો મરૅદઇતી ઍરૅજાઉશ્ હઇથીમ્.**

અષો (માણસ)નો હીનનો માર્ગ, (છેવટે) દુષ્ટ (માણસ)ના (માર્ગને) ખરેખર (અથવા બેશક) કચડી નાખે છે.
(યજશ્ને હા. ૫૧. ફ૦ ૧૩.)

**યે-ઇશ સઁગ્હો અપેમૅમ્ દ્રુજો દેમાને આદાત્.**

તેઓની (કરપોની) એવી (બુરી) રીતિને લીધે, છેવટે તેઓ દરૂજનાં ધામમાં જશે. (યજશ્ને હા. ૫૧. ફ૦ ૧૫.)

**ઇથા-ઇ હઇથ્યા નરો અથા જેનયો.**
**દ્રુજો હચા રાથ્મેમો યેમે સ્પશુથા ફ્રાઇદીમ્.**
**દ્રુજો આયેસે હોઇશ્ પિથા તન્વો પરા.**
**વયૂ-બૅરૅદુબ્યો દુશ્-ખ્વરૅથૅમ્ નાંસત્ ખ્વાથૅમ્.**

---

૧. અસ્તિત્વ.

પણ, અય નરો તથા નારીઓ ! દરૂજ (જુઠાઇ)ના માર્ગને (તથા તેની) વૃદ્ધિને જાહેર રીતે તમે બંધ કરજો. દરૂજની આરાધનાથી તમારા તનનો સંબંધ છોડવજો. દુષ્ટ ખોરેહવાળું સુખ (નામોશી સાથની મ્હોટાઇ) માણસોને માટે નાશકારક (છે). (યજશ્ને હા. ૫૩. ફ૦ ૬)

અનાઇશ્ આ દુજ્વર્ષ્નંઘ્હો દફ્ષ્ન્યા હુંન્તૂ.
જખ્યાચા વીરપાઑંઘ્હો ખ્રઑસન્તાંમ્ ઉપા.
હુક્ષથ્રાઇશ્ જેનરાંમ ખ્રૂનેરાંમ્ચા રામાંમ્ચા.
આઇશ્ દદાતૂ બ્યેઇતિબ્યો વીજ્ઞિબ્યો, ઇરતૂ ઇશ્ દફ્ષો હ્વો દૅરૅજા.
મૅર્થ્યાઉશ્ મજિશ્તો મૉષુચા અસ્તૂ.

બુરાં કાર્ય કરનારાંઓનો પરાભવ થજો ! તે સઘળા ધીક્કાર સાથે હસી કાઢેલા (તથા) વિલાપ કરતા થજો ! સારી સત્તા ધરાવનારાઓથી તેઓ દુ:ખ અને જખમ પામજો ! (માણસોનાં) રેહેઠાણમાંથી તથા ગાંમડાંઓ (અથવા કુટુંબો)માંથી તેઓ ન્યાત બાહાર થયેલા હોજો ! (બુરૂં કામ કરનાર માનવી) પોતે બે ફાંસાવાળો (એટલે હાથે અને પગે બેડી પહેરેલો) થઇને તે બેડીઓને હલાવજો ! સર્વથી મ્હોટી મરકી તેની ઉપર જલદીથી આવી પુગજો[1] ! (યજશ્ને હા. ૫૩. ફ૦ ૮.)

ગશ્તા યે મન્તા અષૅમ્ અહૂમબિશ્ વિદ્વાઑ અહુરા.
ઍર્ૅજ્જૂખ્ધાઇ વચંઘ્હાંમ્ ક્ષયમ્નો હિજ્વો-વસો.

જે વિદ્વાન થઇને, અય હોરમજદ ! બે દુન્યાં (ના લાભ)ને માટે અષોઇ (એટલે માંથ્રવાણી) સાંભળે (તથા તે ઉપર) વિચાર કરે, (તે નર) સાચી વાણી ઉપર સાહેબી ભોગવનાર (તથા) પોતાની જીભને તાબે રાખનાર (હોય છે). (યજશ્ને હા. ૩૧. ફ૦ ૧૯.)

થ્વાત્ થ્વા ક્ષયાંસ્ અએષૅમ દયાત એમવન્તૅમ્.

તારે લીધે (અય હોરમજદ !) કોઇબી રાજ્યકર્તા (પોતાની) ઉંચ ઇચ્છાને (અર્થાત પોતાનું ધારેલું મહાભારત કાર્ય) ટકાવી રાખી શકે છે. (યજશ્ને હા. ૪૩. ફ૦ ૧૦.)

---

૧. આ બહુ કરડા શ્રાપો છે. મહાપ્રતાપી મહાત્માઓ જ્યારે દરોડો માનવીઓને આડે માર્ગે લઈ જનારાઓની તરફ નજર કરીને, તેઓ કેટલા નિર્દય અને નાશકારક છે, તે જુવે છે, ત્યારે જગતના પ્રાણીઓ પ્રત્યેના દયાના આવેશમાં, આ શબ્દો ઉચરે છે. તેઓ દયાના સાગર છે અને ધિક્કાર તેમનાં હૈયાંમાં વાસો કરી શકતો નથી, જો કે તેઓ શીક્ષા કરવામાં પોતાની ફરજ, પોતાનું કરતવ્ય, ડગમગયા વિના બજાવે છે.

**અપાખ્તરત્ હચ નએમાત્ અપાખ્તરએઇબ્યો હચ નએમએઇબ્યો ફ્રદ્વરત્ અંઘ્રો મઇન્યેઉશ પૉઉરૂ-મહ્રકો દએવનાંમ્ દએવો. ઉઇતિ દવત હો યો દુશ્દાઑ અંઘ્રો મઇન્યુશ પૉઉરૂ-મહ્રકો દ્રુખ્શ ઉપ-દ્વાર મૅરૅન્ચંઘ્રઉહ અષાઉમ્ જરથુશ્ત્ર. દ્રુખ્શ હે પઇરિ-દ્વરત્ બૂઇતિ દએવો ઇથ્યેજો મરષઑનૅમ્ દવઝાઑ.**

ઉત્તર તરફના ભાગમાંથી, ઉત્તર તરફના ભાગોમાંથી દેત્યોનો દેત્ય (જે) પુર મરકીવાળો અંગ્રેમઇન્યુશ (તે) દોડી આવ્યો. ખરાબ જાણુનારો (તથા) પુર મરકીવાળો જે અંગ્રેમેન્યુશ તે નીચે પ્રમાણે બોલ્યો. "હે દરૂજ ! અશો જરથોસ્ત આગળ દોડ (અને તેને) માર."

તે નાશકારક, મોતભરેલો (અને) ઠગનાર બૂઇતિ (નામનો) દેત્ય દરૂજ તે (અશો જરથોસ્ત)ની આસપાસ દોડયો. (પર. ૧૯. ફ૦ ૧.)

**જરથુશ્ત્રો અહુનૅમ્ વઇરીમ્ ફ્રસ્રાવયત્. યથા અહૂ વઇર્યો...... વાસ્તારૅમ્. આપો વંઘ્રઉહીશ ફ્રાયજએત વંઘ્રહુયાઑ દાઇત્યયાઑ દએનાંમ્ માઝ્દયસ્નીમ્ ફ્રઑરૅનએત. દ્રુખ્શ હે સ્તૅરૅતો અપ-દ્વરત્ બૂઇતિ દએવો ઇથ્યેજો મરષઑનૅમ્ દવઝાઑ.**

(પેગામબર) જરથોસ્ત આખો અહુનવર ગાઇને ભણ્યો:-

યથા અહુ વઇરીયો......વાસ્તારેમ. (અશો જરથોસ્તે) વેહદાઇતી (નદી)ના ભલાં પાણીઓને ઇજ્યાં, માજ્દયસ્ની દીન ઉપર શ્રદ્ધા રાખી, (તે) નાશકારક મોત ભરેલો (અને) ઠગ બૂઇતિ (નામનો) દરૂજ તેની આગળથી બીહીને દૂર નહાસી ગયો. (પર. ૧૯. ફ૦ ૨.)

**દ્રુખ્શ હે પઇતિ-દ્વત. સ્કુતર અંઘ્ર મઇન્યો નોઇત્ હે અઑષો પઇરિ-વએનામિ સ્પિતમાઇ જરથુશ્ત્રાઇ પૉઉરૂ-ખ્રૅનંઘ્રહો અષવ જરથુશ્ત્રો. જરથુશ્ત્રો મનંઘ્રહો પઇરિ-વએનાત્. દએવ મે દ્રુવન્તો દુશ્દાઑંઘ્રહો અઑષૅમ્ હાંમ્-પૅરૅસૅન્તે.**

તે (દરૂજે) (અંગ્રેમઇન્યુશ)ને ચીડથી પાછું કહ્યું કે, "અએ સમજમાં વધારે આંધળા અંગ્રેમઇન્યુશ ! સર્વથી પવિત્ર જરથોસ્તને માટે તેનું મોત હું આસપાસ જોતો નથી, (કારણકે તે) અશો જરથોસ્ત પુર પ્રકાશીત (છે)". જરથોસ્તે પોતાના મનમાં વિચાર્યું કે દેત્યો, દરવંદો, (અને) ખરાબ જાણુનારા મારા મોત વિષે સાથે મનસુબો કરે છે.

(પર. ૧૯. ફ૦ ૩.)

**ઉર્સહિશ્તવ જરથુશ્ત્રો ક્રુસુસત જરથુશ્ત્રો અસરેતો અક મનંઘ્રહ પ્રઍાજદય ત્બએષો-પરેશ્તનાંમ. અસાનો જસત દ્રજિગ્નો કતો-મસંઘ્રહો હેન્તિ અષવ જરથુશ્ત્રો વિનર્દમનો દથુષો અહુરાઇ મજ્દાઇ. કવ હે દ્રજહે અઇંઘ્રહાઍા જેમોયત પથનયાઍા સર્કેરનયાઍા દૂરએ-પારયાઍા દ્રેજ્ય પઇતિ જ્બરહિ ન્માનહે પૅાઉરૂશસ્પહે.**

અકોમનના ધિક્કાર ભરેલા સવાલોમાંના (સવાલથી) ડર્યા વિના, કત (માપ)ના જેટલા મ્હોટા ગોફણના પત્થરો હતા, તે હાથમાં પકડીને જરથોશ્ત ગુસ્સાથી (પોતાની જગ્યા ઉપરથી) ઉઠયો (અને) આગળ ચાલ્યો. અશો જરથોશ્તને (તે ગોફણના પત્થરો) પેદા કરનાર અહુર-મજ્દથી મળેલા (હતા).

તે હથ્યારો કયાંથી પકડયાં છે (એટલે તને મલ્યાં છે)?

(જવાબઃ—)આ જમીન જે પહોળી, ગોળ (તથા) ઓળંગવાને દૂર પડે તેવી (છે તેમાં), જ઼બાર પહાડની પડોશમાં (આવેલી) દરેજ (નામની નદી)ની નજ઼દીક, પૌરૂશસ્પના ઘરમાં (તે હથ્યારો મલ્યાં હતાં).

(પર. ૧૯, ફ૦ ૪.)

**ઉજ઼્વએધયત જરથુશ્ત્રો અંઘ્રૅમ મઇન્યૂમ દુજ઼દ અંઘર મઇન્યો જનાનિ દાંમ દએવોદાતૅમ જનાનિ નસુશ દએવો-દાતૅમ જનાનિ પઇરિકાંમ યાંમ ખ્નાંથઇતિ યહ્માઇ ઉસ-જયાઇતે સઍાષ્યાંસ વૅરેથ્રજ હચ અપત કાંસઍાયાત ઉષસ્તરત હચ નએમાત ઉષસ્તર-એઇભ્યો હચ નએમએઇભ્યો.**

જરથોશ્તે અંગ્રેમઇન્યુશને મ્હોટે અવાજે જણાવ્યું કે, અએ ખરાબ ચાલનારા અંગ્રેમઇન્યુશ! દૈત્યના માર્ગે ચાલનારી પેદાયશનો હું નાશ કરી નાખીશ, દૈત્યના માર્ગના નસાનો હું નાશ કરી નાખીશ; (તથા) જ્યાં સુધી કાંસવ (નામની નદીના) પાણીમાંથી પૂર્વ તરફના ભાગમાંથી પૂર્વ તરફના ભાગોમાંથી વીજયી સોશ્યોસ શ્રેષ્ટતાથી જન્મ પામે (ત્યાં સુધી), ખ્નાઇતિ (નામની) પરીનો હું (પોતે) નાશ કરીશ. (પર. ૧૯, ફ૦ ૫.)

**યસ્કેમ થ્વાંમ પઇતિ-સંઘ્રહામિ મહ્રકૅમ થ્વાંમ પઇતિ સંઘ્રહામિ દાજ઼ુ થ્વાંમ પઇતિ-સંઘ્રહામિ તફ્નો થ્વાંમ પઇતિ સંઘ્રહામિ. સારનહે થ્વાંમ પઇતિ-સંઘ્રહામિ સારસ્તયેહે થ્વાંમ પઇતિ-સંઘ્રહામિ અજ઼નહે થ્વાંમ પઇતિ-સંઘ્રહામિ અજ઼હ્વહે થ્વાંમ પઇતિ-સંઘ્રહામિ કુરૂઘહે**

**થ્વાંમ્ પઇતિ-સંઘ્નહામિ અજિવાકહે થ્વાંમ્ પઇતિ-સંઘ્નહામિ દુરુકહે થ્વાંમ્ પઇતિ-સંઘ્નહામિ અસ્તઇરયેહે થ્વાંમ્ પઇતિ-સંઘ્નહામિ. અઘષે થ્વાંમ્ પઇતિ-સંઘ્નહામિ.**

હે દર્દ! હું તને શ્રાપ દઉં છું; અએ કવખતના મોત હું તને શ્રાપ દઉં છું; અએ દાજ઼ુ (અથવા ડાહામ)! હું તને શ્રાપ દઉં છું; અએ તાપ! હું તને શ્રાપ દઉં છું; હે સારન (નામના દર્દ!) હું તને શ્રાપ દઉં છું; ઓ સાર સ્તય (નામના દર્દ)! હું તને શ્રાપ દઉં છું; હે અજ઼ન (નામના દર્દ)! હું તને શ્રાપ દઉં છું; ઓ અજ઼હ્‌વ (નામના દર્દ)! હું તને શ્રાપ દઉં છું; હે અજ઼િવાક (અથવા સાંપના ડંખ)! હું તને શ્રાપ દઉં છું; અએ દરૂક (નામના દર્દ)! હું તને શ્રાપ દઉં છું; અએ અસ્તઇરય (નામના દર્દ) હું તને શ્રાપ દઉં છું; અએ અઘષી (નામના દર્દ!) હું તને શ્રાપ દઉં છું. (૫૨. ૨૦. ફ૦ ૭)

---

## અન્ય ધર્મોની સરખામણીઓ.



अंतवंत इमे देहा नित्यस्योक्तः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धस्व भारत ॥

(ગીતા ૨-૧૮)

તે નીત્ય, નાશરહિત અને અમાપ (ઇશ્વર)નાં આ શરીરોનો અન્ત આવે છે. માટે હે ભારત! તું યુદ્ધ કર.

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥

(ગીતા ૨-૩૧)

વધુ તારા પોતાના ધર્મ (કર્તવ્ય) ઉપર લક્ષ રાખતાં, તારે કાંપવું ન જોઇએ; કારણ કે એક ક્ષત્રિને માટે ધાર્મિક યુદ્ધ કરતાં વધારે આવકારદાયક અને શ્રેષ્ટ કાંઇજ નથી.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

(ગીતા ૨-૩૩)

પણ જો આ ધાર્મિક લડત તું ન કરીશ તો તારો ધર્મ છોડી અને સ્વમાન ત્યજીને પાપી થશે.

हतो वा प्राप्स्यासि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥

(ગીતા ૨–૩૭)

માર્યો જઇશ તો સ્વર્ગ પ્રાપ્તિ થશે, જીતશે તો જગત ભોગવશે; માટે હે કુન્તિપુત્ર ઉભો થઇને લઢ.

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

(ગીતા ૨–૩૮)

સુખ, દુઃખ, લાભ અને હાણી, જય અને હાર સમાન સમજીને યુદ્ધમા પ્રવૃત થા; અને તને પાપનો દોષ જરાએ અડશે નહિં.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥

(ગીતા ૮-૭)

માટે સર્વે કાળમાં માત્ર મારૂં સ્મરણ કરીને યુદ્ધ મચાવ. તારૂં મન અને બુદ્ધિ મને સોંપવે તું મને અસંશય પ્રાપ્ત કરશે.

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेतासि रणे सपत्नान् ॥

(ગીતા ૧૧–૩૪)

દ્રોણ અને ભીષ્મ અને જયદ્રથ, કર્ણ અને અન્ય અત્રેના યોધ્ધાઓ મારેથી માર્યા ગએલાજ છે. માટે બે ફીકર તેમનો નાશ કર. લઢ! તું તારા શત્રુઓ ઉપર જય મેળવશે.

यद्यहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥

(ગીતા ૧૮–૫૯)

જો અહંકારને અંગે તું વિચારશે કે "હું લઢીશ નહિ" તોએ તારો નિશ્ચય વ્યર્થ છે. તારા સ્વભાવથી તું બંધાઇ રેહશે (અને લઢશેજ).

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥
अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

(ગીતા ૨. ૩૨–૩૩)

હે પાર્થ! દૈવ ઇચ્છાથી આવી મળેલું, સ્વર્ગના ઉઘાડાં બારણાં જેવું, આવું યુદ્ધ જે ક્ષત્રીયોને મળે તેઓ ભાગ્યશાળી છે. વળી જો તું આ ધર્મયુદ્ધ ન કરીશ, તો સ્વધર્મ તથા કીર્તિ ખોઇ, પાપને તું પામીશ.

---

कबीर ! या घर प्रेमका, खालाका घर नांहि,
सीस उतारे हाथसुं, सौ पेठे घर मांहि.

હે કબીર, આ જગત પ્રેમનું ઘર છે, માસીનું ઘર નથી કે ત્યાં તું લાડ રમે. એ પ્રેમના ઘરમાં ત્યારે પેસી શકશે, કે જ્યારે હાથેજ તારૂં શીર કાપીને તું નિચે ઉતારે.

पहेले दाता में भया, हरीको सोंप शीस,
पीछे दाता हरी भया, काह करुं बक्षीस !

પહેલે મેં મારૂં શીર યજદાનને હવાલે કર્યું, તે પછી દાદગર આપનાર (દાતા) બન્યો. ત્યારે હવે હું શું આપું? (મેં સર્વસ્વ અર્પણ કર્યું, બાકી રહ્યું શું કે આપું?)

काया मोड कमांन कर, पांच तत कर तान,
मारो तो मन मरघला, नहि तो मीथ्या जान.

(પ્રેમ ક્યારે મળે કે જ્યારે) તારી કાયાને કમાન સમાન વાળે, પાંચે ઇન્દ્રિયોને તાંત માફક તેની ઉપર ચઢાવે, ભટકતા મરઘા જેવાં મનને મારી શાન્ત કરે; બાકી સર્વ મીથ્યા જાણવું.

कबीर, कबीर ! क्या करो, खोजो आप शरीर,
जो ये पांचे वश करो, तो आपहि दास कबीर.

કબીર મોટા છે એવી સ્તુતી શા માટે કરો છો? તમારાં પોતાના શરીરમાં ખોળ કરો અને પાંચ ઇન્દ્રિને વશ કરો, તો તમે કબીર જેવા ખુદાના પ્યારા અને મહાન ભક્ત બની જશો.

गला गुस्सेका काट, मियां कहेरकुं मार,
पांचो बकरी जुंबा करो, तब पावे दीदार.

ગુસ્સાને ગરદન માર, કહેર મિયાંને તોડ, પાંચ ઇન્દ્રિઓ જે બકરીઓ સમાન છે તેને કતલ કર, અને ત્યારેજ યજદાનના દર્શન થશે![1]

सात समुद्रकी एक ल्हेर, ओर मनकी ल्हेर अनेक.
कोइ एक हरी जन उबरा, डुबी नांव अनेक.

મનના અનેક મોજાઓ આગળ સાત દર્યાના મોજાઓ તો ખીસાદમાં નથી. એ મન સમુદ્ર ઉપર તરવા જતાં, સઘળા સંસારી માનવીઓની નાવો ડુબી ગઇ, જ્યારે એકાદ ભક્ત તે સાથે તરી ગયો.

मनका मस्तक मुंड ले, काम क्रोधका केश,
जो ये पांचो परमोधले, तो चेला सबहि देश.

મનનું માથું બોડાવી નાખ, કામ અને ક્રોધને ખરાબ કેશની માફક ઉતારી દે, (દાબી નાખ). જો પાંચ ઇન્દ્રિને તાબે કરશે તો આખા દેશના લોક તારા ચેલા બનશે.

---

૧. આ સાથ સરખાવો બકરાંઓ અને ઘોડાઓ અર્પણ કરવાના ઈશારાઓ. તેમનો અર્થ પણ આવોજ કરી શકાય છે. નાનાં મોટાં ગાય ઢોરની કતલ નહિં, પણ નાના, મોટા જાનવરી દુર્ગુણોનો ત્યાગ, આ શબ્દો સૂચવે છે.

माथां मुंछ मुंडाय के, काया घाटम घोट,
मनको काहे न मुंडियो, जामे सबही खोट.

માથું, મુંછ ઇત્યાદી બોડાવીને શરીર શા માટે કદરૂપું બનાવે છે? તારાં મનને મુંડી (જીતી) લે, કારણ કે સર્વે નુકસાન અને ખોટ મનમાંથીજ ઉત્પન્ન થાય છે.

कबीर माया सांपनी, जनताहिको खाय.
ऐसा मिला न गारुडी, पकड पिंढारे बांय.

જેમ સરપની માતા પોતાનાં બચ્ચાંનેજ ખાઇ જાય છે, તેવીજ માયા છે. એવો કોઇ ગારૂડી નથી મલતો કે જે એ માયા સાંપણને પકડીને પટકી નાખે.

कबीर! माया डाकणी, खाया सब संसार,
खाइ न शके कबीरको, जाके राम आधार.

વળી :

सुली उपर घर करे, बिष करे अहार.
तीनको काल क्या करे, आंठ पहोर हुश्यार.

સુલી ઉપર રહેતો હોય તેમ જે વર્તે અને ઝેહેરજ ખાય, તેવા રાતદીવસના હુશ્યારીથી વર્તનારને, કાલ કેમ પકડી શકે?

---

## RIGHTEOUS WAR

Yea, the righteous shall keep the way of the righteous
And to God turn the steps of all that abideth
And to God return ye too, with Him only
Rest the issues of things and all that they gather.

(*C. J. Lyall.*)

Fight the good fight. (*Bible.*)

Self-conquest is the greatest of victories. (*Plato.*)

Brave conquerors! for so you are
That war against your own affections.
And the huge army of the world's desires.
(*Shakespeare.*)

Theirs not to make reply
Theirs not to reason why
Theirs but to do and die. (*Tennyson.*)

Awake, arise or be for ever fallen? (*Milton.*)

To live is to do battle. (*Seneca.*)

We are the voices of the wandering wind
Which moan for rest and rest can never find—
Lo, as the wind is, so is mortal life
A moan, a sigh, a sob, a storm, a strife.
(*Light of Asia.*)

The enemies which rise within the body
Hard to be overcome—thy evil passions
Should manfully be fought; who conquers these
Is equal to the conqueror of mortals.
(*Bharavi.*)

He who reigns within himself and rules passions desires and fears is more than a king. (*Milton.*)

What shall it profit a man, if he shall gain the whole world and lose his own soul. (*Bible.*)

If one man conquer in battle a thousand times thousand men and if another conquers himself, he is the greatest of conquerors. (*Dhammapada.*)

He who overcomes others is strong, he who overcomes himself is mighty. (*Teaching of Taoisin.*)

They can conquer, who believe they can. (*Dryden.*)

Fight in the way of God against those who fight against you, but transgress not and surely God loves not those who transgress. (*Koran II, 186.*)

Enjoined upon you is war, but it is hateful to you. (*Koran II, 212.*)

Those who believe fight in the way of God, and those who disbelieve fight in the way of Taghut: fight then against the friends of the devil, surely the craft of the devil is weak. (*Koran IV, 78.*)

Verily God loves those who fight in His way drawn up in battle array, as though they were a solid wall. (*Koran LXI– 4.*)

---

## પ્યાર–દયા.



**ક્ષથ્રહે વઇરયેહે અયોક્ષુસ્તહે મરેજ્દિકાઇ થ્રાઓ-દ્રિગઑવે... ક્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે.**

ચોખ્ખી ધાતુ (ઉપર સરદારી ભોગવનાર) શહરેવર (અમેશાસ્પંદ), (જે) દયાળુ (તથા) ગરીબનું પોષણ કરનાર, તેની આરાધના કરવાને, ખુબીઓ ગાવાને, ખુશનુદ કરવાને તથા વખાણ કરવાને જોતી મારી આગળ યથા અહૂ વઇર્યો (ના કલામોની ખુબીઓ) જાહેર કરે.

(મ્હોટી હપ્તન યશ્ત ક૦ ૨.)

**આક્ષ્તીમ્ હાંમ્ વઇન્તીમ્ યજમઇદે.**

ફ્રેતેહમંદ દોસ્તી (અથવા મોહબતભરી સુલેહને) અમે વખાણીએ છીએ. (મહેટી હપ્તન યશ્ત ક૦ ૬.)

**અંષહ્યા આઅત્ સઇરી, અંષહ્યા વૅરૅજેને, કહ્માઇચીત્ હાતાંમ્ જજિષાંમ્ વહિશ્તાંમ્ આદા ઉઓઇખ્યા અહુખ્યા.**

અષોઇની સરદારીમાં (તથા) અષોઇના અમલમાં (રહીને) હયાતી ભોગવનારાઓમાંનો કોઇ માનવી, બન્ને દુનિયામાં સૌથી ઉત્તમ જીંદગી ગુજારવા ચાહતો (હોય), (તો તેને) સુખી (થવું.)

(મ્હોટી હપ્તન યશ્ત કo ૧. ફo ૮.)

ઇથા આત્ યજમઇદે ગેઉશ્ ઉર્વાનેંમ્ચા તષાનેંમ્ચા અહ્માકેંન્ગ્ આઅત્ ઉર્નો પસુકનાંમ્ચ, યોઇ નાઓં જીજિષેંન્તી, યએઇબ્યસ્ચા તોઇ આ યએચા અએઇબ્યો આ અંઘ્રહેન્.

એ પ્રમાણે આ જગાએ દુનિયાનાં જોહરને અને (તેના) બનાવનારને, (તથા) હમારાં તેમજ પશુઓનાં રવાંનોને અમે યાદ કરીએ છીએ; જે (પશુઓ) આપણને માટે જીવવાને ઇચ્છે છે; જેઓને માટે તેઓ, તથા તેઓને માટે જેઓ છે. (મ્હોટી હપ્તન યશ્ત કo ૫. ફo ૧.)

અર્ષાચા થ્વા એમવન્તસ્ચા બુયમા.

(અએ હોરમજદ) તારી ઉપર પ્રીતિ રાખનારા તથા (તારી ઉપર) હિમ્મત બાંધનારા અમે થઇએ. (મ્હોટી હપ્તન યશ્ત કo ૭. ફo ૪.)

તિશ્ત્રીમ્ સ્તારેંમ્ રએવન્તેંમ્ ખરેંનંઘ્વુહન્તેંમ્ યજમઇદે....... વજેદ્રિશ્ ઉક્ષ્યેઇતિ વિસ્પાઓંસે-તાઓ દામાંન્ બએષજ્યતિચ સેંવિશ્તો, યેજી અએમ્ બવઇતિ યશ્તો, ક્ષ્નૂતો ફ્રિથો પઇતિ-જ્ન્તો.

ચળકાટવાળા (તથા) ખોરેહવાળા તેશ્તર સેતારાને અમે યાદ કરીએ છીએ......જ્યારે તે (તેશ્તર) આરાધના થએલો, ખુશનુદ થએલો, ચહવાએલો (તથા) માન પામેલો હોય છે, (ત્યારે) (તે) બળવાન (તથા) ઘણોજ ફાયદો કરનાર (તેશ્તર) આ તમામ પેદાયશને આબાદ કરે છે તથા સજીવન કરે છે. (તીર યશ્ત ફo ૪૩.)

તિશ્ત્રીમ્ સ્તારેંમ્ રએવન્તેંમ્ ખરેંનંઘ્વુહન્તેંમ્ યજમઇદે......યો દધાઇતિ કુક્ષ્ન્વાંનાઇ, પૉઉરૂશ્ અયપ્તાઓ, જઇધ્યન્તાઇ, અજઇધ્યમ્નાઇ મબ્યાઇ.

ચળકાટવાળા તથા ખોરેહવાળા તેશ્તર સેતારાને અમે યાદ કરીએ છીએ, જે તેને ખુશી કરનાર શખ્સને તે માગે કે ન માગે (તોપણ), પુષ્કળ બક્ષેસ આપે છે. (તીર યશ્ત ફo ૪૯.)

હુખ્ય સઓંષહે અષ્યેહે. હુખ્ય રષ્નઓંશ રજિશ્તહે, હુખ્ય મિથ્રહે વૉઉરૂ-ગઓંયઓંઇતોઇશ, હુખ્ય વાતહે અષઓંનો, હુખ્ય દએંનયાઓ વંઘ્વુહુયાઓ માજ્દયસ્નોઇશ, હુખ્ય અસ્રૂતાતો ફ્રાદત-

**ગએથયાઓ વરેદત્ ગએથયાઓ સવો ગએથયાઓ, હુખય અષોઇશ વંઘ્રહુયાઓ, હુખય ચિશ્તોઇશ વંઘ્રહુયાઓ, હુખય રજિશ્તયાઓ ચિસ્તયાઓ, હુખય વીસ્પએષાંમ યજતનાંમ, હુખય માંથ્રહે સ્પેન્તહે, હુખય દાતહે વીદએવહે, હુખય દરેઘયાઓ ઉપયનયાઓ, હુખય અમેષનાંમ સ્પેન્તનાંમ, હુખય અહ્માકેમ સઓષ્યન્તાંમ યત્ બિપઇતિશ્તનાંમ અષઓનાંમ, હુખય વીસ્પયાઓ અષઓનો સ્તોઇશ.**

અશો સરોષ (યજદ)ના દોસ્તદારોને, સૌથી વધુ સત્યવાદી રશને (યજદ)ના દોસ્તદારોને, બોહળાં ખેતરવાળા મેહર (યજદ)ના મીત્રોને, અશો ગોવાદ (યજદ)ના દોસ્તદારોને, ભલી માજદયસ્ની દીનના દોસ્તદારોને, દુનિયાની વૃદ્ધિ કરનાર, દુનિયાની આબાદી કરનાર (તથા) દુનિયાને ફાયદો કરનાર આશ્તાદ (યજદ)ના દોસ્તદારોને, અશીશવંઘના દોસ્તદારોને, સારાં જ્ઞાનના (અથવા ડહાપણના) મીત્રોને, સૌથી શ્રેષ્ઠ સત્ જ્ઞાનના (એટલે ધર્મ કેળવણીના) દોસ્તદારોને (એ બધાઓને અમે વખાણીએ છીએ). તમામ યજદોના દોસ્તદારોને, માંથ્ર સ્પેન્તના દોસ્તદારોને, દેવથી જુદા કાયદાના દોસ્તદારોને, લાંબા વખતના જુના રેવાજના દોસ્તદારોને, અમશાસ્પંદોના દોસ્તદારોને, અશો માણસોમાં ફાયદો કરનારાઓમાંના અમારા મીત્રોને (તથા) અશો (અહુરમજદ)ની તમામ પેદાયશના દોસ્તદારોને (અમે વખાણીએ છીએ અથવા યાદ કરીએ છીએ.)

(સરોશ યશ્ત હાદોખ્ત ક૦ ૧૬-૧૭.)

**ગવે અએમ, ગવે નેએમ, ગવે ઉખ્ધેમ, ગવે વેરેથ્રેમ, ગવે ખરેથેમ, ગવે વસ્ત્રેમ, ગવે વેરેજ્યાતાંમ, તાંમ ને ખરેથાઇ ફ્શુયો.**

ગાય ગોસ્પંદ (સૃષ્ટિના સઘળા જીવો)ને માટે હિમ્મત (હોજો)! ગાય ગોસ્પંદને માટે વખાણ (હોજો)! ગાય ગોસ્પંદને માટે (સારા) સખુન (હોજો)! ગાય ગોસ્પંદને માટે ફત્તેહ (હોજો)! ગાય ગોસ્પંદને માટે ખોરાક (હોજો)! ગાય ગોસ્પંદને વસ્ત્ર (હોજો)! ગાય ગોસ્પંદને માટે (માણસે) મહેનત કરવી જોઇએ (કારણકે) તે આપણા ખોરાક[1]ને

---

1. અથવા "ખુરેહ." પંચગવ્ય આપણા 'પાપો' કાપી શકે છે, એ બીના હિંદુ-શાસ્ત્રમાં નિર્વાંવાદ ઠરી છે. લોહીમાં પાપથી ઉપસ્થિત થતા મેલને પીધેલો નીરંગ (ગૌમૂત્ર) ધોઈ શકે છે; શરીરને લાગેલો બહારનો મેલ, નીરંગના સ્પર્શથી સાફ થાય જે પી (ઓશોદો) વિના ભોજન જમવાને યોગ્ય નથી થતું, અને તેનેથી ભોજન વિશુદ્ધ બને છે, ઈત્યાદી વિષયોનો અભ્યાસ થાય, ત્યારે અવસ્તાની આ સુંદર વાણી પુખ્ત રીતે સમજી શકાય. ખુરેહ સ્વચ્છ થયા વિના, મનની શુદ્ધિ લગભગ અશક્ય થાય છે; અને શુદ્ધ મન વિના ગુરૂ સાંક્ષાત્કાર અને અહુરમજદ સાક્ષાત્કાર અશક્ય છે.

માટે વધારો કરનારાં (છે) ! (બહેરાંમ યશ્ત ફ૦ ૬૧.)

**યો યથ પુથ્રૅમ્ તઉરુનૅમ્ હઓમૅમ્ વન્દએત મશ્યો, ફ્રા—આબ્યો તનુબ્યો હઓમો વીસઇતે બએષજાઇ.**

જે માણુસ હોમને જવાન દીકરાની માફક વખાણે છે (પ્રેમ દેખાડે છે), (તેને) તંદોરસ્તી આપવા સારૂં (તે) હોમ તેનાં તનમાં દાખલ થાય છે. (મ્હોટી હોમ યશ્ત ફ૦ ૨. ફ૦ ૮.)

**ફ્રા તે વીસાઇ ઉર્વથો સ્તઑત, ઉર્વથૅમ્ સ્તઑતારૅમ્ વંઘ્રહુંઘ્રહૅમ્ દધો અઑખ્ત અહુરો મઝ્દાઓ, યથ અષૅમ્ યત્ વહિશ્તૅમ્.**

(અએ હોમ) ! તારો સ્નેહી (અથવા તને અર્પણ થયલો) સ્તુતી ગાનાર હું થઇશ, (કારણકે) અહુરમજદે સ્તુતી કરનારને અષવહિશ્તના કરતાં વધારે ભલી પેદાયશ કહેલી છે. (મોટી હોમ યશ્ત ફ૦ ૨. ફ૦ ૯.)

**ઉર્વથો બ્રાહિ યજતનાંમ્ યથ જરેનૅમ્ મશ્યાનાંમ્.**

માણસોના વડાની માફક યજદોનો પ્યારો તું થજે.

(આફ્રીને પયગમ્બર જરથોસ્ત ફ૦ ૪.)

**ક્ષથ્રૅમચા અહુરાઇ આ યિમ્**

**દ્રેગુબ્યો દદત્ વાસ્તારૅમ્.**

જે મનુષ્ય ગરીબ લાચારોને માટે પાસબાની કરનાર (અથવા પોષણ કરનાર) થાય છે, (તે) હોરમજદને માટે (તમામ ખલકતની) પાદશાહી (કબુલ રાખે છે). (યથા અહૂ વઈર્યો.)

**આસ્તુયે દઍનાંમ્ વંઘ્રઉહીમ્ માઝદયસ્નીમ્ ફ્રસ્પાયઓખેધ્રાંમ્, નિધાસ્નઇથિષૅમ્.**

ભલી માજદયસ્ની દીન (જે) ઝઘડા મટાડનારી, હથીઆર છોડવનારી છે, (તેને) હું વખાણું છું. (જસ મે અવંઘ્રહે મજ્દ)

**બ નામે યજદ, બક્ષાયંદેહ બક્ષાયેશગરે મેહરબાન્ અહુરમજદ ખોદાએ.**

**ખોદાતાલાના નામ (ની મદદ)થી (હું આ ભણવાનું શરૂ કરૂં છું) (જે) સાહેબ આશીષોનો બક્ષનાર, પાપોને માફ કરનાર, પ્યાર રાખનાર હોરમજદ (છે).** (બાજ જમવાની, નામ સેતાયશની વીગેરે.)

**અશાહી રવાન્ દુશારમરા હમ કૅર્ફેહ્ હુમા વેહાને હફ્ત કેશ્વર્ જમીન્, જમીન્-પેહના, રૂદ્-દરાના, ખોરશીદ્-બાલા, બુન્દેહદ્ બૅરસાદ્.**

રવાનના પ્યારને માટે, હફ્ત કેશ્વર જમીન ઉપર (વસનારા) સઘળા પુણ્યવંતાઓને (તથા) તમામ ભલાઓને, જમીનની પોહલાઇ જેટલી, નદીની લંબાઇ જેટલી (તથા) ખોરશેદની ઉંચાઇ જેટલી અશોઇ પુરતી રીતે પહોંચો. (કેરફેહ મોજદ).

**સતાઍમ્ જબાઍમ્ દાદાર્ હોરમજદ્......મેહર્બાન્.**

દાદાર હોરમજદ (જે) પ્યાર રાખનાર (તેને) હું વખાણું છું (તથા) યાદ કરૂં છું. (ખોરશેદ નિયાયશ).

**યજાઇ હખેધ્રૅમચ યત્ અસ્તિ હખેધ્રનાંમ્ વહિશ્તૅમ્ અન્તરે માઑંઘ્રહૅમચ હ્વરેચ.**

દોસ્તીઓમાંની સૌથી શ્રેષ્ટ મીત્રતા કે જે ચંદ્ર અને સૂર્યની મધ્યે (છે તેને) હું વખાણું છું. (ખોરશેદ નિયાયશ ફ૦ ૧૫).

**તૅમ્ પઇરિ-જસાઇ વન્તચ નૅમંઘ્રહચ.**

પ્યાર તથા નમાજથી તેની (મેહેર યજદની) આસપાસ હું જાઉં. (મેહર નિયાયશ ફ૦ ૧૫).

**નમાજ્ ઓઓ વીસ્પ આગાહ્ અશ બાવર્, કેશ ફ્રેસ્તીદ્ પ જર્થોશ્ત સપેતમાન અશો ફ્રેહર્ અશ્તશ ઓઓ દામાંન્ દીન દાનશ્ને વરોએશ્ને, આસ્ને-ખેરદી ગોશો-સરૂતેહ્ ખેરદી.**

તે સર્વજ્ઞ (તથા) તે પોષણ કરનાર સાહેબને (હું) શીર નમાવી નમન (કરૂં છું), જેણે પવિત્ર ફ્રોહરવાળા સ્પીતમાન જરથોસ્તની મારફતે દુનિયાનાં લોકોને (પોતાની તરફ) દોસ્તી કરવા સારૂં, ઇમાન

૧. આ વાક્ય સૃષ્ટિનો એક ગુપ્ત અને ઉંડો ભેદ ખોલે છે. સૂર્ય અને ચંદ્ર બે શકિતઓ છે, જેને પુરૂષ, સ્ત્રી, positive, negative, active, passive, અગ્નિસોમ, ગણી છે. તેના પ્રતિનીધી રૂપ ઈડા અને પીંગળા નાડી, કરોડ (Spinal chord)માં છે, એમ હિંદુ શાસ્ત્ર જણાવે છે. લોર્ડ બેકને બહુ ઉત્તમ રીતે "મીત્રતા"ના નીબંધમાં જણાવ્યું છે, દેનાર અને લેનાર (benefactor and the beneficiary) ની મધ્યેજ સર્વથી શ્રેષ્ટ મીત્રતા હોઈ શકે છે. માટે સંસારમાં પુરૂષ, સ્ત્રીનું જોડું બહુજ ગાઢી મીત્રાચારી ધરાવી શકે છે; અને પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રી "છુટાપણા"નો અખતરો કેટલો ભારી પડી ગયો છે, તે હમણાથીજ શ્યાણાઓ જોઈ ચુક્યા છે.

લાવવા લાએક ધર્મનું જ્ઞાન, (કે જે) જાતી અક્કલ (તથા) કાને સાંભળેલી (એટલે શીખેલી) અક્કલથી (મેલવી શકાય છે), (તે) મોકલ્યું. (દુઆ નામ સેતાયશને.)

**આપો દશતીમ્ વો જઇધ્યામિ પૅઉરૂ-સરૅધાંમ્ અમવઇતીમ, ફ્રજન્તીમચ ખાપરાંમ્, યેંઘ્નહાઓ પઓઉરૂશ્ચ બૅરૅજયાંન્. નઐચિશ્ચ અંઘ્નહાઓ યાસાઇતિ જ્યાનાઇ, નોઇત્ સ્નથાઇ, નોઇત્ મહ્રકાઇ, નોઇત્ અએનંઘ્નહે, નોઇત્ અપયતેએ.**

હે પાણીઓ! તમારી પાસેથી પુષ્કળ જાતની (અને) મોટી સંપતી તથા પોતાની મેળે ખરદાસ્ત કરનારી ઓલાદ હું માંગું છું, જેમાંનાં પુષ્કળ (છોકરાં) આશીર્વાદ પાંથરે. તે (વંશ)માંનો કોઇએ (બીજાઓને) નુકસાન કરવાને, (તેઓની સામે) હથિયાર ઉંચકવાને, (તેઓને) પીડા કરવાને, કીનો લેવાને (અથવા) નાશ કરવાને ઇચ્છા રાખે નહીં. (આવાં અરદવીસુર નિયાયશ ક૦ ૧૧.)

**યસ્નેમચ વહ્મૅમચ, હુબૅરૅતીમચ ઉશ્તબૅરૅતીમચ, વન્તબૅરૅતીમચ આફ્રીનામિ, તવ આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ.**

હોરમજદની તરફના (સઘળી ચીજોને) હે પવીત્ર કરનાર (અથવા અહુરમઝદના પુત્ર) આતશ! તારી ઇજશ્નેને, આરાધનાને, સારી ભેટને, તંદોરસ્તી આપનારી ભેટને, તથા મીત્રાચારીવાળી ભેટને હું વખાણું છું. (આતશ નિયાયશ.)

**વીસ્પનાંમ્ પર-ચરૅન્તાંમ્ આતર્શ જસ્ત આદિધ્ય. ચીમ્ હખ હષે બરઇતી ફ્રચરૅથવાઓ અર્મએષાઇધે.**

તમામ આવનારાઓના હાથ તરફ આતશ નજર કરે છે (અને પુછે છે કે) ચાલતો દોસ્ત બેઠેલા દોસ્તને માટે શું (ભેટ) લાવે છે? (આતશ નિયાયશ.)

**અઇર્યમનૅમ્ ઇષીમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે, અમવન્તૅમ વૅરૅથ્રાજનૅમ્, વિત્બએષંઘ્નહૅમ્.**

અઇરયમન (નામની બંદગી)ને અમે વખાણીએ છીએ, (જે બંદગી) હિમ્મત આપનારી, ફત્તેહ આપનારી, દ્વેષને દુર કરનારી (છે). (હાવન ગેહ ક૦ ૬)

**નિપાયોઇશ મષીમ્ ઉર્વથૅમ યવએતાઇતે જરથુશ્ત્ર, અઉર્વથાત્ પશે દુશ્મઇન્યઓત્. મા તૅમ્ ઉર્વથૅમ ફ્રાયવયોઇશ સ્નથાઇ મા દુઝ-બૅરૅતએ જ્યાનાંમ્ અપયતેએ.**

(દાદાર હોરમજદ પેગામ્બર જરથોસ્ત કહે છે):—હે જરથુશ્ત્ર! (તારી સાથે) સખાપણું ધરાવનાર માણસને ખરાબ વિચારવાળા દુશ્મનથી (તારે) સદા બચાવવો જોઇએ; તે મીત્રને (દુશ્મનના) ફટકાને માટે (અથવા ફટકામાં) વધારેવાર રહેવા દેતો ના; નુકસાનની ખરાબી લઇ જવા માટે (તું તેને સોંપીશ) નહિં. (હોરમજદ યશ્ત ફ૦ ૨૪.)

પઇતિ-હિશ્ યશ્તાઓ વીસંઘ્નૂઉહ, હાંમ હીશ્ ચિન્માને બરંઘ્નૂઉહ, ની-હીશ્ દસ્વ ગરો—નમાને.

આ (અમારી) ઇજેલી ચીજોને તું કબુલ રાખ; તે (ઇજેલી ચીજો) ને પ્યારથી એકઠી કર (તથા) તેમને ગરોથમાન (સ્વર્ગ)માં તું મુક.

(મહેર યશ્ત ફ૦ ૩૨.)

યો રશ્નુશ્ દઇધે મએથનૅમ, યહ્માઇ રશ્નુશ્ દરૅઘાઇ હુખૅધ્રાઇ ફ્રબવર મનવઇન્તીમ.

તૂમ મએથનહે પાત, નિપાત અહિ અદ્રુજાંમ; તૂમ વરૅજાનહે પઇતિ, નિશાહરૅત અહિ અદ્રુજાંમ. થ્વા પઇતિ જી હુખૅધ્રૅમ દઇધે વહિશ્તૅમ વૅરૅથ્રઘ્નેમચ અહુરધાતૅમ; યહ્મિ સોઇરે મિથ્રો-દ્રુજો અઇપિ વીથિશિ જત, પઉર્વ મશ્યાકાઓંઘ્નુહો.

જેણે (મેહર યજદે) રશ્ને યજદને એક મુકામ આપ્યું, જે (મેહર યજદ) તરફ રશ્ને યઝદ, લાંબા વખતની દોસ્તીને સારૂં, પ્રેમ રાખતો હતો. હે મહેર યજદ! જાુઠું ન બોલનારાના મુકામનો તું રક્ષણકર્તા તથા પાસબાની કરનારો, જાુઠું ન બોલનારાઓના કારખાનાઓનો (અએ મેહર યજદ) તું સંભાળ રાખનાર છે. કારણકે તારી સાથે (તથા) અહુરમજદના સરજેલા બહેરાંમ યજદ સાથે (રશ્ને યજદે) સર્વથી શ્રેષ્ઠ મીત્રતા રાખેલી છે. જે (મેહર યજદની) સમક્ષમાં છુપી રીતે કોલ તોડનારા ઘણા માણસો હારીને પડેલા છે. (મેહર યશ્ત ૭૯-૮૦.)

વીસઃતિવાઓ અસ્તિ મિથ્રો અન્તરૅ હુષ સુપ્તિ-દરૅંગ, થ્રિસથ્વાઓ અન્તરે વરૅજાન, ચથ્વરૅસથ્વાઓ અન્તરૅ હધો-મએથ, પંચસથ્વાઓ અન્તરૅ હુયાધ્ન, ક્ષ્વશ્તિવાઓ અન્તરૅ હાવિશ્ત, હપ્તઇથિવાઓ અન્તરે અએથ્રય અએથ્ર-પઇતિ, અશ્તઇથિવાઓ અન્તરૅ જામાત્ર ખસુર, નવતિવાઓ અન્તરૅ બ્રાથ્ર.

**સતાયુશ્ર અન્તરૅ પિતરૅમ પુથ્રૅમ્ચ હજંઘ્રાદશ અન્તરૅ દખ્યુ, બએવરૅાઇશ અસ્તિ મિથ્રો, યો દએનયાઓ માઝ્દયસ્નોઇશ, અવ હુચદ્તે અમહે અયાંન અથ અંધ્રહાઇતિ વૅરૅથ્રઘ્રહે.**

મદદ કરનારા દોસ્તોની વચમાં વીશઘણી મિત્રાચારી હોય છે; સાથે કામ કરનારા (એટલે એકજ ધંધાવાલા એક ટાળકીવાલા) ની વચમાં ત્રીશ ઘણી મિત્રાચારી હોય છે; ભાગમાં વજીફો રાખનારા (અથવા સાથે મીલકત રાખનારા)ની વચમાં ચાલીશ ઘણી; (યજ્દ અમેશાસ્પંદોની) પુરતી (અથવા સારી) આરાધના કરનારાઓની વચમાં, પચાસ ઘણી; સાથે શિખનારા (શીષ્યો) ની વચમાં, સાઠ ઘણી, ચેલા તથા શીક્ષકની વચમાં, સીતેર ઘણી, જમાઇ તથા સસરાની વચમાં, એંશી ઘણી, બે ભાઇઓની વચમાં, નેવું ઘણી મીત્રાચારી હોય છે. બાપ અને દીકરાની વચમાં સો ઘણી મિત્રાચારી હોય છે. બે દેશોની વચમાં હજાર ઘણી મીત્રાચારી હોય છે. સદગુણી (માણસની) માઝ્દયસ્ની દીન સાથની દોસ્તી દશ હજાર ઘણી હોય છે, કારણ કે તે (એટલે માઝ્દયસ્ની દીન) હિમ્મત (તથા) ફત્તેહનું (બળ) પોતાની સાથે લાવે છે. (મેહેર યશ્ત ૧૧૬-૧૧૭.)

**યજાઇ મિથ્રમ, સ્પિતમ...... હુવામરૂઝ્દિકૅમ.**

(દાદાર અહુરમજદ કહે છે કે) અએ સ્પીતમાન! (જરથોસ્ત)! પોતે જાતે માફ કરનાર મહેર યજદને તું ઇજ. (મેહેર યશ્ત ફ૦ ૧૪૦.)

**આઅત્ ભ્રઓાત્ અહુરો મઝ્દાઓ, થ્રિષ્ટ્રમ બરૅસ્મ ફ્રસ્તૅરૅનુયાઓ, પઇતિષ હ્વ અધ્વનૅમ. જ્બયમહિ ફ્રોનામહિ માંમ યિમ અહુરૅમ મઝ્દાંમ; ઉર્વથાંમ્ચિત્ જ્બયેમિ, અવિ ઇમત્ વરો ઉઝ્દાતૅમ, અવિ આતરૅમ્ચ બરૅસ્માચ, અવિ પૅરૅનાંમ્ વીઘ્નઝ્રયેઇન્તીમ, અવિ સ્ઓાઘ્ન્યાંમ્ વરંઘ્રહૅમ, આઝૂઇતીમ્ચ ઉર્વરનાંમ.**

**અએતત્ તે જસાનિ અવંઘ્રહે અર્જમ યો અહુરો મઝ્દાઓ, અવિ અવત્ વરો ઉઝ્દાતૅમ, અવિ આતરૅમ્ચ બરૅસ્માચ, અવિ પૅરૅનાંમ્ વીઘ્નઝ્રયેઇન્તીમ, અવિ સ્ઓાઘ્ન્યાંમ વરંઘ્રહૅમ, આઝૂઇતીમ્ચ ઉર્વરનાંમ, હથ્ર વાત વૅરૅથ્રાજનો, હથ્ર દામોઇશ ઉપમનો, હથ્ર કચએમ ખરૅનો, હથ્ર સઓકે મઝ્દધાઇતે.**

અહુરમજદે કહ્યું કે સૂર્યના માર્ગ તરફ (એટલે દક્ષિણ દીશાએ) (મોઢું કરીને) અહુરમજદને અમે યાદ કરીએ છીએ, (તથા) વખાણીએ

છીએ. (કલામ બોલતાં), એક ત્રંત્યાંઉશ બરસમ તારે પાંથરવી. આ તૈયાર કીધેલી ભેટ તરફ, આતશ તથા બરસમ તરફ, પુષ્કળ દુધની[1] (ભેટ) તરફ, રોગન સાથની ભેટ તરફ (તથા) ઝાડોના રસની તરફ (અહુરમજદની) દોસ્તીને હું યાદ કરૂં છું. (એ પ્રમાણે તું બોલશે તો) હું અહુરમજદ તે તૈયાર કીધેલી ભેટ તરફ, આતશ તથા બરસમ તરફ, પુષ્કળ દુધની (ભેટ) તરફ, રોગન સાથની ભેટ તરફ તથા ઝાડોના રસ તરફ વિજયી પવન સાથે, દામી ઉપમન (નામના ફરેશ્તા) સાથે, કયાંની ખોરેહની સાથે તથા અહુરમજદના પેદા કરેલા સઓક (નામના ફરેશ્તા) સાથે (આવીને), તારી મદદે હું પહોંચીશ. (રશ્ને યશ્ત ક૦ ૩-૪)

અષાઉનાંમ્ વંઘ્રુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે. હુશહુખ્મનો હ્વરેજાનાઓ, દરેઘોઇબ્યો હુખ્ધ્રોઇબ્યો ઉપ-ષિતેએ વહિશ્તાઓ અનાજર્તાઓ અઓઇબ્યો નર્બ્યો; વંઘ્રુઉહીશ્ યોઈ વો વંઘ્રુહુહીશ્.

અષો (લોકો)નાં ભલાં શૂરાં (તથા દુન્યાની) આબાદી કરનારાં ફરોહરોને અમે માન સાથ યાદ કર્યે છીએ. (જે ફરોહરો) સારી દોસ્તીને લીધે ભલું કરનારાં (છે); (તથા જેઓ) લાંબા વખતની પોતાની દોસ્તીને લીધે ભલું કરનારાં (છે); એઓ માણસોથી દુ:ખી ન થએલાં (હોય તો) સાથે રહેવાને માટે ઘણાં શ્રેષ્ઠ (છે). તમારાંમાના જેઓ ભલા, (તેમને માટે તેઓ) ભલાં (નીવડે છે.) (ફરવરદીન યશ્ત ક૦ ૩૦)

ગાંમ્ચ અર્ષમચ ઉખ્ધ્મચ, ઉખ્ધ્રખ્યાચ સ્રઓષેમ્ ક્ષથ્રેમચ, વીસ્પચ વોહૂ મજ્દધાત અષચિથ્ર.

(વળી) (જે) અશોઈને લીધે, ધર્મના કલામને, દીનના કલામની તાબેદારીને, (ગુશ્તાસ્પ પાદશાહની) રાજ્યસત્તાને (તથા) અહુરમજદની પેદા કીધેલી અશોઈના બીજની સકળ આશીષોને સઉથી પહેલાં પસંદ કરનારો (તથા) સર્વથી પ્રથમ (તેની ઉપર) પ્રેમ રાખનારો (હતો).

(ફ્રવર્દીન યશ્ત, ક૦ ૮૮.)

ઇથ અપાંમ્ મિથ્રો યો વૉઉરૂ-ગઓયઓઇતિશ્ ફ્રધાત્ વીસ્પાઓ ફ્રતૅમતાતો દખ્યુનાંમ્ યઓજઇન્તીશચ રામયેઇતિ. ઇથ્ર અપાંમ્ નપાઓ સૂરો ફ્રધાત્ વીસ્પાઓ ફ્રતૅમતાતો દખ્યુનાંમ્ યઓજઇન્તીશચ ન્યાસાઇતે.

---

૧. અત્રે પંચગવ્યમાની એક વીધે ઈશારો છે.

હવેથી અત્રે બહોળાં ખેતરવાળો મહેર યજદ (આપણા) દેશોની સઘળી શ્રેષ્ઠતા (અથવા ખુબીઓ)ને વધારશે, તથા બખેડાઓને દુર કરશે. (હવેથી) અત્રે બળવાન નપાત્‌ (આપણા) દેશોની તમામ શ્રેષ્ઠતાને વધારશે તથા બખેડાઓને દબાવી દેશે.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૯૫.)

**યો હીમ્ સ્તાતાંમ્ હિતાંમ્ હઇતીમ્, ઉજવજલ્ હચ હુનૂઇવ્યો. ની હીમ્ દસ્ત મઇધ્યોઇપાઍમ્ બૅરૅજિ-રાજૅમ અફ્રકધવઇતીમ્ અષ-ઑનીમ્ થ્રાંફ્ધાંમ્ ગેઉશ્ચ વાસ્ત્રેહેચ, ફ્રિથાંમ્ ગેઉશ્ચ વાસ્ત્રહેચ.**

જેણે (એટલે ગુશ્તાસ્પ પાદશાહે) (તે) અચલ, પ્રચલિત પવિત્ર દીનને, બુરા માણસોથી છુટી પાડી અને તેને ઉચ, રાજ કરતી, ચોમેર ફેલાતી, નીતિના ફરમાનવાળી, વચમાં બીરાજતી (એટલે લોકોની મંડળીમાં માન પામેલી), ગાય ઢોર તથા ઘાસ ચારાને ભરપુર કરનારી તથા ગાય ઢોર તથા ઘાસ ચારાને પ્યારી થએલી, મુકરર કીધી.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૦૦.)

**ઉપ-તૂ-નો ઇધ યાઑ અષઑનાંમ્ મોષુ ઇસૅન્તુ ફ્રવષયો.**

અશો (લોકો)નાં જે ફરોહરો (તેઓ) અત્રે (એટલે આ જગતમાં) અમારી ઉપર જરૂર પ્રેમ કરે! (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૪૫.)

**પઑઇર્યાંન્ તકએષે યજમઇદે, ન્માનનાંમ્ચ વીસાંમ્ચ જન્તુનાંમ્ચ દખ્યુનાંમ્ચ ન્માનંઘ્નહાનો વીષાનો જન્તુષાનો દઇંઘ્નહુષાનો અષોઅંઘ્ન-હાનો માંથ્રો-અંઘ્નહાનો ઉર્વો-અંઘ્નહાનો વીસ્પાઇશ્ વંઘ્નહ્નશ્ વંઘ્નહુષાનો.**

(આ) ઘરોના, મોહલ્લાઓના, કસબાઓના, દેશોના પોરીઓદકેશો, (જેઓ) ઘરને લાયકના, મોહલ્લાને લાયકના, કસ્બાને લાયકના, દેશને લાયકના, રાસ્તીને લાયકના (અથવા રાસ્તી તરફ મોહબત રાખનારા), માંથ્રવાણી (એટલે દીનના કલામ) તરફ મોહબત રાખનારા, પોતાનાં રવાનની ઉપર પ્રીત રાખનારા, તથા સર્વ ખુબીને બધી રીતે લાયક ગણાયલા-(એ સહુ લક્ષણોવાળા) પોરીઓદકેશોની અમે માન પૂર્વક યાદ કર્યે છીએ. (ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૫૧.)

**વનન્તાંમ્ વંઘ્નહન્તાંમ્ વઑનુષાંમ્ દએનો-સાચાંમ્, ઇધ અષઑ-નાંમ્ અષઑનિનાંમ્ચ અહ્નમ્ચ દએનાંમ્ચ બઑધસ્ચ ઉર્વાનૅમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે, યોઇ અષાઇ વઑનરે.**

(દીનના નીયમોને) માન આપનારા, હવે પછી માન આપનારા (તથા) જેઓ માન આપી ચુકા તેમના (તેમજ) દીન (ની વિદ્યા) શિખનારા અશો (નરો) તથા અશો (નારીઓ), (એ સઘળાં) જેઓ અષોઇને માટે ફત્તેહથી લડયાં (તેમના) જાનને, અંત:કરણને, બુદ્ધીને, રવાનને તથા ફરોહરને આ જગ્યાએ અમે માન સાથે યાદ કર્યે છીએ.

(ફ્રવર્દીન યશ્ત ક૦ ૧૫૫.)

**યઝાઇ અપૅમચ બર્ઘૅમચ, યઝાઇ આક્ષ્તીમ્ હાંમ-વઇન્તીમચ સુયાંમચ કતરૅમચિત્.**

ફત્તેહમંદ મીત્રતા તથા સુખાકારી એ બન્નેને હું વખાણું છું.

(રાંમ યશ્ત ક૦ ૧)

**અઑામ્ જઇધ્યત્ અવત્ આયપ્તૅમ્ દઝદિ-મે, વયુરા યો ઉપરો-કઇર્યો, યત બવાની ફ્રય ક્રિથ પદ્દતિ-જન્ત, ન્માને કવોઇશ વીશ્તાસ્પહે.**

(ત્યારે) તેની પાસેથી (એટલે વાએ યજદથી) માંગ્યું કે, હે! બખ્યા વાએ યજદ! આ (નીચે જણાવેલી) મુરાદ મને તુ બક્ષ, તે એ કે (હું) કએ ગુશ્તાસ્પનાં ઘરમાં પ્યારી, પ્રિય થઇ પડેલી (તથા) સત્કાર પામેલી થાવું.

(રાંમ યશ્ત ક૦ ૩૬.)

**તરો-ત્બએષો નાંમ અહ્મિ ત્બએષો-તરો નાંમ અહ્મિ; આય-ઑઝો નાંમ અહ્મિ, પાયઑઝો નાંમ અહ્મિ.**

દ્વેષ (અથવા ખરાબી)નો નાશ કરનાર નામવાળો હું છું. 'દ્વેષથી વેગળો' નામવાળો હું છું. જોડી નાખનાર (અથવા મજબુત કરનાર) નામવાળો હું છું. સાથે જોડી નાખનાર (અથવા સાંધનાર) નામવાળો હું છું.

(રાંમ યશ્ત ક૦ ૪૭.)

**યાંમ્ યજત્ જરથુશ્ત્રો, ઉસે-હિશ્ત હચ ગાત્વો, ફ્રષુસ હચ દેમા-નાત્, રઝિશ્તે ચિસ્તે મઝ્દધાતે અષઓનિ, યેઝિ અહિ પઉર્વ-નએમાત્, આઅત્ માંમ્ અવિ અપય.**

**અથના આક્ષ્ત બુયાંન્ યથના બુયાત્ હવાયઓનાઓંઘહો.**

જેણીને (એટલે દીન યજદના હમકાર ચિસ્તને) (પેગમબર) જરથોશ્તે આરાધી (અને કહ્યું), હે! અહુરમજદની પેદા કીધેલી સઉથી સત્યવાદી અશો ચિસ્ત! (તારી) જગ્યા ઉપરથી તું ઉઠ તથા (તારાં) સ્થળથી તુ આગળ ચાલ. જો (તુ) (મારી) નજદીક હોય તો, મારી

આગળ તુ થોભ, અને જો (મારી) પછવાડે (હોય તો), મને પકડી પાડ. તેથી જેમ થવું જોઇએ (તેમ બધું) સલાહ સંપજભરેલું (તથા) પુરતાં કૌવતવાળું બની જાય! (દીન યશ્ત ફ૦ ૨-૩.)

યાંમ્ યઝત આશ્રવ દૂરએ-ફ્રકાતો મરૅૅમ ઇસૅમ્નો દએનાઇ, અમૅમ્ ઇસૅમ્નો તનુયે.

જેણીને (એટલે દીન યજદના હમકાર ચિસ્તને) દૂર (નાં દેશો) સુધી પ્રિય થઇ પડેલા ધર્મગુરૂએ (જરથોશ્તી) દીન (ફેલાવા)ને માટે (જોઇતી) સારી સ્મરણ શક્તિ માંગતાં, (તથા) પોતાનાં બદનને માટે હિમ્મત માંગતાં, આરાધી. (દીન યશ્ત ફ૦ ૧૭.)

હુબઑઇધિશ્ બઑધઇતે ન્માનૅમ્, યેંઘહે ન્માને અષિશ્ વંઘુહિ સૂર પાધ નિદથઇતે આગ્રૅમઇતિશ્ દરૅઘાઇ હખૅધ્રાઇ.

જે (નર) નાં ઘરમાં સલાહ સંપજ ભરેલા વિચાર રાખનાર અશીશવંઘ લાંબી મીત્રાચારીને માટે (પોતાના) જોરાવર પગ મુકે છે, તે ઘરને સુગંધીથી પમરાટ ભર્યું કરે છે. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૯.)

અએષાંમ્ વન્તાઓઁઘ્રહો બાલ્ મઇન્યાઓઁઘ્રહો ગાતુશ્ પઇતિ આઓઁઘ્રહૅન્તિ, યોઇ સ્રીર બરૅઝિશ હુવન્તો મૅરૅજયુશ્નાઓ અંકુ-પએ-સૅશ્નાઓ ફ્રા-ગઑષાવર સિરિપશ્ન, યશુ-કરન મિનુચ જરન્યો-પએસ, કધ નો અવિ આ જસાત્ ન્માનો-પઇતિશ્, કધ ષાઇતિ પઇતિ-ઞામ્ ક્રયા પઇતિ તન્વિ, યોઇ હુચહિ અષિશ્ વંઘુહિ. ઉશ્ત બા યિમ્ હુચહિ, ઉત માંમ્ ઉપંઘ્રહુચહિ, વૉઉરૂ-સરૅધ અમવઇતિ.

જેમની સાથે, હે! અશીશવંઘ! તું ચાલે છે, તેમની પ્યારી બાઇડીઓ સુંદર (તથા) તકીઆ સાથના બીછાના ઉપર (પોતાના ધણીઓની) રાહ જોતી બેશે છે—નાહી ધોઇને સુશોભીત થયેલી, હાથની પહોંચીથી શૃણગારેલી, ચાર ખુણાવાળી, ઝુળતી કાનની બાલી સાથની, સોનેરી બનાવટની કંઠમાળા પહેરેલી.

કયારે અમારો વર આવશે! કયારે (અમારા) પ્યારા પ્રાણનાથ પોતાની ખુશાલી મુજબ (એટલે ઇચ્છા પ્રમાણે) શરીરમાં સુખ ભોગવશે (એટલે અમારી સાથે સંબંધ કરશે.) (અશીશવંઘ યશ્ત, ફ૦ ૧૦.)

અપ માંમ્ અપ-દઇધ્ય, ફ્રા-માંમ્ અઇવિ ઉર્વએસયંઘ્રઉહ મરૅઝદિકૅમ્, અષિશ્ બૅરૅજઇતિ.

મારેથી તારી નજર ફેરવીશ મા. હે! બુલંદ દરજજાની અશીશવંઘ! મારી તરફ દયા બતાવજે. (અશીશવંઘ યશ્ત, ફ૦ ૧૫.)

યત્ ઉપંઘ્નહચત્ સઓશ્યન્તાંમ્ વૅરૅથ્રાજનૅમ્, ઉત અન્યાઑસ્ચિત હખયો.

જે (ઇશ્વરી ખોરેહ) ફત્તેહમંદ સોશ્યોસ (નામના હવે પછી પેદા થનાર પેગમ્બર) તથા બીજા મીત્રો સાથે જોડાશે.

(જમ્યાદ યશ્ત, ફ૦ ૮૯)

યત્ અસ્તવત-ઍરૅતો ફ્રક્તાઇતે હચ અપત્ કાંસઑયાત, અસ્તો મઝ્દાઑ અહુરહે, વીસ્પ-તઉર્વયાઑ પુથ્રો, વએધૅમ વએજો યિમ વારૅથ્રધ્નૅમ્.

જે (ઇશ્વરી ખોરેહની મદદ) થી અસ્તવત્એરેત (અર્થાત સોશ્યોસ), (જે) અહુરમજદનો દોસ્ત, વીસ્પ-તઉરવીનો દીકરો, (તથા) ફત્તેહમંદ બીજનું ફળ, (તે) કાંસવ (નામની) નદીમાંથી નીકળશે.

(જમ્યાદ યશ્ત. ફ૦ ૯૨.

અંઘ્રહે હખયો ફ્રાયેન્તે અસ્તવત-ઍરૅતહે વૅરૅથ્રઘ્નો, હુમનંઘ્રહે હુવચંઘ્રહો હુશ્યૉથ્નાઑંઘ્રહો હુદએન. નએધચિત્ મિથો-અઑજાઑંઘ્રહો અએષાંમ્ ખ્રએપદથ્ય હિઝ્વો. અએષુ પરો ફ્રાનામાઇતે અએષ્મે ખ્રૂવી-દ્રક્ષ દુશ્ખરૅનાઑ. વનાત્ અપ અકાંમ્ દ્રુજિમ, યાંમ્ દુશ્ચિથ્રૅમ્ તૅમંઘ્રહએનીમ્.

તેના (એટલે) વિજયી સોશ્યોસના દોસ્તો (રસ્તાખેજના વખતમાં તે મહાભારત કામમાં તેને જોઇતી મદદ કરવા સારૂં) બહાર આવશે.

તે મીત્રો નેક વિચાર રાખનારા, નેક વાણી બોલનારા, નેક કર્મ કરનારા (તથા) ભલી દીનવાળા (છે). તેઓમાંના કોઇની પણ જબાને કદીપણ જુઠો શબ્દ ઉચર્યો નથી. તેમની આગળ (એટલે સોશ્યોસના તે દોસ્તોની સમક્ષ) ભયંકર હથિયારવાળો તથા ખરાબ ખોરેહવાળો એશમ (દેત્ય) નમન કરે છે. (વળી) (રસ્તાખેજને વખતે ખરાબ બીજના (તથા) અંધારાને લગતા (એટલે દોજખમાં રહેનારા બુરા દરૂજને[1] અષોઇ મારશે. (જમ્યાદ યશ્ત, ફ૦ ૯૫

---

૧. દેત્યને.

**આઅત્ હે પઇતિ-અઑખ્ત યા હુવ દઍન; અજૅમ બા તે અહ્મિ યુમ હુમનો હુવચો હુશ્યઑથ્ન હુદઍન, યા હુવ દઍન ખ્રઍ-પઇથે તન્વો; યિશચ ધ્વાંમ્ ચકન અવ મસનચ વંઘ્રહુનચ સ્રયનચ. હુબઓઇધિતચ વૅરેથ્રજંસ્તચ પઇતિ દ્વઍષયન્તચ, યથ યત્ મે સંધ્વયેહિ.**

ત્યારે (તે રાસ્ત માણસની) પોતાની કેરદારે (તે રવાનને) જવાબ આપ્યો કે, હે! નેક મનશ્નીવાળા, નેક ગવશ્નીવાળા, નેક કુનશ્ની-વાળા (તથા) નેક નેયતવાળા જવાન! હું ખરેખર તારી પોતાની કેરદાર છું. જેમ (તું) મને દેખાય છે (તેમ), (તારી) તે મ્હોટાઇને લીધે, શોભા (એટલે ખુબીવંતા ગુણો) ને લીધે (નેક કાર્યોનાં) પમ-રાટને લીધે, (બદી ઉપર મેળવેલી) ફત્તેહને લીધે તથા દેષથી વેગળા-પણાને લીધે પ્રત્યેક જને તને પ્યારો ગણ્યો. (હાદોખ્ત નુસ્ક પર. ૨, ફ૦ ૧૧.)

**યથા તૂ ઇ અહુર મજ્દા મેંઘ્રહાચા વઑચચ્રા દાઑસ્ચા વરેશ્ચા યા વોહૂ અથા તોઇ દદ્દેમહી, અથા ચીષમહી અથા થ્વા આઇશ્ યજમઇદે, અથા નૅમખ્યામહી અથા ઇષૂઇદયામહી ધ્વા મજ્દા અહુરા.**

વંઘ્રહેઉશ ખ્રઍતેઉશ ખ્રઍતાતા વંઘ્રહેઉશ અષહ્યા થ્વા પઇરિ-જસામઇદે. વંઘ્રહુયાઑ ફ્સૅરત્વો વંઘ્રહુયાઑ આર્મતોઇશ.

હે! અહુરમજદ! જે કાંઇ સારૂં (છે), તેને જે પ્રમાણે તેં વિચાર્યું, તું બોલ્યો, તેં પેદા કર્યું તથા તેં કર્મ કીધું, તેજ પ્રમાણે (અમે) તને ગણીએ છીએ, તેમજ તારી ખુબી પીછાણ્યે છીએ, તેમજ તને યાદ કરીએ છીએ. હે અહુરમજદ! એ પ્રમાણે (અમે) (તને) નમીયે છીએ, એ પ્રમાણે (અમે) (તારા) દેવાદાર છીએ.

અહો હોરમજદ! ભલી ખેશી, ભલી અશોઇ, ભલી ફ્સેર-તુથી (તથા) ભલી સપંદારમદના[1] સંબંધીપણાથી તારી આસપાસ અમે પહોંચ્યે! (યજ, હા. ૧૩, ફ૦ ૫, ૬.)

**વીસાઇ વે અમેષા સ્પૅન્તા સ્તઑતા જઑતા જ્બાતા યશ્તા ફ્રમરૅતા અઇબિજરૅતા યૂષ્માકૅમ્ યસ્નાઇચ વહ્માઇચ યત્ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્. અહ્માકૅમ્ હુવંઘ્રહાઇચ અષવસ્તાઇચ યત્ સઑષ્યન્તાંમ્ અષઑનાંમ્.**

---

૧. નમ્રતા

**પઇરિ-વે અમેષા સ્પેન્તા હુક્ષથા હુધાઑંઘ્રહો દધાંમિ તનવસ્ચીત્ ખ્ખ્યાઑ ઉશ્તનૅમ્. પઇરિ વીસ્પાઑ હુજીતયો.**

અએ અમશાસ્પંદો! તમારી સ્તુતિ કરનાર, (તમારી) ક્રિયા કરનાર, (તમારી) મદદ માંગનાર, (તમારી) ઇજશને કરનાર, (તમારા) (નામનું) સ્મરણ કરનાર (તથા) (તમારી) કીર્તિ ગાનાર (થવાને) હું કબુલ થાવું છું. અમે (દુનિયાંનું) કલ્યાણ કરનારા, અશો (લોકો) ના કુટુંબની આબાદી (અથવા સુખ) તથા પવિત્રાઇને માટે તમ અમેશાસ્પંદોની ઇજશને તથા આરાધના (કરવા) ને માટે (રાજી છીએ.)

અએ સારી પાદશાહીવાળા (તથા) સારાં ડહાપણવાળા અમેશાસ્પંદો! (હું) તમને મારા પોતાના તનનો જાન (તથા) (મારૂં) તમામ સુખ અર્પણ કરૂં છું. (યજ. હા ૧૪, ફ૦ ૧,૨.)

**યેંઘ્રે મે અષાત્ હચા વહિશ્તૅમ્ યેસ્ને પઇતી. વએદા મજ઼્દાઑ અહુરો યોઇ આઑંઘ્રહૅચા હૅન્તિચા તાં યજાઇ ખાઇશ નામૅનીશ પઇરિચા જસાઇ વન્તા. વૉહૂ ક્ષથ્રૅમ્ વઇરીમ્ બાગૅમ્ અઇબી-બઇરિશ્તૅમ્.**

**સઑષો દધા અસ્તૂ અહુરહે મજ઼્દાઑ યસ્નાઇ સૅવિશ્તહે અષઑનો યે નાઑ ઇશ્તો હુયત્ પઑઉરૂવીમ્ તત્ ઉશ્તેમૅમચીત્. અવથાત્ દધા સઑષો અસ્તૂ અહુરહે મજ઼્દાઑ યસ્નાઇ સૅવિશ્તહે અષઑનો યે નાઑ ઇશ્તો.**

જેઓ થઇ ગયા તથા હયાત છે, તેમનામાંના જેઓ અશોઇથી ઇજશ્તે કરવામાં સર્વથી સરસ (છે), (તથા જેમને) અહુરમજદ જાણે છે, તેવા (મનુષ્યો) ને તેઓના પોતાના નામથી હું ઇજું તથા મીત્રાચારીથી તેમને હું પહોંચું. સારી સ્વતંત્ર પાદશાહી ઘણીજ મદદ આપનારી દોલત (છે). આ જગાએ સરોશ (યજદ) ઘણોજ કલ્યાણકર (તથા) અશો, અહુરમજદની ઇજશ્નેને માટે હાજર થાએ! જે અમને પ્રથમથી તે છેક છેડે સુધી પ્રિય થાય! એ પ્રમાણે આ જગાએ સરોશ (યજદ) ઘણોજ ફાએદો કરનાર તથા અશો, અહુરમજદની ઇજશ્નેને માટે હાજર થાય! જે અમને પ્રિય (છે.)

(યજ. હા. ૧૫, ફ૦ ૨, ૩.)

**ફ્રામ્રઑત્ અહુરો મજ઼્દાઑ અષૅમ્ વૉહૂ વહિશ્તૅમ્ અસ્તી. પર અહ્માઇ વૉહૂ વહિશ્તૅમ્ ચિનસ્તિ યથ ખ્ખએતવે ખ્ખએતાતૅમ્.**

(દાદાર) અહુરમજદે (અષેમ્ વોહૂનો કલામ) જાહેર કીધો.

